॥ श्रीबालकृष्णो विजयते ॥

# અર્પણપત્રિકા

અખિલભૂમણ્ડલાચાર્યવર્ય-શ્રીમદ્ભગવદ્વદનવૈશ્વાનરાવતાર-ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ-શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદનિરૂપક-શ્રીમદ્વલ્લભાચાર્યવંશાવતંસ-નિત્યલીલાસ્થ-ગોસ્વામિવર્ય-શ્રીમન્મુરલીધરતનુજ શ્રીબાલકૃષ્ણ-શ્રીમદનમોહનસેવૈકપરાયણ શુદ્ધાદ્વૈતકેસરી-શુદ્ધાદ્વૈતવ ચસ્પતિ—શુદ્ધાદ્વૈતભૂષણ-શુદ્ધાદ્વૈતસહસ્રાંશુ-વેદાન્તવિદ્યાલઙ્કાર-પણ્ડિતમણ્ડલેશ્વર-પણ્ડિતેન્દ્ર--સર્વતન્ત્રસ્વતન્ત્ર-વેદાન્તસુધાકર-ઇત્યાદ્યનેક—ઉપપદાલઙ્કૃત નિત્યલીલાસ્થ ગોસ્વામિવર્ય શ્રીમદનિરુદ્ધાચાર્ય મહોદયના ચરણકમલમાં

કોઈથી પણ નિરુદ્ધ ન હોવા છતાં નિજભક્તોના ઉત્કટ પ્રેમથી ભક્તહૃદયમાં સદૈવ નિરુદ્ધતા, પ્રખર માર્મિક વિદ્વત્તા, અજોડઆચાર્યતા, પ્રમાણપુરઃસર પ્રમેયની આવિષ્કારકતા અને નટપુરસ્થ વૈષ્ણવજનતા પરની અપરિમેય કૃપાલુતા, એ વગેરે અનેક ગુણોથી આકર્ષિત થયેલા અમે નટપુરસ્થ વૈષ્ણવો આ

**श्रीहरिराय-वाङ्मुक्तावली**

સપ્રેમ અર્પણ કરી કૃતકૃત્યતાનો અનુભવ કરિયે છિયે.

અમો છિયે
આપના અપરિમિત ઋણી
વ્યવસ્થાપકો-શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય-નડિયાદ

# उपोद्घात.

( લેખક:—ધીરજલાલ વ્રજદાસ, સાંકળીયા એડવોકેટ )

શ્રીહરિરાયજી શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુચરણના દ્વિતીય પુત્ર શ્રીગોવિંદરાયજીના પુત્ર શ્રીકલ્યાણરાયજીના પુત્ર હતાં. એમનું પ્રાકટ્ય સંવત ૧૬૪૭ના ભાદરવા વદ ૫ ને દિને થયું હતું. એઓ ૧૨૦ વર્ષપર્યંત ભૂતલ ઉપર બિરાજ્યા હતા. એમને બ્રહ્મસંબંધ આપનાર શ્રીગોકુલનાથજી હતા. જેમ ગુરૂ તેમ શિષ્ય બન્ને, હંમેશાં ભગવલ્લીલાનાં અનુસંધાનમાં મસ્ત રહેતા. શ્રીગોલકુનાથજી શ્રીસુબોધિનીજીનું સતત અવગાહન કરતા, અને સેવાના અનવરસનો સર્વ સમય તેમાં જ વ્યતીત કરતા એ વાત પ્રસિદ્ધ છે. તેમ શ્રીહરિરાયજી પણ હંમેશાં પ્રભુની લીલાનું જ ચિંતન કરતા. 'શ્રીભાગવતપ્રતિપદમણિવરભાવાંશુંભૂષિતામૂર્તિઃ' એ નામથી શ્રીગુસાંઇજીએ શ્રીસુબોધિનીજી તેમજ તેના પ્રણેતા શ્રીવલ્લભાચાર્યજીની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. એમણે શ્રીસુબોધિનીજીનો અત્યંત ઉંડો અભ્યાસ કર્યો હતો અને તેનું ફલ શ્રીટિપ્પણીજી દ્વારા આપણને આપ્યું છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રીગુસાંઈજી જેવો ઉંડો અભ્યાસ શ્રીસુબોધિનીજીનો અન્ય કોઇએ કર્યો નથી.

શ્રીગોકુલનાથજી શ્રીસુબોધિનીજીના વ્યાખ્યાતા તરીકે સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે અને શ્રીહરિરાયજીએ તો સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું છે કે न च दृष्टा सुबोधिनी वृथा तज्जन्म भूतले।

આધુનિક વાચકોને પણ શ્રીસુબોધિનીનો ચમત્કાર તરત અનુભવમાં આવે છે. અને અમારો તો નિશ્ચિત મત છે કે શ્રીસુબોધિનીજી જેવી ટીકા શ્રીભાગવતપર બીજી એક પણ થઇ નથી અને વિદ્યાવતાં ભાગવતે પરીક્ષા એ વાક્યાનુસાર શ્રીવલ્લભાચાર્યજીનું પાંડિત્ય અદ્વિતીય છે. વાક્પતિની બાબતમાં આ કંઇ આશ્ચર્ય નથી શ્રીમદ્ ભાગવતમાં સ્થલે સ્થલે ભગવાન્‌નાં સ્વરૂપ અને ઐશ્વર્યાદિ ઇ ગુણોનો પરિચય કરાવનાર એ ટીકા વાચકની ખાત્રી કરી આપે છે કે ભાગવત સામાન્ય ગ્રંથ નથી, પણ વેદકલ્પ વૃક્ષનું ફલ છે, ભાગવદ્ રૂપ છે, ને ભગવાન્‌ને પ્રાપ્ત કરવાને શ્રીભાવતના અવગાહન સિવાય અન્ય કથાની અપેક્ષા નથી પ્રભુકૃપાથી સમગ્ર શ્રીસુબોધિનીજી પ્રસિદ્ધ થઇ ગયાં છે અને જે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો ખરા ભાગ્યવાન્ છે, તેઓએ તો એ ભગવત્સ્વરૂપને અવશ્ય પોતાને ઘેર આનંદથી પધરાવવુંજ જોઇએ. જેમ બાલક અજ્ઞાનથી અગ્નિનો સ્પર્શ કરે તોપણ તેના પર અગ્નિની અસર થાયજ, તેમ જે વૈષ્ણવના ઘેર શ્રીસુબોધિનીજી બિરાજતા હોય તેના પર શ્રીવલ્લભાચાર્યજીની અને શ્રીકૃષ્ણની કૃપા અવશ્ય થાયજ. જેમ શ્રીવલ્લભાચાર્યજીનાં અને શ્રીકૃષ્ણનાં ચિત્રનાં દર્શન અને સ્પર્શ કરી ભક્તજન કૃતાર્થ થાય છે, તેમ તેથી વિશેષ શ્રીસુબોધિનીજીનાં દર્શન અને સ્પર્શથી કૃતાર્થ થાય જ, કારણકે ચિત્ર તો માત્ર આધિભૌતિક સ્વરૂપ છે, અને શ્રીસુબોધિનીજી તો વિચારપ્રધાન હોવાથી આધ્યાત્મિક

સ્વરૂપ છે. પણ હવે તો માત્ર દર્શન અને સ્પર્શથી સંતોષ ન માનતાં શ્રીસુબોધિનીજી સમજવાનો પ્રયત્ન વૈષ્ણવોએ કરવો જોઇએ. તેને માટે સરલ ભાષાંતરની અપેક્ષા છે, તે સિદ્ધ કરવાને માટે વૈષ્ણવોએ કટિબદ્ધ થવું જોઇએ.

મુંબઇ, સુરત અને અમદાવાદમાં એવા શ્રીમાન વૈષ્ણવો છે કે જેઓ પ્રભુની અને વૈષ્ણવોની સેવા કરવાને ઉત્સુક છે; તેમને સારીરીતે સમજાવવામાં આવે કે સૌથી ઉત્તમ સેવા શ્રીસુબોધિનીજીનું શુદ્ધ સરલ ભાષાંતર કરાવી તેને પ્રકટ કરી વૈષ્ણવોને ઘેર પધરાવી આપવામાં છે તો તેઓ ઉત્સાહથી એ કાર્ય કરેજ. સમ્પ્રદાયમા ભાષાંતર કરવાને યોગ્ય ગ્રેજ્યુએટો અને શાસ્ત્રીઓ ઘણા છે. તેમને એ કાર્ય વ્હેંચી આપવામા આવે તો સમગ્ર શ્રીસુબોધિનીનું ભાષાંતર એક વર્ષમાં પ્રકટ થઇ શકે પણ ઉત્સાહવગર કોઇપણ સારૂં કાર્ય સિદ્ધ થતું નથી, અને न च दृष्टा सुबोधिनी वृथा तज्जन्म भूतले એ શ્રીહરિરાયજીના વાક્યાનુસાર વૈષ્ણવોનો ભૂતલ ઉપર જન્મ વૃથા જાય છે.

શ્રીહરિરાયજી સેવાનિષ્ઠ હતા એટલે એમનું ચિત્ત ભગવલ્લીલામા સદા પરોવાયલુંજ રહેતું. એવા સેવાનિષ્ઠને જે અનુભવ થવા જોઇએ તે એમને થતા એવી ગાથા સંપ્રદાયમાં છે. શ્રીપુરુષોત્તમજીએ શ્રીનાથજીને મોતીની મોજડીઓ ઉષ્ણકાળમા ધરાવેલી તેને લીધે શ્રીનાથજીને શ્રમ થવાથી શ્રીહરિરાયજીને પોતે ખબર કરી અને શ્રીહ-

રિરાયજીએ નિજમંદિરમાં જઇ તરત તે કઢાવી નાખી. વળી શ્રીહરિરાયજીની કથાની શ્રોત્રી કોઇ ડોસીએ પોતે શ્રવણ કરેલી બીના કહી સંભળાવવાથી શ્રીપુરુષોત્તમજીનો અમૂક બાબતમાં સંશય નિવૃત્ત થઇ ગયો એ વાત પણ સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે. પણ શ્રીહરિરાયજીનો સંપ્રદાય પર મુખ્ય ઉપકાર તો એમના નાના નાના પ્રકરણ ગ્રંથોને લીધે છે. અમારા પરમ મિત્ર ભગવચ્ચરણપ્રાપ્ત શ્રીમગ્નલાલ ગણપતિરામ શાસ્ત્રી કહેતા કે 'પુષ્ટિમાર્ગનો અભ્યાસ શ્રીહરિરાયજીના ગ્રન્થોથી શરૂ થવો જોઇએ'. અમને પણ અનુભવથી એ વાત સત્ય લાગે છે. શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીમાં કહેછે કે કેટલાક જીવો માત્ર શરીર મુખ્ય માની જીવે છે, કેટલાએક ઇન્દ્રિયોને મુખ્ય માને છે અને કેટલાએક અંતઃકરણને મુખ્ય માને છે. અંતઃકરણને શોભાવવાર પ્રેમ છે. અને તે શ્રીવલ્લભાચાર્યજીના નિઃસાધાન સંપ્રદાયમાં મુખ્ય સાધન છે શ્રુતિમાં કહ્યું છે કે આત્માથી જ આત્માને ઓળખી શકાય છે. મન, બુદ્ધિ. ચિત્ત અને અહંકાર આત્માને પહોંચી શકતા નથી, અને આમ હોવાથી યોગશાસ્ત્ર ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનુ કહે છે. શ્રીવલ્લભાચાર્ય આ સર્વ સ્વીકારે છે પણ આગળ જઇને શિખવે છે કે શરીર. ઇન્દ્રિય, મન બુદ્ધિ, ચિત્ત. અહંકાર એ સર્વ નકામા નથી, પણ એ સર્વનો ઉપયોગ પ્રભુના દાસત્વમાં કરવાનો છે. એ વાત अक्षण्वतां फलमिदम् એ શ્લોકના સુબોધિનીમાં શ્રીમહાપ્રભુજીએ સ્પષ્ટ સમજાવી છે.

ભકતના શરીર, ઇન્દ્રિય, અંતઃકરણ વગેરેને તદ્દન નિર્દોષ કરીને પ્રભુ કૃપા કરી ભક્તના શરીરને પોતાના તનુ તરીકે વરે છે, અને તે ભક્ત પ્રભુ સાથે સર્વ કામભોગ કરે છે, એ વાત શ્રુતિમાં પણ પ્રસિદ્ધ છે જો દેહ, ઇન્દ્રિય, અંતઃકરણ વગેરે નકામાજ હોત, માત્ર બંધન કર્ત્તા જ હોત તો કૃપાલુ પ્રભુ જીવની સૃષ્ટિ કરત જ શું કરવા? એ બાબત પણ શ્રીવલ્લભાચાર્યજીએ સુબોધિનીમાં સ્પષ્ટ સમજાવી છે.

આ સર્વનુ જ્ઞાન શ્રીહરિરાયજીને સંપૂર્ણરીતે હતું. એટલુજ નહિ પણ એમને એ બાબતનો સપૂર્ણ અનુભવ પણ હતો. અને પોતાના નાના નાના ગ્રંથોથી એ જ્ઞાન પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને. મન પર બહુ સહેલી રીતે ઠસે એવી રીતે આપ્યુ છે પ્રભુનું સ્વરૂપ શું, રસનુંસ્વરૂપ શું, સંયોગરસ શું, વિપ્રયોગ શું. ભક્તિ કેટલા પ્રકારની, મુક્તિ કેટલા પ્રકારની, સેવાનો વિધિ, બીજા લૌકિક વૈદિક માર્ગોથી પુષ્ટિમાર્ગનું તારતમ્ય વગેરે હજારો બાબતો એટલી ઝીણવટથી શ્રીહરિરાયજીએ સમજાવી છે કે પ્રભુએ જો એમને ભૂતલ ઉપર ન મોકલ્યા હોત તો પુષ્ટિમાર્ગનું સૌન્દર્ય અને નિર્મળતા સામાન્ય ભકતજનો સમજી શકતજ નહિ તેમાં પણ પોતાના ભ્રાતા શ્રીગોપેશ્વરજીના ગૃહભંગ પ્રસંગે તેમના ઉપર જે શિક્ષાપત્રો એમણે લખ્યાં છે તે તો સર્વપુષ્ટિ માર્ગના સિદ્ધાંતોથી ભરપૂર છે. એટલું જ નહિ

પણ સંસારનાં દુઃખથી સતત્ પીડિત - જનોને આશિર્વાદ સમાન છે, દુઃખમાં દિલાસો આપે છે, ખરા પ્રભુસુખને ચખાડે છે. સંપ્રદાયનો મર્મ સમજાવે છે, અને આનંદમગ્ન કરે છે. એમની સહસ્ત્રીભાવના માનસી સેવામાં પ્રભુસંબંધના ભિન્ન ભિન્ન ભાવના અનુભવરૂપ છે, અને સામાન્ય ભક્તને સંસારમાંથી ચિત્તને ખસેડી પ્રભુમાં કેમ લગાડવું તેનાં દ્રષ્ટાંતરૂપ છે. अलौकिकमनःसिद्धौ सर्वार्थे शरणं हरिः એમ જે विवेकधैर्याश्रय માં અલૌકિક મનની સિદ્ધિની વાત શ્રીવલ્લભાચાર્યે કહી છે, अलौकिकस्य दाने हि आद्यः सिध्येन्मनोरथः એમ સેવા ફલમાં અલૌકિક ભાવના દાનની જેવાત કહી છે, गोकुले गोपिकानां च सर्वेषां व्रजवासिनां यत् सुखं समभूत् तन्मे भगवान् किं विधास्यति એમ નિરોધલક્ષણમાં જે સુખની તીવ્ર આર્તિ પ્રકટ કરી છે, જે સુખ શ્રીયશોદાજી, વયસ્યો, શ્રીગોપીજન અને ગાયો વગેરે વ્રજવાસીઓ અનુભવતા હતા તેનું કંઇક ભાન આ સહસ્ત્રીભાવના કરાવે છે.

એમ કહેવામાં આવે છે શ્રી हरिरायजी પ્રમેયમાર્ગીય હતા અને શ્રીપુરુષોત્તમજી પ્રમાણમાર્ગીય હતા જો કે સામાન્ય રીતે તે સત્ય લાગે, પણ સંપ્રદાયના કોઇ પણ વિદ્વાનને એટલું તો સ્વીકારવું પડશે કે श्रीपुरुषोत्तमजी એ પ્રમેયને છોડયુ નથી, અને श्रीहरिरायजी એ પ્રમાણનો ત્યાગ કર્યો નથી. સીધા સરલ ભક્તોને શ્રીહરીરાયજી તરત આકર્ષણ કરે પણ જેને વિદ્યાનું ગુમાન હોય તેમનું ગુમાન

ભુલાવી તેમનો મદ તોડી આ સંપ્રદાયનાં પ્રમાણ પ્રમેય સાધન અને ફલને સમજાવવું એ કાર્ય શ્રીપુરુષોત્તમજીએ કર્યું છે તે અદ્વિતીય છે. એમના વેણુગીત ઉપર લખેલા બંને પ્રકાશ, ફલપ્રકરણપરનો પ્રકાશ, તેમજ ભ્રમરગીત તેમજ રાજસપ્રમેય પ્રકરણ ઉપર લખેલો પ્રકાશ કોઈ પણ વિરોધી વિદ્વાનનું માન મર્દન કરી તેને પુષ્ટિમાર્ગને માટે માન ઉત્પન્ન કર્યા વિના નહિ રહેશે. कथा इमास्ते શ્લોકઉપર શ્રીવિઠ્ઠલેશ્વરે જે સુંદર કારિકાઓ લખી છે, તેનો પ્રકાશ એટલો બધો ચિત્તાકર્ષક છે કે જેઓ પ્રમેયમાર્ગીય હોય તેમને પણ એમના પ્રમેયના ઉંડા જ્ઞાન માટે માન ઉત્પન્ન થયા વિના રહે નહિ. એમના પ્રમાણવિષયક જ્ઞાન વિષે તો બે મત હોઈ શકેજ નહિ કેમકે અણુભાષ્યપરના પ્રકાશમાં જે પાંડિત્ય દ્યોતન થાય છે, તે અન્યત્ર જણાવું મુશ્કેલ છે, એટલુંજ નહિ પણ એમણે બાદરાયણસૂત્રના સર્વ ભાષ્યોની જેવી સમીક્ષા કરી છે, તેવી ભારતવર્ષમાં કે ભૂતલપર બીજા કોઈએ કરી નથી. એમનો શ્રીસુબોધિની પરનો પ્રકાશ એવો વિદ્વત્તા ભરેલો છે, અને એમના વાદ ગ્રંથો એવા પ્રમાણપુરઃસર છે, કે અન્ય સંપ્રદાયનો કોઇ પણ વિદ્વાન્ તે સર્વ વાંચ્યા પછી પુષ્ટિસંપ્રદાયની સામે આંગળી કરી શકે નહિ. 'સર્વજ્ઞ, હૃદિ ઇશ્વરજ્ઞ, કૃતકૃત્ય' એવા શ્રીયોગિ-ગોપેશ્વરજીએ અણુભાષ્યપરના પ્રકાશપર રશ્મિ નામની અતિ વિસ્તૃત સુંદર ટીકા લખી છે, તેમાં દરેક ઉપનિષદ્નું

ભાષ્ય શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રમાણે કેવી રીતે થઈ શકે તેની રૂપરેખા જણાવી છે, અને ભક્તિમાર્તંડ વગેરે ગ્રંથો લખીને પ્રમાણમાર્ગીય અને પ્રમેયમાર્ગીયનો જે સુંદર મેળ કરી આપ્યો છે, તે પુષ્ટિસંપ્રદાયનું ગૌરવ ઘણુંજ વધારી મૂકે છે.

ઘણી વખત એવો પ્રશ્ન કરવામાં આવે છે કે જો શ્રીવલ્લભાચાર્ય અને એમનો સંપ્રદાય ન થયા હોત તો ભૂતલને શું ખોટ જાત? એનાથી ખાસ લાભ શો? એનો ઉત્તર અમે નીચે પ્રમાણે આપીએ છીએ. (૧) જો શ્રીવલ્લભાચાર્ય ભૂતલ પર પ્રકટ ન થયા હોત તો શ્રુતિઓનો શુદ્ધ અર્થ જ લોકોના જાણવામાં આવત નહિ. શ્રીશંકરાચાર્ય સિવાયના અન્ય આચાર્યો અદ્વૈતને સંપૂર્ણરીતે સ્વીકારતાજ નથી તેથી તેઓને શ્રુતિનો અર્થ ફેરવવો પડે છે. શ્રીશંકરાચાર્યને સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ લય વિષેની બધી શ્રુતિઓ અર્થવાદરૂપે માનવી પડે છે, એ જીવને બ્રહ્મનો અંશ સ્વીકારી શકતા નથી, તેમ બ્રહ્મ સર્વગુણોપેત છે એમ પણ સ્વીકારતા નથી, સર્વને સત્ય સ્વીકારી સર્વ અવસ્થામાં સર્વ વસ્તુ બ્રહ્મ છે–सर्वं खल्विदं ब्रह्म એ શુદ્ધ અદ્વૈત તો શ્રીવલ્લભાચાર્યે જ ભૂતલને બતાવી આપ્યું છે. જો કે વેદ नेति नेति કહે છે તે છતાં બ્રહ્મ સાકાર છે, નિર્ગુણ છતાં સર્વગુણોપેત છે, વિરૂદ્ધધર્માશ્રયરૂપી એક મહાન્ ધર્મ બ્રહ્મમાં છે, સર્વત્ર એકલા કર્તા બ્રહ્મજ છે એ સર્વ શ્રીવલ્લભાચાર્યેજ સ્પષ્ટ બતાવી આપ્યું. વ્યાસસૂત્રના

અર્થમાં શ્રીશંકરાચાર્યે ફેરફાર કર્યો છે તે શાંકરવેદાંતીઓ પોતે જાણે છે તેથી તેઓએ કહ્યું છે કે—

न स्तौमि तं व्यासमशेषमर्थं सम्यङ् न सूत्रैरपि यो बबन्ध ।
विनापि तैः संग्रथिताखिलार्थं तं शंकरं नौमि सुरेश्वरार्यम् ॥

વળી આધુનિક સમયના પ્રખર વિદ્વાન ડૉ૦ સર ભાંડારકર પોતાના Shaivism, Vaishnavism નામના ગ્રંથમાં સ્પષ્ટ કહે છે કે એકલા શ્રીવલ્લભાચાર્ય જ બ્રહ્મનું સ્વરૂપ પરિણામ માને છે. અને એજ બાદરાયણ વ્યાસના સૂત્રને બરાબર અનુસરીને અર્થ કરે છે. (૨) સામાન્યરીતે ભક્તિ અને શૃંગાર એકેકના વિરોધી ગણાય છે, તેનું ઐક્ય શ્રીવલ્લભાચાર્યે જેવું સાધ્યુ છે, તેવું અન્ય આચાર્યે સાધ્યુ નથી. પ્રભુ માત્ર નિષ્પ્રકારક બ્રહ્મ કે સપ્રકારક આત્મા નથી, પણ રસરૂપ છે, શૃંગારરૂપ છે, અને સંયોગ અને વિપ્રયોગાત્મક પોતેજ છે એમ રાસપંચાધ્યાયીના શ્રીસુબોધિનીજીમાં, વેણુગીતમાં તેમ અન્યત્ર ઘણે સ્થલે, તૈત્તિરીય ઉપનિષદ્ તેમ અન્ય ઉપનિષદોને આધારે, સિદ્ધ કર્યું છે. જો શ્રીવલ્લભાચાર્ય ન થયા હોત તો કામદેવ બેઠો બેઠો રડયા કરત, અને ભૂતલના સર્વ ધર્મો ઓઘડપંથી હોત, સૌંદર્યવિહીન અને કલાવિહીન હોત. વિષયાનંદ અને ભજનાનંદનું તારતમ્ય મનુષ્યો સમજ્યાજ નહોત. (૩) કર્મમાર્ગનું પણ ખરું સ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીએ જેવું સમજાવ્યું છે તેવું

બીજા કોઈ આચાર્યે સમજાવ્યું લાગતું નથી. યજ્ઞ તો નિત્ય છે, અને યજ્ઞની સામગ્રી તેમ ક્રિયાથી નિત્ય યજ્ઞ માત્ર પ્રકટ થાય છે, એ સમજાવનાર શ્રીવલ્લભાચાર્યજી છે. તેમ શુદ્ધ અદ્વૈત જ્ઞાન પણ એમણેજ સમજાવ્યું છે. ઉત્પત્તિસ્થિતિલય સર્વ અવસ્થામાં જગત્ બ્રહ્મરૂપ છે, ખંડઅદ્વૈત શું, અખંડ અદ્વૈત શું, તે સર્વ વિસ્તારપૂર્વક વિવેચન કરી એમણે સ્પષ્ટ સમજાવ્યું છે. (૪) વેદને યોગ્ય સ્થાન આપી ભાગવતમાર્ગની ઉત્તમતા એમણે જ સિદ્ધ કરી છે (સુબોધિની ૨–૧–૫) કલિયુગમાં વેદમાર્ગ નષ્ટ થયેલો હોવાથી માત્ર ભાગવતમાર્ગથીજ મોક્ષ છે, એમ પોતે દૃઢતાથી પ્રતિપાદન કર્યું છે. એ માર્ગમાં ઉચ્ચ નીચ કોઈ છેજ નહિ, ચાડાલ પણ ભગવાનને ભજે તો તે ઉત્તમ. વર્ણાશ્રમ ધર્મ તો બાહ્ય શરીરને ઉદ્દેશીને જ છે, જીવ ભગવાનનો અંશ હોવાથી ભગવત્સેવા જ જીવનો મુખ્ય ધર્મ છે, વર્ણાશ્રમધર્મ નથી, એમ નિઃશંકપણે પોતે ૪૫૦ વર્ષ પહેલાં જણાવી દીધું હતું. लौकिकं वैदिकं चापि काप- ट्यात् तेषु नान्यथा એ વાક્યથી હાલના અજ્ઞાની પુષ્ટિમાર્ગીયો ભડકે છે, પણ શ્રીવલ્લભાચાર્યને લેશમાત્ર પણ ભય લાગ્યો નથી. બ્રાહ્મણ વગેરે જાતિ નથી, પણ જેનામાં ब्राह्मण्यदेवतानो પ્રવેશ હોય અને બ્રાહ્મણના ધર્મ શુદ્ધ રીતે પાળતો હોય, બ્રહ્મનું જ્ઞાન ધરાવતો હોય, તેજ બ્રાહ્મણ. એ ઉપનિષદ્ અને મહાભારતમાં વર્ણવેલું સત્ય શ્રીસુબોધિનીમાં પોતે દૃઢતાથી જણાવી દીધું છે આજના શુદ્રવૃત્તિવાળા, વેદનો

ઉચ્ચાર કરવાને પણ અયોગ્ય, અજ્ઞાની બ્રાહ્મણોને પોતે બ્રાહ્મણ તરીકે સ્વીકારતા જ નથી. પણ હાલના सर्वे ब्राह्मणो વ્રાત્યપ્રાય છે એમ પોતે નિબંધમાં કહે છે. (૫) સ્ત્રીશૂદ્રનો વેદમાં ઉદ્ધાર જ નથી. વૈશ્યનાં શુદ્ધ કર્મ કરનાર કેટલેક જન્મે ક્ષત્રિય થાય, પછી કેટલેક જન્મે ક્ષત્રિયનાં શુદ્ધ કર્મો કરવાથી બ્રાહ્મણ થાય, ત્યારે કેટલેક જન્મે મોક્ષને યોગ્ય થાય, એ માનવધર્મશાસ્ત્ર શ્રીકૃષ્ણના જન્મથી કયારનું નકામું થઇ ગયું છે, જીવો સ્વતઃ મોક્ષને યોગ્ય હવે રહ્યા જ નથી, હવે તો શ્રીકૃષ્ણનાં શરણથી જ મોક્ષ છે. અને તે આ જ જન્મમાં સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર અને ચાંડાલ લોકોને પ્રાપ્ત થઇ શકે છે, બ્રાહ્મણજન્મની અપેક્ષા જ નથી, ભગવાનની કથામાં જેને રસ નથી, તેનો બ્રાહ્મણજન્મ પણ નકામો છે, એમ પોતે સ્પષ્ટ આજ્ઞા કરી છે.

ये भक्ताः शास्त्ररहिताः स्त्रीशूद्रद्विजबन्धवः ।
तेषामुद्धारकः कृष्णः स्त्रीणामत्र विशेषतः ॥

સુબોધિની, ભા૦ ૧૦૧-૧૦ ના

એ કારિકાથી શ્રીકૃષ્ણનું કૃપાનિધિપણું પોતે પુરવાર કર્યું છે, અને સ્ત્રીઓ અંતઃકરણપ્રધાન હોવાથી પ્રેમને માટે સર્વસ્વ અર્પણ કરવાને તત્પર હોવાથી પુષ્ટિમાર્ગમાં તેમને પ્રથમ સ્થાન આપ્યું છે. (૬) પુષ્ટિમાર્ગમાં દીનતા અને નિઃસાધનતા મુખ્ય છે. સ્ત્રીહૃદય આવશ્યક છે. પોતે શ્રીભાગવતના સારરૂપ રાસસ્ત્રીભાવપૂરિત વિગ્રહ છે,

પ્રતિક્ષણ નિકુંજની લીલાના રસથી સુપૂરિત છે, એમના સાન્નિધ્યમાત્રથી-શ્રીસુબોધિનીના અવગાહન માત્રથી-શ્રીકૃષ્ણ પર પ્રેમ થાય છે, અને ગીતામાં મન્મના વિગેરે શ્લોકોમાં કહેલી કૃષ્ણપ્રાપ્તિ સહજ થઈ જાય છે, પ્રભુ ભક્તને વશ થઇ જાય છે, અને મુક્તિથી અધિક, મુક્તિથી શરૂ થતી સર્વ આશિષનું દાન પોતે કરે છે. (૭) જો શ્રીવલ્લભાચાર્ય પ્રકટ થયા ન હોત તો પ્રભુના સાક્ષાત્સંબંધમાં જીવો કદાપિ આવી શકત નહિ. જે પ્રભુની એકેક રૂવાટીમાં કરોડો બ્રહ્માંડો છે તે પ્રભુને વ્રજવાસીઓ અને ગોપિઓ કેવી રીતે ખેલાવે છે અને નચાવે છે, તેનાં બે સુંદર પદો નીચે આપીએ છીએ:-

કૌન સુકૃત ઇન વ્રજવાસીનકો, વદત વિરંચિ શિવ શેષ;
શ્રીહરિ જિનકે હેત, પ્રકટે માનુષ વેષ, ધ્રુ૦

જ્યોતિરુપ જગધામ જગતગુરૂ, જગતપિતા જગદીશ;
યોગ યજ્ઞ જપ તપ વ્રત દુર્લભ સો ગૃહ ગોકુલ ઇશ ૧

જાકે ઉદર લોકત્રય જલથલ, પંચ તત્વ ચૌખાન;
બાલક વ્હૈ ઝૂલત વ્રજપલના, યશુમતિ ભવન નિધાન. ૨

એક એક રોમ વિરાટ કોટિસમ, અનંત કોટિ બ્રહ્માંડ;
તાહિ ઉછંગ લીયે માતયશોદા, અપને નિજ ભુજદંડ. ૩

રવિ શશિ કોટિકલા ભવલોચન, ત્રિવિધ તિમિર બાજિજાત;
અંજન દેત હેત સુતકે ચક્ષુ, લેકર કાજર માત. ૪

ક્ષિતિમિતિ ત્રિપદ કરી કરૂણામય, બલિ છલિ દીયો હે પતાર;
દેહરી ઉલ્લંઘી શકત નહિ સો પ્રભુ, ખેલત નંદજુકે દ્વાર. ૫
અનુદિન શ્રવત સુધારસ પંચમ, ચિંતામણિ શ્રીધેનુ;
સો તજિ યશુમતિકો પય પીવત ભક્તનકો સુખ દેનુ. ૬
વેદવેદાંત ઉપનિષદ્ ષટરસ અર્પત ભુકતેં નાહિ;
સો હરિ ગ્વાલબાલમંડલમેં, હસિહસિ જુઠન ખાહિ. ૭
કમલાનાયક વૈકુંઠદાયક, દુઃખ સુખ જિનકે હાથ;
કાંધે કમરી લકુટ નગ્ન પદ, વિહરત વન વચ્છ સાથ. ૮
કરણ હરણ પ્રભુ દાતા ભુકતા. વિશ્વંભર જગ જાનિ;
તાહિ લગાઇ માખણુકી ચોરી, બાંધ્યો નંદજુકી રાની. ૯
બકી બકાસુર શકટ તૃણાવર્ત અઘ-ધેનુ વૃષભાષ;
કંસ કેશીકો યહ ગતિ દીની રાખ ચરણકી પાસ. ૧૦
ભક્તવત્સલ હરિ પતિત ઉદ્ધારણ કહે સકલ ભરપુર;
મારગ રોકિ પર્યો હરિ દ્વારે પતિતશિરોમણિ સૂર. ૧૧

ધન્ય છે આવો અનુભવ કરનાર યશોદામાતાને! ધન્ય છે આ અનુભવ કરનાર ગ્વાલબાલોને! ધન્ય છે એ ગાયો અને વત્સોને! અરે, એ પ્રભુના સંબધમાં આવેલી પૂતના, બકાસુર, શકટાસુર, તૃણાવર્ત, અઘાસુર, ધેનુકાસુર, વૃષભાષ, કંસ, કેશી, સર્વને ધન્ય છે!

બની સહજ યહ લૂટ હરિકેલિ ગોપિનકેં,
સુપને યહ કૃપા કમલા ન પાવે.
નિગમ નિરધાર ત્રિપુરારહૂં વિચાર રહ્યો,
પચ રહ્યો શેષ નહિ પાર પાવે. ૧

કિંનરી બહુર અરૂ બહુર ગંધર્વની,
પનગની ચિતવન નહીં માંઝ પાવે,
. હેત કર તાર વે લાલ ગોપાલસો,
પકર બ્રજબાલ કપિ જ્યોં નચાવે. ૨

કોઉ કહે લલન પકરાવ મોહિ પાવરી,
કોઉ કહે લાલ બલ લાડિલી,
કોઉ કહે લલન ગહાવ મોહિ સોહની,
કોઉ કહે લાલ ચઢ જાઉ સીઢી. ૩

કોઉ કહે લલન દેખો મોર કેસે નચે,
કોઉ કહે ભ્રમર કૈસે ગુંજારે,
કોઉ કહે પોર લગ દૌર આઓ લાલ,
રીઝ મોતિનકે હાર વારે. ૪

જો કછુ કહે બ્રજ વધૂ સોઇ સોઇ કરત,
તોતરે બેન બોલન સુહાવે,
રોય પરત વસ્તુ જબ ભારી ન ઉઠે તબેં,
ચૂમ મુખ જનની ઉરસોં લગાવે. ૫

બેન કહી લોની પુન ચાહિ રહત વદન હસ,
સ્વભુજ ખિચ લે લે કલોલે,
ધામ કે કામ બ્રજબામ સબ ભૂલ રહી,
કહાન બલરામકે સંગ ડોલે. ૬

સૂર ગિરિધરન મધુચરિત્ર મધુપાનકે,
ઓર અમૃત કછુ આન લાગે,

ઔર સુખ રંકકી કૌન ઈચ્છા કરૈં,
મુક્તિ હોં લોનસી ખારી લાગે. ૭

પરબ્રહ્મને દોરડેથી બાંધવાના અલૌકિક સામર્થ્યવાળાં શ્રીયશોદા માતાને, 'કપિ'ની માફક નચાવનાર શ્રીગોપીજનને અને એ સર્વ લીલાનો અનુભવ અને દર્શન કરનાર **શ્રીસૂર**-દાસ જેવા ભાગ્યવાન ભક્તોને મુક્તિની શી પડી હોય !? મુકિતમાં તો સર્વ ઇન્દ્રિયો નકામી થઈ જાય છે, દેખતી આંખને અંધકારમાં નાંખવા જેવી છે, એ વાત અક્ષણ્વતાં શ્લોકમાં વેણુગીતના સુબોધિનીમાં શ્રીવલ્લભાચાર્યજીએ જણાવી દીધી છે.

શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિસંપ્રદાય અને શ્રીકૃષ્ણચૈતન્યના ગૌડસંપ્રદાય સિવાય અન્ય કોઇ આ સૌંદર્યનો અનુભવ ભૂતલ ઉપર કરી શકયું નથી. એનું તત્વજ્ઞાન તો વલ્લભ-સંપ્રદાયમાં જ છે. પ્રભુલીલાનો સાક્ષાત્કાર કરાવનાર પુષ્ટિ-સંપ્રદાય ભૂતલના ભૂષણરૂપ છે. (૮) શ્રીકૃષ્ણના જન્મથી વેદની પ્રાચીન પ્રણાલિકાનો ઉપયોગ હવે રહ્યો નથી, શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ વગેરે સાધવાને જુદો પ્રયત્ન કર-વાની અપેક્ષા નથી. એમ પોતે સુ. ૧૦-૩-૮ માં પ્રતિપાદન કર્યું છે, અને વૈદિક ભકિતથી કૃષ્ણભકિતની વ્યવસ્થા તદ્દન જૂદીજ છે એ વાત ૧૦ ઉ.-૯-૩૨ માં નાગ્નજીતીના પ્રસં-ગમાં પોતે જણાવી દીધી છે હવે તો હૃદયને આંખોમાં-દ્દષ્ટિમાં-લાવી બહાર પ્રભુનાં દર્શન કરી તેનાંજ ભજનકીર્તન

સેવા સદા કરવાનાં છે એ વાત પોતે વેદસ્તુતિના સુબોધિનીમાં દઢતાથી પ્રતિપાદન કરી છે. (૯) કલિયુગમાં સંન્યાસ પ્રભુના વિરહરસના અનુભવને માટે જ લઇ શકાય, નહિ તો પતિત થવાય. આવા આવા કર્મના સારરૂપ, જ્ઞાનના સારરૂપ, ભકિતના સારરૂપ, વેદના સારરૂપ, સર્વશાસ્ત્રોના સારરૂપ, ઉત્તમોત્તમ વિચારો શ્રીવલ્લભાચાર્યે પ્રકટ કર્યા છે, અને એ સર્વ વિચારોના સારરૂપ રસરૂપ ભગવાન્ કૃષ્ણને અમારાં હૃદયમાં સદાને માટે પધરાવ્યા છે. શ્રીવલ્લભાચાર્ય પ્રકટ ન થયા હોત. પુષ્ટિમાર્ગ એમણે પ્રકટ ન કર્યો હોત, તો દૈવી જીવો જગતમાં ચર્પણીની માફક આમ તેમ રખડત, ફાંફાં મારત, અને કયાંયે વિશ્રામ ન મળવાથી હૃદય ન ઠરવાથી ઝુરી ઝુરીને મરત. દૈવીસૃષ્ટિ વ્યર્થ થઇ જાત. કૃષ્ણસેવારૂપ, કૃષ્ણકથારૂપ, કૃષ્ણકીર્તનરૂપ, કૃષ્ણગુણગાનરૂપ પુષ્ટિસંપ્રદાય પ્રકટ કરનાર આનંદનિધિ શ્રીવલ્લભાચાર્ય ભૂતલ ઉપર ન પ્રકટ્યા હોત તો ભૂતલ ભાગ્યહીન રહેત. આ સર્વ શ્રીહરિધનચરણ સારી રીતે જાણતા હતા, અને એમણે 'હુંભાવ પુંભાવ'નો ત્યાગ કરી, સ્ત્રીભાવનો અનુભવ કરી, દીનતા, નિઃસાધનતા, રસરૂપ પ્રભુનાં સ્વરૂપ, ભકિતનાં સ્વરૂપ, મુકિતનાં સ્વરૂપ. અને અન્ય પુષ્કળ વિષયો પર વિપુલ સાહિત્ય પ્રકટ કરી પુષ્ટિસંપ્રદાયને અને ભૂતલને ઉપકારગ્રસ્ત બનાવી મૂક્યું છે.

श्रीकृष्णार्पणमस्तु.

પ્રાક્કથન

# પ્રસ્તાવના

શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના ઉપક્રમથી સમ્પ્રદાયના પરમ મર્મજ્ઞ શ્રીહરિરાય મહાપ્રભુજીએ રચેલા ગદ્યપદ્યાત્મક ફૂટકર ગ્રન્થોનો એક સંગ્રહ આજે વૈષ્ણવો સમક્ષ ગૂજરાતી અનુવાદ સાથે રજૂ કરવામાં આવે છે. શ્રીહરિરાયજીએ વૈષ્ણવ જનતા ઊપર અનુગ્રહ કરીને સહસ્રાવધિ અમૂલ્ય ગ્રન્થો સમ્પ્રદાયને ભેટ કર્યા છે. આમાનો આઠમો ભાગ પણ અદ્યાપિપર્યન્ત પ્રસિદ્ધ થઈ નથી શક્યો. ષોડશ ગ્રન્થો ઊપરની આપશ્રીની ગદ્ય કે પદ્ય સ્વરૂપે બિરાજતી ટીકાઓમાંની કેટલીક, શિક્ષાપત્રો, તેમજ बृहत्स्तोत्रसरित्सागरमां છપાયેલા ૧૧૪ ગ્રન્થો અને માસિકોમાં છપાયેલા ફૂટકર ગ્રન્થો સિવાય ઘણુંયે સાહિત્ય હજી અપ્રસિદ્ધ પડ્યું છે. શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય નડિયાદના કારોબારી મંડળે એવો નિર્ણય કર્યો છે કે જેટલા મેળવી શકાય, તેટલા પછી હસ્તલિખિત દશામાના કે મુદ્રિત દશામાના પ્રથમ

તો કૂટકર ગ્રન્થો મેળવી મૂળ સહિત છેવટ ગૂજરાતી શબ્દાર્થમાત્ર સાથે છપાવી પ્રસિદ્ધ કરવા. એ રીતે આ પ્રથમ ભાગ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

સમ્પ્રદાયનો અર્ન્તભૂત એવો એક પણ વિષય બાકી નથી રહેતો, કે જેના ઉપર શ્રીહરિરાયજીયે પ્રકાશ ન પાડયો હોય. આ સંગ્રહમા સ્વીકારવામાં આવેલા ગ્રન્થોથીજ એ વસ્તુ સમજી શકાશે. શ્રીહરિરાયજી મુખ્યત્વે પ્રમેયવાદી છે, એટલે એમના પ્રમાણુન્ સ્વરૂપ સમજાવનારા ગ્રન્થોમાં પણ અન્તે આપશ્રીનો ઝોક પ્રમેય તરફજ વળેલો પ્રાપ્ત થાય છે. **પ્રમેય હરિર્વૈકઃ** એ તો આપશ્રીનું પરમ તત્ત્વ છે, એ અત્રતત્ર અત્યન્ત સ્ફુટ સ્વરૂપમા શ્રીહરિરાયજીના પ્રત્યેક ગ્રન્થરત્નમાથી તરી આવે છે.

અમે જે ક્રમે આ સંગ્રહ તૈયાર કર્યો છે, તેમાં પણ ઉપદેશાત્મક પ્રમાણપર ગ્રન્થો આરમ્ભમા આપ્યા છે અને તે પછી પ્રમેયપર ગ્રન્થો આપવામા આવ્યા છે; જોકે એક-ત્તાલીનમા ગ્રન્થથી એ ક્રમ ગિથિલ બને છે અમને તો આશ્ચર્ય એ થાય છે કે ભિન્ન ભિન્ન પ્રકારના અધિકારીયોનાં હિત પણ શ્રીહરિરાયચરણના લક્ષ્યમાંથી સરી જવા નથી પામ્યાં, અને તેથીજ દ્વિવિધ ભક્તિ અને દ્વિવિધ મુક્તિ જેવા વિષયો પણ એઓશ્રીયે જરાયે જતા નથી કર્યા 'સ્વમાર્ગીય શરણ સમર્પણ સેવાદિ નિરૂપણ' જેવા ગ્રન્થોમાં એકરે

એકથી માંડી બધી વસ્તુએ પ્રમેય પર્યન્તની બતાવીને તો શ્રીહરિરાયજીયે હદજ કરી નાખી છે. આપશ્રીનો સર્વ સામાન્ય બધાજ અધિકારીયો માટે એકજ ઉપદેશ છે કેઃ—

"भक्तिमार्गस्थितैः श्रीमदाचार्यपदाश्रितैः ।
सेव्यमानं महाभावैर्निरोधं भावयेद् ध्रुवम ॥१॥
(स्वमा. स्व. स्था.)

ભક્તિમાર્ગમાં સ્થિતિ કરી રહેલા, વળી શ્રીમહાપ્રભુજીના પદને આશ્રયે રહેલા, મહાનુભાવી ભક્તોયે સેવાતા નિરોધની સદૈવ ભાવના કરવી.

આમાંથી આપણને 'નિરોધની ભાવના' એ વસ્તુ મળશે, કેમકે એમાં સાધનદશાનો ગન્ધ જણાય છે; વસ્તુસ્થિતિયે એ સાધનદશા નથી; પ્રભુના પરમાનુગ્રહે શ્રીમહાચાર્યચરણોના શરણરૂપી પરમ ફલની પ્રાપ્તિ પછીના ક્રમમાત્રનું આમાં સૂચન છે. પ્રભુની કૃપા વિના માર્ગપ્રવેશજ શક્ય નથી; શરણથીજ પ્રભુનો ફલાત્મક અનુગ્રહ જીવને પ્રાપ્ત છે. અધિકારભેદે ક્રમિક સાધનો આમ છતાં નથી, એમ કહી શકાય તેમ નથી.

गृहीत्वा नामशरणं गत्वा सर्वं समर्प्य च ।
सेवासार्थकतासिद्ध्यै देहादीनां तथा पुनः ॥२॥
अन्यशास्त्रविनियोगाय क्रियतां तनुविराजा ।
तया तु मानसी सिध्येत् सैवात्र फलरूपिणी ॥३॥

સમ્પ્રદાયમાંનું સમગ્ર કર્તવ્ય શ્રીહરિરાયજીએ 'સ્વ માર્ગીય શરણ સમર્પણ સેવાદિ નિરૂપણ" ગ્રન્થની ઊપરની બે કારિકામાં ટૂંકમાં આપી દીધું છે; નામશરણ જેને આપણે શરણદીક્ષા કહિયે છિયે, તે પ્રથમ કર્તવ્ય; સર્વ-સમર્પણ કિંવા બ્રહ્મસમ્બન્ધ એ દ્વિતીય કર્તવ્ય, અને પછી ફલાત્મક માનસીની સિદ્ધિ માટે તનુજા અને વિત્તજા સેવા એ તૃતીય કર્તવ્ય. આ કર્તવ્યોમાંથી ભ્રષ્ટ થતાં કશું સિદ્ધ ન થઇ શકે. પરન્તુ આ બધામાં અનુગ્રહ એ પ્રધાન છે. શ્રીમહાપ્રભુજીની, તો સ્પષ્ટ આજ્ઞા છે કે– 'अनुग्रहः पुष्टिमार्गे नियामकः ।

શ્રીહરિરાયજીએ સ્વમાર્ગ મર્યાદાનું નિરૂપણ કરતાં આ વિષય ઊપર બહુ સારો પ્રકાશ પાડયો છે. આપશ્રી આજ્ઞા કરે છે કે "આ માર્ગમાં ધર્મ તે ત્યાગસ્વરૂપે રહેલો છે. તેજ ધર્મ જ્યારે નિવૃત્તિને બદલે પ્રવૃત્તિમાં કરવાનો હોય ત્યારે તે પ્રભુના આશ્રયકરણરૂપે રહેલો છે. આ માર્ગમાં સેવા માનસી જાણવી. જે પૂજા છે તે પણ કર્મમાર્ગ કરતાં જુદાજ પ્રકારની જાણવી. આ માર્ગમાં પ્રભુની આજ્ઞાને બરોબર ઊઠાવવી, તેજ ધર્માનુષ્ઠાન; અને પ્રભુએ શ્રીમહાપ્રભુજી સમક્ષ પ્રકટ થઇ 'સિદ્ધાન્ત રહસ્ય'માં જે આજ્ઞા કરી છે, તેજ પ્રમાણ. આ માર્ગમાં પ્રમેય વસ્તુ માત્ર પ્રભુજ છે, સ્વર્ગ વગેરે કાંઇ પ્રમેય નથી. વસ્તુસ્થિતિયે પ્રભુ સિવાય અન્ય કોઇની પ્રાપ્તિની આ માર્ગમાં જીવને ઇચ્છા નથી.

એ પ્રમેયપ્રાપ્તિને માટે સાધન જો કાંઇ હોય તો તે પ્રભુનો માર્ગ અને જે સાધન તેજ ફલ. આ માર્ગમાં સાધનપૂર્વેજ ફલ રૂહેલૂં છે. એ પછી સાધનરૂપેજ ફલપ્રાપ્તિ છે આ માર્ગમાં પ્રભુસેવામાં પ્રવૃત્તિ કરવી તેજ સાચો માર્ગ છે: અન્ય સર્વ પ્રવૃત્તિ એ ત્યાજ્ય છે સર્વ દેહ સમ્બન્ધી તેમજ ઇન્દ્રિય સમ્બન્ધી જે કાંઇ કર્તવ્ય તે પ્રભુસેવા ખાતરજ. શ્રીકૃષ્ણચન્દ્રજીયે યુદ્ધભૂમિ ઊપર અર્જુનને જે વાત કહી, તે ઊપરથી સ્પષ્ટ થશે કે સર્વશાસ્ત્રો ધર્મોનો ઉપદેશ કરે ત્યારે પ્રભુયે સર્વધર્મોના ત્યાગનો ઉપદેશ કર્યો. આ વિરુદ્ધ ક્રિયા એજ આ માર્ગમાં ધર્મ, એટલે ઇન્દ્રિયાદિકના સમગ્ર ધર્મોના ત્યાગપૂર્વક કેવળ શ્રીકૃષ્ણચન્દ્રજીનૂં અનન્ય શરણ એજ આ માર્ગમાં ધર્મ. અરૂં જોતાં આ માર્ગને ત્યાગ આપોઆપોજ ઇષ્ટ છે; કેમકે સેવા કરવામાં તલ્લીન થયેલા ભકતને પોતાનાં દેહાદિકની પણ લેશમાત્ર અપેક્ષા રૂહેતી નથી. બધેજ સ્થલે પ્રભુના ધર્મોનોજ વિચાર આવ્યા કરતો હોવાથી આવા ભકતને સર્વત્ર ભગવાનજ રૂહેલા છે, તેવી સમજ સ્ફુરે છે. ઇન્દ્રિયોનો સમ્બન્ધ તેમજ અન્ય પદાર્થોનો સમ્બન્ધ આ ભગવદ્બુદ્ધિથી નષ્ટ થઇ જાય છે. આ જગદાદિની સ્ફૂર્તિના વિષયની વાત કરતાં પણ તે જગદાદિનૂં વિસ્મરણજ આ ભકિતમાર્ગીય મર્યાદામાં રૂહેલૂં છે.''

આવા ત્યાગાત્મક ધર્મનોજ સમાશ્રય ભકિતમાર્ગીય જીવને કરણીય છે; સામાન્ય અધિકારથી માંડી ઉચ્ચાધિકાર

સુધી પહોંચવામાં આજ ભક્તિમર્ગીય ત્યાગ નિયામક છે. આપણે સંસારમાં પડયાં છિયે અને તેથી અનેક જાતનાં પ્રલોભનો આપણી સમક્ષ આવી આપણને વિચલિત કરી દેવાનો પ્રયત્ન કરે છે; પરન્તુ પ્રભુનું અનન્ય શરણ જેને પ્રાપ્ત છે, એને મુશ્કેલીયો નથી. આમ છતાં સામાન્ય અધિકારીયોને માટે શ્રીહરિરાયજીએ અનેક સ્થળે ભારે સાવચેતી રાખવાનો ઉપદેશ આપ્યો છે. જેજે પ્રતિબન્ધક વસ્તુઓ છે, એનો અનેક સ્થળે આપે ઉલ્લેખ કર્યો છે. 'સ્વમાર્ગીય. શ. સમ. સે. નિરૂપણ' ગ્રન્થમાં આપ આજ્ઞા કરે છે કેઃ—

"अन्याश्रयो नैव कार्यो नैवान्यत्र स्वतो व्रजेत ।
प्रार्थना नैव कुत्रापि कर्तव्या भगवत्यपि ॥१८॥
अविश्वासो न कर्तव्यो ब्रह्मास्त्रस्य निदर्शनात ।
लौकिके वैदिके वापि कार्ये सङ्गं विवर्जयेत ॥१९॥
यथाकथञ्चित्कर्तव्ये भारवत्तत्र भावनम ।
सर्वत्र ममतां त्यक्त्वा सर्वं कार्यं प्रसाधयेत ॥२०॥
लोभं च हृदये नैव कुर्यात, प्राप्तं हि सेवयेत ॥२०½॥

પ્રભુ સિવાય અન્ય કોઈનો પણ આશ્રય ન કરવો; પોતાની મેળે તો આશ્રય માટે ક્યાંય પણ ન જવું. બીજાની પાસે પ્રાર્થના ન કરવી; એ તો ઠીક પણ ખુદ પ્રભુ પાસે પણ પ્રાર્થના ન કરવી; કારણ કે તેથી પ્રભુમાં અવિશ્વાસ થવાનો

પ્રસઙ્ગ ઊભો થાય છે. રાવણના પુત્ર ઇન્દ્રજિતે બ્રહ્માસ્રમંત્ર પ્રયોગથી એક ત તણાવતી હનુમાનજીને બાંધ્યા હતાઃ પરન્તુ તેને શઙ્કા થઈ કે આ તાંતણો હનુમાનજી તોડી નાખશે તો? બસ. આટલાજ અવિશ્વાસથી પેલા તાંતણામાંથી બ્રહ્માસ્રની શકિત લુપ્ત થઈ અને હનુમાનજી મુક્ત થઇ ગયા. આ ઉદાહરણ લઈ પ્રભુમાં કદી અવિશ્વાસ ન લાવવો. પ્રાર્થના કરવાથી અવિશ્વાસનો ભઙ્ગ થાય છે. 'હે પ્રભુ! ફલાણું આપો યા કરો,' એટલી માગણીથી જીવને એટલું તો થયુંજ ને કે પ્રભુ આ આપવામાં કે કરવામાં ચોક્કસ નહીં હોય! અને માગ્યા પછી એ ન મળ્યું તો પ્રભુમાં અવિશ્વાસ થાય ને? જે થવાનું હશે, તે તો પ્રભુના નિયમન મુજબ થશેજ; માગ્યે કાંઈ તેનામાં ફેરફાર થવાનો નથી, તો માગ્યે શું વળે? લૌકિક અને વૈદિક કર્મોમાંથી પણ સઙ્ગને દૂર કરવાની જરૂર છે; કારણ કે તેટલું પણ પ્રભુમાં અવિશ્વાસજનક થાય છે; બેશક આપણે લોકોમાં રહ્યાં છિયે, તેથી લૌકિક વૈદિક કરવાં તો પડે છે; તે કરવામાં પણ એ આપણા ઊપર એક મોટા બોજારૂપ છે, એવી ભાવના કરવી; બધામાંથી મારાપણું ઊઠાવી લઈ કાર્ય કરવું તો તે લૌકિક-વૈદિક પ્રભુમાર્ગમાં નડતરરૂપ ન થાય. અને લોભ તો કદાપિ ન કરવો; કેમકે તે આકાઙ્ક્ષા ઉત્પન્ન કર છે અને તેથી પ્રભુ પાસે માગવાની ઇચ્છા થાય છે, જે અવિશ્વાસજનક છે; માટે જે કાંઈ પ્રભુકૃપાયે-પ્રભુની ઇચ્છા મુજબ મળી રૂહે, તેનાથીજ સન્તોષ માનવો".

આ માર્ગજ ભાવાત્મક છે. 'માર્ગસ્વરૂપ નિર્ણય' માંજ શ્રીહરિરાયજીએ એ વસ્તુ સ્ફુટ સ્વરૂપે બતાવી છે આ ભાવ માત્ર ભાવનાથી સિદ્ધ છે. આ ભાવનાના ત્રણ પ્રકાર શ્રીહરિરાયજીએ નિર્દેશ્યા છે. આમાંથી પ્રથમ સ્વરૂપભાવના આ છે. 'પ્રથમ દશામાં જે લો.કોયે સ્વરૂપનો કાંઈ પણ અનુભવ કર્યો નથી, સ્વરૂપનું માત્ર શ્રવણ કર્યું છે, તેમણે યોગની માફક પ્રભુના સ્વરૂપનો વિચાર કરવો. આ સ્વરૂપભાવના કરતાંજ ભગવાનનો અનુભવ થાય છે, ત્યારે પ્રભુ સાક્ષાત અથવા તો નાદદ્વારા સમગ્ર લીલાઓથી સમન્વિત થઈ ભક્તના હૃદયાકાશમાં પ્રકટ થાય છે.' એ પછીની ભાવના તે લીલાભાવના. 'લીલાભાવનામાં ભક્ત સ્વયં લીલારૂપ બની જાય છે, એટલે કે લીલાની આ શક્તિથી દેહાદિકની સર્વ ક્રિયામાં, જ્ઞાનમાં, સર્વ પદાર્થમા અન્યથારૂપ પ્રતીતિ થતી હોય, તેમાં પણ પ્રભુનીજ લીલાનું ભાન થઇ જાય છે.' આ પછી ત્રીજી તે ભાવભાવના છે. આ ત્રીજા પ્રકારની ભાવનામાં તાપક્લેશ એ મુખ્ય વસ્તુ છે. જો તાપક્લેશ ન થાય તો દેહાદિની નૂતનતા સમ્ભવી શકતી નથી અને તેથી પૂર્ણવિયોગાત્મક કેવલ ભાવાનુભવ થતો નથી. એમ કદાચ માનો કે આ તીવ્ર વિયોગાગ્નિથી દેહાદિ બળી જશે તો ભાવનો અનુભવ શી રીતે થઈ શકશે? પણ વિચારવામાં આવે તો સ્પષ્ટ માલૂમ પડશે કે તાપક્લેશનો નિયામક વિયોગ પણ સ્વરૂપાત્મક હોવાથી એ વિયોગજ દેહાદિનો સંરક્ષક બનશે; વસ્તુસ્થિતિયે તો તાપક્લેશથી દેહશુદ્ધિ

થાય છે. એ રીતે દેહ શુદ્ધ થયા પછીજ અત્યાર્ત ભક્તને અચાનક સ્વરૂપનો આવિષ્કાર વીજના ઝબકારાની માફક હૃદયમાં થઇ જાય છે. એથી વિશેષ જીવને બીજૂં શૂં ઈષ્ટ હોય ?

આવી જાતની કોટિ સર્વાત્મભાવથી પ્રાપ્ય છે. એ સર્વાત્મભાવનું વિવેચન કરતાં શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કેઃ-

सर्वेषामिन्द्रियाणां हि देहादीनां तथा पुनः ।
आत्मभावो भगवति सर्वभावः स कथ्यते ॥२॥

બધી ઇન્દ્રિયોનો તેમજ દેહાદિક સર્વનો ભગવાનમાં જે આત્મભાવ–અનન્યભાવ, તે **સર્વાત્મભાવ.**"

પોતાનો બીજામાં જે સમ્બન્ધ, તેનો જે વિચાર અને 'આ અમારા ભગવાન' એવી જાતનું જે સમ્બન્ધીપણું તેની અસ્ફુર્તિ, તેનું નામ તે આત્મભાવ. આપણાં જે દેહ-ઇન્દ્રિયો. તે પ્રત્યેકની પ્રભુને વિશે લેશ પણ આકાઙ્ક્ષા ન હોવી જોઇયે. જો આકાઙ્ક્ષા રૂહે તો ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષય એવાં ઇન્દ્રિયોના ભાવની સ્થિતિ રૂહેવાથી સર્વપણું ન થાય. આથી કરીનેજ સર્વાત્મભાવમાં દેહાદિકની સ્ફુરણા ન હોવી જોઇયે. ઇન્દ્રિયોના વિષયોના ત્યાગ વિશે પ્રભુની જે આજ્ઞા છે. તે એવા અતુલિત સર્વાત્મભાવની સિદ્ધિ કરાવવા માટેજ. જો હૃદયમાં કામ-વિષયની સ્થિતિ હોય તો તેવા

કામભાવથી–વિષયાપેક્ષા રહેલી હોવાથી સર્વાત્મભાવ સિદ્ધ ન થાય. એકજ વસ્તુ આમાંથી તરી આવે છે કે સકામતામા દ્વિધાભાવ છે, અને તેથી અનન્યતાનો-અર્પક જે સર્વાત્મભાવ, તે કદાપિ સિદ્ધ થતો નથી.

આમ પ્રભુપ્રાપ્તિમાં પણ સકામતા ત્યાજ્ય છે, તો પછી લૌકિક દશામા સકાનતા ત્યાજ્ય હોય તેમાં શી નવાઈ? અને તેથી શ્રીમદાચાર્યચરણોએ વિષયત્યાગનો સાર્વત્રિક ઉપદેશ કર્યો છે. અલૌકિક કામથી પ્રભુપ્રાપ્તિ નથી થતી એમ નથી, પણ તે પણ દ્વિધાભાવજનક હોવાથી ઉપયોગી નથી; વસ્તુસ્થિતિયે કામભાવમાં પ્રવૃત્તિ છે અને સર્વાત્મભાવમાં નિવૃત્તિ છે.

આ બધી તો આમ અતિ ઉચ્ચ કોટિની વાતો છે, ત્યાંસૂધી પ્હોંચવાના આ કાળના જીવોમાં અધિકાર છે કે નહીં, તે જાણવૂંજ હું તો મુશ્કેલીભર્યું માનું છું. બેશક પ્રભુના અનુગ્રહથી એ બધુંજ શકય છે; પરન્તુ તે મનુષ્યબુદ્ધિથી સમઝી શકાય, એવી વસ્તુ હોય તેમ મારૂં માનવૂં નથી. એટલેજ આધુનિક જીવોયે તો માર્ગમાંથી કેમ ચલિત ન થવાય, તેવી સાવધાની રાખવાની આવશ્યકતા છે. તે માટે આ સઙ્ગ્રહમાં છપાયેલા દુઃસઙ્ગ વિજ્ઞાન પ્રકાર, કામાખ્ય દોષ વિવરણ, સ્વમાર્ગીય શરણ સમર્પણ સેવાદિ નિરૂપણ, બહિર્મુખત્વ નિરૂપણ, બહિર્મુખત્વનિવૃત્તિ, કથાશ્રવણબાધક નિર્ણય, સત્સઙ્ગ નિર્ણય, સ્વમાર્ગમર્યાદા

નિરૂપણ, શ્રીપુષ્ટિમાર્ગલક્ષણ, . પુષ્ટિમાર્ગીય મર્મ નિરૂપણ, એ વગેરે ગ્રન્થોનેજ સારી રીતે હૃદયમાં ઊતારી અધિકાર સિદ્ધ કરતાં કરતાં અને લૌકિક પ્રતિબન્ધોમાંથી બચવાને માટે અવિરત પ્રયત્નશીલ થતાં થતાં આગળ વધવાનું છે. અધિકાર વિના આગળ વધવાનો પ્રયત્ન કરવાથી આ ભયાનક કાળમાં વિપરીત ફલ મળવનીજ બ્હીક છે.

આ સહ્ગ્રહમાં પ્રભુના રસાત્મક સ્વરૂપનું નિરૂપણ કરનારા અનેક ગ્રન્થો નિરૂપાયેલા છે. રસશાસ્રના શાસ્રીય જ્ઞાન વિના એ પ્રક્રિયા સમજાય તેવીજ નથી; અને અધિકારને અભાવે કમસમઝ માણસ તેમાંથી ઊલટુંજ સમઝી બેસે તેવી સ્થિતિ છે. આનું જ્ઞાન દુઃશકય તો નથીજ અને તેથીજ સદ્ગુરુના અનન્ય શરણની અનિવાર્યતા રહી છે. ભગવન્માર્ગમાં પ્રેમપૂર્વક રહી મહાનુભાવી વિદ્વાન આચાર્યોના ગ્રન્થોનું પરિશીલન કરતાં ઉત્તરોત્તર જે અધિકાર પ્રાપ્ત થતો આવે તે પ્રમાણે વર્તવાનું છે. શ્રીમહાપ્રભુજીયે તત્ત્વાર્થદીપ નિબન્ધના સર્વનિર્ણય પ્રકરણમાં ભકિતમાર્ગીય જીવોયે કરવાનાં ત્રણ અતિ આવશ્યક કાર્યોનો નિર્દેશ કર્યો છે અને તે આ છેઃ–

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।**
**इन्द्रियाश्वविनिग्रहः सर्वथा न त्यजेत् त्रयम् ॥२३८॥**

. શકિત પ્રમાણે અનાસકિતપૂર્વક સ્વધર્મનું આચરણ, પરધર્મમાંથી તદ્દન નિવૃત્તિ અને ઈન્દ્રિયરૂપી ઘોડાઓ ઊપર

કાબૂ, આ ત્રણ વસ્તુનો કદાપિ ત્યાગ કરવાનો નથી. આપ આગળ જઈ આજ્ઞા કરે છે કે ક્રીડા-ખેલના ઉદ્દેશથી પણ આ ત્રણેયમાં જરાયે શિથિલતા આવવા દેવી નહીં. શ્રીહરિરાયજી તો ત્યાંસુધીની આજ્ઞા કરે છે કે-' કૌતુક ખાતર પણ જેનાથી ઇન્દ્રિયો તેના વિષય તરફ ખેંચાય, પરોપ કારાદિધર્મો ખાતર પણ જેનાથી ઇન્દ્રિયો તેના વિષય તરફ ઘસડાય, તેનાથી સર્વનાશ થવાની પૂરી શકયતા છે, માટે કોઈપણ સંયોગમાં ઇન્દ્રિયો ઊપરનો કાબૂ છોડવો નહીં. અન્તે એજ ઇષ્ટ કેઃ-

[ શાર્દૂલવિક્રીડિત ].

સેવાતત્પર થૈ કથાપ્રિય થતાં, સત્સઙ્ગને શોધતા,
વ્યાપારો પર છોડતાં, પ્રભુ તણા ભાવે રસાવેશતા
ને દૈન્યે પ્રિયતા કરી, અસત જે આલાપ, તેને ત્યજ્યે,
અત્યાર્તિ પ્રભુદર્શને ઝટ લહો, આચાર્યભક્તાશ્રયે.

ઇતિ ન્શમ્ ।

તા. ૧-૩-૩૭ | વૈષ્ણવચરણરજોભિલાપી,
ઝીંઠાખળી-અમદાવાદ | **કેશવરામ કા. શાસ્ત્રી**

શ્રી કૃષ્ણ

## નિત્યલીલાસ્થ ગો. શ્રીદ અનિરૂદ્ધાચાર્યજીનું

# જીવન ચરિત્ર.

**સમાજ અને પુષ્ટિ સંપ્રદાય**

જગતના ઈતિહાસમાં નોંધવા લાયક હજીએ ઘણાં એવાં કુટુંબો હશે કે જેમણે સદીઓ સુધી ધાર્મિક, સામાજીક કે રાજનૈતિક કાર્યોમાં મોટામાં મોટો ફાળો આપ્યો છે. ઇતિહાસના ચિત્રપટ ઉપર તેમનાં ચિત્રો અંકિત થયાં છે. પણ ઈતિહાસ-કારો હજી સુધી તેમને ઓળખતા નથી. એવુંજ એક કુટુંબ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું છે. શ્રીવલ્લભવંશે ૪૫૦ વર્ષ સુધી સતત ધાર્મિક આંદોલનોમાં રસ રેડયો છે; ધાર્મિક મન્તવ્યોને સજીવ બનાવ્યાં છે અને વ્યવહારિક-ધાર્મિક તત્વો practioc religious principles) જગતને અર્પ્યાં છે.

શ્રી વલ્લભવંશે રજપુત રાજવંશોને પુણ્યતમ માર્ગે દોર્યા; મોગલ સલ્તનત સામે લડત ચલાવી, હિન્દુધર્મ પ્રત્યે માનની લાગણી પેદા કરી કાજીઓને ન્યાય તોળવાના આદર્શો

અર્પ્યાં. બ્રાહ્મણોને ઉપનીષદ્–જુની વિચાર પરંપરા અર્પી નવાં તત્ત્વો સમક્ષ માનની લાગણી ધરાવતા કર્યા. સન્માર્ગના રક્ષક વિદ્વાનોને નવી–સરખી, પણ જુનામાં જુની વિચાર સરણી તે આજે એમ विद्वद्भिः सर्वथा श्राव्यं ते हि सन्मार्गरक्षकाः એવો નીડરપણે ઢંઢેરો જાહેર કર્યો અને विष्णु हस्तयुगलं પુરતો નિષ્પ્રાય કહીને વિનવ્યા પણ ખરા.

સિકંદરલોદી અને કૃષ્ણદેવરાજા, અકબર અને મહારાણા પ્રતાપ, તેમજ વીર ક્ષત્રાણી દુર્ગાવતી, જહાંગીર અને મહારાજા જોધાજી ઔરંગઝેબ ને બુંદેલખંડના નરકેસરી ચંપતરાય અને છત્રસાલ, એ સર્વ ઉપર સમાન રીતે પ્રતીભાની છાપ પાડનાર જો કોઈ એકજ વંશ સફલ નીવડયો હોય તો માત્ર એક શ્રી વલ્લભવંશજ છે. શ્રી વલ્લભવંશે આચાર્ય તરીકે ૪૫૦ વર્ષના ઇતિહાસમાં દરેક રીતે સફળતા મેળવી છે.

આચાર્ય એટલે ધાર્મિક તત્ત્વોને સુવ્યવસ્થિતપણે જનતાને સ્વીકારવા લાયક કરી આપે તે. જો સમયની ફેરબદલીને અંગે ધાર્મિક તત્ત્વોના સ્વીકારમાં કે ધાર્મિક વ્યવહારના આચરણમા અશક્યતા ઉભી થતી હોય અને તેનું કારણ સામાજીક, રાજનૈતિક કે ધાર્મિક ગમે તે હોય પણ તેની સામે વ્યવસ્થિત રીતે ઝુંબેશ ઉઠાવી તે સમયના સમાજની બુદ્ધિમાં ઠસ વી શકાય તે રીતે જુનામાં જુના પણ નિત્ય–અપરિવર્તનીય તત્ત્વોનેજ નવી ભાષામાં રજુ

કરીને પણ જાહેર કરી શકે, નહિ કે તે તે પરિસ્થિતિને શરણે થાય આનું નામજ ક્રાન્તિ-revolution કે સુધારો -reformation શ્રી વલ્લભવંશે અનેક વેળા તેવી ક્રાન્તિને અપનાવી છે, ઉપજાવી પણ છે, પણ मूले कुठारः જેવું કદીએ થવા દીધું નથી. એજ ક્રાન્તિકારનો અને ખરા સુધારકનો આદર્શ.

બીજી રીતે કહીએ તો જગતના ઇતિહાસમાં એવો એકેય વંશ નથી કે જેણે પોતાના સાહિત્યની સેવા ૪૫૦ વર્ષ સુધી અવિચ્છિન્નપણે કરી હોય.

**જન્મ અને બાલ્યા જીવન**

એવા પરમ પુનીત જગદ્વંદ્ય શ્રી વલ્લભાચાર્યજીના વંશમાં એ વંશની પ્રતાપિતા, પ્રગલ્ભતા, વિદ્વત્તા, દીર્ઘદર્શિતા, કાર્ય-કારિતાને ઉજ્જ્વલ કીર્તિને વિશેષ દીપાવી શકે તેવુ એક બાલક ભારતવર્ષના પશ્ચિમ છેડે બેટ-શંખોદ્ધારમાં સં. ૧૯૪૭ ના ભાદ્રપદ શુકલ ૧૨ (વામન દ્વાદશી)ને દિને, જે સમયે ભગવાન ત્રિવિક્રમે વામનરૂપે ત્રણ લોકને માપી લીધા, અને આસુરી મહત્વા-કાંક્ષાને પાતાલમાં દાટી દીધી હતી, તેજ સમયે બ્રાહ્મણ વંશમાં આચાર્ય રૂપે પ્રકટ થયેલા વામનજી-જેમ ભગવાન ત્રિવિક્રમ ભાર્ગવની પટીયસી રાજનીતિથી નિરૂદ્ધ ન થતાં રાક્ષસી મહત્વાકાંક્ષા નષ્ટ કરી શકયા-તેમ यथा नामा तथा गुणः ઉક્તિને સાર્થક બનાવતા શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્યજી ગોસ્વામી શ્રી

શ્રીમુરલીધરજીને ત્યાં શ્રીરૂકિમણીજી માતુશ્રીની કુખે પ્રકટયા. બાળપણથીજ તેમની પ્રતાપિતા તરી આવતી હતી.

યજ્ઞોપવીત સંસ્કાર થયા, અને વિદ્યાધ્યયનનો આરંભ થયો. તેવાજ અરસામાં નટપુરના પ્રતાપી

**નટપુરમાં ગાદીનશીન**

ગો. શ્રીવ્રજરત્નલાલજીને ત્યાં કોઇ આત્મજ ન હોવાથી કોઇ પ્રતાપી ને ભાવિ વિદ્વાન ગોસ્વામી બાળકને ગોદ લેવાનો વિચાર કરી રહ્યા હતા. મહારાજશ્રીની ઇચ્છા શ્રી હાલમણીજીના વંશમાંથીજ ગોદ લેવાની હતી. દૃષ્ટિ ફેંકતાં ગો. શ્રીઅનિરૂદ્ધાચાર્યજીનું વરણ થયું. સાત વર્ષના આ બાળકને જોઇને નડીઆદના જોષિ આદિત્યરામે ભવિષ્ય ભાખ્યું કે આ બાલક ભવિષ્યમાં મહા પ્રતાપી નીવડશે, અને વૈષ્ણવ જનતાના ભાગ્ય વિધાતા આ સાત વર્ષના ગોસ્વામી બાલક બન્યા.

નડીઆદના મંદીરમાં ગોદ લેવામાં આવ્યા ને તિલક કરવામાં આવ્યું.

ત્યારબાદ આપશ્રી નડીઆદ બીરાજ્યા, ને શબ્દ રૂપાવલી આદિગ્રન્થોનું અધ્યયન કર્યું. વિદ્યાધ્યયનમાંથી નવરા પડે ત્યારે શારીરિક વ્યાયામ પણ

**વિદ્યાભ્યાસ ને બાલક્રીડા**

લેતા મલ્લ-કુસ્તીનો આપને ઘણો શોખ હતો. વગર પલોટાયેલા (unbroken) ઘોડાને અંકુશમાં રાખવાની પણ તાલીમ આપે સારી લીધી હતી, જેનું પ્રદર્શન દશેરાને દિવસે ઘણીય વાર મેદાનમાં થતું હતું.

બ્રાહ્મણે વિદ્યાધ્યયન સમયે અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી પણ જે ગુરૂભક્તિ રાખવી જોઇએ તેનું સંપૂર્ણ પરિપાલન આપશ્રીએ કર્યું હતું. વિદ્યાધ્યયનમાં ઉપકારક વિદ્વાનો પૈકી પંડિત મથુરાંપ્રસાદ શાસ્ત્રી, પંડિત શીવશંકરજી, શાસ્ત્રી હરિશંકરજી, મોહનલાલ શાસ્ત્રી, દુર્લભજી શાસ્ત્રી, ગુજરાતી ભાષાનો એકડો ઘુંટાવનાર રણછોડદાસ બાપુજી શાહ, વિષ્ણુરામ શાસ્ત્રી તથા પ્રા. મગ્નલાલ શાસ્ત્રી વિગેરેને બહુજ સારી રીતે સન્માનતા, એટલુ જ નહિ પણ તં મગ્નलाल मनसा स्मरामि એવું મંગલાચરણમાં લખી ઇતર આચાર્યોને માર્ગદર્શક થતા

આપને સાહિત્ય વાચવાનો અને સંસ્કૃત ગ્રન્થો વાંચવાનો એટલો બધો શોખ હતો કે તેઓ જણાવતા કે "જો હું ચારેક કલાક વાંચું નહિ તો મ્હને કઈ ગમેજ નહિ." જે સમયે કાદમ્બરીની પેઠે રસપૂર્ણ, નલચંપૂની પેઠે શ્લેષપૂર્ણ સંસ્કૃત વાકયોનો વરસાદ વરસતો ત્યારે તે સાભળનાર જનતા ચિત્ર લેખિત અવસ્થા અનુભવતી.

**સાહિત્ય રસિકતા**

આપને સંસ્કૃત ભાષામાં ગદ્ય ને પદ્ય (કાવ્યો) લખવાનો ઘણો શોખ હતો. તેમના 'શુદ્ધાદ્વૈતમંજરી,' 'પ્રમેયરત્નાર્ણવ' તથા 'પુષ્ટિમાર્ગ લક્ષણાનિ ટીકા' વિગેરે નાના મોટા ગ્રન્થો આશરે ૪૦ હશે એમ ધારવામાં આવે છે; જેમા ઉપનિષદ્ ભાષ્યો જેવા વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થોનો પણ સમાવેશ થાય છે.

સોળ વર્ષની નાની વયથીજ આ કળા આપને વરી ચૂકી હતી. પ્રથમ વૈષ્ણવ પરિષદ્‌માં આપને અચાનક ભાગ લેવાની ફરજ પડી, કારણકે

**વક્તૃત્વકળા** આચાર્યોએ ભાષણ કરવાંજ - જોઈએ એવું મન્તવ્ય રૂઢ થઇ ચૂક્યું હતું. પ્રૉ. મગનલાલ શાસ્ત્રી, શાસ્ત્રીજી બદરીનાથ વિગેરે સંપ્રદાયના મર્મજ્ઞ વિદ્વાનોની તથા હજારો માણસની મેદની સમક્ષ જરાપણ ક્ષોભ પામ્યા વિના "કેસરી" જેમ વાદળાંને અવાજ કરતાં સાંભળીને ગર્જે તેમ આ "શુદ્ધાદ્વૈત કેસરી"એ હંમેશને માટે યાદગાર એવું પ્રવચન કર્યું. આપનો અભ્યાસ પણ બહુ ન હતો પણ પ્રતિભાસંપન્ન પુરૂષને કંઈજ અગમ્ય નથી હોતું. પ્રૉ. મગનલાલ શાસ્ત્રી એક બાલ આચાર્યની આ વાણી સાંભળીને આનંદ પામ્યા, અને શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્ય તરફ માનની લાગણીથી જોવા લાગ્યા.

તેવામાંજ આપની ઇચ્છા પ્રૉ. મગનલાલ પાસે અણુભાષ્ય શીખવાની થઇ. આપના મુંબાઇના વસવાટ દરમિઆન શ્રી ગોકુલનાથજી, શ્રીદેવકીનંદનાચાર્યજી,

**વિદ્દદ્પરિચય** પંડિત ગલલકશર્મા, પંડિત સુદર્શના- **અને ઉપપદપ્રદાન** ચાર્યજી વિગેરે ઘણા વિદ્વાનોનો પરિચય થયો. ત્યારબાદ પટણા, કલકત્તા, મુંબાઈ, આદિ ઘણાં સ્થળોએ વ્યાખ્યાનો કર્યાં હતાં જેના પરિણામે આપ શુદ્ધાદ્વૈતકેસરી—શુદ્ધાદ્વૈતવાચસ્પતિ

–શુદ્ધાદ્વૈતસહસ્રાંશુ–વેદાન્તસુધારક–વેદાન્ત વિદ્યાલંકાર—પણ્ડિતમણ્ડલેશ્વર—પણ્ડિતેન્દ્ર—સર્વતન્ત્ર સ્વતંત્ર આદિ સુવર્ણ પદક સહિત ઉપપદોથી અલંકૃત થયા હતા.

સુરતમાં લાલબાવાના ઉપનયન સંસ્કાર સમયે શ્રીવ્રજરત્નલાલજીએ છપ્પન ભોગ કર્યો હતો. તે વખતે અનેક ગોસ્વામીબાલકો, ખુદ પ્રથમ ગૃહના તિલકાયિત શ્રીગોવર્ધનલાલજી પધાર્યા હતા, શ્રીઅનિરૂદ્ધાચાર્યજી પણ ઉપસ્થિત થયા હતા. તે વખતે સભામાં શ્રીગોવર્ધનલાલજીએજ સરાહના કરી હતી કે "શ્રી અનિરૂદ્ધલાલજી અમે તો તિલકાયિત છીએ પણ ત્હમે તો "त्रिधा तिलकायित" છો.

**પ્રથમલગ્ન**

પોતાના બાલ આચાર્ય પ્રત્યે સંપૂર્ણ માનભરી લાગણી દર્શાવવા નટપુરસ્થોએ મદ્રાસી વેવાઇને આમન્ત્યા. વિવાહ ખેલ રચાયો. મહાજને વ્યવસ્થાનું બીડું ઝડપ્યું. ભાઉસાહેબ દેસાઈના પૌત્ર શ્રીયુત ગિરિધરદાસ મંગળદાસ ઉર્ફે દાદાસાહેબને સર્વસત્તા સોંપવામાં આવી. અને શ્રીમહાલક્ષ્મી વહુજી સાથે સંવત ૧૯૬૪ના માર્ગશીર્ષ શુક્લ દશમીના રોજ લગ્ન થયું. લગ્ન સમારંભ એવો તો ઉજવાયો કે આનાં પ્રત્યક્ષ દર્શન કરનાર જો બાણ કે શ્રીહર્ષ હોત તો

મોટું કાવ્ય રચત, ટુંકમાં આવું ઉત્સાહભર્યું લગ્ન ન મુક્તો ન ભવિષ્યતિ એ ઉક્તિનો અનુભવ તે સમયે થયોજ હશે. આ નવ-પરિણિત યુગલ ઘણી રીતે સુખી હતું.

ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી ધન અને વહુના મોહપાશમાં એક ભાવિ મહાન્ આચાર્ય

**સાંપ્રદાયિક પ્રવૃત્તિઓ**

ફસાઈ ન પડે માટે स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम એ સંદેશ ગુરૂજનોએ પાઠવ્યો, અને સ્વીકાર્યો, દર એકાદશીએ પ્રવચનો આરંભાયાં. લલ્લુભાઈ પારેખ વિગેરે વૈષ્ણવોની સલાહ લઈ સં. ૧૯૬૫માં શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયની સ્થાપના કરી. શ્રીમાધવતીર્થ શંકરાચાર્યજી સાથે ઉભા થયેલા વિવાદમાં જાહેરમાં શાસ્ત્રની ચેલેંજ ફેંકવાની પહેલ કરી હોય તો પહેલું નામ શ્રી અનિરૂદ્ધાચાર્યજીનુજ છે.

**જામનગર ગાદીનશીન**

*Man porposes and God disposes.* સાંપ્રદાયિક પ્રવૃત્તિઓની હોંશ અને ઉમેદ ઉપર પડદો પડયો. मनमा मनमां तननो तनमांज રહી ગઈ. આ સમયે રા. બ. લલ્લુભાઈ જેવા સાચા સલાહકારો જો મહારાજશ્રીને મળ્યા હોત તો જામનગરની જંજાળમાંથી ખચિત મુક્ત રહેત.

જામનગરની જંજાળમાં ફસાયા પછી ઘણું ગૌરવ સંપાદન કર્યું. પણ કેટલાક સમય સુધી

**નિષ્ક્રિયતા અને વિદ્યાભ્યાસ**

નિષ્ક્રિયતા પ્રાપ્ત થઇ. ફલતઃ કાવ્ય-સાહિત્યનો વ્યાસંગ ઓછો થયો; પણ ન્યાયમિમાંસા, શાંકરવેદાન્ત, જૈન અને બૌદ્ધદર્શનોનો સારો અભ્યાસ કર્યો જેના પરિણામે મહારાજશ્રીએ એક અદ્વિતીય શુદ્ધાદ્વૈત દાર્શનીક વિદ્વાન્ તરીકે ખ્યાતિ મેળવી.

**ગોપાલતાપિની ભાષ્ય અને નારાયણોપનિષદ્ભાષ્ય**

મહારાજશ્રીના જન્મદિવસે આશીર્વાદ આપવાને જામનગરના મહામહોપાધ્યાય શાસ્ત્રી હાથીભાઈ પણ આવ્યા હતા. ત્યાં,'શ્રીકૃષ્ણચન્દ્રાભ્યુદય નાટક'-ની ભેટ આપી. તેજ દિવસે સભામાં નાટકના નામ ઉપર વિવેચનો કર્યાં હતાં પણ 'નામ મોટું ને દર્શન ખોટું" એવું આ પુસ્તક હોવાથી મહારાજશ્રીએ પોતાની કલમ ઉપાડી. ગોપાલતાપિની ભાષ્ય રચી, સ્વસિદ્ધાંત પ્રતિપાદન કરીને ઈતર સિદ્ધાંતનું સચોટ ખંડન કર્યું. શૈલી પહેલાંના ભાષ્યકારોની જેમ રાખેલી હોવાથી इति चेत इति केचित्‌नां વચનોથી પૂર્વપક્ષો કરી સિદ્ધાંત પ્રતિપાદન કર્યો, મુદ્રણ પણ થઈ ચુક્યું; જેની પ્રતિ શાસ્ત્રીજીને પણ મળી ચુકી હતી. ત્યાર બાદ नारायणोपनिषद्‌भाष्य રચ્યું જે હજુ ય અમુદ્રિત છે.

**પ્રથમ વહુજીનો લીલા પ્રવેશ ને પ્રહલાદ મંદીર**

તેમનાં પ્રથમ વહુજી જે ઘણાં સેવારસિક તથા સાહિત્ય રસિક તથા અતિગુણ પરાયણ હતાં તે પાછળ કોઈ પણ પ્રજા મૂકયા વિના લીલાપ્રવિષ્ટ થયાં. હાજમાં દુઃખ ઉમેરાયું, પણ મહારાજશ્રી ઇશ્વરેચ્છાનેજ આધિન થયા. આપશ્રીની લાયબ્રેરીમાં હસ્તલિખિત તથા મુદ્રિત ઘણાં પુસ્તકો હતાં, તે સર્વને આપશ્રીનાં વહુજીના સ્મરણ ચિહ્ન તરીકે એ શ્રીમતીજીના જ નિવાસસ્થાનમાં પ્રહલાદ મંદીર ખોલી ત્યાં પધરાવ્યાં.

**દ્વિતીય વિવાહ અને ઉપપદ પ્રદાન**

કનિષ્ઠ ભ્રાતા આદિ સંબંધીઓના સમજાવવાથી આપશ્રીએ દ્વિતીય લગ્ન સં ૧૯૮૮ના કાર્તિક સુદી ૧૫ ના રોજ શ્રીમહાલક્ષ્મીવહુજીની સાથે કર્યું. તે વખતે નડીઆદના વૈષ્ણવોએ એક સભા ભરી, જેમાં પરિણીત યુગલને પધરાવવામાં આવ્યું અને આપશ્રીએ ગોપાલતાપિની ઉપનિષદ્ દ્વારા શ્રીકૃષ્ણચંદ્રાભ્યુદય નાટકનું ખંડન કરેલું હોવાથી મહારાજશ્રીને 'પણ્ડિતેન્દ્ર'ના ઉપપદ સાથે સુવર્ણપદક ઉપપદથી વિભૂષિત કર્યા.

**સનાતનધર્મ પ્રવૃત્તિ તથા ઉપપદ પ્રદાન**

ગુરુવાયુરમાં મહાત્મા ગાંધીજી દ્વારા અછુતોના મંદિર પ્રવેશ સંબંધે જ્યારે સત્યાગ્રહ શરૂ કરાવ્યો ત્યારે આપશ્રીએ એ પ્રવૃત્તિ ધર્મવિધ્વંસક હોવાથી સક્રિય ફાળો આપવાનાજ હેતુથી

પોતાના શાસ્ત્રી હરિશંકરજીને પાઠવ્યા હતા. નડીઆદમાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની શાખા સ્થાપી. દિવાન બહાદુર ચીમનલાલ મહેતા; શેઠ શ્રીકીકાભાઈ તથા ભાઉસાહેબ તાતાસાહેબ વિગેરેની સલાહથી ખેડા જીલ્લા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનું અધિવેશન ભર્યું, જેમાં આપશ્રીનેજ અધ્યક્ષસ્થાન સોંપવામાં આવ્યું હતું.

થોડા સમય પછી પૂ. ગો. શ્રીગોકુલનાથજીની અધ્યક્ષતાએ તથા આપની સ્વાગતાધ્યક્ષતાએ મુંબાઈ પ્રાન્તીય સંમેલન ભરવામાં આવ્યું હતું તે સમયે શ્રીગોકુલનાથજી ઉપરાંત ગો. શ્રીવલ્લભલાલજી મહારાજ, ગો. શ્રીરણછોડલાલજી મહારાજ, શ્રીશંકરાચાર્ય ભારતીકૃષ્ણતીર્થજી, શ્રીજયેન્દ્રપુરીજી, શ્રીરામાનુજમતાનુયાયી શ્રીદૈવનાયકાચાર્યજી પણ પધાર્યા હતા. શ્રી અનિરૂદ્ધાચાર્યજીનું સ્વાગતનું અને ઉપસંહારનું સંસ્કૃત ભાષામાં લલિત વ્યાખ્યાન સાંભળીને મહારાજશ્રીના પાંડિત્યથી આકર્ષાઇ શ્રીશંકરાચાર્યજી શ્રી ભારતીકૃષ્ણતીર્થજીએ આપને કુંકુમ તિલક કરી, પુષ્પમાલા કંઠમાં આરોપી અને 'સર્વતન્ત્ર સ્વતન્ત્ર'ના ઉપપદથી વિભૂષિત કર્યા. નોંધવા જેવી વસ્તુ એ છે કે શ્રીકૃષ્ણદેવરાજાની સભામાં શ્રીમદ્વલ્લભાચાર્યજીને સર્વ આચાર્ય સમક્ષ 'મહાપ્રભુ' ઉપપદથો વિભૂષિત કરવામાં આવ્યા હતા. ત્યારપછી આ બીજોજ દાખલો છે કે સર્વ આચાર્યોની સમક્ષ આપશ્રીને આ પદવી અર્પણ કરવામાં આવી છે.

**પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયનો રજત મહોત્સવ**

સંવત ૧૯૯૧માં શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયનો રજત મહોત્સવ ઉજવાયો, સાતેય દિવસનું પ્રમુખસ્થાન સ્વીકારી વૈષ્ણવોને તથા બહારગામના આવેલા વૈષ્ણવોને ઉપદેશનો લાભ આપ્યો હતો.

**સ્વભાવ ને સાદું જીવન**

આપશ્રી આશ્રય લેનારને સારા આશ્રયી, દૃઢ નિશ્ચયી અને શ્રીબાલકૃષ્ણૈક આશ્રયી હતા. ખપ જેટલુંજ બોલતા. ભગવન્નામનો જપ સર્વથા ચાલુજ રહેતો, સાહિત્ય વાંચવાનો એટલો બધો શોખ હતો કે પોતે ઘણીય વાર જાહેર કરતા કે જે 'દિવસે હું વાંચું નહિ તે દિવસ મ્હારે માટે દુર્દિન સમજવો.' આપ નીતિજ્ઞ (Political) હતા ને કહેતા કે 'લોકોને Politics શીખવા માટે ઘણીય મહેનત પડે છે. પણ હું તો પૈસાના ભોગે Politics શીખ્યો છું.' વાર્તાલાપમાં સ્વસંપ્રદાયનું ગોપન કરતા. યોગ્ય સ્થળે વિવેકી અને મળતાવડા હતા. આપનો ખોરાક બહુજ સાદો ને પહેરવેશ પણ તેવોજ હતો. અને આપશ્રી પૈસા કરતાં પ્રભુ સેવાને વધારે પ્રાધાન્યતા આપતા તથા શાસ્ત્ર મર્યાદાએ રહી પોતાના દિવસો નિર્ગમન કરતા.

**લીલા પ્રવેશ**

આપશ્રી જામનગર પધાર્યા. કોણ જાણતું હતું કે આચાર્યશ્રી હવે નડીઆદના વૈષ્ણવોથી આધિભૌતિક દૃષ્ટિએ હંમેશને માટે વિદાય

થાય છે. કેટલોક વખત માંદગી ભોગવ્યા બાદ એક નિ.સંતાન વિધવા વહુજીને મૂકીને સંવત ૧૯૯૨ના માગશર વદ ૭ ને દિવસે લીલાપ્રવેશ કર્યો સાપ્રદાયિક ભાવનાએ આધિદૈવિક દૃષ્ટિથી આપણી વચ્ચેજ બીરાજે છે; પણ આપણા દૈવદુર્વિપાકને લીધેજ પ્રકટ દર્શન આપતા નથી.

પૂ. પા. મહારાજશ્રીએ વૈષ્ણવોના લાભાર્થે જે સંસ્કૃત ગ્રન્થો લખ્યા છે તેનું મુદ્રણ કરાવી શકાય તોજ આપણે તેમના પાંડિત્યની યોગ્ય કદર તથા યત્કિંચિત સેવા કરી શકયા છીએ એમ મનાય.



# પુસ્તક કેમ છપાયું?

न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत એ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાકારના સિદ્ધાન્તેજ અનુસરીને આ પ્રવૃત્તિ આરંભાયેલી છે એમ કહીએ તોપણ અતિશયોક્તિ નથીજ. સારા કર્મોમાં અને નિષ્કામ - કર્મોમાં આ યોજના થાય તો કર્મ બન્ધનમાંથી પણ મુક્ત થવાય એ પણ સિદ્ધાન્ત આ ગ્રન્થ છપાવવામાં જળવાય છે.

શ્રીપુષ્ટિમાર્ગીય. પુસ્તકાલયના આદ્ય સંસ્થાપક અને વૈષ્ણવોને તથા ઇતર જનતાને પોતાની વિદ્વત્તાથી આકર્ષી નડીઆદમાં અખંડ જ્યોત પ્રકટ કરી હોય તો શ્રીમદ્ અનિરૂદ્ધાચાર્યજી મહારાજશ્રીજ હતા. તેનો પ્રકાશ દૂર સુધી સંપૂર્ણ પહોંચે તે પહેલાં તો તે જ્યોત તદ્દન બુઝાઈ ગઈ તે એટલે સુધી કે પોતાની પાછળ કોઈ પ્રજા પણ નથી. છેલ્લા દશકાથી નડીઆદમાં તેમની પ્રવૃત્તિ પ્રશંસનીય હતી. આપશ્રીએ પોતાના જાહેર પ્રવચનમાં એમ જણાવેલું કે "શ્રીહરિરાયજીના શિક્ષાપત્રો, તથા તેમના નાના પણ તત્ત્વ ગ્રન્થોના ઉપર ઘણું લખાવું જોઇએ" આ વિચારોનાં બી વાવ્યાં પણ તે અંકુરિત ન થયાં તેવાજ અરસામાં આપે નિત્યલીલા પ્રવેશ કર્યો. આપના તરફની નટપુરના પુસ્તકાલયના વ્યવસ્થાપકોની પૂજ્ય બુદ્ધિને લીધે કંઈ સેવા થાય એ ઉમેદ હતી, પણ દ્રવ્ય સંકોચને લીધે તે વસ્તુને અમલમાં મૂકવાને હિંમત ચાલતી ન હતી.

## ઉપકાર સ્મરણ

શ્રી હરિરાયજીના ગ્રન્થોને માટે ઉપરોક્ત તમન્ના ભ. માતરના પારેખ મંગળદાસ ખીમચંદને તથા ખેડાના શાસ્ત્રી શ્રીયુત વ્રજવલ્લભ શર્માને પણ હતી. પુસ્તકાલય દ્રવ્ય મળે તેનીજ રાહ જોતુ હતું. ચિન્તિત વિષયમાં તે બન્નેના અતુલ ઉત્સાહે અને સહાયે આ પ્રવૃત્તિને અતિશય વેગ આપ્યો છે. તે તેમની ઇચ્છા વિરૂદ્ધ પણ જણાવવું પડે છે, કાર્યની શરૂઆત થઇ અનુવાદ કરવાને માટે પણ સેવાભાવનાની દ્રષ્ટિએ પેઢીગત વૈષ્ણવ માંગરોળ નિવાસી કેશવરામ શાસ્ત્રીએ સરળ અનુવાદ કરી આપવાને બીડું ઝડપ્યું. દ્રવ્યનો હિસાબગણી અમે ૩૦૦ પૃષ્ઠ આપવા માટે જાહેર કર્યું હતું, પણ વૈષ્ણવોએ અણીને વખતે નીચે પ્રમાણે આર્થિક સાહાય્ય કરી કે જેના પરિણામે કંઈક વધુ પાનાં આપી શકયા છીએ જેથી વૈષ્ણવો તે સર્વના ઋણી છે.

### આર્થિક સહાય આપનારનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ગો. વા. જેકીશનદાસ દામોદરદાસ ગાંધી નવસારી,ના સ્મરણાર્થે હા. જગમોહન-દાસ દામોદરદાસ ગાંધી. | ૧૨૫-૦-૦ |
| ૨ | હરજીવનદાસ પુરૂષોત્તમદાસ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ ભ. મોતીલાલ ગોર્વીદલાલ તથા ભ. માણેકલાલ મણીલાલ અમદાવાદ | ૧૦૦-૦-૦ |

| | | |
|---|---|---|
| ૩ | ગો વા. બાપુજીભાઈ વિઠ્ઠલદાસ ઊમરેઠ,ના સ્મરણાર્થે હા. પટેલ ચુનીલાલ ગોકળદાસ | ૫૧–૦–૦ |
| ૪ | ભ. ચંદુલાલ ત્રીભોવનદાસ બાસુદીવાળા નડીઆદ. | ૫૧–૦–૦ |
| ૫ | ગો. વા. વિઠ્ઠલદાસ છગનલાલ ઘોડાના ટ્રસ્ટી ભ. મોહનલાલ લલ્લુભાઈ ઘોડા | ૫૦–૦–૦ |
| ૬ | ભ. જમનાદાસ લલ્લુભાઈ દેસાઈ અમદાવાદ. | ૨૫–૦–૦ |
| ૭ | ખેડાના એક વૈષ્ણવ | ૨૫–૦–૦ |
| ૮ | ભ. ભાઈલાલભાઈ સાંકળચંદ નડીઆદ | ૨૫–૦–૦ |
| ૯ | ભ. કેશવલાલ ગીરધરદાસ દાણી ,, | ૨૫–૦–૦ |
| ૧૦ | ભ. મણીલાલ છગનલાલ શાહ. ,, | ૨૫–૦–૦ |
| ૧૧ | ભ. વિઠ્ઠલદાસ મોતીચંદ માંગરોળ | ૫–૦–૦ |
| ૧૨ | ભ. નાથાભાઇ ,હરિભાઇ ખરાંટી | ૪–૦–૦ |
| | | ૫૧૧–૦–૦ |

સદરહુ ગ્રન્થોના અનુવાદોમાં જે અનુવાદો છુટક માસિક વિગેરેમાં છપાયા હતા તે અનુવાદોને પણ એકત્રિત કર્યા છે. વળી બીજા સ્વતંત્ર અનુવાદો પણ આપ્યા છે. બીજા ભાગના સાહિત્ય માટે તૃતીયગૃહ પીઠાધીશ્વર ગો. શ્રીવ્રજભૂષણલાલજીમહારાજ તથા શ્રીગટ્ટુલાલજી સંસ્થા-દ્વારા શ્રીયુત્ ધીરૂભાઇ વિગેરેએ જે સાથ ને ઉત્સાહ આપ્યો

છે; તે અત્યંત અવકારદાયક ને સ્તુત્ય છે. એ સર્વે ગોસ્વામી મહારાજશ્રીઓ તથા વિદ્વાન ગ્રેજ્યુએટો તથા શાસ્ત્રીઓ, મંગળદાસ પારેખ, કમીટીના મેમ્બરો તથા હરિશંકર શાસ્ત્રી વિગેરેનો સાહૃદય આભાર માનું છું.

જેટલું સાહિત્ય અમારી પાસે એકત્રિત છે તે સર્વનો અનુવાદ આપતાં ગ્રન્થનું કદ બહુજ વધી જવાની ભીતિ લાગવાથી તથા એક સામટું દ્રવ્યનું રોકાણ નહિ કરવાની ઇચ્છાથી આ ગ્રન્થ ફક્ત ૫૫ ગ્રન્થનો અનુવાદ આપી સમાપ્ત કર્યો છે. પણ જો આ ગ્રન્થના અનુવાદનો શિઘ્ર આદર થશે તથા કોઇ ઉદાર ગૃહસ્થ સેવા ભાવનાએ દ્રવ્યમાં સાહાય્ય કરશે તો બીજો ભાગ પણ બહાર પાડવામાં વ્યવસ્થાપકો પાછી પાની નહીજ કરે એમ હું ખાત્રી આપુંછું.

શ્રીયુત કેશવરામ શાસ્ત્રીએ અનુવાદ કરવાનું બીડું ઝડપ્યું ન હોત તો દ્રવ્ય એકલથી અમે આ ગ્રન્થ બહાર પાડી શકત નહિ. તેમની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી ફાજલ સમય પાડીને પણ અનુવાદ ઉપરાંત પ્રૂફ સંશોધન વિગેરેનું જે કાર્ય કર્યું છે તે સર્વને આધારેજ અમે ઝડપથીજ કામ પતાવી શકયા અત એવ વૈષ્ણવો તેમજ પુસ્તકાલયના વ્યવસ્થાપકો તેમના ઋણી છે. પ્રભુ તેમને આવી નિષ્કામ સેવા કરવાને વધુ અનુકુળતા પ્રાપ્ત કરી આપે અને તેમને ત્રિવિધ દુઃખથી મુક્ત રાખે એ પ્રભુ પ્રતિ અભ્યર્થના.

અંતમાં જેમણે અમને કંઇપણ સાહાય્ય કરી છે તે સર્વનો આભાર માનવાની તક લઉં છું.

ગ્રન્થને બહાર પાડવામાં જાહેરાત પ્રમાણે અમે કંઇક મોડા પડયા છીએ, તેનું કારણ પ્રેસ વિગેરેની અનિયમિતતા છે તે માટે હું કર યુગલ જોડી વૈષ્ણવોની ક્ષમા માગું છું. તે ઉપરાંત જે કંઈ ભૂલ માલુમ પડે તેને વાંચકો સુધારી લેશે અને જો અમને જણાવશે તો બીજી આવૃત્તિમાં સુધારો કરવા પ્રયત્ન કરીશું. અંતમાં જે કંઇ સેવા આપ સર્વના ચરણમાં રજુ કરૂં છું તે શ્રીબાલકૃષ્ણ પ્રભુની કૃપાથી છે અત એવ એઓશ્રીના ચરણોમાં શીર ઝુકાવી વિરમું છું.

ડોલોત્સવ,
સં. ૧૯૯૩

રતિલાલ મોહનલાલ દોશી
મન્ત્રી,
શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય,
નડીઆદ.

श्री कृष्णः शरणं मम ।  श्रीवल्लभाय नमः ।

# પુષ્ટિમાર્ગીય સસ્તુ સાહિત્ય.

**વૈષ્ણવોને માટે સોનેરી તક !**

**લગભગ પડતર કિંમતે આજેજ ખરીદો.**

**શ્રીમદ્દલ્લભાચાર્યજી પ્રણીત**

## ત્રિવિધ નામાવલી.

**બાલલીલા પ્રથમ ભાગ. કિં. ૦-૨-૩**
**પ્રૌઢલીલા દ્વિતીય ભાગ કિં ૦-૨-૦**
**રાજલીલા તૃતીય ભાગ કિં. ૦-૨-૦**

**પોસ્ટેજ અલગ.** પચીસ પુસ્તક ખરીદનારને પચીસ ટકા કમીશન આપવામા આવશે,

—: અનુવાદક અને પ્રકાશક :—

**ચીમનલાલ કીશોરદાસ શાહ** બી. એસ. સી.
બી. એ એલ. એલ. બી. પાડાપોલ; **નડીઆદ.**

( પૂ. પા. ગો. બાલકો તથા સામ્પ્રદાયિક વિદ્વાનો તથા ગુજરાતના પ્રસિદ્ધ પત્રકારોના અભિપ્રાયથી પરિપૂર્ણ )

ધનિક વૈષ્ણવ બન્ધુઓને પણ આ કાર્યમાં મદદ કરવા ખાસ વિજ્ઞપ્તિ છે. જો કોઇ બન્ધુ પચીસ રૂપીઆની મદદ કરશે તો કિંમતમા ૦-૦-૬ ઘટાડી દેવામાં આવશે. પોતાના પૈસા કેટલાય અન્યમાર્ગે વ્યય કરતા હશે, તો તેમને હાથ આ એક ઉત્તમ તક આવી પહોંચી છે. માટે તેનો લાભ લેવા ભૂલવુ નહિ વધુ માટે લખો યા મળો.

**ચીમનલાલ કીશોરદાસ શાહ.**
પાડાપોલ, નડીઆદ.

श्रीकृष्णाय नमः॥
श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥
श्रीहरीधनमहाप्रभुचरणकमलेभ्यो नमः ॥

# १. अथ मार्गस्वरूपनिर्णयः ।

स्वमार्गः सर्वथा ज्ञेयः सर्वेभ्योऽतिविलक्षणः ।
तत्स्वरूपं तु दुर्ज्ञेयं स्वसामर्थ्येन सर्वथा ॥१॥

બીજા બધા માર્ગો કરતાં અતિ જુદાજ પ્રકારનું જેનું લક્ષણ છે, તેવા આપણા પુષ્ટિમાર્ગ-શુદ્ધાદ્વૈત ભક્તિમાર્ગનું દરેક રીતે જ્ઞાન મેળવવું જોઇયે. (જીવ એમ ધારતો હોય કે હું મારા સામર્થ્યથી આ માર્ગના સ્વરૂપનું જ્ઞાન મેળવી લઇશ તો તે ભૂલભરેલું છે:) આ માર્ગના સ્વરૂપનું પોતાના સામર્થ્યથી દરેક રીતે જ્ઞાન મેળવવું તો અત્યન્ત મુશ્કેલ છે. ૧.

इति चिन्ताकृपायुक्तः कृष्णः स्वाशयं चकार ह ।
प्रकटं सर्वसामर्थ्यमहितं विधिवद् भुवि ॥२॥

-(જીવ પોતાના સામર્થ્યથી માર્ગજ્ઞાન મેળવી શકે તેમ નથી તેવા પ્રકારની ચિન્તાને લીધે પરમકૃપાયુક્ત પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીએ

આ પૃથ્વીના તલ ઉપર બધાજ પ્રકારના સામર્થ્યને ધરાવતા પોતાના મુખારવિન્દ (ના અવતાર રૂપ શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી) ને વિધિ-પૂર્વક પ્રાકટ્ય આપ્યું. ૨.

"रसो वै सः" इति श्रुत्या कृष्णो भावात्मको मतः।
तथा तदास्यं मन्तव्यं भक्तानुभवतोऽनुगैः ॥३॥

"रसो वै सः। તે પ્રભુ કેવલ રસાત્મક છે એ શ્રુતિવાક્ય મુજબ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજી ભાવાત્મક છે; તેજ પ્રમાણે શ્રીમહાપ્રભુજી ના અનુયાયી વૈષ્ણવો શ્રીકૃષ્ણચન્દ્રજીના મુખારવિન્દ (ના અવતારરૂપ ભગવાન શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી) ને ભાવાત્મક માનજો, સબબ કે આપશ્રીના ભક્તોને તેવા આચાર્યશ્રીના ભાવાત્મક સ્વરૂપનો અનુભવ થયેલોજ છે. ૩.

तेन भावात्मको मार्गः सर्वोऽपि प्रकटीकृतः ॥

તે આ શ્રીમહાપ્રભુજીએ આ ભાવાત્મક સમગ્ર ભક્તિમાર્ગને પ્રકટ કર્યો છે- (આવા સ્વરૂપવાળા ભક્તિમાર્ગનો પ્રકાશ શ્રીમહા-પ્રભુજીથીજ છે. તે પૂર્વે ભક્તિમાર્ગ ભૂતલ ઊપર હતો, પરન્તુ જે સ્પષ્ટ સ્વરૂપવાળો ભક્તિમાર્ગ જોઇયે, તેવો તો નજ હતો.)—અપ્રકટ હતો તેને પ્રાકટ્ય આપ્યું. ૩ૣ.

मुख्यो हि ब्रह्मसम्बन्धः, स भावात्मक एव हि॥४॥

આ માર્ગમાં પ્રથમ પહેલાં બ્રહ્મસમ્બન્ધ —સ્મૃતિમાં જેને પરમાત્મા, શ્રીમદ્ ભાગવતમાં જેને ભગવાન અને શ્રુતિ-વેદમાં જેને બ્રહ્મ કહેવામાં આવે છે, તે પરમકૃપાળુ શ્રીકૃષ્ણચન્દ્ર પરબ્રહ્મ સાથેનો

સમ્બન્ધ (– આ માર્ગમાં નામકરણ દીક્ષાદ્વારા શરણનો અધિકાર થયા પછી માર્ગદીક્ષાના સ્વરૂપમાં ગુરુદ્વારા જે કરાવવામાં આવે છે, તે જીવોદ્ધારના દ્વારભૂત રહેલો સમ્બન્ધ) તે ભાવાત્મક જ છે. (શા માટે ભાવાત્મક ?) ૪.

भार्या विवाहतो नार्या यथा स्वपुरुषे भवेत्।
तथा मम पतिः कृष्ण इति सम्बन्धतोऽत्र हि ॥५॥

જે પ્રમાણે વિવાહ થતાં નારીને પોતાના પુરુષમાં ભાવ થાય છે તેજ પ્રમાણે અહીં તેવા પ્રકારના સમ્બન્ધને લીધે શ્રીકૃષ્ણચન્દ્રજી મારા સ્વામી છે –(હું તેનો દાસ છું)'–એવો ભાવ જાગે છે. ૫.

यथा स्वभर्तृसम्बन्धे तस्या निर्दुष्टता तथा।
भगवद्भावसम्बन्धे देहस्वात्मयतामिह ॥६॥

જે પ્રમાણે પોતાના ભરથારની સાથેના સમ્બન્ધમાં પત્નીને નિર્દોષપણું છે, તેજ પ્રમાણે પ્રભુ સાથેના ભાવાત્મક આ બ્રહ્મ-સમ્બન્ધમાં દેહ- ધનાદિમાં જેને અહમ્બુદ્ધિ છે. તેવા જીવોને (પણ) નિર્દોષપણું છે,

"चाण्डाली चेद्राजपत्नी"त्यादिना प्रभुणोदितम्।

---

*અહીં મૂલમાં **देहास्या** વગેરે પાઠ છે, કાનો દ્દામાં ન જોડગે દેહ-ધન-આત્મામાં મમતા રાખનારને પણ બ્રહ્મસમ્બન્ધથી નિર્દોષપણું પ્રાપ્ત થાય છે એવો સ્પષ્ટ આશય છે.

पूर्वदोषस्तदा नैव सम्बन्धः प्रतिबन्धकः ।।७।।

‘ચાણ્ડાલી રાજરાણી બની હોય અને વળી રાજાએ તેને માનીતી કરી હોય; તેમ છતાં કોઈવાર રાજા તેનું અપમાન કરે એટલે કે કદાચ તેનો ત્યાગ પણ કરે તો તેથી તેના ચાણ્ડાલીપણામાંથી શું જવાનું?” —એ શ્લોક વડે શ્રીમહાપ્રભુજીએ ખુલાસો કર્યો છે. આ રીતે પૂર્વ સ્થિતિમાં કોઈ પણ દોષ હોય તોપણ (રાજા જેમ ચાણ્ડાલીને પણ રાણી બનાવી શકે છે; ચાણ્ડાલી સાથે સમ્બન્ધ રાખી શકે છે, તેમ) તે + સમ્બન્ધમાં — પ્રભુ સાથેના સમ્બન્ધમાં કાંઈપણ પ્રતિબન્ધ લાવનાર થઈ શકતો નથી. ૭.

तस्या यथान्यसम्बन्धे तदनुच्छिष्टभक्षणे ।
स्वस्वामिभुक्तदाने च स्वदेहादन्ययोगतः ।
महान् दोषस्तथात्रापि मन्तव्यं भगवज्जनैः ।।८*।।

તે સ્ત્રીને જે પ્રમાણે અન્ય કોઈ સાથે સમ્બન્ધ બાંધતાં પતિનું ઉચ્છિષ્ટ-ના ખાતાં પોતાના સ્વામીને પોતાનું ખાધેલું દેતાં

---

+મૂળમાં અહીં सम्बन्ध. એમ પ્રથમા વિભક્તિ છે; પ્રથમા કરતાં સપ્તમી વિભક્તિ હોવા વધુ સમ્ભવ છે; કેમકે કોઈ સમ્બન્ધ બાધક હોઈ ન શકે બાધકના અર્થે એવી વસ્તુ હોય તો તે પૂર્વદોષ હોઈ શકે.

* અહીં મૂળમાં तस्यांच थान्यसम्बन्धे એવો પાઠ છે. तस्य નરજાતિના સર્વનામની અત્રે જરૂર નથી, અહીં વાત નારીની છે એટલે तस्याः જોઈએ. અયં કોણ? સ્ત્રીને પતિના આત્મસમ્બન્ધમાં દોષ શિયો? પતિને ખાવાના પદાર્થ પત્ની ખાઈલિયે તો દોષ થાય;

અને પોતાના દેહથી અન્ય પુરૂષનો (અયોગ્ય) યોગ થતાં મહાન દોષ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે આ સ્થળે પણ (બ્રહ્મસમ્બન્ધ થયા બાદ અન્ય કોઇ દેવ સાથે સમ્બન્ધ રાખતાં, પ્રભુ-પ્રસાદી ન લેતાં પ્રભુને પોતાનૂં અર્પ્યું ખાધેલું-ભોગવેલું સમર્પિત કરતાં અને ત્યદેવથી અન્ય દેવની આરાધના ચાલુ રાખતાં) મહાન દોષ ઉત્પન્ન થાય છે. તેવું ભગવદીયોયે જાણવું ૮કે.

यथा मध्यस्थिताभिः सार्पयत्यात्मानमुत्तमम् ।
तथा सम्बन्धिभिः कृत्वा सर्वमस्तु समर्पयेत्॥९३॥

જે પ્રમાણે વચ્ચે રહેલી (દૂતી)યોથી સ્ત્રી પોતાના ઉત્તમ આત્માનૂ પતિને સમર્પણ કરે છે, તેજ પ્રમાણે સમ્બન્ધી જન-દ્વારા બધી વસ્તુ તૈયારી કરાવી પ્રભુને સમર્પણ કરવુ. ૯કે.

स्वानन्यतानुसम्बन्धाभावे बाधक इष्यते ॥१०॥

પોતાનુ પ્રભુમા જે અનન્યપણુ, તે અનન્યપણાના સમ્બન્ધની સ્થિતિજ ન હોય તો તે (આત્મસમર્પણાદિકમા) પ્રતિબન્ધક થઇ પડે છે. ૧૦.

यथा सम्बन्धिभिः साक स्वपातिव्रत्यरक्षणम् ।

---

પણ તો યનો મેળ કેમ મેળવવો? એટલેજ સમ્બન્ધ છે કે तस्यां यथान्यसम्बन्धे એવો પાઠ હોય अन्ययोगत થી अन्यसम्बन्धः પુનરુક્ત થાય છે, તેમ માનવાનું નથી. સમ્બન્ધ અને યોગ દી વસ્તુ છે. સમ્બન્ધ=પરપુરૂષ સાથે વાતચીત કરવી યોગ પરપુરૂષ સાથે પત્નીત્વે વર્તન

तथात्र ब्रह्मसम्बन्धचिन्तनं तादृशैर्जनैः ॥११॥

જે પ્રમાણે સગાંવ્હાલાંઓની મદદથી સ્ત્રી પોતાના પતિવ્રતપણાનું રક્ષણ કરે છે. તેજ પ્રમાણે જીવે તાદશી જનોની સાથે રહી (તેઓની મદદથી) બ્રહ્મસમ્બન્ધનો (તે ટળી ન જાય તેનું ખાસ ધ્યાન રાખવા) વિચાર કર્યા કરવો. ૧૧.

अतस्तत्रैव हि स्थेयं यत्र तत्सङ्गसम्भव. ।
ते दुर्लभाः खलु कलौ, तान् परामृश्य संवसेत् ॥१२॥

આથી ત્યાંજ રહેવું કે જ્યાં તેવા તાદશી ભગવદીયોના સઙ્ગની સમ્ભાવના હોય આવા તાદશી ભગવદીયો કલિકાળમાં દુર્લભ છે. તેઓની બરોબર પરીક્ષા કરી પછી તેવાઓનો સત્સંગ કરતા રહેવું (શ્રીહરિરાયજીએ દુઃસઙ્ગવિજ્ઞાનપ્રકારનિરૂપણ-ગ્રન્થમાં વંચકો અને ભગવદીયોનું તારતમ્ય નિરૂપ્યું છે; તેનું અનુસંધાન કરવું.) ૧૨.

"अतः स्थेयं हरिस्थाने" इति प्रभुवचः स्फुटम् ।
यतो भावः सुसंरक्ष्यो, वर्धनीयश्च सर्वथा ॥१३॥

શ્રીમહાપ્રભુજીનું (ભક્તિવર્ધિનીમાં) "-આથી કરી જે પ્રમાણે ચિત્ત દુષિત ન થાય.........તે રીતે હરિભગવાનના સ્થાનમાં રહેવું", -એ સ્ફુટ વચન છે; કારણકે દરેક રીતે ભાવનું સારી રીતે રક્ષણ કરવાનું છે અને તેને વધારતાં જવાનો છે. ૧૩.

सर्वीज्ञभावो वचनैर्व्यावृत्तिरहितैः सदा ।

प्रेमासक्तिव्यसनतां लभते भजनक्रमात् ॥१४॥

(ભક્તિવર્ધિનીમાં શ્રીમહાપ્રભુજીએ)બીજભાવ દઢ કરવાનો ક્રમ બનાવી વ્યસન દશા સુધીનો જે ક્રમ બતાવ્યો છે, તેજ પ્રમાણે રૂચિરૂપી બીજ સહિત થયેલો ભાવ દુન્યવી ધાંધલોની જેમાં અસર નથી તેવાં વચનોએ કરી ભજનના ક્રમે પ્રેમ આસક્તિ અને વ્યસનની દશાને મેળવે છે. ૧૪. (સામાન્ય વાંચકોને આ વિષય સમજવો હોય તો ભક્તકવિ દયારામભાઈનું ભક્તિપોષણ અહીં વધુ ઉપયોગી થઇ પડશે અથવા શાસ્ત્રીજી ચીમનલાલ હરિશંકરે રચેલ પુષ્ટિમાર્ગોપદેશિકાના બીજા ભાગમાં તો આ વિષય ઉપરના પાઠ તેના કરતાંયે વધુ ઉપયોગી થઇ પડશે.)

तदर्थं सेवना प्रोक्ता, सापि भावात्मिका पुनः ।
तत्प्राप्यफलरूपोऽपि प्रभुर्भावात्मको मतः ॥१५॥
तल्लीलापि तथाभूता मन्तव्या रसकोविदैः ॥१५३॥

તે બીજભાવને દઢ કરવા માટે સેવા નિર્દેશવામાં આવી છે. આ સેવા પણ વળી ભાવરુપજ છે આ ભાવાત્મક સેવાના ફલરુપે રહેલા એવા પ્રભુ પણ ભાવાત્મકજ છે. તે પ્રભૂની લીલાને પણ રસિક જનોએ-(રસશાસ્ત્રની મર્યાદા જાણનારા ભક્તોએ)-તેવાજ પ્રકારની ભાવરૂપ જાણવી. ૧૫૩,

तस्माद्यदेव स्वाचार्यचरणैकप्रकाशितम् ॥१६॥
भावात्मकं हि वेत्तव्यं विद्वद्भिरिह सर्वथा ।
यथा मूलं ततो जातं कार्यं चापि तथा भवेत् ॥१७॥

તેથી કરીને આપણા આચાર્યચરણો શ્રીમહાપ્રભુજીએ જે કાંઇ પ્રકાશિત કર્યું છે. તેને અહી દરેક રીતે વિદ્વાનોયે; ભાવરૂપજ જાણવું કારણકે જેવું મૂળ હોય તેવુંજ તે મૂળમાથી ઉત્પન્ન થયેલું કાર્ય પણ હોય (પ્રથમથીજ ભાવ હોય તો છેવટ સુધી બધૂં ભાવરૂપજ રહે અને પ્રથમથી શુદ્ધ હોય તો બધૂં શુદ્ધજ રહેવાનૂ.) ૧૭

स्वाचार्यविस्तृतो मार्गस्तत्प्राप्यः पुरुषोत्तमः ।
सर्वमत्युष्णभावाढ्यमिति मन्तव्यमुत्तमैः ॥१८॥

આપણા આચાર્યચરણો, એમણે વિસ્તારેલો માર્ગ એ માર્ગથી મેળવાતા પુરૂષોત્તમ, એ બધૂંય અતિ ઉત્કટ ભાવથી ભરચક છે. એમ ઉત્તમ અધિકારીયોયે જાણવૂં. ૧૮.

स्वाचार्यशरणैर्ज्ञातवरणैर्भगवज्जनै. ।
एतावानेव विज्ञेयः सिद्धान्तोऽत्र विचक्षणैः ॥१९॥

જેમને પોતાના આચાર્ય શ્રીમહાપ્રભુજીનૂં શરણ પ્રાપ્ત થયૂં છે. જેમનૂં ભગવન્માર્ગમાં વરણ થયૂ છે ( પ્રભુયે જેને પોતાના સ્વીકાર્યા છે) તેવા વિચક્ષણ ભગવદીયોયે અહીં આટલોજ સિદ્ધ જાણી લેવાની જરૂર છે. ૧૯.



# ૨. स्वमार्गीयकर्तव्यनिरूपणम् ॥

अथ श्रीवल्लभाचार्यकृपया विनिरूप्यते
सन्मार्गनिष्ठकर्तव्यं स्वसन्तोषाय सर्वथा ॥१॥

હવે શ્રીમદ્ વલ્લભાચાર્યચરણની કૃપાએ કરી દરેક રીતે આપણને સન્તોષ થાય એ માટે સન્માર્ગમાં જેને નિષ્ઠા છે, તેવા જીવોનાં કર્તવ્ય સારી રીતે નિરૂપવામાં આવે છે. ૧.

सेव्यः कृष्णः सदानन्दो भक्तैकहृदयाश्रयः ।
तद्भावात्मा तथाभूत सर्वलीलायुतः सदा ॥२॥

આનન્દસ્વરૂપ( =સત્-જડ, ચિત્-ચેતન, અને આનન્દ-અન્તર્યામી ને ત્રણ રૂપ), ભક્તોના હૃદયને એકજ આશ્રયરૂપ (અથવા તો માત્ર ભક્તનુંજ હૃદય જેને આશ્રય-સ્થાનરૂપ, પ્રભુ માત્ર ભક્તનાજ હૃદયમાં બિરાજે છે તેવા), તથી ભક્તોના ભાવરૂપ ભાવાત્મક સકળ લીલાઓથી જોડાએલા એવા શ્રીકૃષ્ણચન્દ્રજીનું સદૈવ સેવન કરવું. ૨.

अनुरागस्त्रिधा लोके श्रवणाद्दर्शनात्तथा ।
× × × ॥३॥

લોકમાં અનુરાગ ત્રણ પ્રકારે ઉત્પન્ન થાય છે:-૧. શ્રવણ, ૨. દર્શન અને ૩. પ્રત્યક્ષ વાતચીતના પ્રસંગથી. (અહીં મૂળમાં ઉત્તરાર્ધ ત્રુટિત હોય તેમ લાગે છે.) ૩.

વગેરે જે અવતારલીલા, તે શ્રીકૃષ્ણચન્દ્રજીએ પોતેજ પ્રકટ થઈને અહીં કરી. ૧૧.

तदेव रूपितं सर्वं तत्र प्रकरणेऽखिले ।
"काश्चित्पूतनायन्त्या" इति सन्दर्भतस्तथा ॥१२॥

દશમસ્કન્ધના-ઉત્તમ તામસ ફલપ્રકરણમાં "કાશ્ચિત્ પૂતના યન્ત્યઃ-કોઈ પૂતના બની અને કૃષ્ણરૂપ બનેલી બીજી ગોપીને સ્તનપાન કરાવવા લાગી"-એ વગેરે ગ્રન્થસન્દર્ભે કરી તે સમગ્ર અવતાર ચરિતજ ત્યાં કહેવામાં આવે છે. (ભાવાર્થ છે કે-અહીં જે ગોપીજનોએ વિરહદશામાં તન્મય બની કૃષ્ણલીલા કરી બતાવી, તે ભાવાત્મકજ છે) ૧૨.

अतो हि भावरूपत्वं लीलामात्रस्य युज्यते ।
यथा श्रुत्या गुणद्वाराऽगुणवानपि रूप्यते ॥१३॥
तथा भागवतेनापि सहजं तन्निरूप्यते ।
अवतीर्णचरित्रेण विभेदज्ञापनं तयोः ॥१४॥

આથીજ કરીને જેટલી લીલા તે બધીજ ભાવરૂપ હતી એમ માનવુંજ યોગ્ય છે. વેદમાં એવા ઘણાએ પ્રસંગો છે, કે જે ગુણરહિત હોવા છતાં ગુણનું નિદર્શન કરાવતી વખતે પ્રભુને નિર્ગુણ કહેવામાં આવ્યા હોય છે; તેજ પ્રમાણે અહીં પણ કોઈ કોઈ એવો પ્રસંગ હોય. તેજ રીતે ભાગવતજીમાં પણ અવતારચરિતથી ભાવરૂપ અને ભાવાતિરેકરૂપ ચરિતનો ભેદ બતાવવા સહજજ ભાવપણું નિરૂપવામાં આવ્યું છે. ૧૪.

तदपि श्रीमदाचार्यकृपयैव विबुध्यते ।
तस्य सेवैव कर्तव्या भावसेवा हि मानसी ॥ १५

ते वात पण श्रीमदाचार्यचरणोनी कृपा वडेज जाणवामां आवे तेम छे. माटे ते श्रीमदाचार्यचरणोनी सेवाज करवी. जे भावात्मक श्रीकृष्णचन्द्रजीनी सेवा छे, ते तो मात्र मानसी छे. १५

न भावो दुर्लभस्तास्य कथं सेवा भवेदिह ? –
– इति चेतन्न युज्येत समाधानमिदं पुन. ॥१६॥

ते भावात्मक प्रभुनो दुर्लभ छे तेनी सेवा अहीं आ लोकमा केवी रीते थई शके ? – आम जो होय तो त्या आ समाधान योग्य छेः – १६.

भावो हि सहज. सिद्ध: स्वामिनीष्वेव सर्वथा ।
तस्य चान्यस्थितस्यात्र कथं दयागतिर्भवेत् ॥१७॥

सहज एवो जे भाव, ते तो मात्र स्वामिनीओमाज सिद्ध छे. आम अन्यमा (स्वामिनीओमा) रहेला ते भावनु आववु आपणा जेवाओना हृदयमां क्याथी थाय ? १७.

न वा तथाविधान्येषां योग्यता तेन कल्प्यताम् ।
अतस्तासां प्रसादेन कथञ्चित्तु भवेदपि ॥१८॥

ते स्वामिनीओमां जेवा प्रकारनी योग्यता छे, तेवी योग्यता बीजाओमां होई शके तेम नथी ज, मात्र ते श्रीस्वामिनीओनी कृपा थाय तो कंईक थाय खरी १८.

શ્રીમદાપ્રભુજીના પ્રભુને આત્મનિવેદન કરાવ્યા. તેઓશ્રીના શાન્તિપૂર્વક મુખ્ય સેવાના સાધનરૂપ રહેલા દેવા પ્રકારનો આત્ મનિવેદન થાય ત્યારે. ૨૨

तस्मिन् श्रीगोकुलाधीशे सर्वं सम्यक् समर्पणात्।
तत्सिध्यति स्वरूपेष्वपि तद्योगेन सर्वथा ॥२२॥

તે વાતની સિદ્ધિ ત્યારેજ થાય કે જ્યારે શ્રીગોકુલાધીશ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીને સર્વ વસ્તુનું સમર્પણ કરવામાં આવે. તે સર્વવસ્તુનું સમર્પણ ત્યારેજ સિદ્ધિ થાય કે જ્યારે કરેલ રીત આત્મ આપણા સર્વસ્વનું પ્રભુને નિવેદન કરી ચૂકીએ. ૨૨

तदर्थं कायिकी सेवा तनुवित्तयुतोदिता ॥२३॥

તે માટેજ તનુજા અને વિત્તજાથી યુક્ત એવી કાયિકી ભગવત્સેવા કહી છે. ૨૩

एवं तन्मानसः सर्वं कुर्वन् चिन्ताविवर्जितः ॥२४॥
सेवापरस्तथा कुर्वन् वियोगानुभवं कदा ।
सेवानवसरे यद्वद् गोचारणगते हरौ ॥२५॥
संन्यासेन विधेया स्यादनुभूतिः परा पुनः।
आत्यन्तिकवियोगस्य, परा काष्ठा फलस्य सा ॥२६॥

આ પ્રમાણે પ્રભુમાંજ જેનું ચિત્ત છે, તેના છેવટ ચિન્તાથી તદ્દન રહિત થઈ સેવામાં તત્પર રહી હૃદયથી પ્રભુના વિરહનો

# ३. स्वमार्गीयसाधनरहस्यम् ॥

श्रीमदाचार्यमार्गोऽयं निःसाधनफलात्मकः ।
तत्र तद्भावनं भावसाधनं तत्कृपावताम् ॥१॥

આ શ્રીમદાચાર્યવર્ય શ્રીવલ્લભાચાર્યજીનો માર્ગ કોઇપણ સાધન વિનાજ ફલરૂપ છે. શ્રીમહાપ્રભુજીની જેના ઉપર કૃપા છે, તેવા જીવોને આ માર્ગમાં શ્રીમહાપ્રભુજીનું ચિન્તન તેજ ભાવના સાધનરૂપે છે. ૧

स भावः सङ्गराहित्यान्न भविष्यति सर्वथा ।
सङ्गस्य साधनं सर्वरागाभावो गृहादिषु ॥२॥

તે ભાવ સઙ્ગ વિના ક્દાપિ થઇ શકશે નહીં. સઙ્ગનું સાધન ગૃહ-સ્ત્રી-પુત્ર-ધન વગેરેમાં રહેલા સર્વ પ્રકારના રાગનો અભાવ, એ છે. ૨.

रागाभावस्तु सततं सेवया तत्कृपावताम् ।
तत्कृपासाधनं सा तु भवेत्तत्तोषणेन हि ॥३॥

શ્રીમહાપ્રભુજીની કૃપા છે, તેવા ભગવદીયોની સતત સેવા વડે રાગનો અભાવ થાય છે. શ્રીમહાપ્રભુજીના અનુગ્રહમાં સાધનરૂપ એવી તે સેવા શ્રીમહાપ્રભુજી તુષ્ટ થવાથી સિદ્ધ થાય છે. ૩

तत्तोषणं तु तद्भक्तिभाववर्धनतो भवेत् ।
भावो हि मार्गसर्वस्वं कर्तव्यं तस्य रक्षणम् ॥४॥

શ્રીમહાપ્રભુજીના તુષ્ટ થવાનો લાભ તેઓશ્રી તરફથી ભક્તિના ભાવની વૃદ્ધિ થકી થાય. ભાવ એ ભક્તિમાર્ગના સર્વસ્વ-રૂપે રહેલો છે. તે ભાવનું રક્ષણ કરવું. ૪.

सेवापि सततं चित्ते, भावनात्मा तदा भवेत् ॥४३॥

ચિત્તમાં સતત સેવા હોય ત્યારે જીવ ભાવનારૂપ બને છે. ૪ૢ.

'निवेदनं तु स्मर्तव्यमि'ति यत्साधनं परम् ॥५॥
'तादृशै'रिति वाक्येन सङ्गस्तत्राप्यपेक्षितः ।
स एव साधनं सङ्गे मोक्षोऽस्मिन्मार्ग एव च ॥६॥
'ममोत्तमे'ति वाक्येन, तदभावे वृथाखिलम् ॥६३॥

"હમેશાં આત્મનિવેદનનું સ્મરણ કર્યા કરવું; એ નવરત્ન ગ્રન્થમાં જે પરમ સાધન કહ્યું છે, ત્યાં 'તે તાદ્દશી ભગવદીયોની સાથે રહી કરવું', તેમ કહ્યું છે; તે વાક્યથી આ ભક્તિમાર્ગમાં સઙ્ગની પણ જરૂર કહી છે. તેજ સાધનાત્મક સઙ્ગ તે આપણા આ માર્ગમાં શ્રીચતુઃશ્લોકીમાંના 'ઉત્તમશ્લોક પ્રભુના જનોમાં સખ્ય-મિત્રતા થાવ,' એ વાક્ય પ્રમાણે મોક્ષરૂપ છે; ને ભગવદીયનો સઙ્ગ ન થયો તો બધુંજ ફોગટ છે. ૬ૢ;

तस्मात्सर्वं परित्यज्य सत्सङ्गेन सदा हरिम् ॥७॥

सेवयेदान्तरेणापि वाह्येन मनसा पुनः ।
स्वतः फलं हि सत्सङ्गं विदित्वा विदधीत हि ॥८॥

તેથી સર્વનો ત્યાગ કરી સત્સઙ્ગપૂર્વક સદૈવ અન્દરના અને બહારના એમ બન્ને પ્રકારના ચિત્તથી પ્રભુની સેવા કરવી. તે સત્સઙ્ગ જાતેજ ફલરૂપ છે, તેમ જાણી બધું કરવું. ૮.

---

# ४. भक्तिमार्गे पुष्टिमार्गत्वनिश्चयः ।

पुष्टिमार्गः फलं यत्र स्वयं साधनतां व्रजेत् ।
साक्षात्परोक्षभेदेन स द्विधा विनिरूपितः ॥१॥

જ્યાં ફલ જાતેજ સાધન થઇ રૂહે, તે પુષ્ટિમાર્ગ. આ પુષ્ટિમાર્ગ સાક્ષાત્ફલાત્મક અને પરોક્ષફલાત્મક એમ બે પ્રકારનો કહેવામાં આવે છે. ૧.

आविर्भावदशायां हि साक्षात्वेन निगद्यते ।
अन्यथा तु परोक्षत्वात्तथैव हि निरूप्यते॥२॥

પ્રભુ જ્યારે ભૂતલ ઉપર બિરાજતા હોય છે, ત્યારે જે પુષ્ટિમાર્ગની સ્થિતિ છે, તે સાક્ષાત્ફલાત્મક છે; પરન્તુ જ્યારે પ્રભુ ભૂતલ ઉપર નથી બિરાજતા હોતા ત્યારે પરોક્ષફલાત્મક છે. (શ્રીકૃષ્ણાવતાર સમયનો અનુગ્રહ તે સાક્ષાત્ અને શ્રીકૃષ્ણચન્દ્રજી સ્વધામમાં પધાર્યા પછીનો અનુગ્રહ તે પરોક્ષફલાત્મક. અત્યારે આ પાછળનો પરોક્ષફલાત્મક પુષ્ટિમાર્ગ અસ્તિત્વમાં છે) ૨.

सिद्धान्तस्तु—हरिः साक्षाद्रसात्मा श्रुतिसम्मतः ॥६॥
सोऽपि शृङ्गार एवास्ति, स चापि द्विविधो मतः ॥६½॥

સિદ્ધાન્ત એ છે કે શ્રુતિયોએ જેને સમ્મતિ આપી છે, તેવા પ્રભુ સાક્ષાત્ રસાત્મક છે; તે પણ શૃઙ્ગારરસરૂપ. શૃઙ્ગારરસાત્મક પ્રભુના પણ બે પ્રકાર; ૧. સંયોગ અને ૨. વિપ્રયોગ. (સંયોગ અવતારદશામાંજ અને વિપ્રયોગ અવતારદશામાં તેમજ અનવતારદશામાં પણ) ૬½.

एवं सति हरेर्भक्तिमार्गे पुष्ट्यभिधे मतः ॥७॥
वियोगः साधनं यस्मात्स स्वरूपात्मको मतः ॥७½॥

આમ હોવાથી પુષ્ટિમાર્ગ એવું જેનું નામ છે, તેવા ભક્તિ–માર્ગમાં પ્રભુનો વિયોગ-વિપ્રયોગ, એજ સાધન છે; કેમકે તે વિપ્રયોગ ભગવત્સ્વરૂપાત્મક કહ્યો છે. (વિપ્રયોગાત્મક પણ પ્રભુજ છે.) ૭½

तस्य साधनता हि स्वरूपे साधनं मतम् ॥८॥
अतोऽत्र पुष्टिमार्गत्वं निष्प्रत्यूहं विभाव्यताम् ॥८½॥

આ વિપ્રયોગનું જે સાધનપણું, તેજ સ્વરૂપવિષયક સાધન છે. આથીજ આ પુષ્ટિમાર્ગ છે, એમ નિ:સન્દેહ જાણો ૮½.

# ५. भक्तिद्वैविध्यनिरूपणम् ।

भक्तिर्द्विधा पदाम्भोजवदनाम्बुजभेदत ।
प्रथमा शीतला भक्तिर्यत श्रवणकीर्तनात् ॥१॥
तत्रैव मुख्यसम्बन्ध सुलभो नारदादिषु ॥१३॥

ચરણકમળની અને વદનકમળની આમ બે પ્રકારની ભક્તિ કે પહેલી ભક્તિ શીતળ છે, કારણકે ત્યાજ શ્રવણ અને કીર્તનથી મુખ્ય સમ્બન્ધ છે (मुख्य सम्बन्ध પાઠ લેતા – તે ચરણારવિન્દજ તેવા ભ તેને મુખથી અભેદ કે ભક્તો ત્યાજ મુખ્ય માને છે)– આ ભક્તિ નારદ વગેરે ભક્તોમા સુલભ છે ૧३

द्वितीया दुर्लभा यस्मादधरामृतसेवनात् ॥२॥
तद्भावनारूपा विरहानुभवात्मिका ।
गोपसीमन्तिनीनां च सा दत्ता हरिणा स्वत ॥३॥

દ્વિતીય વદનામ્બુજની ભક્તિ દુર્લભ છે, કારણકે તેમા પ્રભુના અધરામૃતનુ સેવન છે તે પ્રભુના ભાવની ભાવનારૂપે રહેલી છે, વળી વિરહના અનુભવરૂપ છે, હરિએ જાતે તે શ્રીવ્રજસીમન્તિનીઓને આપેલી. ૩

तदर्थं करुण कृष्णो भावात्मा स्वास्यमुत्तमम् ।
भावाग्निरूपं जगति कृपयाविश्चकार स ॥४॥
श्रीवल्लभाख्यानाचार्यान् विश्वोद्धारकृते यत ॥४३॥

તે વિરહાત્મક વદનામ્બુજની ભક્તિ આપવા માટેજ પરમ કારુણિક ભાવાત્મક પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીએ કૃપા વડે કરીને વિશ્વનો ઉદ્ધાર કરવા ખાતર પોતાના ઉત્તમ મુખારવિન્દરૂપ ભાવાત્મક અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીનો આ જગતમાં આવિર્ભાવ કર્યો. ૪ફે.

दर्शयित्वा स्ववदनं वचनामृतबिन्दुभिः ॥५॥
वेणुनादैरिव स्वीयान्पाययित्वाधरामृतम् ।
मुखारविन्दरूपां तां भक्तिं भावात्मिकां ददौ ॥६॥

વચનરૂપી અમૃતનાં બિન્દુઓએ કરી પોતાના મુખારવિન્દના જનોને દર્શન કરાવી પ્રભુએ વેણુનાદ વડે જે પ્રમાણે સ્વકીય ગોપ-ગોપીજનોને અધરામૃતનૂ પાન કરાવ્યૂં તે પ્રમાણે દૈવી જીવોને મુખારવિન્દરૂપ ભાવાત્મક ભક્તિનૂ દાન કર્યૂં. ૬.

तथाविधस्ववदनभक्तिदानेन चाखिलान् ।
दैवजीवानन्तरगान् कृतार्थान् विदधे हरिः ॥७॥

તેવા પ્રકારના પોતાના વદનારવિન્દના અવતાર શ્રીમહાપ્રભુજીની ભક્તિના દાને કરી હરિભગવાને અન્તરંગ સકલ દૈવી જીવોને કૃતાર્થ કર્યા. ૭

एवंविधस्वरूपान् श्रीवल्लभाख्यान् कृपानिधीन् ।
आश्रितोऽहं विनिश्चित्य ऐहिके पारलौकिके ॥८॥

આ લોક-સમ્બન્ધી અને પરલોક-સમ્બન્ધી દરેક કાર્યમા પાકો નિશ્ચય કરી આવા પ્રકારના કૃપાના સાગર શ્રીવલ્લભાચાર્યચરણોનો મેં આશ્રય કર્યો છે. ૮.

# ६. स्वमार्गीयभक्तिद्वैविध्यविवेकः ।

अथ श्रीकृष्णवदनाचार्यसंश्रितचेतसा।
निरूप्यते तन्मार्गीयभक्तिद्वैविध्यमद्भुतम् ॥१॥

શ્રીકૃષ્ણચન્દ્રજીના વદનાવતાર શ્રીમહાપ્રભુજીને આશરે છે ચિત્ત જેનું એવો હું શ્રીમહાપ્રભુજીના માર્ગમાં રહેલી અદ્ભુત બે પ્રકારની ભક્તિનું અહીં નિરૂપણ કરું છું. ૧.

वेदसिद्धा स्वतन्त्रा च द्विधा भक्तिः प्रतीयते ।
सृष्टिवाक्यस्तथा भेदबोधकैः श्रुतिमूर्धभिः ॥२॥

સૃષ્ટિની ઉત્પત્તિ બતાવનારા વાક્યો અને ભેદને બતાવનારા ઉચ્ચતમ શ્રુતિવાક્યોથી વેદસિદ્ધ અને સ્વતન્ત્ર એવી બે પ્રકારની ભક્તિ છે. ૨.

## ૧. વેદસિદ્ધ ભક્તિ

माहात्म्यज्ञानभावाभ्यां प्रथमा प्रतिपद्यते ।
पुमर्थप्रतिपाद्यत्वाच्छ्रुतेर्मोक्षोपयोगिनी ॥३॥

પ્હેલી વેદસિદ્ધ ભક્તિ પ્રભુનાં માહાત્મ્યજ્ઞાન અને ભાવ, એ બન્નેથી સિદ્ધ થાય છે, વેદ એ પુરુષાર્થનું પ્રતિપાદન કરનાર હોવાથી આ ભક્તિ મોક્ષ નામના ચતુર્થ પુરુષાર્થની સિદ્ધિ આપવામાં ઉપયોગી છે. ૩.

आत्मवत्प्रियता तत्र बोध्यमेभेदबोधनात् ।
माहात्म्यज्ञापनं चापि सृष्टिकर्तृत्वबोधनैः ॥४॥

तेमा भेदपणानो अभाव होवाने लीधे जेमनुं भजन करनार आव छे, ते प्रभु आत्मा जेटलाज व्हाला होय छे, तेनी समज छे प्रभुये सृष्टि वगेरेनी रचना करी छे, ए वगेरना ज्ञानने लीधे प्रभुना माहात्म्यनु तेमा ज्ञान छे ४

शब्दार्थोऽपि तथैवात्र प्रकृतिप्रत्ययादित ।
प्रत्ययार्थे प्रेम चोक्तं स्त्रीभावे तद्विधानत ॥५॥
भजधातो. प्रकृत्यर्थे स्पष्ट यत्र हि सेवनम् ।
'सायुज्यकाम्यये'त्युक्ते पर तत्साधन मतम ॥६॥

अहीं 'भक्ति' शब्दमा मूल धातु भज अने क्तिन् प्रत्यय जे अर्थ कहे छे, तेज अर्थ छे स्त्रीभावमा प्रेम। विधान होवाथी अहीं प्रत्यक्ष क्तिन् नो अर्थ (जे क्रियावाचक प्रत्यय लाग्यो छे तेनो अर्थ) प्रेम छे भज् धातुनो मूल अर्थ तो स्पष्ट रीते 'सेवा करवी' ते छे 'भजन सायुज्यनी कामनाथी कर छे,' एवु श्रीमहाप्रभुजीये जे कह्यु छे, ते हेतुये ते सेवा करवी, एज मोटामा मोटु साधन छे ६

प्रेमापि साधनं कृष्णप्राकट्यैकप्रयोजनात् ॥६½॥

श्रीकृष्णचन्द्रजीना प्रकट थवामा प्रेम पण कारणरूप होवाथी ते प्रेम साधन छे ६½

एतद्भिन्नलक्षणा चान्या तादृग्लक्षणलक्षिता ॥७॥
अन्यथा नैव भक्तिः स्यादतः सात्र निरूप्यते ।
वेदेन बोधिता सापि श्रुतिरूपाभिरेव हि ॥८॥

ઉપર જે વેદસિદ્ધ ભક્તિ કહી તેવાંજ લક્ષણો ધરાવતી છતાં તેનાથી જુદા પ્રકારની બીજી ભક્તિ છે. એવાં લક્ષણવાળી ન હોય તો ભક્તિજ ન થાય એ માટેજ તે બીજી સ્વતન્ત્ર ભક્તિનું નિરૂપણ અહીં કરવામાં આવે છે. આ ભક્તિનો પ્રકાર વેદેજ જણાવ્યો છે અને શ્રુતિરૂપા ગોપાઙ્ગનાઓએ તે કરી બતાવી છે. ૮.

सृष्टिवाक्यैरिवात्रापि माहात्म्यं प्रतिपादितम् ।
'मैवं विभोऽर्हती'त्याद्यैः सर्वभावनिरूपकैः ॥९॥
'गतिस्मिते'त्यादि वाक्यैरभेदाद्भावबोधनम् ॥९३॥

પ્રથમ ભક્તિમાં ઉપનિષદોમાં આવતાં ' પ્રભુએ સૃષ્ટિની રચના કરી ' તેવા આશયનાં વાક્યોની માફક અહીં પણ આ સ્વતન્ત્ર ભક્તિમાં પ્રભુના માહાત્મ્યનું પ્રતિપાદન છે; વળી રાસપંચાધ્યાયીના પ્રથમ અધ્યાયમાં ગોપાઙ્ગનાઓએ પ્રભુના, ઘેર ચાલ્યા જવાના કથનના જવાબમાં પૂર્ણ ભાવનું સૂચન કર્યું છે. मैवं विभोऽर्हति (भा. १०-२९-३१) તેમજ गतिस्मित (भा, १०-२८-२२) એ વગેરે વાક્યોમાં સ્પષ્ટ દેખાય છે એ સર્વ ભાવને જણાવનારાં વાક્યોથી ગોપાઙ્ગનાઓ જે અભિન્નતા દર્શાવે છે, તેનાથી તેઓના ભાવનું બોધન છે. ૯३

भावोऽप्येवंविधस्तत्र यत्रात्मस्फूर्तिनाशनम् ॥१०॥
शब्दार्थोऽपि तथाभूतः सेवाप्रेमसमाहतः ॥१०½॥

અહીં આ બીજો પ્રકારમા જેમાં આત્મસ્ફુર્તિ–આત્માના અહમ્ભાવ–નો તેવો પ્રથમ પ્રકારની ભકિત જેવોજ ભાવ રહેલો છે; પ્રથમ પ્રકારની માફકજ भज्=સેવા क्ति=પ્રેમ એવો શબ્દાર્થ પણ રહેલો છે. ૧૦½.

## બન્ને ભકિતનો તફાવત.

परन्तु मानसी सेवा स्त्रीभाव. प्रेमशब्दितः ॥११॥
अस्ति तद्भावदेजात्यं सर्वभावप्रबोधनात् ।
अत एवात्र सायुज्यसदृशं कामभोजनम् ॥१२॥

મોટો તફાવત એ છે કે પ્રથમ પ્રકારમાં સેવા ક્રિયાત્મક ( practical ) છે, જ્યારે અહીં માનસી સેવા ( theoratical-mental ) છે પ્રેમ શબ્દ ત્યાં સામાન્ય છે, જ્યારે અહીં પ્રકારમાં સ્ત્રીભાવે છે. ( અહીંનું ભજન ગોપાંગનાના જેવું છે, જેમાં ભકતમાં સ્ત્રીત્વ અને પ્રભુમાં પતિત્વની ભાવના છે. ) ત્યાં ભાવ સામાન્ય છે, જ્યારે અહીં સર્વાત્મભાવ–ગોપાઙ્ગના જેવો છે, આથીજ અહીં ભગવાન સાથે યથેચ્છ લીલાનુભવ છે, તેને સાયુજ્યની સાથે સરખાવેલ છે. ૧૨.

नैवास्ति सर्वभावेनाभेदे तदनुभावनम् ।
स्वतन्त्रता च विज्ञेया वेदाबोधनतस्तथा ॥१३॥
फलानपेक्षतातोऽपि मन्तव्यातिविचक्षणैः ॥१३½॥

સર્વાત્મભાવ હોવાને લીધે અભેદ હોવાથી બે ભાવજ અહી નથી તેમા આવા પ્રકારના સર્વાત્મભાવનુ સૂચન હોવથી આ ભક્તિ સ્વતન્ત્ર છે અહી બીજા કશાની અપેક્ષા નથી (ત્યા તો એટલે પહેલા પ્રકારમા તો આનુષંગિક ચતુર્થ પુરુષાર્થ મોક્ષની ફલ તરીકે અપેક્ષા રહેલી છે,) તેથી અતિ વિચક્ષણ એવા વિદ્વાનો આને અનન્ય કહે છે ૧૩½

द्वैविध्यमिदमेवात्र चरणास्यविभेदत ॥१४॥
भक्तिभेदप्रकथनात्सर्वत्र विनिरूपितम् ।
श्रीमदाचार्यदासानां हृदये भासते परम् ॥१५॥

પ્રથમ ભક્તિ ચરણભક્તિ છે, જ્યારે બીજી ભક્તિ મુખકમલની છે આ બે ભક્તિના ભેદ કહેવાથી સર્વત્ર જે આ બે પ્રકાર કહેલા છે, તે શ્રીમદ્ આચાર્યચરણોના સેવકોના હૃદયમા જણાય છે ૧૫



# ७. स्वमार्गीयमुक्तिद्वैविध्यनिरूपणम्।

जीवानां कृष्णसम्बन्धो भक्तिमार्गे विमोचनम् ।
स द्वधा जीवविहितो भगवद्विहितस्तथा ॥१॥

જીવોને શ્રી કૃષ્ણચન્દ્રજી સાથે સમ્બન્ધ થાય તેનેજ ભક્તિ માર્ગમા મોક્ષ કહે છે તે મોક્ષ-ભક્તિમાર્ગીય મોક્ષ બે પ્રકારનો છે ૧ જીવકૃતિથી સાધ્ય અને ૨ પ્રભુકૃતિથી સાધ્ય ૧

जीवस्य कृष्णसम्बन्धे मार्गनिष्ठतया क्रमात् ।
प्रवेश परमानन्दे, तादि सायुज्यशब्दितम् ॥२॥

માર્ગમા નિષ્ઠા રાખી ક્રમે કરી જીવને કૃષ્ણસમ્બન્ધ થતા પરમાનન્દમા જે પ્રવશ તેજ સાયુજ્ય २

कृष्णप्रवेशाद्या मुक्ति सा सद्योमुक्तिरुच्यते ।
न तत्र भक्तरहितः कश्चिद्दे साधनक्रम ॥३॥

શ્રી કૃષ્ણચન્દ્રજીના જીવમા પ્રવેશ થવાથી જે મોક્ષ તેજ સદ્યોમુક્તિ કહેવાય છે આ સદ્યોમુક્તિમા ભક્તને સાધન તરીકે કહેલો કાઈ સાધનક્રમ નથી તેનો ३

अत्यन्तकृपया कृष्णो विशते स्वप्रमेयत ।
तदैव तत्र भवति मुक्तावेशनक्षणे ॥४॥
अन्तर्गृहस्थासु यथा पुण्यपापक्षय क्रमात् ।
रासस्थासु तदावेशाद्भवन्मुक्ता क्षणात् ५॥

પોતાના પ્રમેય બળે કરી પ્રભુ શ્રી કૃષ્ણચન્દ્રજી અત્યન્ત કૃપાએ કરી ભક્તમા પ્રવેશ કરે છે, ત્યારેજ પ્રવેશ કરતાની પળે ત્યા મુક્ત-મુક્તપણ થય છે દાખલા તરીકે—

વેણુગાન થતા પણ જે ગોપીજનો પોતાના ઘરમાથી બ્હાર ન નીકળી શક્યા તેમો ક્રમે કરી પુણ્ય અને પાપનો ક્ષય થયો, પરન્તુ જેઓ શ્રી કૃષ્ણચન્દ્રજી પાસે પહોચી ગયા તેવા રાસમા રહેલા ગોપીજનો તે પ્રભુના આવેશ માત્રથી ક્ષણમાત્રમા મુક્તપણું થયું ४ ५

जीवस्य भगवत्प्राप्तिः पूर्वा भगवतः परा ॥६॥

આજ પ્રકારે બન્ને મોક્ષનો ભેદ જાણવો, આમાં પહેલો પ્રકાર જીવને પ્રભુની પ્રાપ્તિ થવી તે મોક્ષ, તેજ સાયુજ્ય, અને જેમાં પ્રભુનો જીવમાં પ્રવેશ થયો તે પર મોક્ષ–તેજ સદ્યોમુક્તિ. ૬.

अत एवास्मदाचार्यैरुक्तं सन्न्यासनिर्णये ।
'यद्विश्चेत्प्रकटः स्यात्मे'त्यादिना मुक्तिलक्षणम् ॥७॥

આથીજ શ્રીમદસ્મદાચાર્યવર્યોએ સંન્યાસનિર્ણયમાં " यद्विश्चेत्प्रकटः स्यात्मा જો આત્મા જ્યારે પ્રકટ હોય અને તે અગ્નિની માફક જ્યારે પ્રવેશ કરે, ત્યારે સકળ બન્ધ નાશ પામી જાય છે," એ વગેરે શ્લોક કરી મુક્તિ–મોક્ષનું લક્ષણ બાંધ્યું છે–( તેજ આ સદ્યોમુક્તિ ). ૭.



## ૮. स्वमार्गीयसेवाफलरूपनिर्णयः ।

अथ श्रीवल्लभाचार्यमार्गसर्वस्वरूपिणी ।
सेवा ससाधना सर्वा रूप्यते सनिदर्शना ॥

હવે શ્રીવલ્લભાચાર્યજીના માર્ગમાં સર્વસ્વ-રૂપ એવી સમગ્ર સેવા સાધન સાથે અને સ્વરૂપ સાથે કહેવામા આવે છે: ૧

चेतस्तत्प्रवणं सेवा मानसी फलरूपिणी ।
प्रोक्ता निरोधरूपा सा व्रजस्थेष्वेव दृश्यते ॥२॥

પ્રથમા ભિત્તો પગેરી ગુ, તેનુ નામ રેમા (નબો પ્રકારની રેખામા જે છેલ્લી 'માનસી' દ્ધરૂપ છે નિરોધ સ્વરૂપે ઉક્તામા આવતો ત માનસી સેવા ) તે માત્ર વ્રજનારીઓમાજ જણાય છે ૨

प्रमेयबलजस्तेषु निरोध प्रभुणा कृत ।

तत्स्वरूप तु भावनानुभावस्तु तदात्मन ॥३॥

પ્રમેયબળથી લાવે ઉત્પન્ન થયેલો એનો જે નિરોધ તે પ્રભુએ તે વ્રજવાસીઓમા મૂક્યો તે નિરોધનૂ સ્વરૂપ ભાવથી તેનો અનુભવ જે ભાવાત્મક હોય તેનેજ ૩

भावस्तु विप्रयोगेण तापक्लेशैर्विचारणम् ।

तदोन्न प्रभोस्तत्र हृदये स्याद्रसात्मन ॥४॥

વિરહ ની તાપક્લેશથી ( પ્રભુથી હુ વિખૂટો પડ્યો છુ પ્રભુ ક્યારે મળે, એ વગેરેની તાપવેદનાથી પ્રભુસમ્બન્ધી ) વિચાર કર વામા આવે તે ભાવ આની ભાવાત્મ સ્થિતિ જ્યારે થાય ત્યારે આત્મા પ્રભુનો ભક્તના હૃદયમા આવિર્ભાવ થાય ૪.

बाह्यास्फूर्ता वियोगेन रसे हृदयदेशगे ।

रसात्मकप्रभोस्तत्र प्रादुर्भाव स्वतो भवत् ॥५॥

વિરહ થી બાહ્ય કોઇપણ પદાર્થોની સ્ફુરણા ન થતા વિપ્રયોગ રસ હૃદયમા પ્રસરે ત્યારે રસાત્મા પ્રભુનો એજ સ્થળે પ્રાદુર્ભાવ થાય ૫

तेनैव प्रभुणा सर्वलीलानुभवतो हृदि ।
रसात्मकस्वरूपस्य स्थितिस्त्रैकालिकी भवेत् ॥६॥

तेज प्रभु हृदयमां सकल लीलानो अनुभव करावे एटले रसात्मकस्वरूप प्रभुनी हृदयमां स्थिति सर्वकाळमां रहे. ६

एवमेव स्थितिर्ज्ञेया स्वामिनोहृदयेषु हि ।
सेवास्मदाचार्यवर्यै'र्नमामी'त्यत्र रूपिता ॥७॥

आवाज प्रकारनी स्थिति श्रीस्वामिनीयो-भक्तहृदयोना हृदयोमा जाणवी श्रीमदाप्रभुजीये 'नमामि हृदये शेषे (सु १०-१-१ कारिका) हृदयरूपी शेषनारायण उपर लीलारूपी क्षीरसागरमां शयन करता अने सहज लीलाओ-रूपी लक्ष्मीथी सेवाता कलानिधि प्रभुने नमन करूं छु'-त्यां तेज भावात्मक स्थिति कही छे. ७.

स्वतन्त्रभक्तान्ते वाच्या येष्वेवं भगवत्स्थितिः ।
एवमेव हि तद्भक्ते स्वातन्त्र्यं नान्यथा भवेत् ॥ ८॥
यतो न हि प्रभोस्तत्र बहिः प्राकट्यमिष्यते ॥८½॥

जेओमां आवा प्रकारनी प्रभुस्थिति होय छे, तेने स्वतन्त्र भक्तो कहेवा. आज रीते ते भक्ति पण स्वतन्त्र, बीजी रीते ते स्वतन्त्र न थई शके; केमके आ प्रकारनी भक्तिमां प्रभु हृदयमांज प्रकटे, बहार प्राकट्य नज होय ८½.

स्वतन्त्रा भक्तिरधुना व्रजस्त्रीष्वेव दृश्यते ॥९॥

रासस्यान्तु तथान्यत्र स्थापिता स्वनुखास्युजे ।
तदाश्रयवतां नृणा तत्कृपातो भविष्यति ॥१०॥
यतो भगवता प्रोक्त तात्प्रत्येव रामर्पणम ।१०३॥

તે સ્વતન ભક્તિ શ્રીમદ્ભાગવતમા રાસલીલાના વર્ણનમાંજ દેખાય છે, તેમ ઇતર સ્થળે પણ છે, તે સ્વતન્ત્ર ભક્તિ પ્રભુના મુખારવિન્દના અવતાર શ્રીમહાપ્રભુજીમા પ્રભુએ સ્થાપી છે શ્રીમહાપ્રભુજીને આશરે ગયેલા ભગવદીયોને શ્રીમહાપ્રભુજીની કૃપાથી થાય કેમકે તેના આશરે આવેલા જીવોને ઉદ્દેશીનેજ પ્રભુએ સમર્પણની આજ્ઞા કરી છે ૧૦૩

श्रीमत्प्रभोस्तु तद्दानमाचार्येभ्यो न संशय ॥११॥
अन्येषु तत्कृपातस्तु भविष्यति न संशय ॥११३॥

શ્રીગુસાંઇજીને જે ભાવપ્રાપ્તિ-સ્વતન્ત્ર ભક્તિ થઈ તે સંપ્રદાયાચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાધીશ્વર પ્રભુદ્વારા થઈ, તેમા શંકા નથી બીજાઓમા શ્રીગુસાંઇજીની કૃપાથી તે પ્રાપ્તિ થશે તેમા શંકા નથી ૧૧૩

कृपा हि मार्गरुच्यैव निश्चिता भवति ध्रुवम् ॥१२॥
तत्रादावधिकारत्वात्प्रथम यत्समर्पणम् ।
तदाचार्येभ्य एवोक्तमतस्तदुद्धारक भवेत् ॥१३॥

આપણા ઉપર કૃપા નક્કી નિશ્ચિત થઇ ત્યારે સમઝવી કે જ્યારે આપણી માર્ગમા રુચિ થાય તેના આરંભમા અધિકાર પ્રાપ્ત કરવા

માટે જે આત્મસમર્પણ બ્રહ્મસંબંધ થાય છે, તે શ્રીમહાપ્રભુ દ્વારા જ થવું તેમ કહેવામાં આવ્યું છે, કારણ કે શ્રીમહાચાર્યચરણ થકી તેજ કરે ૧૩

अतस्तेभ्यस्तद्विधाय प्रेमसेवां प्रसाधयेत् ।
तस्याधिकाररूपत्वादधिकारिस्वरूपिणी ॥१४॥
तनुवित्तयुता सेवा समर्पणफला हि सा ॥१४½॥

માટે શ્રીમદાચાર્યવર્ય શ્રીમહાપ્રભુ દ્વારા આત્મસમર્પણ દી લઇ પ્રેમસેવાની સિદ્ધિ કરવી તેવા જીવને અધિકાર પ્રાપ્ત થ અધિકારને અનુરૂપ એવી તનુજા-વિત્તજા સેવાથી યુક્ત માનસી સેવ તે સમર્પણને અન્તે પ્રાપ્ત થાય છે ૧૪½

समर्पणं तु भवति विनियोगेन सार्थकम् ॥१५॥
विनियोगाद्भवेदेव प्रेमासक्त्यादि चाखिलम् ।
कृपाविशेषाद् व्यसनं प्रपञ्चे विस्मृते भवेत् ॥१६॥

સર્વ વસ્તુના વિનિયોગથી સમર્પણ સાર્થક થાય છે ખાસ કૃપા થતા પ્રપઞ્ચ-જગતનું વિસ્મરણ થતા વ્યસન-દશા પ્રાપ્ત થાય છે ૧૬

अयमेव निरोधो हि मानसी सेवनापि वा ।
आसक्तेर्व्यसनादौ तु कारणत्वं हि गम्यते ॥१७॥

આજ નિરોધ અથવા આજ માનસી સેવા વ્યસન વગેરે દશામા આસક્તિ એ કારણરૂપ છે (અથવા રુચિ પછી પ્રેમ અને

પછી આસક્તિ તે પછી વ્યસનદશા થાય છે, માટે આ શ્લોકમાં આસક્તિને વ્યસનનું કારણ કહી છે ) ૧૭

प्रपञ्चविस्मृतिस्तत्र सुलभासक्तितो भवेत् ।
एतदेव स्वामिनीषु प्रभुणा विहितं पुरा ॥१४॥
दृष्टान्तार्थक्रमेणैव तत्सर्वमिह रूप्यते ॥१८३॥

પ્રભુમાં આસક્તિ થવાથીજ જગત વગેરેનું વિસ્મરણ થાય શ્રીકૃષ્ણચન્દ્રજીએ આ આસક્તિદ્વારાજ જગતનું વિસ્મરણ વ્રજાંગનાઓને પ્રથમ કરાવ્યું. તેના ક્રમિક દૃષ્ટાન્ત તરીકે તે બધું અહીં કહેવામા આવે છે ૧૮૩

प्रादुर्भूय स्वयं नन्दगेहे तासां समर्पणम् ॥१९॥
कारयित्वा स्वयं तत्र लीलां कुर्वन् बभौ प्रभुः ।
'आत्मानं भूषयाञ्चक्रु'रित्यनोक्त समर्पणम् ॥२०॥

શ્રીનન્દરાયજીના ઘરમા પ્રકટ થઇને તે વ્રજાઙ્ગનાઓને સમર્પણ કરાવી ત્યા અને લીલા કરતા પ્રભુ શોભવા લાગ્યા શ્રીમદ્ભાગવત ૧૦-૫-૯ મા 'आत्मानं भूषयाञ्चक्रु —વ્રજાઙ્ગનાઓએ આ જન્મોત્સવ પ્રસઙ્ગે દેહ શણગાર્યાં' આ સ્થળે સમર્પણનું સૂચન છે. ૨૦

यावत्प्रभोः समर्थत्वं सुखदाने भवेत्पुन ।
समर्पणफलं तावत्तापक्लेशो निरूपितः ॥२१॥

જ્યાં સુધીમાં પ્રભુ સુખદાન દેવા સમર્થ થાય અને ફરી સમર્પણનું ફલ મળે ત્યાં સુધી વચ્ચેના સમયમાં. વ્રજાઙ્ગનાઓને તાપ-ક્લેશ કહેવામાં આવ્યો છે. ૨૧.

आविर्भावो हि बाल्येऽपि स्वेष्टरूपस्य, तेन हि ।
सर्वाभिरग्रे भाव्याभिर्लीलाभिः सुखसम्भवः ॥२२॥

પોતાને ઇષ્ટ એવા રૂપનો આવિર્ભાવ બાલ્યકાળમાં થઇ શકે છે; તેથીજ હવે પછી થવાની સમગ્ર લીલાઓથી સુખનો સમ્ભવ છે. ૨૨.

'यर्ह्यङ्गने'त्यादिभिस्तु तदेव विनिरूपितम् ।
अग्रेक्रमेण सर्वोऽपि निरोधः सुनिरूपितः ॥२३॥

यर्ह्यङ्गना- (ભા ૧૦—૭ મો) વગેરે પ્રસઙ્ગે ફરી તેજ વાત આની રીતે નિરૂપવામાં આવી છે આગળ જતા ક્રમે કરી સમગ્ર નિરોધનું પણ નિરૂપણ કરવામાં આવ્યું છે. ૨૩

निरोधेऽपि न यास्विच्छा तासां मुक्तिर्निरूपिता ।
अन्तर्गृहगतानां तु तथा देहविधारणम् ॥२४॥
प्रभ्विच्छातः स्वतो नेति स्थापयित्वेति चोदितम् (?)॥२४½॥

નિરોધ છતાં રમણ કાજે જેઓ વિશે પ્રભુની ઇચ્છા હતી તેવાં ગોપાઙ્ગનાઓને મોક્ષ આપ્યો, તેમ કહેવામાં આવ્યું છે. વેણુનાદ થયે જે ગોપાઙ્ગનાઓ ઘરમાંથી બ્હાર ન નીકળી શક્યાં તેઓમાંનાં બધાંજ મોક્ષ નથી પામ્યાં; તેઓના દેહ ટકી રહ્યા તે પ્રભુઇચ્છાથીજ, તેઓની ઇચ્છાથી નહીં. ૨૫

मुक्तिस्तु प्रभुणा स्वस्मिन्नित्यसंय्योजनं स्वतः ॥२५॥
संय्योगानुभवार्थं हि ततो निष्कासनं क्वचित् ।
अनुभूय तथा लीलास्तत्स्वरूपे व्यवस्थितिः ॥२६॥

પ્રભુ વડે સંયોગને અનુભવ કરાવવા માટે જાતે પોતામાં હમ્મેશનું સાથે જોડી દેવું; પછી કોઇવાર પોતામાંથી બ્હાર કાઢી લીલાઓને અનુભવ કરાવી પોતાના સ્વરૂપમાં વ્યવસ્થા કરી દેવી તેનું નામ મુક્તિ. (-સાયુજ્ય મુક્તિ.) ૨૬.

फलभक्तिस्ततो भिन्ना प्रभोर्भक्तहृदि स्थितिः ।
यावल्लीला कृतिर्नित्यपूर्वरूपनियोजनम् ॥२७॥

ફલાત્મક ભક્તિ તો આ મુક્તિ કરતાં જુદાજ પ્રકારની છે. તે એ કે પ્રભુ પોતે ભક્ત હૃદયમાં સ્થિતિ કરી રહે. વળી જેટલી લીલાઓ કરી હોય તે બધી સદૈવ ભક્તના હૃદયમાં જોડી દે. ૨૭.

आत्यन्तिको वियोगोऽयं सर्वत्र विनिरूपितः ।
एतत्फलं तु बहुधा सेवायामपि सर्वथा ॥२८॥
दानसाध्यमतः प्रोक्तं दाने चाय इति स्फुटम् ।
दानमाननयद्वेस्तु प्रादुर्भावाद्विनिश्चितम् ॥२९॥

આ અત્યન્ત વિપ્રયોગનું બધે સ્થળે નિરૂપણ છે. ઝાઝે ભાગે સેવામાં પણ આનું ફલ આ માટેજ દાન-સમર્પણથી સિદ્ધ કરી શકાય તેવું કહ્યું છે. દાન સિદ્ધ કરવામાં વિપ્રયોગની જરૂર છે. આ દાન

–સમર્પણ પ્રભુના મુખારવિન્દાત્મક આધિદૈવિક અગ્નિસ્વરૂપના પ્રાકટ્યથી નક્કી થયું છે. ૨૯.

तदाश्रयः सदा कार्यः सर्वभावेन सर्वथा ।
भविष्यति तदेकात्मविश्वाससयुजां नृणाम् ॥३०॥

સંપૂર્ણ ભાવથી દરેક રીતે તે શ્રીમહાપ્રભુજીનો સદૈવ આશ્રય કરવો. તે શ્રીમહાપ્રભુજીમાં અનન્યવિશ્વાસવાળા મનુષ્યોને તેથી આશ્રય સિદ્ધ થશે. ૩૦.

कृपासाध्यमतः सर्वं, तथाचेन्न कृपा भवेत् ।
मुक्तिरेव फलं तस्य सायुज्यमितिनिश्चयः ॥३१॥

આથી સર્વ માત્ર કૃપાથીજ સાધી શકાય તેમ છે હવે જો તેવા પ્રકારની કૃપા ન થાય તો તેવા મનુષ્યને સાયુજ્ય મુક્તિ એજ ફળ મળે, એમ ચોક્કસ જાણવું ૩૧.

सायुज्यमक्षरे नैव किन्तु तत्पुरुषोत्तमे ।
भक्तिमार्गफलेष्वेतन्मध्यम फलमीर्यते ॥३२॥

આ સાયુજ્ય (જ્ઞાનમાર્ગીયોની જેમ) અક્ષરબ્રહ્મમાં નથી પરન્તુ શ્રીપુરુષોત્તમમાં થાય છે ભક્તિમાર્ગીય ત્રણ ફળોમાં આ મધ્યમ પ્રકારનું ફળ કહેવાય છે. ૩૨

'सायुज्यकाम्यये'त्यादि निबन्धेऽपि निरूपितम् ।
भक्तेर्दुर्लभता प्रोक्ता 'दुर्लभे'ति न सोच्यते ॥३३॥

सायुज्य साम्यता ( त–नि– ) એ વાક્યમાં તત્ત્વાર્થદીપનિબન્ધમાં આ વાત બતાવી છે. તેમજ 'दुर्लभा ( त–नि– ) એ વાક્યમાં ત્યાંજ ભક્તિની દુર્લભતા કહી છે, તેની વાત અહીં કરતો નથી. ૩૩.

तस्मात्कृपातारतम्यात्फलमुक्तमनेकधा ।
फलद्वयाधिकारो हि योग्यगेहादिकं पुनः ॥३४॥

भक्तिमार्गीय सेवायाःसाधारणकृपाफलम् ।
फलत्रयेऽपि नवास्ति कालादिकनियम्यता ॥३५॥

તેથી અનુગ્રહના ભેદથી અનેક પ્રકારનું ફળ કહેવાયું છે. બન્ને ફલનો અધિકાર અને યોગ્ય ગૃહ–બાર વગેરે હોવાં, એ ભક્તિમાર્ગીય સેવાના સાધારણ અનુગ્રહથી મળતાં ફલ છે, પ્રભુ ત્રણેય ફલ આપે, તેમાં કિયૂં પ્રથમ આપે, કિયૂં પછીથી આપે, એવો નિયમ નથી. (કૃપાવશે ગમે તેવા પ્રકારનું ફળ ગમે તે સમયે આપે છે.) ૩૫.

एवं विज्ञाय च फलं फलसेवाश्रितैर्जनैः ।
फलदाचार्यचरणौ शरणीक्रियतां सदा ॥३६॥

આ પ્રમાણે ફલ વિષે વિશેષ પ્રકારનું જ્ઞાન મેળવી ફલ અને સેવાને આશરે ગયેલા જીવોએ ફલને દેવાવાળા એવા શ્રીમદાચાર્ય-ચરણોનો સદૈવ આસરો કરવો. ૩૬.



# ९. पुष्टिमार्गीयस्वरूपनिरूपणम्।

अथ श्रीवल्लभाचार्यचरणाब्जप्रसादतः ।
क्रियते पुष्टिमार्गीयप्राप्यरूपविनिर्णयः ॥१॥

શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલની કૃપાએ કરી પુષ્ટિમાર્ગમાં જે સ્વરૂપની આપણે પ્રાપ્તિ કરવાની છે, તેનો નિર્ણય કરવામાં આવે છે. ૧.

शृङ्गाररससंस्थानं स्थायिभावः प्रभुर्मतः ।
रसो निरूपितः शास्त्रे यादृशस्तादृगेव हि ॥२॥

શૃઙ્ગારરસના આધારરૂપ જે સ્થાયીભાવ તે પ્રભુ છે. રસ–શાસ્ત્રમાં જેવા પ્રકારના રસની વાત કરવામાં આવી છે તેવોજ નૃત્ય બન્ધ એ વગેરે સ્વરૂપથી જાણવો. તેમાં પણ ક્રિયા એ કારણરૂપ છે

नृत्यबंधादिभिर्बोध्यः क्रिया तथापि कारणम् ।
क्रियया नृत्यबन्धाद्यैः शास्त्रादुद्रेकतोऽपि च ॥३॥

उद्बोद्ध्यः स्वामिनीभावः सोऽस्माकं मन्मथः प्रभुः ।
गूढभावो हृदि स्थायी स्त्रीभावात्मा कृपाकर ॥४॥

सुखरूपस्तु तत्पश्चाद् भावी तदनुभावक. ।
भक्तसम्बन्धजनितस्तद्भोक्ता प्रभुरुच्यते ॥५॥

ક્રિયાએ કરી નૃત્યગન્ધ વગેરેએ કરી, શાસ્ત્રથી તેમ ઊમળકાથી જે સ્વામીનીભાવનું ઉદ્બોધન (જાગૃતિ) કરવાની છે, તેજ આપણા મન્મથરૂપ પ્રભુ ગૂઢભાવાત્મક અને હ્રદયમા રહેલ સ્થાયી ભાવરૂપ છે કૃપા કરનાર, સુખરૂપ અને ભક્તના સમ્બન્ધથી ઉત્પન્ન થયેલો સ્રીભાવાત્મક એ તો પાછળથી તે સ્થાયી ભાવનો અનુભવ કરાવનારો થાય છે. તે સ્રી-ભાવાત્માના ભોક્તા પ્રભુ કહેવામા આવ્યા છે ૩-૫

'कामाख्यं सुखमुत्कृष्ट' मित्यत्र विनिरूपितम् ।
तस्य भावैकभोग्यत्वादभोक्तृत्वमुपपद्यते ॥६॥

"कामाख्य सुखमुत्कृष्टम्"- એ સ્થળે આ વાત નિરૂપવામા આવી છે. તે સુખ માત્ર ભાવથીજ ભોગવી શકાય તેવું હોવાથી પ્રભુ તેના ભોક્તા છે, તે ભુક્ત છે. ૬.

अतिगूढ स भगवानेवं ज्ञेयः कृपाबलात् ।
तदाश्रितैः सदासिद्धैः सेव्यश्च प्रीतिसेवया ॥७॥

આ પ્રમાણે કૃપાબળે અતિગૂઢ એવા તે પ્રભુને જાણવા અને તે પ્રભુને શરણે ગયેલા સિદ્ધોએ પ્રીતિરૂપ સેવાથી તેજ પ્રભુની સદા સેવા કરવી ૭.



# १०. स्वमार्गीयस्वरूपस्थापनप्रकारः ॥

समानीय स्वयं दद्यान्मूर्तिं सर्वाङ्गशोभनाम् ।
कृष्णस्य बालकैशोरावस्थापन्नां विशेषतः ॥१॥
बालस्यैकाकिनीमन्यां सद्वितीयामथापि वा ।
यतो मूलचरित्रं हि बालकैशोरयोः कृतम् ॥२॥
स्नापयित्वा तु विधिवत्पञ्चामृतजलादिभिः ।
शङ्खेन च ततः पश्चाच्चन्दनेनानुलेपनम् ॥३॥
पुनरुष्णजलेनापि स्नापयित्वा तदुत्तमम् ।
सम्प्रोक्ष्य सूक्ष्मवस्त्रेण स्थापयेदासनोपरि ॥४॥

મૂળચરિત્ર બાલ્યનું તેમજ કિશોરાવસ્થાનું છે, તેથી શ્રીકૃષ્ણ-ચન્દ્રજીની ધ્યાન કરી બાલ્ય અને કિશોર અવસ્થામાં રહેલી અને બાલ્યાવસ્થાની એક અથવા તો શ્રીસ્વામીની સહિત બેવી બીજી. બધાં અંગોમાં સુશોભિત મૂર્તિ લાવીને ઘરમાં જઈ પધરાવવી; પછી વિધિ મુજબ શંખે કરી પંચામૃત, જલ વગેરેથી સ્નાન કરાવવું. એ પછી ચન્દનનો લેપ કરવો. ફરી ગરમ જલ વડે સ્નાન કરાવી ને બાદ ઝીણા વસ્ત્રથી પ્રોક્ષણ કરી (લૂછી) આસન ઉપર સ્થાપવી. ૧-૪,

प्रार्थयित्वा निजाचार्यान् ध्यात्वा तद्हृदयस्थितम् ।
भावात्मकं प्रभो रूपं सर्वलीलायुतं सदा ॥५॥

लक्ष्मीसहस्रसंसेव्यं तापक्लेशयुतात्मना ।
बद्ध्वाञ्जलिं तथाभूतः पठेच्च तदनन्तरम् ॥६॥
'अव्यादजोऽङ्घ्रिमणिमा'नित्यादिन्यासपूर्वकम् ।
विभाव्य स्वामिनीरक्षां प्रत्यङ्गे स्थापिताङ्गुलिः ॥७॥

શ્રીમદાચાર્યચરણોની પ્રાર્થના કરી તેઓના હૃદયમાં રહેલું, સકલ લીલાઓથી યુક્ત એવું પ્રભુનૂ હજારો લક્ષ્મીયોથી સેવાયેલૂં ભાવાત્મક જે રૂપ તેનું સદૈવ તાપક્લેશયુક્ત હૃદયે ધ્યાન ધરી અને બે હાથ જોડી ઉભા રહી ત્યારબાદ ભા. ૧-૬-૨૨થી, એ રક્ષાના શ્લોકોથી કરન્યાસાદિપૂર્વક દરેકે દરેક અંગોમાં અંગુલિ મૂકી તેજ પ્રમાણે સ્વામીનીજીની રક્ષાની પણ ભાવના કરી, પાઠ કરવો ૫-૭

रक्षामिषेण विहितं भावात्मस्थापनं प्रभोः ।
स्वाचार्यसंश्रितैस्तद्वन्मूर्तावपि हरिस्थितिः ॥८॥

પોતાના આચાર્યને આશ્રયે રહેલા ભક્તોથી આ રક્ષાને બહાને પ્રભુમાં ભાવાત્મક સ્વરૂપની સ્થાપના કરવામાં આવે છે. તેજ રીતે મૂર્તિમાં પણ પ્રભુની સ્થિતિ થાય છે. ૮.

इदमेवोक्तमाचार्यैर्भक्तिमार्गप्रकारतः ।
'तत्र च स्थित' मित्यादि, स भावात्मा हरिः स्मृतः ॥९॥

ભક્તિમાર્ગના પ્રકારે કરી તત્ત્વાર્થનિબન્ધ-સર્વનિર્ણય પ્રકરણમાં મૂર્તિવિષયક જે વિધાન વર્ણ્યૂં છે, તેમાં 'तद्रूप तत्र च स्थितम्

( त-नि- सर्वनि. )-ते રૂપ તેમાં સ્થિતિ કરી રહેલું હોય છે; એમ શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે, તે આજ તે હરિભગવાન ભાવાત્મક કહ્યાં છે. ૯.

पठित्वा तु त्रिरावृत्त्या शृङ्गारं रचये तदा ।
वस्त्राभरणैश्चापि प्रेम्णा सौन्दर्य सूचकैः ॥१०॥
आस्तीर्य वस्त्रैर्विधिवदासनं तत्र भावयेत् ।
तदुत्तरीयवस्त्राणि ततस्तामुपवेशयेत् ॥११॥
'तद्दर्शने'तितत्रत्यं पद्ययुग्ममुदीर्य च ॥११½॥

ત્રણવાર ઉપરના રક્ષાસતિત્રનો પાઠ કરી પ્રેમપૂર્વક સૌંદર્યને ખીલાવનારા વસ્ત્રો અને આભરણોથી પ્રભુનો શૃંગાર કરવો; વસ્ત્રો બિછાવી વિધિપૂર્વક આસન તૈયાર કરવું અને પછી ઉત્તરીયપિછોડી વગેરે વસ્ત્રો ધરાવી 'तद्दर्शन' એ શ્લોકનો પાઠ કરી ત્યાં સ્વરૂપને પધરાવવું. ૧૧½.

ततः सज्जीकृते सम्यगोदनव्यजनादिके ॥१२॥
भावयित्वा तु तत्रत्यस्वामिनीविहितार्चनम् ।
हृदि कृत्वा निजाचार्यान् दैन्ययानेकतत्परः
स्वयं समर्पयेत् काममाचार्यद्वारकं जनः ॥१३½॥

ત્યારપછી સારી રીતે તૈયાર કરેલાં ભાત-શાક-પકવાન્નાદિકમાં ત્યાંજ બિરાજતાં સ્વામીજીની અર્ચન કરતા હોય તેવી ભાવના કરી હૃદયમાં આપણા આચાર્ય શ્રીમહાપ્રભુજીને રાખી દીન અને એકાન્ત જીવે આચાર્યદ્વારા જાતેજ આત્મસમર્પણ પ્રભુને કરવું. ૧૩½.

ताम्बूलमुत्तमं दद्यादाचम्य प्रोञ्छ्य चाननम् ।,१४।-
तत उत्थाय च करौ संयोज्य विधिवत्पठेत्।
कृष्णाश्रयाभिधं स्तोत्रं प्रणमेद्दण्डवद् भुवि ॥१५॥

તે પછી આચમન કરાવી મુખ લોંછી ઉત્તમ પ્રકારનું નાગરવેલનું પાન ધરાવવું પછી ઊભા થઈ બે હાથ જોડી શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્રનો વિધિમુજબ પાઠ કરવો અને પૃથ્વી ઉપર દણ્ડવત્પ્રણામ કરવા. ૧૫.

अदम्भः सर्वथापेक्षारहितः करुणापरः।
विचार्य चरणं श्रीमदाचार्यपदसंश्रयः॥१६॥
स्वसेवकाय शुद्धाय सततं प्रयतात्मने।
प्रयच्छेत्तत्स्वरूपं तु फलरूपतया पुनः॥१७॥

દમ્ભરહિત, સર્વથા કોઈપણ જાતના બદલાની આશા વિનાના, કરુણામય અને શ્રીમદાચાર્યજીના આશ્રયવાળા તેવા જને ભક્તિમાર્ગીય ચરણનો વિચાર કરી હમ્મેશાં જેનો આત્મા નિયમમાં છે, તેવા શુદ્ધ પોતાના સેવકને ફલરૂપે તે સ્વરૂપ પધરાવી આપવું. ૧૭. (ગોસ્વામિબાળકોયે ક્રિયા વિધિયે પોતાના સેવકને વિધિસ્વરૂપ પધરાવી આપવું, તેનું આમા સૂચન દેખાય છે.)

भक्तिमार्गस्थितैः श्रीमदाचार्यपदसंश्रितैः।
सेव्यमानं महाभावैर्निरोधं साधयेद् ध्रुवम्॥१८॥

ભક્તિમાર્ગમાં સ્થિતિ કરી રહેલા, વળી શ્રીમહાપ્રભુજીના પદને આશ્રયે રહેલા મહાનુભાવી ભક્તોયે સેવાતા નિરોધની હમ્મેશ નક્કી સાધના કરવી. ૧૮.

---

# ११. श्रीमत्प्रभोश्चिन्तनप्रकारः ॥

अथ श्रीवल्लभाचार्यचरणाब्जप्रसादतः।
स्वमार्गसेव्यरूपस्य चिन्तने रीतिरुच्यते ॥१॥

શ્રીમદ્‌વલ્લભાચાર્યજીનાં ચરણકમલોની કૃપાથી આપણા માર્ગમાં સેવ્યરૂપ પ્રભુના ચિન્તનની રીતિ કહેવામાં આવે છે ૧.

विपिने विपिने वृक्षलतादिषु विशेषतः।
परिभ्रमन्ती विरहे विकला गोपबालिका ॥२॥
विस्रस्तवसना शुष्करसना रसनायिका।
विकीर्णकेशा सक्लेषा नाथ नाथेति वादिनी ॥३॥
चलत्पदयुगा दुःखान्मुहुर्मीलितलोचना।
लसल्लक्ष्मपदाम्भोजचिह्नदर्शनकातरा ॥४॥
दृष्टदावाग्निविशिखा निःश्वासग्रहणातुरा।
धरणीपतिताऽत्यन्तविरहाकुलचेतना ॥५॥
हृदि प्रादुर्भवद्भावदृष्टगोकुलनायका।
नाथोत्थापय मामेव मुहुर्विक्लववादिनी ॥६॥
विचाररहिता चित्तचिन्ताकुलितमानसा।
मनोजगूढभावात्मप्रियप्राकट्यकांक्षिणी ॥७॥
समस्तलीलानुकृतिकृन्निस्वप्रियभावुका।

कोटिकन्दर्पलावण्यभावरूपप्रियाश्रया ॥८॥

नित्यलीलाश्रया नित्यरतिमैथुनतत्परा ।
परमार्द्धतमप्रेमविलसहृत्पङ्कजादरा ॥९॥

भावनीया नित्यमेवम्भूता गम्भ्यामिनी हरेः ॥१२॥

પ્રભુનાં ગોપ-બાલિકા—સ્વામિનીજી, રસનાયિકા તેનું હમ્મેશા ભાવન કરવું. ૨-૯.

तदेकहृदयस्थायी तद्भावः कृष्ण एवहि ॥१०॥
लीलासहस्रयलितः सामग्रीसहितस्तथा ।
भावनीयः सदानन्दः सदानन्दादिलालितः ॥११॥

તે એક સ્વામિનીજીનાજ હૃદયમા સ્થાયી ભાવાત્મક પ્રભુ શ્રીકૃષ્ણ છે. તે હજારો લીલાઓથી યુક્ત તેમજ લીલાની સામગ્રી વાળા સદાનન્દરૂપ. નન્દ વગેરેથી સદા લાડ લડેલા પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીની ભાવના કરવી. ૧૦-૧૧.

इदमेवोक्तमाचार्यैः सिद्धान्तस्य निरूपणे ।
'आत्मानन्दसमुद्रस्थं कृष्णमेवे'ति यद्वचः ॥१२॥

'સિદ્ધાન્ત મુક્તાવલી'મા આજ વાત "आत्मानन्दसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् (સિ-મુ-૧૬) આત્માનન્દરૂપી સમુદ્રમા રહેલા શ્રીકૃષ્ણચન્દ્રજીનીજ ભાવના કરવી," ત્યા શ્રીમદાચાર્યચરણોએ આજ્ઞા કરી છે, ૧૨.

तदाशयस्तु विवृत कृपयैव प्रभोर्मया ।
अवगत्य जना. सर्वे चिन्तयन्तु हरिं सदा ॥१३॥

તે વાક્યોનો આશય પ્રભુની કૃપાથી મેં કહ્યો છે આને જાણી સકલ મનુષ્યે યે સદૈવ હરિભગવાનનુ ચિન્તન કરવું. ૧૩

# १२. स्वमार्गीयशरणसमर्पणसेवादि-

# निरूपणम् ।

(અનુવાદક-વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.)

( જે માર્ગમાં જે જીવનો અંગીકાર થયો હોય તે જીવે તે માર્ગનું સ્વરૂપ અવશ્ય જાણવું જોઈએ; એટલા માટે જે જીવોનો અંગીકાર પુષ્ટિભક્તિમાર્ગમાં થયેલો છે, તેમણે પોતાના પુષ્ટિભક્તિ-માર્ગનાં શરણ એટલે શું, સમર્પણ અને સેવા એનુ સ્વરુપ શું વગેરે જાણવું જોઈએ. એ જણાવવા માટે શ્રીહરિરાયજીએ स्वमार्गीयशरणसमर्पणसेवादिनिरूपण નામનો એક ગ્રંથ પ્રકટ કરેલો છે. એ ગ્રંથના શ્રવણમનનથી સ્વમાર્ગવિષયના સર્વ સંદેહો ટળી જાય છે. )

अथ स्वकीयबोधाय सूक्ष्मरीत्या विचार्य च ।
स्वमार्गीयप्रकारोऽयं सर्वोऽपि हि निरूप्यते ॥१॥

હવે જેનો અંગીકાર પુષ્ટિભક્તિમાર્ગમાં થયેલો છે એવા નિજ જનોને બોધ થવા માટે, સૂક્ષ્મ રીતે વિચાર કરીને આ સ્વમાર્ગનો સર્વ પ્રકાર સ્પષ્ટ કરવામાં આવે છે. ૧

गृहीत्वा नामशरणं गत्वा सर्वसमर्प्य च ॥
सेवासार्थकतासिद्ध्यै देहादिनां तथा पुनः ॥२॥
अन्यत्राविनियोगाय क्रियतां तनुवित्तजा ॥
तया तु मानसी सिध्येत् सैवात्र फलरूपिणी ॥३॥

ઉપર પ્રમાણે, શ્રીહરિરાયજી ગ્રંથ રચનાની પ્રતિજ્ઞા કરીને પુષ્ટિભક્તિમાર્ગમાં શું શું જાણવાનું છે, તે જણાવવા માટે પુષ્ટિમાર્ગના સર્વ સિદ્ધાંતોનો સંગ્રહ સૂક્ષ્મ રીતે કરે છે. પોતે જે માર્ગમાં પ્રવેશ કર્યો હોય તે સ્વમાર્ગ કહેવાય. પુષ્ટિમાર્ગમાં જેમનો પ્રવેશ થયો હોય તેમને સ્વમાર્ગ તે પુષ્ટિમાર્ગ જ છે જ્યાંસુધી પુષ્ટિમાર્ગનું બધું સ્વરૂપ ટુંકમાં સમજાવવામાં આવે નહિ ત્યાંસુધી તેમાં જાણવાનું શું છે તેની ખબર પણ પડે નહિ માટે શ્રીહરિરાયજી પહેલા સાત શ્લોકમાં પુષ્ટિમાર્ગના બધા સિદ્ધાંતો સૂક્ષ્મ સમજાવી દે છે

## સિદ્ધાંતોનું સૂક્ષ્મ સ્વરૂપ

શ્રીકૃષ્ણ: શરણં મમ એ અષ્ટાક્ષર મંત્ર વડે નામગ્રહણ કરીને શરણે જવું અને બ્રહ્મસંબંધ મંત્ર વડે શ્રીગુરુદેવદ્વારા સર્વ સમર્પણ કરીને સેવા કરવી બ્રહ્મસંબંધ થયાથી સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે માટે બ્રહ્મસંબંધ પછી અવશ્ય સેવા કરવી સેવા કરી કર્મ સાર્થક થઈ કહેવાય કારણ કે દેહ, ગૃહ, ધન વિગેરેનો ઉપયોગ પ્રભુની સેવા વિના બીજે સ્થલે ન થાય દેહ વગેરેનો બીજે વિનિયોગ ન થવા માટે શરીરથી અને ધનથી પ્રભુની સેવા કરો, એ પ્રમાણે તનથી અને ધનથી સાધન સેવા કરતાં ફલસ્વરૂપ માનસી સેવા સિદ્ધ થશે એ માનસી સેવા આ માર્ગમાં ફલરૂપ છે એમ સમજવું ૨-૩

હવે સેવાના પ્રકાર અને ફલનાં સૂક્ષ્મ ભેદો ઉપદેશે છે

मा प्रकारत्रयेणेति तेषां तन्मध्यपाततः ॥
फलत्रयमिति ते प्रोक्ता सेवायां तु फलत्रयम् ॥४॥

માનસી સેવા ત્રણ પ્રકારે થાય છે, તેથી તેના અધિકારી ત્રણ પ્રકારના છે; ઉત્તમ[1], મધ્યમ, કનિષ્ઠ. એ ત્રણે અધિકારીના ભેદથી માનસી સેવાનાએ ત્રણ પ્રકારો છે. તેત્રણ પ્રકારો માનસી સેવામાં આવી જતા હોવાથી ફલરૂપ છે, એટલા માટેજ તે ને પ્રકારો કહ્યા છે. [2]એવામાં ત્રણ ફલ છે. ૪.

सेवा तु सा समानत्वात् सैवान्ते न विलक्षणा ॥
फलतातः प्रकाराणां पश्चाद् भावितयोच्यते ॥५॥

સેવા તો માનસી એક સરખીજ છે, માટે, ફલરૂપ થયા પછી પણ તેવીજ રહેવાની, વિલક્ષણ થશે નહિ, જે સેવા નિરંતર કરવામાં આવતી હોય તેજ સેવા પ્રભુની કૃપાથી ફલરૂપ બને છે, એટલે સેવામાં કાંઇ તફાવત પડતો નથી. એટલા માટે સેવાના બધા પ્રકા- ફલરૂપ છે, કેમકે આ પ્રકારો ફલરૂપ માનસી સિદ્ધ થયા પછી થાય છે. ૫.

यादृशं वरणं तादृक्प्रकारापन्नसेवना ॥
मानसी फलरूपेति तारतम्येन चोच्यते ॥६॥

---

૧, ઉત્તમ અધિકારી શ્રીવ્રજસુંદરીજ છે. મધ્યમ અધિકારી એ કે જે માર્ગની રીતિને અનુસરીને ભાવપૂર્વક સેવા કરનારા છે. કનિષ્ટ અધિકારી પોતાના સ્વાર્થ માટે ભાવ વિના માર્ગની રૂઢિ પ્રમાણે સેવા કરનારા છે.

૨. આ સવિસ્તર જાણવા માટે સિદ્ધાંત મુક્તાવલી અને સેવાફલગ્રંથો ટીકા સાથે વાંચવા જોઈએ.

પ્રભુએ જેવું વરણ કર્યું હોય તેવે પ્રકારે સેવા પ્રાપ્ત થાય છે; એટલે કે પ્રભુએ કૃપા કરીને જેવા ઉત્તમ, મધ્યમ અથવા કનિષ્ટ અધિકારનું દાન કર્યું હોય તેવીજ સેવા તે જીવ કરી શકે છે. તેજ સેવા પછીથી ફલરૂપ માનસી થાય છે, માટે ફલરૂપ માનસી સેવા અને તે પહેલાંની સેવા એ બન્ને તફાવત સાથે કહેવાય છે, એટલે કે અધિકાર પ્રમાણે જે સેવા ફલરૂપ માનસી બને ત્યારે એ સેવા વિલક્ષણ છે એમ સમજવું. પહેલાંની સેવાજ ફલરૂપ માનસી થઈ જાય. ત્યારપછી સેવાના સ્વરૂપમાં ફેરફાર થઈ જાય છે એમ ભાવાર્થ છે. ૬.

ते प्रकारास्तु विज्ञेया ग्रन्थात् सेवाफलाभिधात् ॥
अलौकिकं हि सामर्थ्यं सायुज्यं पुरूषोत्तमे ॥७॥
वैकुण्ठादिषु सेवायाः शरीरमधिकारकृत् ॥७॥

સેવાના એ બે પ્રકારો [1] સેવાફલ નામના શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કરેલા ગ્રંથથી સમજી લેવા. સેવાના ત્રણ ફલ છે, એક તો લોકમાં કોઈ પણ સ્થલે ન જોવામાં આવે તેવું અલૌકિક અદ્ભુત સામર્થ્ય, બીજું ફલ સાયુજ્ય છે. શ્રીપુરુષોત્તમની સાથે તે સ્વરૂપે જોડાવું તે પુરુષોત્તમમાં લીન થવું તે પણ સાયુજ્ય છે. વૈકુંઠ આદિ લોકોમાં દિવ્ય શરીર મળે તેથી પણ સેવાનો અધિકાર મળે છે. સેવાનો અધિકાર વૈકુંઠમાં દેહ મળવાથી પ્રાપ્ત થઈ શકે છે. ૭૬

एतावानेव मार्गेऽस्मिन् सूक्ष्मः सिद्धान्तसङ्ग्रहः ॥८॥

---

૧. આ માળામાંજ આ પહેલાં છપાયેલો स्वमार्गीयसेवाफलस्व- निरुपणनिर्णय ગ્રન્થ જુઓ.

આ પુષ્ટિમાર્ગમાં સૂક્ષ્મ સંગ્રહ કરવામાં આવે તો આટલોજ સિદ્ધાંતોનો સંગ્રહ છે. ૮

## શરણે જવાનો પ્રકાર

જીવ જ્યારે શરણે જાય છે, ત્યારે પ્રભુ તેનો અંગીકાર પુષ્ટિભક્તિમાર્ગમાં કરે છે, માટે પહેલાં પ્રભુને શરણે જવું જોઇએ. પ્રભુ પણ ગીતામાં આજ્ઞા કરે છે, કેઃ-

[1] 'સર્વ ધર્મને પરિત્યાગ કરીને મારે એકને શરણે આવ.' આ શરણુ તે સંપ્રદાયમાં શ્રીવલ્લભકુલના બાલકના મુખારવિંદમાં श्रीकृष्ण शरणं मम એ અષ્ટાક્ષરનું ગ્રહણ કરવું એજ છે. એનો પ્રકાર શ્રીહરિરાયજી ૫ દર શ્લોકથી વર્ણવે છેઃ-

तत्रादौ शरणं यातः किं कुर्यादिति चोच्यते ॥
श्रीमदाचार्यमार्गीयगुरूणां शरणं गतः ॥९॥
स्वामित्वेन हरिं स्वं तु सेवकत्वेन भावयेत् ॥
लौकिकं वैदिकं चापि विदध्याद् भक्तिसिद्धये ॥१०॥

તેમાં પહેલાં જેની શરણાગતિ સિદ્ધ થયેલી છે, એટલે કે જે જીવ પ્રભુને શરણે ગયેલો છે, તેણે શું કરવું જોઇએ તે કહેવામાં આવે છે. શરણે ગયેલો કેણ સમજવો કે એ મહાપ્રભુજીના માર્ગના ગુરુ-દ્વારા શરણે ગયેલો હોય. શ્રીમદ્પ્રભુજી આપ પુષ્ટિભક્તિ માર્ગના આચાર્ય છે. આપનો માર્ગ તે પુષ્ટિભક્તિમાર્ગ છે. એ

---

१. सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । गीता.

માર્ગના ગુરુ શ્રીમહાપ્રભુજીના જ વંશમાં પ્રકટ થયેલા મહાનુભાવી શ્રીગોસ્વામિબાલકો છે માટે પરંપરાથી અને માર્ગમર્યાદાને અનુસરીને તેમના દ્વારા પ્રભુને શરણે જાય તે શરણે ગયેલા કહેવાય

### શરણે ગયા પછી શું શું કરવું તે જણાવે છે –

ઉપર કહ્યા પ્રમાણે શરણે ગયા પછી અને પ્રભુએ શરણે લીધા પછી પોતાના સ્વામી માલીક, નાથ સર્વ–દુઃખહર્તા શ્રીહરિજી છે, અને હું એમનો સેવક છું, દાસ છું. એવી ભાવના કરવી જોઈએ ભક્તિ એટલે સેવા સેવાની સિદ્ધિ માટે તેના આવશ્યક કર્યો કરવા અને વંદના કરવી વર્ણાશ્રમના નૈમિત્તિક ધર્મો પણ આચરવા ૮–૧૦

### શું ન કરવું ?

શું કરવું જોઈએ, તે તો જણાવ્યું, હવે શું શું ન કરવું તે જણાવે છે,–

नान्यमार्गाश्रयो नैव देशान्तरसमाश्रय ॥
नैव तीर्थाश्रयो नैवाभिमते कर्तृताश्रय ॥११॥

બીજા માર્ગનો આશ્રય ન જ કરવો પ્રભુ જ્યાં ન બિરાજતા હોય તેવા દેશનો આશ્રય ન કરવો દાસનો ધર્મ એ જ છે કે જ્યાં પોતાના સ્વામી હોય ત્યાં જ રહેવું જોઈએ, માટે પ્રગટ સ્વરૂપે પ્રભુ જ્યાં દર્શન ન આપતા હોય, તે દેશનો સ્વપ્ને પણ આશ્રય કરવો નહિ, એટલે ભગવાનને છોડીને તીર્થમાં જ રહેવાથી મારું કલ્યાણ

પ્રભુમા ચાર પુરુષાર્થમાંના ધર્મરૂપ પુરુષાર્થની બુદ્ધિ થવા માટે ઉપર કહ્યું હવે, અર્થરૂપ પુરુષાર્થ પણ શ્રીહરિ છે, તે આપણી બતાવે છે. પુરુષાર્થ ચાર પ્રકારના છે; ધર્મ અર્થ, કામ અને મોક્ષ. ધર્મરૂપ પ્રભુજ છે, તે ઉપરના અર્ધા શ્લોકથી સિદ્ધ થયું હવે અર્થ-રૂપ જે બીજો પુરુષાર્થ છે, તે પણ શ્રીહરિસ્વરૂપજ છે, એમ આજ્ઞા કરે છેઃ-

विवेकादेरभावेन दैन्येनार्थत्वभावनम् ॥
स्वकामपूरणार्थाय पूर्णानन्दत्ववेदनम् ॥१३॥

'પ્રભુ પોતાની ઇચ્છાથીજ સર્વ કરશે' એ સિદ્ધાંત દૃઢ કરવો તે વિવેક. વિવેક, ધૈર્ય અને આશ્રય એ પ્રાપ્ત ન થયાં હોય તો દીનતાથી એમ સમજવું કે પ્રભુ અર્થરૂપ છે. અર્થ નામનો બીજો પુરુષાર્થ પણ મારા પ્રભુજ છે એમ સમજવું. 'ભક્તો પાસે પ્રભુને પ્રસન્ન કરવાનું કાંઇ પણ સાધન હોય તો તે માત્ર દીનતાજ છે,' એમ શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરે છે. વિવેક, ધૈર્ય, ભક્તિ વગેરેથી રહિત અને પાપ કરવામાં આસક્ત થયેલા એવા મને શ્રીકૃષ્ણજ શરણરૂપ છે. એટલે સર્વાંશે દુષ્ટ એવા જીવને કૃષ્ણ વિના બીજા કોણ શરણે લે?

ત્રીજો પુરુષાર્થ કામ છે, માટે તે પુરુષાર્થરૂપ પણ પ્રભુ છે, એમ આજ્ઞા કરે છે –

દરેક જીવને સુખની અને આનંદની ઇચ્છા થાય છે. મને સુખ કેમ મળે અને તે કાયમ કેમ રહે તેવો આનંદનો લહાવો કેવી રીતે હું લઇ શકું એવી કામના દરેકના મનમાં થાય છે.

અને તે માટે જીવ અનેક પ્રયત્નો કરે છે. પણ તે બધા નકામા છે. પોતાની એ કામના સફળ કરવા માટે પૂર્ણ આનન્દસ્વરૂપ શ્રીહરિજ સામર્થ છે,એમ જાણવું જોઈએ .જે પોતે આનંદથી પૂર્ણ હોય તેજ આનંદ મેળવવા માટે થતી કામનાઓ પૂરી શકે. પ્રભુ વિના બીજું કોઇ પૂર્ણાનન્દ નથી એમ જાણીને, તેજ બધી કામના પૂરશે એમ નિશ્ચય કરીને કામરૂપ પુરુષાર્થ પણ શ્રી હરિજ છે એમ જાણવું. ૧૩.

મોક્ષરૂપ પણ પ્રભુજ! એમ આજ્ઞા કરે છે:—

न साधनैर्भवेन्मोक्षो हरिरेव तदात्मकः ॥१३½॥

સાધનો કરવાથી મોક્ષ થતો નથી કેમકે શ્રીહરિજ મોક્ષસ્વરૂપ છે. તે હરિના દાસ થઈ જઈએ તો મોક્ષજ મળી ગયો એમ સમજી લેવું જ્યારે એ દયાળુ પ્રભુ કૃપા કરીને પોતાના દાસ તરીકે જીવનો અંગીકાર કરે, ત્યારે ભગવદીયપણું પ્રાપ્ત થઇ જાય. તે પ્રાપ્ત થતાં મોક્ષ મળીજ ગયો એમ સમજવું. સદાનંદ શ્રીકૃષ્ણના દાસાંનુદાસ અનુચરો મોક્ષની આકાંક્ષા કદાપિ રાખતાજ નથી. સારાશ કે પ્રભુ ના દાસ થવું એજ મોક્ષ છે. અને મોક્ષરૂપ પુરુષાર્થ પ્રભુ છે એમ જાણવું તેજ ખરું જ્ઞાન છે. ૧૩½.

સાધન પણ શ્રીકૃષ્ણ

દેશ વગેરે સાધનો અને ચાર પ્રકારના પુરુષાર્થો પણ શ્રીકૃષ્ણજ છે એમ શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે:—

तदीयतायाः संपत्तौ मुक्तत्वेनैव चिन्तनम् ॥१४॥
अत एव निराकांक्षा मोक्षतः कृष्णसेवकाः ॥१४½॥

देशादिसाधनं कृष्णः पुरुषार्थश्चतुर्विधः ॥१८॥

દેશ વગેરે સાધનરૂપ શ્રીકૃષ્ણજ છે એમ ૧૧મા અને બારમા શ્લોકથી સિદ્ધ કર્યું છે. બીજા માર્ગનો આશ્રય ન કરવો એમ આપશ્રીએ ૧૧મા શ્લોકમાં કહ્યું છે. તેથી એમ સિદ્ધ થાય છે કે કલિકાલ મહાદોષ યુકત છે, અને તેના દોષ સર્વને લાગે છે. માટે તેમાં ઉત્પન્ન થયેલા બીજા દોષ વાળા માર્ગ કરતાં આ નિર્દોષ પ્રભુના નિર્દોષ ભક્તિમાર્ગમાંજ રહેવું એ વિશેષ કલ્યાણ કારક છે. એ ઉપરથી એમજ સમજવું કે ભક્તિમાર્ગમાં પ્રભુનું શરણ લેવામાં કાળ બાધ નથી કરતો, કેમકે એ કાલરૂપ સાધન શ્રીહરિજ થાય છે. બીજે દેશનો આશ્રય ન કરવો એમ કહેવાથી દેશરૂપ પણ પ્રભુજ છે, અને બધું શ્રીહરિજ કરે છે એમ કહેવાથી કર્તા પણ શ્રીકૃષ્ણજ છે એમ સિદ્ધ થાય છે. તીર્થનો આશ્રય ન કરવો એથી સાબીત થયું કે દ્રવ્યરૂપ સાધન પ્રભુજ છે. માટે તેનો આશ્રય કરવો. મંત્રનો આધાર ન રાખવો એમ કહેવાથી મંત્રરૂપ સાધન પણ શ્રીકૃષ્ણજ છે. એમ સિદ્ધ થયું. બીજા કર્મોનો આશ્રય ન કરવો પણ પ્રભુની સેવા તે કર્મ છે એમ માનવું એમ કહેવાથી કર્મરૂપ સાધન પણ શ્રીકૃષ્ણજ છે એમ સાબીત થાયછે, એ પ્રમાણે ૧૧-૧૨ શ્લોકમાંથી એ રહસ્ય નીકળે છે કે, દેશ, કાલ, દ્રવ્ય, કર્તા મંત્ર અને કર્મ એ છ સાધનો *દોષવાળા થઈ ગયેલાં છે, પરંતુ

---

* સાધનો છ પ્રકારનાં છે; દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર, કર્મ. એ છ સાધનો જ્યારે શુદ્ધ હોય તોજ મોક્ષ સિદ્ધ થાય છે. આ સમયમાં દેશ પણ દોષવાળો છે, તેમજ સમય વગેરે પણ દુષ્ટ છે, માટે ભક્તિમાર્ગનોજ આશ્રય કરવો; તેનો આશ્રય કરવાથી એ પ્રભુજ સાધનરૂપ બની જાય છે. પ્રભુ નિર્દોષ છે, એટલે એ સાધનો પણ નિર્દોષ થાય છે

ભક્તિમાર્ગ નિર્દોષ પ્રભુનો નિર્દોષ માર્ગ હોવાથી તે માર્ગનો આશ્રય કરતાં, એ જ સાધનરૂપ શ્રીકૃષ્ણજ છે એવો દૃઢ નિશ્ચય થતાં સર્વ દોષો દૂર થઈ જાય છે. તેમજ ચાર પુરુષાર્થરૂપ શ્રીકૃષ્ણજ છે, એ પ્રમાણે પ્રયાસ પૂર્વક નિરંતર મનમાં સ્મરણ કરવું કે મારાં સર્વ સાધનરૂપ અને મારા સર્વ પુરુષાર્થરૂપ સદાનંદ શ્રીકૃષ્ણજ છે. ૧૪-૧૫

## કેમ બચશો ?

હવે બાધક વસ્તુથી કેવી રીતે બચવું, એ આપશ્રી આજ્ઞા કરે છે:—

एवं मनसि सततं चिन्तनीयं प्रयत्नतः ॥
प्रायश्चित्तादिषु मतिर्न कार्या शरणं व्रजेत् ॥१६॥
उपस्थितेषु दोषेषु सर्वेष्वथ विशेषतः ॥
सुशक्येष्वप्यशक्येषु हरेर्गतिमथ स्मरेत् ॥१७॥

પ્રભુનું શરણ ગ્રહણ કર્યા પછી પ્રાયશ્ચિત વગેરેમાં બુદ્ધિ રાખવી નહિ. મતલબ કે પ્રાયશ્ચિત કરવાથીજ હું પવિત્ર થઈશ, એવી ભાવના શરણે ગયા પછી રાખવી નહિ. સર્વ દોષો ઘણા પ્રમાણમાં પણ પ્રાપ્ત થયા હોય અને તે દૂર કરી શકાય તેવા ન પણ હોય, તો પણ 'મારું શરણ માત્ર શ્રીહરિજ છે' એમ સ્મરણ કરવું. એથી એમ નિશ્ચય કરવો કે પ્રભુનું શરણ લીધા પછી પણ જો નાના કે મોટા દોષ પડે, તો તેને દૂર કરવા માટે પ્રાયશ્ચિત્તો ન આચરતાં, પ્રાયશ્ચિત્તથીજ મારા દોષ દૂર થશે એમ ન માનતાં, પ્રભુને હું શરણે છું, સર્વ દોષથી રહિત એવા માર્ગમાં પ્રભુએ મારો

અંગીકાર કર્યો છે, એમ સ્મરણમાં લાવવું. શ્રીમહાપ્રભુજીએ એટલા માટેજ આજ્ઞા કરી છે કે: "અશક્ય હો અથવા સારી પેઠે શક્ય હો, પણ સર્વથા પ્રભુજ મારું શરણ છે." એ ચૂકવું નહિ. ૧૬-૧૭.

## બાધક શું છે?

શરણ સિદ્ધ થયા પછી શું શું કરવું તે સૂક્ષ્મમાં જણાવીને હવે બાધક થઈ પડે તેવાં કાર્યોની સૂચના કરે છે;—

अन्याश्रयो नैव कार्यो नैवान्यत्र स्वतो व्रजेत् ॥
प्रार्थना नैव कुत्रापि कर्तव्या भगवत्यपि ॥१८॥

અન્યાશ્રય એટલે પોતાના સ્વામી પ્રભુ વિના બીજા કોઇનો આશ્રય કરવો તે. એવો અન્યાશ્રય કદાપિ નજ કરવો. અર્થાત્ પોતાના પ્રભુ વિના બીજા કોઈનો આશ્રય કદાપિ ન કરવો શ્રીમહાપ્રભુજી પણ આજ્ઞા કરે છે કે, અન્યાશ્રય કદાપિ કરવો નહિ, કેમકે તે સર્વથા બાધ કરનારો છે. શ્રીગુંસાઇજી પણ આજ્ઞા કરે છે કે'-'અન્ય દેવતાઓના સંબંધનો ગંધ પણ ગળાને બાધા કરે છે, અર્થાત્ ગળું કપાવે છે. પોતે પોતાની ઇચ્છાથી બીજે સ્થળે જવુ નહિ. જ્યાં પોતાના સ્વામી બિરાજતા ન હોય ત્યાં જવુ નહિ. જેમ સ્ત્રી પોતાની ઇચ્છા મુજબ સ્વચ્છંદપણે પોતાના પતિનું ગૃહ છોડીને બીજે સ્થળે જતી નથી, તેમ પોતાના સ્વામીનું ગૃહ છોડીને બીજે સ્થળે પોતાની ઇચ્છા પ્રમાણે જવું નહિ, તેમજ બીજે ઠેકાણે જઇને પ્રાર્થના કરવી નહિ. કોઈપણ મુસ્કેલી આવી પડે તો બીજાની પાસે તે મુસ્કેલી દૂર કરવા માટે પ્રાર્થના કરવી નહિ. વધારે તો શું

પણ પ્રભુ પાસેએ પ્રાર્થના કરવી નહિ, પ્રભુ સર્વ વ્યાપક છે, અન્તર્યામી છે, તો આપણાં મનની વાત શું નથી જાણતા? આપણાં દુઃખો શું નથી સમજતા? પ્રભુ બધું જાણે છે; સમજે પણ છે, તો આપણાં દુઃખો પોતેજ દૂર કરશે, એમ માનીને પણ પ્રભુ પાસે પ્રાર્થના કરવી નહિ. વળી એ કરુણાના નિધિએ આપણને ઉત્તમોત્તમ ફલ આપવાનો સંકલ્પ કર્યો હોય, અને એ પ્રભુ દુઃખો દઇને આપણી પરીક્ષા પણ કરતા હોય, અને એ વખતે ધીરજ ન ગણતાં જીવબુદ્ધિથી કાંઇ પ્રાર્થના કરીને દ્રવ્ય, ઘરબાર જેવી તુચ્છ વસ્તુ માગી લઇએ તો પ્રભુ તો તે પણ આપશેજ, પણ તેથી ઉત્તમોત્તમ ફળ મળવાનો લાભ જતો રહેશે, અને એટલાજ ફળથી એ જીવ પોતાને કૃતાર્થ માને છે એમ માનીને સાધારણ ફળ તરતજ પ્રભુ આપશે અને મુખ્ય ભજનાનંદનું દાન કરશે નહિ; માટે પ્રભુ પાસે પ્રાર્થના કરવી નહિ, પોતાના સ્વામી અંતર્યામી છે, સર્વ જાણે છે, એ વાતમાં સંદેહ હોય તોજ પ્રાર્થના થઈ શકે અને એ વાત ચોકકસ રીતે બુદ્ધિમાં દૃઢ થઇ હોય કે પ્રભુ સર્વ સમર્થ છે તો કોઇપણ દિવસે પ્રાર્થના કરવાની ઈચ્છાજ ન થાય, શ્રીમહાપ્રભુજી પણ એજ આજ્ઞા કરે છે. ૧૮.

પ્રભુમાં અવિશ્વાસ ન કરવો તે ઉપદેશે છેઃ-

**अविश्वासो न कर्तव्यो ब्रह्मास्त्रस्य निदर्शनात्**
**लौकिके वैदिके वापि कार्यं सङ्गं विवर्जयेत् ॥१९॥**

પોતાના સ્વામીમાં કોઈ દિવસ અવિશ્વાસ ન લાવવો. રાવણના પુત્ર ઈન્દ્રજિતે હનુમાનજીને બાંધવા માટે બ્રહ્માસ્ત્ર મોકલ્યું, અને તેને

માન આપી હનુમાનજી બળિયા છતાં બંધાયા. પછી રાક્ષસોએ બ્રહ્માસ્ત્રની ઉપર હનુમાનજીને સખ્ત રીતે બાંધવા માટે મોટાં દોરડાં શરીરે લપેટયાં. ઇન્દ્રજીતે વિચાર કર્યો કે મૂર્ખ રાક્ષસોને બ્રહ્માસ્ત્રનાં બળનો કાંઈ ખ્યાલ ન આવ્યો, અને તેના ઉપર દોરડાં બાંધી બેઠા! હવે બ્રહ્માસ્ત્રનું બળ ચાલ્યું ગયું અને હવે બીજું શસ્ત્ર હનુમાનને પણ કાંઇ કરી શકશે નહિ. આ દૃષ્ટાંતથી એમ સમજવું કે ગમે તેમ થાવ તો પણ આપણા પ્રભુ ઉપર અવિશ્વાસ લાવવો નહિ, તે જે કરે છે તે સારું કરે છે, એમ દૃઢ નિશ્ચય રાખવો. લૌકિક અને વૈદિક કાર્યોમાં આસક્તિ રાખવી નહિ. લૌકિક કાર્યો કરીને મને યશ મળશે, મારી નામના થશે એવી પણ ઇચ્છા રાખવી નહિ, તેમજ વૈદક કાર્યો કરીને સ્વર્ગ મળશે એવી પણ ફલની ઇચ્છા રાખવી નહિ. ૧૯.

## લૌકિક વૈદિક.

લૌકિક વૈદિક કાર્ય કેવી બુદ્ધિથી કરવાં, તે જણાવે છેઃ-

**યથાકથઞ્ચિત્કર્તવ્યે ભારવત્તત્ર ભાવનમ્ ॥**
**સર્વત્ર મમતાં ત્યક્ત્વા સર્વં કાર્યં પ્રસાધયેત્ ॥૨૦॥**

લૌકિક વૈદિક ન છૂટકે કરવાં પડે તો તે કરવાં; પણ કાર્ય કરતી વખતે તેમાં આસકત થવું નહિ. જેમ મજૂર ગમે તેવો કીમતી માલ લઇ જતો હોય. પણ તે માલ સાથે તેનો જેમ સંબંધ નથી, તે તો માત્ર તેનો ભારજ સમજે છે, તેમ તે કાર્યોને બોજારૂપ ગણીને કરવાં, બધે સ્થળે મમતાનો ત્યાગ કરવો. જેમ મજૂર પોતે ઉપાડેલા બોજામાં મમતા-મારાપણું-માની બેસે તો દુઃખી થાય, તેમ તે લૌકિક

વૈદિક કાર્યોમાં મમતા રાખવી નહિ, અને એવી રીતે એ કાર્યો ઠીક-ઠીક સાધી લેવાં, જેમ મજૂરને પોતાના માથેનો બોજો ઠેકાણે પાડયા વિના ચેન પડતું નથી, તેમ એ કાર્યરૂપ બોજો બરાબર સાધીને સંતોષ માનવો, પોતે અલગ રહીને કાર્ય કરવું. ૨૦

लोभं च हृदये नैव कुर्यात्, प्राप्तं हि सेवयेत् ॥२०३॥

હૃદયમાં લોભ ન કરવો. દ્રવ્યનો લોભ થવાથી તેની પ્રાપ્તિ માટે અનેક પ્રયત્નો કરવા પડે છે; અનેક પ્રવૃત્તિઓમાં જોડાવું જોઇએ છે, અને તેથી પ્રભુની સેવાથી વિમુખ થવું પડે છે, માટે લોભ કદી કરવો નહિ. જે આવી મળે તેમાં સંતોષ માનવો. પ્રભુએ જેટલું આપ્યું હોય તેમાં સંતોષ માનીને તે ધનનો વિનિયોગ પ્રભુની સેવામાં કરવો. અથવા તો પ્રભુની સેવામાં લોભ ન કરવો, એટલે કે પરાત્પર પૂર્ણ પુરુષોત્તમ ઉત્તમ પદાર્થના ભોકતા છે, માટે એમની સેવા માટે જે પદાર્થો આવશ્યક હોય, તે ઉત્તમમાં ઉત્તમ લઈ આવીને અંગીકાર કરાવવા; તેમાં દ્રવ્યની કરકસર કે લોભ કરવો નહિ. પ્રભુની ઇચ્છાથી જે મળ્યુ હોય તેનાથી પ્રભુની સેવા કરવી. ૨૦३

शरणस्यापि ये धर्मास्तत्सिद्धौ शरणं व्रजेत् ॥२१॥
विवेकधैर्येऽपि सदा श्रीकृष्णाश्रयपोषके ॥
तद्ग्रन्थेभ्योऽधगत्यापि प्रयत्नाद् हृदि भावयेत् ॥२२॥

શરણના જે ધર્મો હોય તે સિદ્ધ થતાં શરણે જવું. ઉપર જે ધર્મો બતાવવામાં આવ્યા છે, તે શરણે ગયેલા જીવોના ધર્મો છે.

શરણે ગયા પછી જીવે શું કરવું એ તેમાં જણાવ્યું છે. શરણે ગયા પહેલાં કેટલાક ધર્મો* સિદ્ધ થવા જોઇએ, અને તે સિદ્ધ થયા પછી શરણે જવું. શ્રીકૃષ્ણના આશ્રયનું પોષણ કરનાર વિવેક એટલે 'શ્રીહરિ પોતાની ઇચ્છા મુજબ કરશે' એમ જાણવું તે, 'બધાં દુઃખો સહન કરવાં' તે ધૈર્ય, એ બન્ને શ્રીકૃષ્ણનો દૃઢ આશ્રય થવામાં નિરંતર કારણરૂપ છે શ્રીકૃષ્ણના આશ્રયનું નિરંતર પોષણ કરનાર વિવેક અને ધૈર્ય છે, એ વિવેક અને ધૈર્યનું શ્રીકૃષ્ણ અને તેમના આશ્રયનું સ્વરૂપ વિવેકધૈર્યાશ્રયગ્રન્થ આદિથી સમજવું. પ્રયાસ કરીને વિવેક, ધૈર્ય અને આશ્રયની હૃદયમાં ભાવના કરવી. ૨૧.૨૨.

एवमाश्रितधर्मोऽयं संक्षेपेण निरूपितः ॥
आश्रित्य वल्लभाचार्यान् सुदृढैवं कृष्णमाश्रयेत् ॥२३॥

ઉપર પ્રમાણે વિવેક, ધૈર્ય અને શ્રીકૃષ્ણનો આશ્રય જેને સિદ્ધ થઇ ગયેલા છે તેના ધર્મો સંક્ષેપથી બતાવ્યા. અથવા તો સંક્ષેપથીજ જો કહેવામાં આવે તો શ્રીકૃષ્ણનો આશ્રય કરીને રહેવા જીવનો આ મુખ્ય ધર્મ છે, તે એ છે કે શ્રીમહાપ્રભુજીનો આશ્રય કરીને, શરણે જઇને, શરણ ગયેલાઓના ધર્મો ઉપર પ્રમાણે જાણીને શ્રીકૃષ્ણનો આશ્રય કરવો જોઇએ. ૨૩.

---

* શરણે ગયા પહેલાં શો નિશ્ચય કરવો તે શ્રીહરિરાયજી स्वमार्गशरणद्वयनिर्णय નામના ગ્રંથમાં જણાવે છે. 'કલિયુગમાં શુદ્ધ પુષ્ટિ ભકિતમાર્ગ આદિ માર્ગ જીવના પોતાના સાધનથી સિદ્ધ થતા નથી. એ ભકિત આદિ માર્ગો કલિયુગમાં પ્રભુ કૃપા કરે તોજ સિદ્ધ થાય, માટે પ્રભુને શરણે જવું જોઇએ. એમ નિઃસાધનપણું અને દીનતા; એ ધર્મો સિદ્ધ થાય ત્યારે શરણે જવું.

## શરણે ગયા પછી શું કરવું ?

શ્રીકૃષ્ણનો આશ્રય કર્યા પછી શું કરવું, તે આપશ્રી નીચેના પંદર શ્લોકમાં જણાવે છે:—

अतः परं प्रमेणैव जीवः कृतसमर्पणः ॥
तत्साधनाय सततं किं कुर्यादिति चोच्यते ॥२४॥

ઉપર કહ્યા પ્રમાણે શરણધર્મ સિદ્ધ થયા પછી જીવે સમર્પણ કરવું. જીવને બ્રહ્મસંબંધ થાય અને તે સર્વ પ્રભુને સમર્પે અને અહંતામમતા છોડી દે તે સમર્પણ કહેવાય. તે સમર્પણ કર્યા પછી, સમર્પણના સાધન માટે, સમર્પણ સાર્થક થવા માટે શું કરવું જોઈએ, તે કહેવામાં આવે છે. ૨૪.

બ્રહ્મસંબંધથી શો અધિકાર મળે છે, તે જણાવે છે.—

### બ્રહ્મસંબંધ-સંસ્કાર

सेवासंस्कारस्तत्वाद्विद्व्यात् सेवनं सदा ॥
ब्रह्मसम्बन्धिता जीवदेहसम्बन्धिवस्तुषु ॥२५॥

બ્રાહ્મણના બાલકને વૈદિક કર્મો કરવાનો અને વેદ ભણવાનો અધિકાર જ્યારે તેને ગાયત્રીમંત્રનો ઉપદેશ કરીને યજ્ઞોપવીત(જનોઇ) સંસ્કાર કરવામાં આવે છે ત્યારે મળે છે; ગાયત્રી મંત્રથી યજ્ઞોપવીત સંસ્કાર થયા પછી તે બ્રાહ્મણ બાલક વૈદિક કર્મો કરવાનો અધિકાર ધરાવે છે. એજ દષ્ટાંત પ્રમાણે જીવને જ્યારે બ્રહ્મસંબંધ થાય છે:

ત્યારે તે જીવ સેવાનો અધિકારી બને છે, શ્રીવલ્લભકુલદ્વારા બ્રહ્મનો સંબંધ થવો એ એક સંસ્કાર છે, એ સંસ્કાર અલૌકિક છે, અને તે થયા પછીજ સેવા કરવાનો અધિકાર મળી શકે છે, માટે સેવાના સંસ્કારરૂપ બ્રહ્મસંબંધ થયા પછી નિરંતર સેવા કરવી, ગાયત્રી મંત્રનો ઉપદેશ થયા પછી, યજ્ઞોપવીત ધારણ કર્યા પછી જો બ્રાહ્મણ બાલક સંધ્યાદિક ન કરે તો જેમ બ્રાહ્મણપણામાંથી ટળી જાય છે, તેમ બ્રહ્મસંબંધ થયા પછી સેવા ન કરે તો વૈષ્ણવપણું રહે નહિ માટે બ્રહ્મસંબધરૂપી સંસ્કાર થયા પછી સેવા અવશ્ય કરવી. જીવમાં, દેહમાં, દેહની સાથે સંબંધ થયેલો છે, માટે એ સર્વનો વિનિયોગ નિરંતર સેવામાંજ કરવો. ૨૫.

सर्वदोषविमुक्तत्व स्वस्मिन्नपि विभावयेत् ॥
सर्वथा सर्वदैवापि न चाद्यादसमर्पितम् ॥२६॥
तद्भक्षणे भवेदेवाब्रह्मसम्बन्धिवस्तुतः ॥
सर्वत्र ब्रह्मसम्बन्धभावनानाश एव हि ॥२७॥

શ્રીમહાપ્રભુજી સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે:- 'બ્રહ્મસંબંધ કરવાથી સર્વ દોષો દૂર ચાલ્યા જાય છે.સર્વ લોકોના જીવ અને દેહના સર્વ દોષો નાશ પામે છે, ફરીથી લાગતા નથી', એ આજ્ઞા પ્રમાણે પોતાનામાં પણ એવી ભાવના કરવી કે, હું સર્વ દોષથી મુક્ત થઈ ગયેલો છું જીવ પોતે સ્વભાવથીજ દુષ્ટ છે, પરંતુ શ્રીગીતાજીમાં કહ્યા પ્રમાણે પ્રભુ દોષરહિત અને સમ હોવાથી, તેમનો સંબંધ થયા પછી કોઈ પણ સમયે પ્રભુને સમર્પ્યા વિનાની વસ્તુ પોતના ઉપયોગમાં કદાપિ લેવી નહિ સેવકનો ધર્મ એજ છે

કે પોતાના સ્વામીની આજ્ઞાથી પોતાના સ્વામીના ઉપયોગમાં આવી
ગયા પછી જે કાંઇ મળી જાય તેજ ઉપયોગમાં લેવું જોઇએ.
તેવીજ રીતે પ્રભુને સમર્પ્યા પછી પ્રસાદી અન્નજ લેવું અસમર્પિત
પદાર્થનું જો ભક્ષણ કરવામાં આવે તો બ્રહ્મસંબંધની ભાવનાનો
નાશ થાય, પ્રભુને જે વસ્તુ ન સમર્પાયેલી હોય તે વસ્તુ બ્રહ્મસંબંધ
વિનાની ગણાય છે. પોતાને બ્રહ્મસંબંધ થયો છે અને પોતે બ્રહ્મ-
બંધ વિનાની વસ્તુને ઉપયોગમા લે, તો બ્રહ્મસંબંધની જે ભાવના
છે કે હું દોષથી રહિત થયો છું, એ ભાવનાનો નાશ થઈ જાય
મનસબ કે દોષવાળો તે જીવ થાય. માટે સર્વથા કોઇપણ સમયે
અસમર્પિત અન્ન લેવું નહિ ૨૬-૨૭

બધું પ્રભુને સમર્પવું એની સ્પષ્ટ-વ્યાપક સમજણ આપે છે.-

**लौकिकं वैदिकं चापि कुर्यात् सर्वं समर्पितम् ॥**
**अत सर्वेषु कार्येषु कुर्यादादौ समर्पणम् ॥२८॥**

લોકના વ્યવહારના કાર્યોમા જે વસ્તુ વાપરવાની હોય, વિવા-
વાહક કાર્યોમા, જ્ઞાતિભોજન વગેરે કાર્યોમા જે વસ્તુ વાપરવાની
હોય તે બધી વસ્તુ પ્રભુને સમર્પણ કરીને પછી તે વસ્તુનો ઉપયોગ
કરવો. વેદના યજ્ઞ વગેરે કાર્યોમા પણ પહેલા પ્રભુને સમર્પ્યા પછીજ
જોઇતી વસ્તુઓ ઉપયોગમા લેવી. એટલાજ માટે સર્વ કાર્યમા
પહેલાં પ્રભુને સમર્પણ અવશ્ય કરવુ જોઇએ શ્રાદ્ધાદિક
. વૈદિક કાર્યોમા વિષ્ણુને નિવેદન કરે ॥ અન્નથી બીજા દેવતાઓનુ
યજન કરવુ એમ પદ્મપુરાણમા કહ્યુ છે શ્રીમદ્‌ભાગવતમા તે સિદ્ધાન્ત
પ્રકટ છે. વળી જે વસ્તુ જેવી રીતે સમર્પણ કરવાને યોગ્ય હોય તે
વસ્તુ તેવી રીતે સમર્પવી, જેમ વસ્ત્ર વગેરે, તે વિષે વધારે ખુલાસો
આગળ આપ ામા આવશે ૨૮.

यथा समर्पणे योग्यं यत्तथा तत्समर्पयेत् ॥
यज्ञादिषु विवाहाद्दौ प्रदर्श्य निखिलं हरेः ॥२९॥
गृहीत्वैव तदादेशं पश्चात् कार्याणि साधयेत् ॥२९½॥

યજ્ઞયાગાદિકમાં અને વિવાહાદિકમાં સર્વ પદાર્થો પ્રભુ સમક્ષ ધરવા, અને પ્રભુની આજ્ઞા લીધા પછી યજ્ઞયાગાદિક અને વિવાહાદિક કાર્યો સાધી લેવાં. સેવકનો ધર્મ એજ છે કે પોતાના સ્વામીને દેખાડયા વિના અને તેની આજ્ઞા થયા વિના કાંઈ પણ કાર્ય સ્વતંત્ર રીતે કરવુ નહિ. એજ પ્રમાણે અહીં પણ પ્રભુને નિવેદન કર્યા વિના કોઈપણ લૌકિક વૈદિક કાર્યો સ્વતંત્ર રીતે ન કરવાં, પરંતુ સર્વ નિવેદન કરીને આપની આજ્ઞા મેળવીનેજ સર્વ કાંઈ કરવું એ સેવકનો મુખ્ય ધર્મ છે. ૨૯½.

પોતે જે પદાર્થનો ઉપયોગ કર્યો હોય, તે પદાર્થ પ્રભુને સમર્પવો નહિ એમ આપશ્રી આજ્ઞા કરે છે—

न स्वार्थभुक्तं कृष्णाय समर्प्यमितिनिश्चयः ॥३०॥

અર્ધભુકત એટલે જે પદાર્થ આપણા ઘરમાં હોય, જેમ કે ફલફૂલ, વસ્ત્ર વગેરે, તેમાંથી થોડો ભાગ પોતાના વપરાશમાં લીધેલો હોય તો, તે વધેલો—બાકી વધેલો અર્ધભુક્ત પદાર્થ સદાનંદ શ્રીકૃષ્ણને કદાપિ સમર્પવો નહિ એમ નિશ્ચય કરવામાં આવ્યો છે. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે;–'દેવના દેવ શ્રીઠાકુરજીને અર્ધભુકત કદાપિ સમર્પવું નહિ. આ ઉપરથી અર્ધભૂકત પ્રભુને ધરવાની શ્રી હરિરાયજીએ ના કહી તેમાં મુખ્ય કારણ પણ સહજમાં જાણી શકાય છે. ૩૦.

આ સ્થળે એવો સંશય થાય-પહેલાં કહ્યું કે પ્રભુને સમર્પ્યા વિના કાંઈ પણ લેવું નહિ પ્રભુને ન સમર્પાયેલી વસ્તુ ત્યજી દેવી, ત્યારે ઘરમાં જે વસ્તુ આવશે તે પ્રભુને સમર્પાશેજ, પ્રભુને સમર્પ્યા વિના પોતાના ઉપયોગમાં આવી જતાં બાકી રહેલો પદાર્થ પ્રભુને સમર્પવાનો વખતજ ન આવવો જોઈએ, જ્યારે વખતજ નહિ આવે તો પછી એમ કહેવાની શી જરૂર છે કે અર્ધભુક્ત વસ્તુ પ્રભુને નજ ધરવી? વૈષ્ણવના ઘરમાં દરેક પદાર્થ પ્રભુને નિવેદન કર્યા પછીજ બીજા કાર્યોમાં વપરાય છે. પહેલાં વપરાતોજ નથી, પહેલાં વપરાય તો અર્ધભુક્ત થયેલો કહેવાય, અને તે પ્રભુને ન ધરવો એમ કહેવું પણ યોગ્ય કહેવાય; પરંતુ પ્રભુને સમર્પ્યા વિના કાંઈ લેવુંજ નહિ એમ પહેલાં કહ્યું છે, તેથી પ્રભુને નિવેદન કર્યા વિના વૈષ્ણવો કાંઈ લેતાજ નથી, તો પછી તેમના ઘરમાં અર્ધભુક્ત કોઈ વસ્તુ થશેજ નહિ, અને નહિ થાય તો પછી તે પ્રભુને ન ધરવી એમ શા માટે કહેવું? જે વસ્તુ અર્ધભુક્ત થવાની નજ હોય તે પ્રભુને ન ધરવી એમ કહેવાની શી જરૂર છે! અર્ધભુક્ત વસ્તુ થવાની હોય તો ન ધરવી એમ કહેવું જોઈએ, પણ અર્ધભુક્ત થવાનીજ ન હોય તો તેની ના પાડવાની કાંઈ જરૂરજ નથી. આ સંશય પ્રાપ્ત થતાં સમાધાન કરે છે:-

न सामिभोगः संप्राप्तो ह्यसमर्पितवर्जनात् ॥
तथापि मानसं पूर्वमादाय च समर्पणम् ॥३१॥
अभुक्तमप्यतो ब्रह्मसम्बन्धि विभ्रमात् पुरा ॥
गृहणीयाद्यदिशिष्टं तु प्रभवेऽपि समर्पयेत् ॥३२॥

ત્તમની સેવા છે, માટે નિવેદન કરેલા પદાર્થો પોતાના ઉપયોગમાં લઈ શકાય છે. પૂજામાર્ગમા એ પુરુષોત્તમના અંશની, અવતારોની, કલાઓની પૂજા કરવામા આવે છે, માટે તેમા નૈવેદ્ય લઈ શકાતું નથી. સેવામાર્ગ અને પૂજામાર્ગ એવી રીતે જુદા હોવાથી પૂજામાર્ગની રીતિ સેવામાર્ગમાં આવી શકે નહિ. દૃષ્ટાંત –પૂજામાર્ગમાં એવું લખ્યું છે કેઃ–'મારી પાસે ધરેલા દીવાનો ઉપયોગ બીજા કાર્યમા કરવો નહિ' એમ ભગવાન આજ્ઞા કરે છે, તો તે આજ્ઞા પૂજામાર્ગ માટેની છે, પણ તે સેવામાર્ગમાં લાગુ પડી શકે નહિ. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે,– નિવેદન કર્યા પછી તે ઉપયોગમાં ન લેવુ એમ જે કહ્યું છે, તે પૂજામાર્ગ માટે છે એમ સમજવું, સેવામાર્ગમાં પ્રભુને સર્વ નિવેદન કરવામા આવે છે. 'પુત્રાદિ, ગૃહ, પ્રાણ, વગેરે બધું પ્રભુને નિવેદવું.' વળી 'જે આ લોકમા બહુજ ઇષ્ટ હોય, પોતાને અત્યન્ત પ્રિય હોય, તે સર્વ પ્રભુને અર્પણ કરવું.' વગેરે વાક્યોથી સર્વ સમર્પણ કર્યા પછી પોતાના ઉપયોગમા તે લઈ શકાય છે, માટે સેવામાર્ગમા પૂજામાર્ગની રૂઢિ સ્વીકારાતી નથી ૩૫.

एवं जन्मावधि नृणां भावनातो भविष्यति ॥
सर्वत्र ब्रह्मसम्बन्धो गङ्गातोऽन्यजलेष्विव ॥३६॥

જન્મપર્યન્ત એવી ભાવના થવાથી મનુષ્યોને સર્વ સ્થલે બ્રહ્મસમ્બન્ધ થશે જેમ ગંગાજીથી બીજા જલમાંના દોષો દૂર થાય છે, અર્થાત્ તે જલ ગંગારૂપ થાય છે, તેમ ઉપર કહ્યા પ્રમાણેની ભાવના કર્યાથી મનુષ્યોને સર્વ સ્થલે બ્રહ્મનો સમ્બન્ધ થશે, એટલે નિર્દોષપણું પ્રાપ્ત થશે. સર્વ રીતે તે દોષરહિત બનશે ૩૬.

चिन्ता निवेदिथिनैव नवरत्ने निरूपिताः ॥
तत एवावगन्त्येह कार्या इति विनिश्चयः ॥३७॥

નવરત્ન ગ્રન્થમાં જેવા જેવા પ્રકારની ચિન્તાઓ શ્રીમહાપ્રભુજીએ નિરૂપણ કરેલી છે, તે નવરત્ન ગ્રંથથી સમજીને કદાપિ તે ચિન્તાઓ વૈષ્ણવોએ કરવી નહિ એવો નિશ્ચય છે. જે જે ચિન્તાઓ થાય તે ન કરવી. ૩૭.

ततो हि जातसंस्कारः सर्वचिन्ताविवर्जितः ॥
साक्षिवत् तत्कृतिं पश्यन् सुखं सेवापरो भवेत् ॥३८॥

એ પ્રમાણે બ્રહ્મસમ્બન્ધરૂપ સંસ્કાર થયા પછી સર્વ ચિન્તાઓથી રહિત થઇને સાક્ષીની પેઠે ભગવાનની કૃતિને જોતાં જોતાં સુખેથી સેવામાં તત્પર થવું. ૩૮.

સેવા કેમ કરવી?

ઉપર પ્રમાણે શરણ અને સમર્પણનું વિવેચન કરીને હવે સેવાવિધિનું નિરૂપણ આપશ્રી કરે છેઃ—

सेवाविधिः समग्रोऽपि क्रमेणैव विलिख्यते ॥
प्रकारोत्तमतः पूर्वं मूर्तौ सेवा विधीयते ॥३९॥

સમગ્ર સેવાવિધિ પણ અનુક્રમે લખવામાં આવે છે, સેવાને અંગે જે જે કાંઇ કરવાનું છે, તે સર્વ લખાય છે, પહેલાં ઉત્તમ

જો કે અર્ધભુક્ત પદાર્થજ ન હોવાથી તેનાં સમર્પણનો નિષેધ કરવાની શી જરૂર છે, એ શંકા પ્રાપ્ત થાય, છે, તો પણ એક રીતે ખારીકીથી જોતાં અર્ધભુક્ત પદાર્થ મળી પણ શકે છે: જેમ કોઈ વૈષ્ણવ, બ્રહ્મસંબંધ જેને થયેલો છે એવો કોઇ ભગવદીય, પહેલાંજ પોતે બધું પ્રભુને બ્રહ્મસંબંધ થતી વખતે સમર્પણ કરી દીધું છે, એવું મનમાં લાવીને પહેલાં ઉપયોગમાં નહિ લીધેલો પણ પદાર્થ ઉતાવળથી, ભ્રાંતિથી જો પોતાના ઉપયોગમાં લઇ લે અને બાકી વધેલો જો પ્રભુને સમર્પવા તૈયાર થાય તો તે ન સમર્પવો એમ રહસ્ય છે. શ્રીમહાપ્રભુજી જે અર્ધભુક્તનો નિષેધ કરે છે, તે ઉપર કહેલી રીત પ્રમાણે થયેલા અર્ધભુક્તને કરે છે વસ્તુતઃ અસમર્પિત પદાર્થ ન લેવો, એમ કહેવાથી કોઇ પદાર્થ પ્રભુને સમર્પ્યા વિના લેવાયજ નહિ અને લેવાય તો અર્ધભુક્ત ઉપયોગમા લીધા પછી બચેલો પદાર્થ પણ ગણાયજ નહિ, તો પછી તે પ્રભુને સમર્પવો કે નહિ, તેવો પ્રશ્નજ ન ઉઠાવાય; પણ કોઈ વૈષ્ણવ એમ મનમાં માની બેસે કે મેં પહેલાં બધું પ્રભુને સમર્પ્યું છે, હવે પ્રભુને સમર્પવાની શી જરૂર છે, એવી ભ્રાંતિ તે વૈષ્ણવને થાય અને કોઈ પદાર્થનો પોતે ઉપયોગ કરે અને બાકી વધેલો જો ભગવત્કાર્યમાં વાપરે તો તે વાપરવો નહિ એમ શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનું સૂક્ષ્મ ઊંડું રહસ્ય છે, તેથીજ અસમર્પિત અને અર્ધભુક્ત એવા બે ભેદ કરીને તેને નિષેધ કર્યો છે. ૩૧-૩૨,

સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં અસમર્પિત વસ્તુ વર્જવી અને અર્ધભુક્ત પદાર્થ પ્રભુને ન સમર્પવો એમ જે આજ્ઞા છે, તેનું ઊંડું રહસ્ય શ્રી હરિરાયજી બતાવે છે:-

तदर्थं वर्जितं भेदेनार्धभुक्तसमर्पणम् ॥
असमर्पितवस्तूनामत्र सामान्यमुच्यते ॥३३॥
भुक्तेत्यनेनात्र भोग्यो वस्तुभोगो निरूप्यते ॥
स चोपयोगरूपो हि तस्माद्भेदो विबुध्यताम् ॥३४॥

સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં અસમર્પિત વસ્તુ વર્જવી એમ સામાન્ય રીતે આજ્ઞા કરી છે, એટલે કે શેમાં વર્જવી. કેવી રીતે વર્જવી. ક્યા કાર્યમાં વર્જવી, એ સ્પષ્ટ નથી, માટે અર્ધભુક્ત પદાર્થ પ્રભુને ન સમર્પવો એમ બીજી વાર આજ્ઞા કરી, એમાં અર્ધ એટલે અર્ધા પ્રમાણમાં ભુક્ત એટલે ભોગવેલી વસ્તુ, તે અર્ધભુક્ત કહેવાય છે. ભોગ કરવા લાયક વસ્તુનો ભોગ પ્રભુને તે વસ્તુ સમર્પ્યા વિના કરવો નહિ, એવો પણ આશય છે ભોગ એટલે ઉપયોગ, મતલબ કે જે વસ્તુનો પોતે ઉપયોગ કર્યો હોય તે વસ્તુ પ્રભુને સમર્પવી નહિ, તેમજ જે વસ્તુ પ્રભુને સમર્પાયેલી નથી, તેનો ઉપયોગ પોતે પણ કરવો નહિ, એવી રીતના ભેદનો સ્પષ્ટ ખ્યાલ રહેવાથી ભાવાર્થ સંદેહ રહિત થશે, એમ જાણવુ ૩૩-૩૪.

પ્રભુને નિવેદન કર્યા પછી તે પદાર્થ પોતાના ઉપયોગમાં કેટલાક લેતા નથી, તેનું કારણ બતાવે છે.–

निवेदितपदार्थानां ग्रहणं मार्गभेदतः॥
पूजामार्गविधानामत्रानवसरो मतः ॥३५॥

પ્રભુને નિવેદન કરેલા પદાર્થોનું ગ્રહણ કરવું, કારણ કે આ સેવામાર્ગ પૂજામાર્ગથી જુદો છે સેવામાર્ગમાં પરાત્પર પૂર્ણ પુરુષો-

તમની સેવા છે, માટે નિવેદન કરેલા પદાર્થો પોતાના ઉપયોગમાં લઈ શકાય છે. પૂજામાર્ગમાં એ પુરુષોત્તમના અંશની, અવતારોની, કલાઓની પૂજા કરવામાં આવે છે, માટે તેમાં નૈવેદ્ય લઈ શકાતું નથી. સેવામાર્ગ અને પૂજામાર્ગ એવી રીતે જુદા હોવાથી પૂજામાર્ગની રીતિ સેવામાર્ગમાં આવી શકે નહિ. દષ્ટાંતઃ–પૂજામાર્ગમાં એવું લખ્યું છે કેઃ–'મારી પાસે ધરેલા દીવાનો ઉપયોગ બીજા કાર્યમા કરવો નહિ' એમ ભગવાન આજ્ઞા કરે છે, તો તે આજ્ઞા પૂજામાર્ગ માટેની છે, પણ તે સેવામાર્ગમાં લાગુ પડી શકે નહિ. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે;– નિવેદન કર્યા પછી તે ઉપયોગમાં ન લેવું એમ જે કહ્યું છે, તે પૂજામાર્ગ માટે છે એમ સમજવું, સેવામાર્ગમાં પ્રભુને સર્વ નિવેદન કરવામાં આવે છે. 'પુત્રાદિ, ગૃહ, પ્રાણ, વગેરે બધું પ્રભુને નિવેદવું.' વળી 'જે આ લોકમાં બહુજ ઇષ્ટ હોય, પોતાને અત્યન્ત પ્રિય હોય, તે સર્વ પ્રભુને અર્પણ કરવું.' વગેરે વાકયોથી સર્વ સમર્પણ કર્યા પછી પોતાના ઉપયોગમા તે લઈ શકાય છે, માટે સેવામાર્ગમાં પૂજામાર્ગની રૂઢિ સ્વીકારાતી નથી. ૩૫.

एवं जन्मावधि नृणां भावनातो भविष्यति ॥
सर्वत्र ब्रह्मसम्बन्धो गङ्गातोऽन्यजलेष्विव ॥३६॥

જન્મપર્યન્ત એવી ભાવના થવાથી મનુષ્યોને સર્વ સ્થલે બ્રહ્મસમ્બન્ધ થશે જેમ ગંગાજીથી બીજા જલમાંના દોષો દૂર થાય છે; અર્થાત્ તે જલ ગંગારૂપ થાય છે, તેમ ઉપર કહ્યા પ્રમાણેની ભાવના કર્યાથી મનુષ્યોને સર્વ સ્થલે બ્રહ્મનો સમ્બન્ધ થશે, એટલે નિર્દોષપણું પ્રાપ્ત થશે. સર્વ રીતે તે દોષરહિત બનશે. ૩૬.

चिन्ता निषेदिभिर्नैव नवरत्ने निरूपिताः ॥
तत्र यथायगम्येह कार्या इति विनिश्चय ॥३७॥

નવરત્ન ગ્રન્થમાં જેવા જેવા પ્રકારની ચિન્તાઓ શ્રીમહાપ્રભુજીએ નિરૂપણ કરેલી છે, તે નવરત્ન ગ્રંથથી સમજીને કદાપિ તે ચિન્તાઓ વૈષ્ણવોએ કરવી નહિ એવો નિશ્ચય છે. જે જે ચિન્તાઓ થાય તે ન કરવી. ૩૭.

ततो हि जातसंस्कारः सर्वचिन्ताविवर्जित ॥
साक्षिवत् तत्कृतिं पश्यन् सुखं सेवापरो भवेत् ॥३८॥

એ પ્રમાણે બ્રહ્મસમ્બન્ધરૂપ સંસ્કાર થયા પછી સર્વ ચિન્તાઓથી રહિત થઇને સાક્ષીની પેઠે ભગવાનની કૃતિને જોતાં જોતાં સુખેથી સેવામાં તત્પર થવું ૩૮

## સેવા કેમ કરવી?

ઉપર પ્રમાણે શરણ અને સમર્પણનું વિવેચન કરીને હવે સેવાવિધિનું નિરૂપણ આપશ્રી કરે છેઃ—

सेवाविधि. समग्रोऽपि क्रमेणेव विलिख्यते ॥
प्रकारोत्तमतः पूर्वं मर्तो सेवा विधीयते ॥३९॥

સમગ્ર સેવાવિધિ પણ અનુક્રમે લખવામા આવે છે, સેવાને અંગે જે જે કાંઇ કરવાનું છે, તે સર્વ લખાય છે, પહેલાં ઉત્તમ

પ્રકારથી મૂર્તિ વિષે સેવા કરવી એમ કહેવામાં આવે છે.' ભગવત્સ્વરૂપની ઉત્તમ પ્રકારથી સેવા કરવી જોઇએ એમ જણાવવામાં આવે છે. ૩૯

मूर्तौ भगवतो ज्ञानं साकारावेशतो मतम् ॥
भक्तिमार्गप्रकारेण ज्ञानतस्तु तदात्मता ॥४०॥

' મૂર્તિમાં ભગવાનનું જ્ઞાન, સાકાર ભગવાન મૂર્તિમાં પ્રવેશ કરે છે.' તેથી થાય છે, એમ એક મત છે. અર્થાત્ મૂર્તિમાં ભગવાનનો આવેશ થાય છે, એ આવેશ સાકાર આવેશ છે, કેમકે મૂર્તિ સાકાર છે. ત્યારે સાકાર મૂર્તિમાં ભગવાનનો સાકાર આવેશ થયેલો હોવાથી મૂર્તિમાં ભગવાનનું જ્ઞાન થાય છે એમ કેટલાક માને છે. ભક્તિમાર્ગની દૃષ્ટિએ તે માનવાનું નથી, ભક્તિમાર્ગના જ્ઞાન પ્રમાણે તો મૂર્તિ પ્રભુસ્વરૂપ છે. મૂર્તિ જુદી છે, અને તેમાં ભગવાનનો જુદો આવેશ થાય છે, એમ માનવાનું નથી. સાક્ષાતજ મૂર્તિ દેખાય છે તે પ્રભુસ્વરૂપજ એમ જાણવાનું છે, ૪૦.

पूजामार्गे भवेन्मन्त्रविधानात् पूज्यसेवनम् ॥
विशेषो भक्तिमार्गेऽयं पुरुषोत्तमरूपिणि ॥४१॥
मणिस्पर्शेन ताम्रादिसौवर्णमिव तत्त्वतः ॥
अतस्तत्र कृतं सर्वं साक्षात् कृष्णे कृतं भवेत् ॥४२॥

પૂજામાર્ગમાં મંત્રવિધિમાં પૂજ્ય દેવતાઓનું અર્ચન થાય છે, વેદમાં જે જે દેવતાઓ માટેના જે જે મંત્રો કહેલા છે, તે તે મંત્રોથી તે તે દેવતાઓનું પૂજન પૂજામાર્ગમાં કરવામાં આવે છે. પૂજામાર્ગ કરતાં ભક્તિમાર્ગમાં વિશેષ આ છે, મૂર્તિ સાક્ષાત પણ

પુરુષોત્તમ-સ્વરૂપ થાય છે, જેમ પારસમણિના સંગથી લોખંડ વગેરે ધાતુ સુવર્ણરૂપ બની જાય છે, તેમજ મૂર્તિ પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ-સ્વરૂપ થાય છે, એ કારણથીજ ભક્તિમાર્ગમાં સેવા મુખ્યત્વે કરીને ભાવ વડેજ થાય છે, અને એ ભાવ વડે એ સ્વરૂપમાં જે કાંઈ સેવા કરવામાં આવેલી હોય તે સાક્ષાત શ્રીકૃષ્ણનીજ સેવા થઈ, એમ જાણવું- ૪૧-૪૨,

## સેવા બે રીતે થાય

સેવાના બે પ્રકારો આપશ્રી વર્ણવે છે:-

**सेवा तु तस्य द्विविधा त्यागात्यागविभेदतः ॥**
**अत्यागेऽपि तथात्वं हि व्यावृत्तेस्त्यागतः पुरा ॥४३॥**

પ્રભુની સેવા બે પ્રકારની હોય છે; એક સેવા તો સર્વનો ત્યાગ કરીને થઈ શકે છે અને બીજી સેવા સર્વનો ત્યાગ કર્યા વિના થઈ શકે છે, માટે ત્યાગ અને અત્યાગ એવા ભેદથી સેવા બે પ્રકારની છે વ્યાવૃત્તિ એટલે ગૃહસ્થધર્માનુસાર સર્વ પ્રવૃત્તિ કરવી તે, એ વ્યાવૃત્તિનો ત્યાગ કર્યા પહેલા અત્યાગ દશામાં પણ ત્યાગ કરવાપણું તો છેજ. તે આગળ શ્લોકમા સ્પષ્ટ કરે છે. ૪૩

व्यावृत्तावपि च प्रोक्तो मानसस्त्याग उत्तमः ॥
अत्यागपक्षे गार्हस्थ्यमनुकूलं हि साधने ॥४४॥
गृहे स्थित्वा सेवनार्थं स्वधर्मेणैव सर्वथा ॥
कृष्णं भजेद्यतोऽधर्मकरणाद्धीनयोनिता ॥४५॥

જ્યારે ગૃહસ્થાશ્રમમાં પણ સ્થિતિ હોય એટલે કે ગૃહસ્થ તરીકેની પ્રવૃત્તિ ચાલુ હોય તો પણ મનથી સર્વનો ત્યાગ કરવો. એ ઉત્તમ છે, વ્યાવૃત્તિ છતાં પણ તેમાં આસક્તિ ન રાખતાં પ્રભુમાં મન જોડી દેવું તે મનથી કરેલો ત્યાગ કહેવાય છે અને તે કરવો ઉત્તમ છે. સર્વનો ત્યાગ ન કર્યો હોય તે પક્ષમાં ગૃહસ્થાશ્રમ સાધનમાં અનુકૂલ જોઈએ, એટલે કે સેવાદિક સાધનોમાં સ્ત્રીપુત્રાદિક અનુકૂલ હોવાં જોઈએ. ગૃહમાં રહીને સેવા કરવા માટે સ્વધર્મ વડેજ નિરંતર, શ્રીકૃષ્ણનું ભજન કરવું. જે અધર્મ કરે તો હીન-યોનિમાં એનો જન્મ થાય છે, માટે ગૃહમાં રહીને પોતાના ધર્મ વડે નિરંતર શ્રીકૃષ્ણસેવા કરવી. ૪૪-૪૫.

कृष्णमूर्तौ यथालब्धैर्द्रव्यैः सम्पूजयेद्धरिम् ॥
पूर्वं स्थानं मन्दिरादि तथा सिंहासनादि च ॥४६॥

ભગવાનની મૂર્તિમાં યથાયોગ્ય પ્રાપ્ત થયેલા દ્રવ્યો વડે શ્રીહરિનું પૂજન કરવું. શ્રીમહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરે છે કે:– 'જેવાં અને જેટલા ઉપચારો–પદાર્થો મળી આવ્યા હોય તે વડે શ્રીકૃષ્ણનું ભક્તિપૂર્વક પૂજન કરવું', અર્થાત્ ભક્તિમાર્ગની મર્યાદા પ્રમાણે જે પદાર્થો મળી આવે તે પદાર્થો વડે ભગવાનની પ્રતિમામાં બિરાજતા શ્રીહરિનું પૂજન કરવું. ૪૬.

પૂજનનો પ્રકાર સેવાના પ્રકાર સાથે મેળવીને કહે છે:–

सम्पाद्य भोगसामग्री हरिमुत्थाप्य मञ्जुतः ॥
प्रातरारभ्य सर्वापि सेवा पूजा विधीयताम् ॥४७॥

પહેલાં તો સ્થાન એટલે મંદિર–આદિ અને સિંહાસન–આદિ સંપાદન કરીને, અને ભોગ ધરવાની સામગ્રી પણ તૈયાર કરીને

શય્યામાંથી શ્રીહરિને જગાડવા. બુહારી મંદિરવસ્ત્ર કરીને પ્રભુને બિરાજવાનું મંદિર, અને સિંહાસન પણ સ્વચ્છ રીતે તૈયાર રાખવું ભોગ ધરાવી સામગ્રી પણ તૈયાર રાખવી. પછી પ્રભુને જગાડવા. પ્રભુને શય્યામાંથી જગાડીને સવારથી સાયંકાલ પર્યંત બધી સેવા કરો. પ્રાતઃકાળથી સેવાનો અને પૂજાનો જે ક્રમ છે, તે પ્રમાણે કરો. આપશ્રીએ તો પ્રાતઃકાલમાં પ્રારંભમાં સેવાનો ક્રમ કેવી રીતે છે, તે માત્ર સંક્ષેપમાં શરૂઆતના ભાગ તરીકે જણાવીને, 'એમ આજ્ઞા કરી કે સેવાપૂજાના તે ક્રમ પ્રમાણે સેવાપૂજા કરો. ૪૭.

સેવામાં અને પૂજામાં શો ભેદ છે, તે આપશ્રીએ પ્રથમ જણાવ્યો છે, તો પણ અત્રે તેનું ફરીને વિશેષ સ્પષ્ટીકરણ કરે છેઃ-

सेवायां लौकिकी युक्तिस्तथा स्नेहो नियामकः ॥
पूजायां तु विधिः स्नेहविरुद्ध इति निश्चयः ॥४८॥

સેવા કરવામાં લૌકિક યુક્તિ જાણવી જોઈએ. જેમ કોઈ લૌકિક બાળક સવારમાં જ્યારે ઊઠે છે, ત્યારે તેની માતા પુત્રસ્નેહને લીધે તે બાળકને માટે આગળથીજ તૈયાર કરી રાખેલા ખાવાના પદાર્થો આપે છે, તેમ પ્રભુમાં બાલભાવ રાખીને પ્રભુને જગાડયા પહેલાં ભોગસામગ્રી સ્નેહભાવથી સિદ્ધ કરી રાખવી. એ સેવા કરવામાં લૌકિક યુક્તિ અને સ્નેહ મુખ્ય છે. એ સેવામાં સ્નેહજ સર્વે નિયમો કરી આપે છે. જેમ માતા પુત્રને સ્નેહથી લાડ લડાવે છે, પાળે છે, પોષે છે, તેમ તેજ ભાવથી પ્રભુની સેવા કરવી. પૂજા કરવામાં આવે છે, ત્યારે તેમાં મુખ્ય શાસ્ત્રના વિધિને માનવામાં આવે છે. શાસ્ત્રમાં ઠંડા જલથી પ્રભુને સ્નાન કરાવવાનું લખ્યું છે. માટે ગમે

તેવી શીતલકાલની ઋતુમાં પણ પ્રભુને ઠંડા જલથીજ સ્નાન કરાવવું, એમ પૂજામાર્ગમાં છે ત્યાં વિધિને એટલે શાસ્ત્રમાં જે લખેલું છે, તેને મુખ્ય માનવામાં આવે છે, એટલે વિધિ સ્નેહથી વિરુદ્ધ છે, કે સ્નેહયુક્ત છે, એમ વિચાર કરવામાં આવતો નથી, સ્નેહથી વિરુદ્ધ વિધિને મુખ્ય નિશ્ચય માનીને ભગવાનની પૂજા પૂજામાર્ગીય લોકો કરે છે. ૩૮.

## ગુરુ કેવા હોય?

ગુરુ કેવા કરવા જોઈએ, તેના સંબંધમાં મહાપ્રભુજીએ નિબંધમાં જેવી રીતે આજ્ઞા કરી છે તેવી રીતે શ્રીહરિરાયજી પણ અહિં આજ્ઞા કરે છેઃ-

**गुरुश्च भक्तिमार्गीयः कृष्णसेवापरायण ॥**
**श्रीभागवततत्त्वज्ञो दम्भादिरहितो नरः ॥४९॥**

ગુરુ ભક્તિમાર્ગને અનુસરનારા જોઈએ, વળી શ્રીકૃષ્ણની સેવામાં પરાયણ જોઈએ, તેમજ શ્રીભાગવતના તત્ત્વને જાણનારા અને દંભ-ડોળ વગેરેથી રહિત એવા નર, તે ગુરુ કહેવાય. ૪૯.

ઉપર જણાવેલા ગુરુ ન મળે તો કેમ કરવું તે આપશ્રી જણાવે છેઃ—

**तदभावे तथाभूतोपदेशोऽत्र नियामकः ॥४९३॥**

ઉપર જણાવેલા સદ્ગુરુ ન હોય તો તેવા સદ્ગુરુએ જે ઉપદેશ કરેલો હોય તે પ્રમાણે ચાલવાથી સર્વ કાર્ય સિદ્ધ થશેજ. અર્થાત્ ઉપર જેમનું સ્વરૂપ વર્ણન કરવામાં આવ્યું છે તેવા ગુરુના અભાવમાં એવા ગુરુએ જે ઉપદેશ આપેલો હોય તેજ નિયમરૂપ છે એમ માનવું. નિયમમાં રાખનાર ગુરુ ન હોય તો તેમના ઉપદેશને નિયામક તરીકે માનવો.

अथाधुनिकतीर्थानामतथाभूततोऽपि हि॥५०॥
उपदेशास्तथाभूतगुरोरिव फलिष्यति ॥
यदि दुःसङ्गदोषेण नान्यथा चेद्भवेन्मतिः ॥५१॥

હવે જો આધુનિક તીર્થરૂપ ગુરુઓ ઉપર જણાવેલા ગુરુ જેવા નથી તો પણ તેઓ જે ઉપદેશ આપે છે, તે તો પહેલાં વર્ણવેલા સદ્ગુરુએજ કહેલો ઉપદેશ આપેછે, માટે હાલના ગુરુઓ તેવા ન હોવા છતાં પણ તેમની પાસેથી જો ઉપદેશ લેવામાં આવે તો તે ઉપદેશ, જો દુઃસંગરૂપી દોષથી બુદ્ધિભ્રમિત થઈ નહિ હોય તો પહેલાં બતાવેલા મુખ્ય સદ્ગુરુના ઉપદેશની પેઠેજ ફળશે, જો ખરાબ પુરુષોની સંગતિથી બુદ્ધિ દુષ્ટ થઇ હશે તો તે ઉપદેશ ફલિત થશે નહિ. ગુરુ ગમે તેવા હોય પણ તેઓ જે ઉપદેશ આપે છે, તે ઉપદેશને પ્રકટ કરનારા ગુરુ કેવા છે તેજ વિચારવું જોઇએ, અને દુઃસંગથી બચવું જોઇએ. ૫૦-૫૧

सेवायामपि यस्ताद्दग्गुरूणोक्तः परोविधिः ॥
स एव सर्वथा नान्यः कल्पितः फलसाधकः ॥५२॥

સેવા વિષે પણ જેવો વિધિ તેવા ગુરુએ કર્યો હોય તેજ વિધિ સમજવો. ઉપર જણાવેલાં લક્ષણો જેમાં હોય તેવા ગુરુશ્રીએ સેવાની જે પ્રણાલિકા બાંધી હોય તેજ પ્રમાણે ચાલવું. (શ્રીમહાપ્રભુજીએ, શ્રીગુસાંઈજીએ, શ્રી ગોકુલનાથજીએ, શ્રીહરિરાયજીએ, અને અનુભવીઓએ સેવા કેવી રીતે કરવી જોઈએ, એ સબંધે ગ્રન્થો પ્રકટ કરીને જે આજ્ઞા કરી હોય તેને વિધિરૂપ સમજીને અનુસરવું ખરો વિધિ તેજ છે, બીજો નથી. બીજો કલ્પી કાઢેલો ફલને સિદ્ધ કરી શકતો નથી પોતાની ઊંચી યોગ્યતા હોય નહિ અને સ્વચ્છંદ રીતે સેવામા પણ નવો પ્રકાર ઉભો કરે તો તેથી ફલસિદ્ધિ થાય નહિ. ૫૨.

१ अनुद्वेगाय सप्रेम कृष्णमूर्तावलङ्कृतिः ॥
वस्त्राभरणैर्वापि तथोपहरणैरपि ॥५३॥
यथा स्वरूपसौन्दर्ये स्वमनोरोधकं भवेत् ॥५३½॥

ઉદ્વેગ ન થાય તેટલા માટે પ્રેમસહિત શ્રીકૃષ્ણના સ્વરૂપમાં અલંકારો ધરાવવા; વસ્ત્ર તથા આભરણ અને સિંહાસન પીછવાઈ આદિથી પ્રભુને શણગારવા. વસ્ત્રાભરણો આદિની રચના એવી કરવી કે પ્રભુના સ્વરૂપની સુંદરતા પોતાના મનને રોકનારી થાય. પ્રભુનાં સ્વરૂપની સુંદરતાને નિરખીને ત્યાંથી પાછું હટવાનું મન થાયજ નહિ. ૫૩½

यतो हि सेवना प्रोक्ता चेतस्तत्प्रवणं हरेः ॥५४॥
लीलाविशिष्टरूपे हि सदर्थं सेवनोद्यमः ॥
अतः साधनता प्रोक्ता तनुवित्तजसेवने ॥५५॥

શ્રી હરિના લીલાયુક્ત સ્વરૂપમા ચિત્તનુ પરોવાવુ, તેનુ નામ સેવા છે, એમ સિદ્ધાંતમુક્તાવલીમા કહ્યુ છે, તેથી પ્રભુની સુદરતાથી પોતાનુ મન પ્રભુમા રહે તેવી રીતે શૃગાર કરવા, સેવાનો ઉદ્યમ તેને માટેજ છે. સેવા એવી રીતે કરવી જોઈએ કે પ્રભુમા મન પરોવાયેલુ રહે તેવી ફલરૂપ સેવાના સાધન તરીકે, દેહથી અને દ્રવ્યથી કરવામા આવતી સેવાને માનવામા આવે છે તનુજા વિત્તજા સેવા માનસી ફલરૂપ સેવાનુ સાધન છે, એમ સિદ્ધાંતમુક્તાવલી ગ્રથમા શ્રીમહાપ્રભુજીએ કહ્યુ છે ૫૪-૫૫

**एवमन्नादिवस्तूनामुपयोगे प्रसाधिते ॥**
**भार्यादीनामानुकूल्ये तैः सेवामेव कारयेत् ॥५६॥**

એ પ્રમાણે અન્ન વગેરે વસ્તુનો પ્રભુમા ઉપયોગ સિદ્ધ કરી બતાવતા સ્ત્રી વગેરે જો સેવાને અનુકૂલ હોય તો તેઓ પાસેજ સેવા કરાવવી શ્રી ગુસાઇજી શ્રી નાથજીની પ્રાર્થના કરે છે કે –'હે કમલલોચન, અમારા ધરાવેલા પદાર્થનો ભોગ આપે કરવોજ જોઈએ, જો નહિ કરો તો પુષ્ટિમાર્ગીય મર્યાદા નષ્ટ થઈ જશે' અન્ન વગેરે વસ્તુનો એવી રીતે જ્યારે પ્રભુમાજ ઉપયોગ સિદ્ધ થયો, તો સ્ત્રી વગેરે પણ જો અનુકૂલ હોય તો તેમની પાસે પણ પ્રભુની સેવા કરાવવી ૫૬

**स्वयं कुर्यादुदासीनतया तेषां पुनः स्थितौ ॥**
**अपकीर्तिभयात् कृष्णसेवावैमुख्यसम्भयात् ॥५७॥**

---

१ अस्मदीयपदार्थानां भोग कार्यस्त्वयैव हि। अन्यथा मार्गमर्यादा नश्यत्यम्भोजलोचन ॥ (गुप्तरस)

स्वपुत्रप्रबन्धसम्बन्धं विभाव्य हृदि सर्वथा ॥
तत्पोषणं प्रकुर्वीत कृष्णदेहवदातुरः ॥५८॥

ભાર્યા આદિની સ્થિતિ જો ઉદાસીનપણા વડેજ રહેતી હોય તો પોતે સેવા કરવી જોઇએ. સ્ત્રીપુત્ર આદિ સેવા કરવાથી ઉદાસીન રહે તો પોતેજ સેવા કરવી; કેમકે ઉદાસીન થયેલાંઓને આગ્રહ કરીને સેવામાં જોડવાથી સેવા કરવામાં વ્યગ્રતા રહે છે, અને સેવા બરાબર ન થઇ શકે તો સ્વધર્મની હાની થવાથી થનારી અપકીર્તિનો ભય પણ થાય છે. માટે જે સેવાથી વિમુખ થઇને બેસે તેને તેવીજ રીતે રહેવા દઇને પોતે સેવા કરવી. પહેલા શ્લોકના છેલ્લાં બે પદોનો સંબંધ બીજા શ્લોક સાથે પણ લઇ શકાય છે, એટલે કે ભાર્યા આદિ સેવાથી ઉદાસીન હોય તો તેમનો ત્યાગ ન કરવો, પણ પોષણ કરવું; કેમકે ત્યાગ કરવાથી લોકમાં અપકીર્તિ થાય; તે અપકીર્તિના ભયથી ત્યાગ ન કરવો, અપકીર્તિનો જો ભય હોય તો સેવામાં પણ વ્યગ્રતા એટલે ઊંચું મન રહે, માટે તેઓનું પોષણ કરવું. રોગી દેહરાજાની પેઠે આતુર થઇને દુઃખી થઇને તેનું પોષણ કરવું. સ્ત્રી આદિ સેવા ન કરે તેથી દુઃખ તો થાય. પરંતુ તે સેવામાં બીજી હરકત નથી કરતાં અને પોતે બ્રહ્મસંબંધ કરેલો છે એવો હૃદયમાં વિચાર કરીને સર્વથા તેનું પોષણ કરવું. ૫૭-૫૮.

यद्यासुराः कृष्णसेवां कर्तुं न ददति स्वतः ॥
तदा तेषां परित्यागः कर्तव्य इति निश्चयः ॥५९॥

જો તે આસુર હોય અને પોતાને કૃષ્ણસેવા ન કરવા દે, તો તેનો પરિત્યાગજ કરવો એવો નિશ્ચય છે. સ્ત્રી આદિ આસુર

ભાવવાળા હોય, પોતે સેવા કરે નહિ અને આપણને સેવા કરવા દે પણ નહિ; તો તેવા અસુરનો ત્યાગજ કરવો, એ સિદ્ધાંત છે, ૫૯,

भक्तिमार्गे न वस्तव्यमभक्तैः सह सर्वथा॥
अंगीकृत्यापि च स्मार्तवर्जनं भक्तिमार्गिभिः ॥६०॥

ભકિતમાર્ગમાં એવો નિયમ છે કે, જેઓ ભકત નહોય તેઓ સાથે કદાપિ ભકતોએ વસવું નહિ. સ્વીકાર કરીને પણ સ્મૃતિમાં કહેલા ધર્મનો ત્યાગ ભક્તિમાર્ગીય જનોએ કરવો: કારણ કે ધર્મશાસ્ત્રથી પણ ભકિતશાસ્ત્ર બળવદ્ છે એવી મર્યાદા છે, મન્વાદિપ્રોકત શાસ્ત્રથી પણ ભકિતશાસ્ત્ર બલવદ્ હોવાથી ભકિતમાર્ગમાં જેનો અંગીકાર થયેલો છે, તેઓએ સ્માર્ત ધર્મો ત્યજવા. ૬૦

धर्मशास्त्रात्तु बलवद् भक्तिशास्त्रमितिस्थितिः॥
चित्तं हरौ प्रतिष्ठाप्य वृत्तियत्नं च कारयेत् ॥६१॥
सर्वथा वृत्त्यभावे तु यामं सेवापरो भवेत् ॥
वृत्तेः सहजतासिद्ध्यै कृष्णमात्ररतो भवेत् ॥६२॥

ચિત્ત શ્રીહરિમાં રાખીને વૃત્તિ મેળવવા માટે પ્રયત્ન કરાવવો. પોતાનો જે વ્યાપારાદિક ઉદ્યમ ચાલી રહ્યો હોય, તો તેને માટે પોતે પ્રયાસ ન કરતાં બીજા પાસે તે યત્ન કરાવવો; અને પોતાનું ચિત્ત શ્રીહરિમા રાખવુ. જો વૃત્તિ મુદ્દલે હોયજ નહિ, તો એક પ્રહર સુધી સેવાપરાયણ થઇને રહેવું. એટલે કે બીજા સમયમાં વૃત્તિ (રોજગાર) માટે ઉદ્યમ કરવો. જો વૃત્તિ સહજમાંજ સિદ્ધ

થતી હોય તો માત્ર શ્રીકૃષ્ણમાં આસક્તિ રાખીનેજ રહેવું જોઈએ તો પછી વૃત્તિ માટે થોડો પણ પ્રયાસ કરવા પ્રેરાવું નહિ ૬૧-૬૨

## વિમુખતા

हर्यर्थमपि यत्नेन जातवैमुख्यवारणे ॥
श्रीभागवतपाठं च विदध्यान्नियमेन हि ॥६३॥

શ્રીહરિની સેવા માટે પ્રયાસ કરતાં જેટલો સમય શ્રીહરિથી વિમુખ થવાયું, તેથી વૈમુખ્ય દોષ ઉત્પન્ન થયો અને તેના નિવારણ માટે નિયમપૂર્વક શ્રીમદ્ભાગવતનો પાઠ કરવો ૬૩.

*चित्तक्षोभजवैमुख्याभावाय परदं सहेत ॥*
*मानयेदपि कृष्णोक्तमित्येवोत्साहसिद्धये ॥६४॥*

ચિત્ત ખળભળી ઉઠવાથી શ્રીહરિથી વમુખ થઈ જવાય છે, તેથી પણ વૈમુખ્ય દોષ લાગે છે તેનો નાશ કરવા માટે જે કાંઇ આપત્તિ આવી પડે તે સહન કરવી, કોઈ કઠોર વચન કહી જાય કોઈના તરફથી કાંઇ તાડનાદિ કરવામાં આવે તો પણ તે સહન કરવુ.[1] કોઇ ખરાબ પુરુષોએ નિંદ્યો હોય અથવા અપમાન કરી ગયેલું હોય, કોઇ દુષ્ટ પુરુષે ઠપકો આપ્યો હોય, ઇર્ષ્યા કરેલી હોય અથવા માર્યો હોય કે બાંધ્યો હોય, વૃત્તિ—ચાલતી રોજગારી—છોડાવી

---

१. क्षिप्तोऽवमानितोऽसद्भिः प्रलब्धोऽसूयितोऽथवा । ताडितः सन्निबद्धो वा वृत्त्या वा परिहापितः ॥ निष्ठितो मूत्रितो वाऽज्ञैर्बहुधैवं प्रकंपितः । श्रेयस्कामः कृच्छ्रगत आत्मनात्मानमुद्धरेत् ॥

દીધા ય, કોઈ થૂંક્યું હોય, મૂત્ર કરી ગયું હોય, મૂર્ખોએ એવી રીતે ઘણે પ્રકારે હેરાન કર્યો હોય તો પણ દુઃખમાં આવી પડેલા અને કલ્યાણની ઇચ્છાવાળા માણસે પોતા વડે પોતાનો ઉદ્ધાર કરવો: એમ શ્રીમદ્ભાગવતમાં ઉદ્ધવ પ્રત્યે ભગવદ્ વાક્ય છે. માટે પ્રભુના એ વાક્યને ઉત્સાહની સિદ્ધિ માટે અવશ્ય માનવું. પ્રભુએ કહ્યું છે કે:– 'હે [1]અર્જુન,' મારો ભક્ત નાશ પામતો નથી.' ૬૪.

वैराग्यं परितोषं च लीलाभावाय भावयेत् ॥
जन्मनोऽप्यन्तिमत्वं वै कृतार्थत्वं च चिन्तयेत् ॥६५॥

લોભ ન રહે માટે વૈરાગ્ય અને સંતોષની ભાવના કરવી, કારણ કે કામ અને લોભ પ્રભુની પ્રાપ્તિની આડે આવનાર બે મહાન્ પહાડો છે, તેને દૂર કરવા માટે વૈરાગ્ય અને સંતોષની ભાવના કરવી, વળી મારો આ છેલ્લો જન્મ છે એમ જાણવું, તેમજ પ્રભુ મારે માથે બિરાજે છે માટે હું કૃતાર્થ છું એમ પણ સ્મરણ કરવું. બ્રહ્મસંબંધ કરવાથી સર્વ દોષો દૂર થઈ જાય છે, મારો છેલ્લો જન્મ છે, હજારો વર્ષના વિયોગ પછી પ્રભુનો સંબંધ થયો, માટે હું કૃતાર્થ છું એમ દૃઢતાથી માનવું. ૬૫.

## સેવા વિચાર

एवं निश्चित्य चित्तेन निरपेक्षो दृढांतरः ॥
स्थिरान्तःकरण कृत्वा विश्वासं पितृवद्धरौ ॥६६॥

---

१. कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ (गीता)

सेवयेत्तत्परो भूत्वा युक्त्या लौकिकया पुरा ॥
देशकालौ विचार्यैवमवस्थां च प्रभोरपि ॥६७॥

ઉપર કહ્યા પ્રમાણે ચિત્ત વડે નિશ્ચય કરીને આ લોક અને પરલોકની અપેક્ષા રાખ્યા વિના અંતઃકરણ સ્થિર કરીને શ્રીહરિમાં માતાપિતાવત્ વિશ્વાસ રાખવો. જેમ માતાપિતામાં બાલકને એવો વિશ્વાસ હોય છે કે તે મારું બુરું નહિજ કરે, તેમ પ્રભુમાં પણ વિશ્વાસ રાખવો કે એ મારું સારુંજ કરશે. એવો દૃઢ વિશ્વાસ રાખીને તત્પર થઇને પહેલાં લૌકિક યુક્તિ વડે સેવા કરવી. લૌકિક યુક્તિ એજ કે પ્રભુને બાલભાવથી સેવવા. અથવા તો એક પતિવ્રતા સ્ત્રી જેમ પતિની સેવા કરે છે, તેમ પ્રભુની સેવા કરવી. દેશકાલનો પણ વિચાર કરવો, જેવો દેશ હોય, જેવો સમય હોય શીતકાલ, ઉષ્ણકાલ કે ગમે તે હોય તેનો પણ સેવામાં વિચાર કરવો. અને પ્રભુની અવસ્થાનો વિચાર કરવો. જે અવસ્થાનું સ્વરૂપ હોય તે અવસ્થાને અનુકૂલ સેવા કરવી. બાલ્યાવસ્થા કે કિશોરાવસ્થા એનો વિચાર કરીને તદનુકૂલ સેવા કરવી. ૬૬-૬૭.

तदर्थे व्यर्थवचनं वृत्तिसाध्यं परित्यजेत् ॥
कृष्णे समर्पयेन्नैव क्लिष्टं क्वापि प्रयत्नतः ॥६८॥

સેવા માટે વ્યર્થ વચન કહેવું નહિ; ખોટું બોલવું નહિ એ મુખરતાદોષ છે. એ દોષ મોટામાં મોટો છે. મારી કૃતિથીજ આ બધું બને છે. એમ પણ માનવું નહિ. જે જીવકૃતિથીજ સિદ્ધ થવું હોય તેનો પરિત્યાગ કરવો. જેમ કે 'સાધનસંપત્તિથી પ્રભુ કદાપિ પ્રસન્ન થતા નથી,' એમ શ્રીસુબોધિનીજીમાં કહ્યું છે, તેમજ

બહુજ કલેશ કરીને પ્રયત્નથી જે મેળવ્યું હોય તે પ્રભુને સમર્પવું નહિ, જે મેળવતાં સેવાથી વિમુખ થઇને ઘણોજ કલેશ પ્રાપ્ત કરીને પ્રયાસ કરવો પડયો હોય તે પ્રભુને સમર્પવું જોઇએ નહિ. ભગવાન કહે છે કે:- 'ભક્તો થોડું પણ પ્રેમ વડે મને જે ધરે છે, તે મને ઘણું થઈ પડે છે. અભક્ત હોય અને મને ઘણું ધરે તો તેથી મને સંતોષ થતો નથી; એટલે કે ભકિત વિના જે મને ઘણું પણ ધરાય છે, તે મને સંતોષ આપવા પૂરતું નથી.'

इष्टं लोके तथा स्वस्य यच्चिरं चित्तचिन्तितम् ॥
तद्धि समर्पयेद् भक्त्या भक्तिसम्बन्धि सर्वथा ॥६९॥

'લોકમાં જે બહુ ઇષ્ટ હોય, લોકો જેને બહુ ઇચ્છતા હોય, અને પોતે ઘણા સમયથી ચિત્તમાં વિચારી રાખેલી હોય તે વસ્તુ પ્રભુને ભકિતથી સમર્પવી. એ વસ્તુ સર્વથા સેવાસંબંધીજ હોવી જોઇએ, બીજી નહિ, એ ખાસ ધ્યાનમાં રાખવું, જે ઇષ્ટ હોય, દત્ત ( આપેલું ) હોય, હુત ( હોમેલું ) હોય, જપેલું હોય, જે આચર્યું હોય, જે પોતાને પ્રીય હોય તે મને અર્પવું; મને આપવાથી તે અનન્તરૂપ થાય છે.' એમ શ્રીભાગવત કહે છે. ૬૯.

तथानवसरे सेवा बहिरंगेऽपि मुख्यवत् ॥
कार्या बुद्धिः कृष्णकार्ये वस्त्रप्रक्षालनादिके ॥७०॥

તેમજ જયારે ભીતરની સેવાનો સમય ન હોય ત્યારે બહારની સેવા પણ મુખ્ય સેવાની પેઠે કરવી. પ્રભુનાં શ્રીઅંગનાં અને બીજાં બિછાવવાનાં વસ્ત્રોનું પ્રક્ષાલન કરવું-આદિ સેવા પણ મુખ્ય સેવારૂપજ ગણીને કરવી. ૭૦.

काले कालद्वये कालत्रये कुर्वीत सेवनम् ॥
स्वधर्ममाचरेदङ्गं नित्यं नैमित्तिकं तथा ॥७१॥

એક વેળાએ, બે વેળાએ અથવા તો ત્રણ વેળાએ પ્રભુસેવા કરવી. જેટલી વાર પ્રભુની સેવા-બને તેટલી વાર કરવી. સ્વધર્મનું આચરણ કરવું. નિત્ય અને નૈમિત્તિક કર્મ પણ સ્વધર્મનું અંગ હોવાથી કરવું. નિત્યકર્મ સંધ્યાવંદન વગેરે છે. નૈમિત્તિક કર્મ કોઈ-પણ નિમિત્તને લીધે કરવામાં આવે છે, જેમ કે પોતાને ત્યાં પુત્રનો જન્મ થાય તો તેને અંગે જે જાતકર્મ આદિ સંસ્કારો કરવાના છે તે કરવા, નિત્ય અને નૈમિત્તિક કર્મો એ બન્ને મુખ્ય છે, સ્વધર્મ-નું અંગ હોવાથી તેનું આચરણ પણ કરવું. ૭૧.

निवृत्तिराग्रहेणैव विधर्मादिति निश्चयः ॥
धर्मसिद्धावपि पुनर्वैशिष्ट्यात् कृष्णधर्मतः ॥७२॥

પોતાના ધર્મથી જે વિલક્ષણ ધર્મ, જે કાર્યથી પોતાના ધર્મને બાધ નડે, તે ધર્મથી આગ્રહપૂર્વક નિવૃત્તિ રાખવી એવો નિશ્ચય છે. વૈષ્ણવોનો મુખ્ય ધર્મ ભગવત્સેવા છે, સેવામા જે પ્રતિ-બંધ નાખનારો ધર્મ હોય તે વિધર્મ કહેવાય. એ વિધર્મને આગ્ર-હથી તજી દેવો, એમ સિદ્ધાંત છે. કદાચ તેવા ધર્મથી ધર્મની સિદ્ધિ થાય તો પણ મુખ્ય ભગવદ્ધર્મ છે; તેથી ભગવદ્ધર્મનું સર્વ ધર્મથી વિશે-ષપણું છે. એ ભગવદ્ધર્મનું આચરણ કરતાં સર્વ ધર્મો સિદ્ધ થઈ જાય છે જેમ મૂલમાં જલસેચન કરવાથી આખા વૃક્ષને પુષ્ટિ મળે છે; તેમ સર્વ ધર્મનું મૂળ જે ભગવદ્ધર્મ, તેનું આચરણ કરવાથી સર્વ ધર્મોની સિદ્ધિ થાય છે; માટેજ સર્વથી શ્રેષ્ઠ ભગવત્સેવા છે. ૭૨.

इन्द्रियाश्वविनिग्राहः कर्तव्यः सर्वथा मतः ॥
परोपकारधर्माणां दौर्बल्यं च विभावयेत्॥७३॥

ઇંદ્રિયરૂપી ઘોડા બહુજ બલવાન્ હોય છે, માટે તેનો સારી પેઠે નિગ્રહ સર્વથા કરવો એવો મત છે. મતલબ કે પોતે ઇંદ્રિયોને વશ થવું નહિ, પણ ઇંદ્રિયોને પોતાને સ્વાધીન રાખવી. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે:—' વિષયોનો આવેશ જેના ચિત્તમાં થયો છે, તેવા પુરુષોમાં પ્રભુનો આવેશ થતો નથી.' વળી કહ્યું છે કેઃ—' હરણ સ્વરની લાલસાથી કર્ણેન્દ્રિયને વશ થઇને માર્યો જાય છે, પતંગિયો દીવાનું રૂપ જોઇને નેત્રેન્દ્રિયથી માર્યો જાયછે, ભમરાઓ સુગંધ માટે નાસિકેંદ્રિયને વશ થઇને મરે છે. મીન–માછલાં જીભના સ્વાદથી માછીમારોથી મરે છે, એ પ્રમાણે એક એક ઇંદ્રિયની ગફલતથી ઉપરનાં એકએક પ્રાણીઓ મરે છે, તો જે માણસ પાંચે ઇંદ્રિયોને ગફલતમાં રહેવા દે અને એનો નિગ્રહ કરે નહિ, તેની શી દશા થાય ?' તેમજ પરોપકારના જે ધર્મો જેવા કે કૂવા, ધર્મશાળા, સદાવ્રત વગેરે ભગવત્સેવારૂપ ધર્મ પાસે દુર્બલ છે; કારણ કે એ પરોપકારના ધર્મનું ફલ માત્ર સ્વર્ગ છે, એ સ્વર્ગનું સુખ તો જ્યાંસુધી પુણ્ય હોય છે, ત્યાંસુધીજ મળે છે; પછીથી આ લોકમાં આવવું પડે છે. ભગવાન શ્રીગીતાજીમાં આજ્ઞા કરે છે કે'—' તે પુણ્યશાળી લોકો વિશાળ એવા સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ખુટી જતાં મૃત્યુલોકમાં પ્રવેશે છે.તો એવાં નાશવંત ફળ આપનારા પરોપકાર આદિ ધર્મો અવિનાશી અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ફળ આપનારા ભગવત્સેવારૂપ ધર્મ પાસે દુર્બલ હોયજ એમાં શું આશ્ચર્ય છે ?

एवं प्रकुर्वतः कृष्णावेशाद्यदि भवेत्पुनः ॥
तत्सेवासाधने निष्ठा तस्मान्नित्यं हि सेवयेत् ॥७४॥

ઉપર પ્રમાણે સ્વધર્માચરણ કરતાં કરતાં ભગવાનનો આવેશ થાય, અને આવેશ થવાથી પ્રભુની સેવાનાં સાધનોમાં નિષ્ઠા જો થાય, તો તે નિષ્ઠા થયા પછી નિત્ય પ્રભુની સેવા કરવી. નિત્યસેવા કરવાથી પ્રભુમાં અને પ્રભુસેવારૂપ સાધનમાં નિષ્ઠા થાય છે, ભાવ થાય છે, માટે સેવા નિત્ય કરવી. ૭૪.

कृष्णं सर्वात्मकं ज्ञात्वा दीनतां हृदि भावयेत् ॥
अहं करोमीत्येतादृगहङ्कारं परित्यजेत् ॥७५॥

સર્વસ્વરૂપ શ્રીકૃષ્ણજી છે એમ જાણીને હૃદયમાં દીનતા લાવવી એટલે કે હું સુક્ષ્મ, અને સર્વ દોષથી ભરેલો જીવ ક્યાં અને સર્વસ્વરૂપ નિર્દોષ, પૂર્ણગુણવિગ્રહ એવા પ્રભુ ક્યાં? એવી ભાવવાળી દીનતા હૃદયમાં કરવી. સર્વસ્વરૂપ હોવાથી પ્રભુ પ્રત્યે દીનતા વિના બીજું જીવ શું કરી શકે તેમ છે! 'હું કરું છું' એવા અહંકારનો સર્વથા ત્યાગ કરવો; 'હું કરૂં છુ' એવું મનમાં કદાપી ન લાવવું. ૭૫.

જપપાઠ

सेवायामपि सम्मानं नापेक्षेत हरेः पुमः ॥
गुणान् गायेद्‌धीया नाम कीर्तयेत् सद्‌सि स्थितः ॥७६

શ્રીહરિની સેવામાં પણ સન્માન મેળવવાની ઇચ્છા ન રાખવી. અર્થાત્ શ્રીહરિની સેવા કરીને તેનાથી લોકો તરફના માનમરતબાની

ઇચ્છા નજ રાખવી જોઇએ શ્રીહરિના ગુણો નિરંતર ગાવા અને શ્રીહરિના નામનું કીર્તન સભામાં ઊભા રહીને પણ કરવું પોતે સભામાં ઊભો રહેલો હોય, તે વખતે પણ કોઈની શરમ રાખ્યા વિના, બીજા સાંભળે તેનો ભય રાખ્યા વિના ભગવાનનું નામ અવશ્ય લેતા રહેવું કહેવાનો આશય એ છેકે, ગમે તે સમયમાં ગમે તે ઠેકાણે પણ શ્રીહરિનું નામ છોડવું નહિ. નવરત્નગ્રંથની ટીકામાં શ્રીગુસાંઇજી આજ્ઞા કરે છે કે.- ક્ષણવાર પણ જો અષ્ટાક્ષરનો ત્યાગ કરે તો આસુરાવેશ થાય. શ્રીમહાપ્રભુજી પણ નવ-રત્નગ્રંથમાં એજ આજ્ઞા કરે છે:-' તેથી સર્વાંશે 'શ્રીકૃષ્ણ: શરણં મમ' એમ નિરંતર બોલતા રહેવું, શ્રીમદ્ભાગવતમાં પણ એજ આજ્ઞા છે;- શ્રીહરિનાં ચરિતનાં ગીતો, શ્રીહરિનાંજ નામો ગાતાં ગાતાં લજ્જારહિત થઈ, સંગ છોડીને વિચરવું'' ૭૬

**निर्भयो निःस्पृहः कृष्णे स्वतश्चित्तं निवेशयेत् ॥**
**मुख्यं तु साधनं नित्यं श्रीभागवतकीर्तनम् ॥७७॥**

કોઇનો પણ ભય રાખ્યા વિના. કોઈની પણ સ્પૃહા-પરવા રાખ્યા વિના પોતેજ શ્રીકૃષ્ણમાં ચિત્ત લગાડવું. નિરંતર શ્રીકૃષ્ણમાં ચિત્ત રાખીને શ્રીકૃષ્ણના નામનો ઉચ્ચાર કરવામાં કોઈનો ભય અને કોઈની દરકાર ન કરવી. મુખ્ય સાધન એજ છે કે નિત્ય શ્રીભાગવતનુ કીર્તન કરવુ. શ્રીમદ્ભાવતનો પાઠ નિત્ય કરવો. એજ મુખ્ય સાધન છે. નિબંધમા શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે:-' મુખ્ય સાધન તે આજ છે, કે સ્વાર્થ વિના અને દંભ વિના અયત્નથી શ્રીભાગવતનો પાઠ આદરપૂર્વક કરવો. ' ૭૭.

પાઠ કરતી વખતે દંભ ન કરવો. આડંબર કરીને પાઠ ન

કરવો. કોઈ નિમિત્તને લઈને પણ ન કરવો; એટલે કે કોઈ સ્વાર્થ માટે શ્રીભાગવતનો પાઠ ન કરવો. પોતાના પ્રયત્નથી, પોતેજ નિરંતર શ્રીભાગવતનો પાઠ કરવો. આજ આજ્ઞા શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં કરી છે.

## તિલકમાલા

अदंभेनानिमित्तेन स्वप्रयत्नेन सर्वथा ॥
सेवान्तर्गतपूजाङ्गशङ्खचक्रादि धारयेत् ॥७८॥

સેવામાં પણ અન્તર્ગત અને પૂજાની પણ અંગરૂપ શંખ ચક્ર આદિ મુદ્રાઓ ધારણ કરવી, શંખચક્રાદિ મુદ્રાઓ સેવામાં પણ આવશ્યક છે અને પૂજામાર્ગમાં તે અંગરૂપ છે, માટે તે અવશ્ય ધારણ કરવાં. તુલસીકાષ્ઠની માળા પણ ધારણ કરવી. તેમજ તિલક પણ ભગવચ્ચિન્હ હોવાથી અવશ્ય ધારણ કરવું. શ્રીમહાપ્રભુજી નિબંધમાં આ વિષયપરત્વે વિશેષ વિસ્તાર પૂર્વક આજ્ઞા કરે છેઃ— " શંખ ચક્ર આદિ મુદ્રાઓ ગોપીચંદનથીજ ધારણ કરવી. એ પૂજાનું અંગ છે. તેમજ તુલસીકાષ્ઠની માલા અને તિલક પણ ધારણ કરવા, કેમકે તે વૈષ્ણવના ચિહ્નરૂપ છે. "

ઉપરના શ્લોકના પ્રકાશમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે, ' શંખ, ચક્ર આદિ મુદ્રાઓ ધારણ કર્યા વિના જે પુરૂષ પૂજા કરે છે, તેણે કરેલું પૂજન નિષ્ફળ થાય છે અને શ્રીહરિ પણ પ્રસન્ન થતા નથી. ' તુલસીકાષ્ઠમાળા જો ધારણ ન કરે તો તેને માટે વચન છે કેઃ— જે લોકો તુલસીકાષ્ઠમાળા ધારણ કરતા નથી. તે સ્વાર્થી

લોકો અને પાપબુદ્ધિઓ ( શ્રીહરિના ) ક્રોધરૂપી અગ્નિથી બળીને નરકથી પાછા ફરતા નથી.' આવાં અનેક વચનોથી સિદ્ધ થાય છે કે તુલસીકાષ્ઠમાલા યજ્ઞોપવીતની પેઠે ધારણ કરવી.

તિલક આ પ્રમાણે કરવું. 'દંડની સરખી લીટીથી ચરણારવિંદના આકાર જેવું તિલક લલાટમાં કરવું. છાતીમાં કમલસરખા આકારવાળું તિલક કરવું. વાંસના પાંદડા જેવું તિલક ભુજા ઉપર કરવું. બીજાં તિલકો દીવાના આકાર જેવાં કરવા.' ૭૮.

## જયંતી-વ્રત

विहितत्वात्तुलसीमाला धार्या तिलकमेव च ॥
वैष्णवेन मतेनैकादश्यादिव्रतमाचरेत् ॥७९॥
उत्सवत्वेन कृष्णाष्टम्यादीनां व्रतमाचरेत् ॥
अन्येष्वप्युत्सवत्वेन विज्ञानं सर्वथा मतम् ॥८०॥

એકાદશી આદિ વ્રત વૈષ્ણવ મત પ્રમાણેજ કરવાં. દશમીનો વેધ ન આવે એવી રીતે એકાદશીવ્રત કરવું; એટલે કે દશમ પંચાવન ઘડી ઉપરાંત એક પલ પણ જો વધે તો તે એકાદશીને દિવસે વ્રત ન માનતા દ્વાદશીને દિવસે વ્રત માનવુ એ પ્રમાણે વૈષ્ણવમત પ્રમાણે એકાદશી આદિ વ્રતો કરવાં. જન્માષ્ટમીનું વ્રત પ્રભુના પ્રાકટ્યનો ઉત્સવ માનીને કરવું. આજે નંદરાજકુમારનું પ્રાકટ્ય થયું છે, આજ મહાઆનંદ-ઉત્સવનો દિન છે, એમ માનીને વ્રત કરવું. આઠમ સૂર્યોદય વખતે હોય તોજ તે દિવસે વ્રત કરવું; સૂર્યોદય વખતે સાતમ હોય અને પછી આઠમ હોય તો તે

તિથિ ન માનતાં બીજી તિથિએ ઉત્સવ માનવો, એ પ્રમાણે રામનવમી, નૃસિંહચતુર્દશી અને વામનદ્વાદશીને દિવસે ઉત્સવ માનીને મત કરવું; અને જન્માષ્ટમીની પેઠે સૂર્યોદય વખતનીજ તિથિ ગ્રહણ કરવી. બીજા પણ જન્મદિન આદિ દિવસો પણ ઉત્સવો તરીકે જાણવા, જેવા કે શ્રીમહાપ્રભુજીનો પ્રાકટ્ય-મહોત્સવ, શ્રીગુસાંઈજીનો ઈત્યાદિ એ બધા દિવસો ઉત્સવ તરીકે માનવા. ૭૯-૮૦.

**निर्णयोऽपि तथा कार्यो जयन्तीव्रतवन्न हि ॥**
**एवं कुर्वन् गृहस्थस्तु कृतार्थः स्यान्न संशयः ॥८१॥**

તે તિથિ પણ સૂર્યોદયકાલ સમયનીજ લેવી. એ વિના બીજા ઉત્સવો શરદપૂર્ણિમા આદિમાં વિલક્ષણતા એટલી છે કે તેનો નિર્ણય જયન્તીવ્રતવત્ ન થાય. જન્માષ્ટમી આદિ ઉત્સવોમાં જેમ ઉદયાત્ તિથિ માનવામાં આવે છે, તેમ તે ઉત્સવમા નથી. એ ઉત્સવોમાં કોઈક વેળાએ નક્ષત્ર મુખ્ય છે, સમય—મુખ્ય છે, તિથિ પણ ક્વચિત્ મુખ્ય છે,

એ પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે આચરણ કરનાર ગૃહસ્થ કૃતાર્થ થાય છે, એમાં કશો સંશય નથી. ૮૧.

### બ્રહ્મચારી-વાનપ્રસ્થ-સંન્યાસીના ધર્મો

**सम्भवे साधनानां स्याद्वनस्थब्रह्मचारिणोः ॥**
**यतेस्त्यागात्मको मार्गस्तीर्थाटनविशेषणः ॥८२॥**

ગૃહસ્થાશ્રમીનો ધર્મ ઉપર કહ્યો, હવે બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીનો ધર્મ બતાવેછે ગૃહસ્થાશ્રમ પછીનો આશ્રમ તે વાનપ્રસ્થ આશ્રમ છે ગૃહસ્થાશ્રમ પહેલાં તો બ્રહ્મચર્યાશ્રમ છે, એ બન્ને આશ્રમવાળાઓને સાધનો મળતાં હોય તો ઉપર જણાવેલો સેવામાર્ગ તેઓનો માટે અનુકૂલ છે; એટલે કે સાધનોનો સંભવ હોય તો બ્રહ્મચારી અને વાનપ્રસ્થે સેવા કરવી જોઇએ. છેલ્લો આશ્રમ સંન્યસ્તાશ્રમ છે. સંન્યસ્તાશ્રમમાં રહેનારા સંન્યાસીનો માર્ગ ત્યાગરુપ છે. સર્વ છોડીને એકલાજ રહેવું એવો ત્યાગરૂપ માર્ગ સંન્યાસીનો છે. તે માર્ગમાં મુખ્ય તીર્થાટન છે; અર્થાત્ સર્વનો ત્યાગ કરીને તીર્થની યાત્રા કરવી, એ સંન્યાસીનો મુખ્ય ત્યાગરુપ માર્ગ છે. ૮૨.

સંન્યાસીના બીજા ધર્મોનું વર્ણન કરે છેઃ—

**स्वतन्त्रः सङ्गरहितो नित्यपर्यटकस्तथा ॥**

**तद्दिनान्नप्रतिग्राही निर्लज्जो नाम कीर्तयेत् ॥८३॥**

સંન્યાસીએ સ્વતંત્ર રીતે રહેવું જોઇએ. કોઇને વશ ન થતાં સ્વેચ્છાથીજ સ્વતંત્ર રહેવું, સંગથી રહિત થવું કોઇનો સંગ ન કરવો અને આસકિત ન રાખવી. નિત્ય પર્યટન કરવું. એકને એક ઠેકાણે રહેવું નહિ, પરંતુ દેશેદેશ ફરતા ફરવું. જે દિવસે જેટલું અન્ન જોઇએ, તે દિવસે તેટલુંજ અન્ન લેવું, એક દિવસ ચાલે તેટલુંજ અન્ન ગ્રહણ કરવું, સાથે વધારે અન્ન રાખવું નહિ. કોઈની પણ લાજ-શરમ રાખ્યા વિના ભગવાનનાં ચરિત્રોનું કીર્તન કરવું. ૮૩.

पश्यन् गुह्यानि च हरेः शान्तः कृष्णपरायणः ॥
अव्यग्रचित्तः कृष्णैकप्रादुर्भावप्रयोजनः ॥८४॥

શ્રીહરિની ગુપ્ત લીલાનાં સર્વત્ર દર્શન કરવાં, જ્યા ત્યાં પ્રભુનાં રહસ્યમય ચરિતો જોવાં. સર્વ ઈંદ્રીયોનો નિગ્રહ રાખીને શાન્ત થઈને રહેવું ક્રોધ વગેરે ન કરવાં. શ્રીકૃષ્ણમાંજ તત્પર થઇને રહેવું. ચિત્તને આકુલવ્યાકુલ થવા દેવું નહિ. સ્થિરચિત્ત થવું. સ્વાર્થ પણ એજ હોવો જોઈએ કે શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય કેમ જલદી થાય? મનમા તેજ પ્રયોજન હોવું જોઈએ કે પ્રભુ પ્રકટ થાય. એ પ્રમાણે પોતાનો સ્થૂલ દેહ પડે ત્યાંસુધી વિચક્ષણ યતિએ કરવું. પોતાનો દેહ પડે ત્યાંસુધી જ્ઞાનવાળા સંન્યાસીએ ઉપર કહ્યા પ્રમાણે વર્તવું. ૮૪.

સર્વ આશ્રમ માટે એક બીજો ધર્મ બતાવે છે.—

एवमादेहसम्पाते यतिः कुर्याद्विचक्षण ॥
विक्षेपाद्यदि दोषाणां सम्भवे सकलाश्रमे ॥८५॥

ચિત્તનો વિક્ષેપ થવાથી જો દોષ ઉત્પન્ન થવાનો સંભવ લાગતો હોય તો દરેક આશ્રમમાં ઉપર કહ્યા પ્રમાણે તીર્થપર્યટન કરવું. ચિત્ત સ્થિર ન રહેવાથી કોઇ દોષ લાગશે એમ જો જણાય તો, ઉપર જે તીર્થાટન સંન્યાસી માટે કહ્યું છે, તેજ તીર્થાટન બીજા પણ બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થ જનો માટે પણ સમજવું એટલે કે સંન્યાસી માટે બતાવેલો તીર્થાટનનો પ્રકાર ચિત્ત વિક્ષેપ પામે અને દોષ લાગે તો બીજા પણ આશ્રમવાળાઓએ ગ્રહણ કરવો ૮૫.

સ્ત્રી આદિ જો પ્રતિકૂલ હોય, તો ગૃહાદિકનો ત્યાગ જુદી રીતે કરવામાં આવે છે. સંન્યાસીએ ત્યાગ કેવી રીતે કરવો, તેનું વર્ણન ઉપર કરી ગયા. હવે સ્ત્રી, પુત્ર આદિ જો સેવામાં વિઘ્ન કરતાં હોય, સેવાને અનુકૂલ ન હોય તો તેના ત્યાગનો પ્રકાર જુદો છે. તે ત્યાગ કેવી રીતે કરવો અને ત્યાગ કર્યા પછી શું કરવું, તે પ્રકાર નીચેના શ્લોકોમાં આપશ્રી જણાવે છેઃ—

ગૃહ ત્યાગ કયારે ?

अनेनैव प्रकारेण तीर्थपर्यटनं मतम् ॥
भार्यादिप्रातिकूल्ये तु भिन्नस्त्यागो विधीयते ॥८६॥
त्यक्त्वा स्वभवनं गत्वा यत्र भागवता जनाः ॥
हरिस्थाने तदीयाश्च कृष्णसेवाकथाप्रियाः ॥८७॥
कृष्णार्थी सर्वथा त्यक्त्वा गृहं भजनबाधकम् ॥
तैः सहैव वसेत् कृष्णसेवाकृतिकथादिभिः ॥८८॥

સેવાથી પ્રતિકૂલ ભાર્યાદિકનો ત્યાગ કરીને, અર્થાત્ પોતાના ઘરનો ત્યાગ કરીને, જે સ્થલે ભગદીય જનો રહેતા હોય તેવા હરિના સ્થાનમાં જઇને, શ્રીકૃષ્ણની સેવા અને કથા જેને અત્યન્ત પ્રિય છે તેવા ભગવદીયો જ્યાં હોય તે સ્થાનમાં જઈને શ્રીકૃષ્ણરૂપ પ્રયોજનવાળા થવું, તથા ભગવદીયો જ્યાં હોય તેવા ભગવન્મંદિરમાં રહીને માત્ર શ્રીકૃષ્ણરૂપ અર્થની અભિલાષાવાળા થવું. સેવાનો બાધ કરનારાં ગૃહનો તો સર્વથા ત્યાગ કરીને તેવા ભગવદીયો સાથે શ્રીકૃષ્ણની ઇચ્છા રાખનાર પુરુષે ભજનમાં બાધ કરનારા ઘરનો

તો સર્વથા ત્યાગજ કરવો અને તેવા ભગવદીયોની સાથેજ રહેવું. સાથે રહીને શ્રીકૃષ્ણની સેવા-કથા આદિમાં તત્પર થવું. ૮૬-૮૭-૮૮

दुःसङ्गदुष्टवस्त्रान्नसम्बन्धसभयात्मना ॥
यतः ससाधनस्तिष्ठेत् सावधानतया हरौ ॥८९॥

દુઃસંગ એટલે હરિથી જે વિમુખ હોય તેવાનો સંગ, દુષ્ટ વસ્ત્ર, તે કોઇનું પહેરેલું, અપરસ વિનાનું, ગળીનું રંગેલું વગેરે દુષ્ટ વસ્ત્રો, દુષ્ટ અન્ન-પ્રમાદી નહિ તેવું અન્ન, આ બધાના સંબંધથી ભયવાળા થઇને રહેવું; એ બધાં સેવામાં બાધક હોવાથી તેના સંગથી બીતા રહેવું. એજ હેતુથી સાધનો પણ સાથે રાખવાં અને સાવધાનપણે શ્રીહરિમાં તત્પર થઇને રહેવું. ૮૯.

ततः सेवाकथासक्त्या सर्वथा प्राप्तिरुत्तमा ॥
नैकान्ते संस्थितिः कार्या हार्दबाधकसम्भवे ॥९०॥

તેવી રીતે સેવા અને કથામાં નિરંતર પ્રેમ થવાથી ઉત્તમ પ્રાપ્તિ થાય. એવી રીતે સેવામાં અને કથામાં નિરંતર પ્રેમ થવાથી ઉત્તમ રીતે ભગવત્પ્રાપ્તિ થાય. વળી જો હૃદયના ભાવોનો બાધ થવાનો સંભવ હોય તો એકાંતમાં કદાપિ ન રહેવું. એકાંતમાં રહેવાથી ચિત્તની અસ્થિરતા વગેરે થાયતો એકાંતમાં સ્થિતિ નજ કરવી. ૯૦.

रक्षकत्वं हरेरेव स्वसङ्गेऽपि च यास्यति ॥
अथवा केवलं शास्त्रं श्रीभागवतमादरात् ॥९१॥

શ્રીહરિ રક્ષણહાર છે, માટે એકાંતમાં ન રહેતાં બીજે સ્થલે જો જાય અને ત્યાં બીજાનો સંગ થતાં પણ શ્રીહરિનું રક્ષણહારપણું તો પ્રાપ્ત થશે. એકાંતમાં ભય લાગવાથી બીજાનો સંગ કરે અને બીજાના સંગથી જો કોઈ બીજો રંગ લાગે તો શ્રીહરિ તેથી રક્ષણ કરશે, એટલે કોઇપણ પ્રકારનો ભય રાખવો નહિ અને ભગવત્સેવા-પરાયણ થઈને રહેવું.

જો ઉપર કહેલા ધર્મો ન બની શકે તો માત્ર શ્રીભાગવત શાસ્ત્રનું આદરપુર્વક ત્રણે કાલમાં સેવન કરવું. જેમ પ્રભુનાં સ્વરૂપની સેવા કરવામાં આવે છે, તેમ ઘણાજ યત્નથી શ્રીભાગવતની સેવા કરવી. શ્રીભગવાનની સેવા બે પ્રકારની છે, એક સ્વરૂપસેવા અને બીજી નામસેવા. સ્વરૂપસેવા ઉપરના શ્લોકોમાં વર્ણવી છે. નામસેવાનું સ્વરૂપ આ શ્લોકોમાં જણાવ્યું છે. એ પ્રમાણે સ્વરૂપસેવાની પેઠે ઘણાજ પ્રયાસથી નામસેવા ત્રણે કાળમાં કરવી. तव कथामृतं એ ગોપિકાગીતના શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજીએ એજ આજ્ઞા કરી છે કે શ્રીભાગવત ભગવાનનાં સ્વરૂપનો પરિચય કરાવે છે, માટે તેની સેવા તે ભગવત્સેવાજ સમજવી.

ઉપર જણાવેલા ત્રણ ઉપાયોમાંથી એક પણ ઉપાયનું અવલંબન ન થઈ શકે તેમ હોય તો છેવટે એક છેલ્લો ઉપાય સુચવે છે:-

त्रिकालं सेवयेद्रूपसेवावदतियत्नतः ॥
प्रकारत्रितयाभावे प्रपत्तिरपि चोच्यते ॥१४॥

ત્રણે પ્રકારોનો જો અભાવ હોય તો પ્રપત્તિ-શરણે જવું એ પણ એક પ્રકાર છે. ઉપર ત્રણ પ્રકારો કહ્યાઃ એક ગૃહમાં રહીને

પ્રભુસેવા કરવી તે, બીજો પ્રકાર કૃષ્ણસેવા કર્યાનાં તત્પર એવા ભગવદીયો સાથે રહીને પ્રભુની ટહેલ કરવી એ છે; ત્રીજો પ્રકાર શ્રીમદ્‌ભાગવતનો પાઠ છે, એ ત્રણેનો અભાવ હોય તો છેલ્લો પ્રકાર પ્રભુને શરણે જવાનો છે. ૯૨.

## પૂજાના પ્રવાહમાં

**महास्थाने यत्र पूजाप्रवाहो जायते पुनः ॥**
**तत्र तत्परता स्थित्यो कृतार्थत्वं सदा स्थितौ ॥२३॥**

મોટા સ્થાનોમાં જે ઠેકાણે પૂજામાર્ગનો પ્રવાહ છે, તે સ્થળે તેમાંજ પરાયણ થઈને સ્થિતિ કરવામાં આવે તો કૃતાર્થપણું છે. શ્રી મહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરે છે કે:–' જગન્નાથજીમાં શ્રી-વિઠ્ઠલનાથજીમાં, શ્રીરંગજીમાં, વ્યંકટેશ બાલાજી આદિમાં જ્યાં પૂજાનો પ્રવાહ ચાલી રહ્યો હોય, ત્યાં પૂજામાં તત્પર થઈને રહેવું.' ૯૩.

**नन्वत्र भक्तिमार्गीयफलाद् भेदो न विद्यते ॥**
**कृष्णसेवातत्परत्वात् सर्वथा देहयोगतः ॥२४॥**

ઉપર જણાવેલા માર્ગમાં, જે સ્થળે પૂજાનો પ્રવાહ ચાલી રહ્યો છે, તે માર્ગમાં જે ફલ છે તે ફલ ભક્તિમાર્ગના ફલ કરતાં જુદું નથી, કારણ કે. તે ઠેકાણે કૃષ્ણસેવામાં તત્પરતા તેવીજ છે, અને સર્વથા દેહનો યોગ કૃષ્ણસેવામાં થાય છે, તેથી ભક્તિમાર્ગના ફલથી તે માર્ગનું ફલ જુદું નથી. ૯૪.

તો પણ તે માર્ગમાં ભક્તિમાર્ગના જે ધર્મો છે, તેથી ઊલટા ધર્મો છે, કારણ કે એ ઠેકાણે ( પૂજામાર્ગના ) પ્રીતિની દઢતા

નથી ભક્તિમાર્ગમાં સ્નેહ અને પ્રિતી છે, પણ તે દૃઢ નથી, માટે તે માર્ગમાં કેટલાક ઊલટા ધર્મો પણ છે.

तथापि मार्गवैधर्म्यं प्रीतेरदृढतोऽत्र हि ॥
चिरकालं सेवितापि मूर्ति वैयग्र्यसम्भवे ॥९५॥

तद्दोषदर्शनादाशु त्यजते तदनाग्रहात्
स्थानान्तरगतौ नैव फलं ब्रह्मास्त्रदर्शनात् ॥९६॥

પૂજામાર્ગમાં ઘણા કાલ સુધી જે મૂર્તિની સેવા કરેલી હોય તે મૂર્તિ, જે ચિત્તમાં થોડી પણ વ્યગ્રતા, આકુલવ્યાકુલપણું આવે અને તેને લઇને દોષ દેખાય તો તત્કાલ ત્યાગ કરે છે; કેમકે તે સ્થલે થોડો પણ આગ્રહ નથી. પુજામાર્ગમાં ઘણાકાળ સુધી એક મૂર્તિની સેવા કરી. કોઇ વખતે ચિત્ત વ્યગ્ર થઈ ગયું, અને તે ચિત્ત સ્થિર ન રહેવારૂપ દોષ દેખાવાથી એ મૂર્તિ સેવકને ત્યજી દે છે, કેમકે તેનો આગ્રહ નથી, તેમ થવાથી બીજા સ્થાનમાં પણ જાય તો પણ કાંઇ ફલ પ્રાપ્ત નહિજ થાય; કારણ કે એક ઠેકાણે વિશ્વાસ ન રહ્યો તો બીજે ઠેકાણે ક્યાંથી રહેશે ? એમાં દષ્ટાંતરૂપ બ્રહ્માસ્ત્ર છે, એ દષ્ટાંતનું રહસ્ય પહેલાં સમજાવ્યું છે ૯૫.૯૬.

अतो न मार्गस्योत्कर्षो भक्तिमार्गस्य सम्भवे ॥
न बुद्धिमांस्तत्र यतेत् अन्यथा तु स उत्तमः ॥९७॥

ઉપર જણાવેલા કારણથી એ પૂજામાર્ગનો ઉત્કર્ષ સિદ્ધ થતો નથી. જો ભક્તિમાર્ગનો સંભવ હોય, ભક્તિમાર્ગમાં રહી

શક્તું હોય તો બુદ્ધિમાન્ પુરુષે પૂજામાર્ગમાં યત્ન ન કરવો. જો ભક્તિમાર્ગમાં રહી શકાય એમ ન હોય તો પૂજામાર્ગજ ઉત્તમ છે. ૯૭.

ઉપર પ્રમાણે સેવા માર્ગ–સંબંધી આજ્ઞા કરીને હવે ગ્રંથનો ઉપસંહાર કરતાં કહે છે કેઃ–

**एवं समाश्रये धर्मस्तथा सर्वसमर्पणे ॥**
**सेवायामपि कृष्णस्य सक्षेपेण निरूपितः ॥९८॥**

એવી રીતે આશ્રય સિદ્ધ થયા પછીના ધર્મ, બ્રહ્મસંબંધ-આત્મનિવેદન થયા પછીના ધર્મ અને શ્રીકૃષ્ણસેવામાં જે ધર્મ છે તે સંક્ષેપથી નિરૂપણ કર્યા છે. આશ્રય ધર્મ એટલે શરણે ગયેલાનો ધર્મ સર્વ સમર્પણ કર્યા પછીનો ધર્મ અને સેવાધર્મ એ ત્રણ ધર્મનું આ ગ્રંથમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. ૯૮.

**श्रीमदाचार्यचरणशरणैस्तु मदुक्तिभिः ॥**
**अनुवादकरूपाभिर्ज्ञात्वा सर्वं विधीयताम् ॥९९॥**

આ મારું કથન તે શ્રીમહાપ્રભુજીની વાણી, નિબંધ આદિ ગ્રંથોમાં જે છે તેના અનુવાદરૂપ છે. શ્રીમહાપ્રભુજીની વાણીજ આ મારી વાણીમાં સમાયેલી છે. તે વાણી વડે, બધું જાણીને શ્રીમહાપ્રભુજીના ચરણારવિંદમાં શરણે આવેલા જીવોએ તે પ્રમાણે કરવું. ૯૯.

**समुदितनिजमार्गबोधतुष्टः**
**शरणगताखिलजीवसद्व्रजुष्टः ॥**

निरूपधिकरूणारसैकपुष्टः
कृपयतु मे मयि वल्लभः प्रभुः सः ॥१००॥

સમુદાયરૂપે મેં સંગ્રહ કરેલો જે સ્વમાર્ગનો બોધ, તેથી સંતુષ્ટ થયેલા અને શરણે આવેલા સર્વ જીવોના સમૂહથી સેવાયેલા અને નિઃસ્વાર્થ એવી જે કરુણા, તે રૂપ જે એક રસ, તેથીજ પુષ્ટ એવા તે શ્રીવલ્લભ મારા ઉપર કૃપા કરો.



# १३. पुष्टिपथमर्मनिरूपणम् ॥

( અનુવાદક—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી )

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો आहारो एक दृढ श्रीवल्लभार्यासमें એ પદનો પ્રતિદિન પાઠ કરે છે અને 'પુષ્ટિમાર્ગનાં મર્મ' એ ધોળનો પણ પાઠ કરે છે. પરંતુ એના મૂલ પ્રકટકર્તા કોણ છે, તે વિષે ક્વચિતજ માહિતી જોવામાં આવશે એક ભગવદીય તરફથી શ્રીહરિરાય પ્રભુ પ્રણીત 'पुष्टिमार्गमर्मनिरुपण' એ ગ્રંથ મળ્યો. ત્યારેજ તે ગ્રન્થ પ્રકટકર્તાનો અને શ્રીદ્વારિકેશપ્રભુનો તેનેજ અનુસરીને પદ રચવાનો નિશ્ચય થયો. શ્રીદ્વારિકેશપ્રભુ માત્ર મર્મની સંખ્યા અને તેનાં નામજ સૂચવે છે, ધોળમાં પણ પ્રાયશઃ તેમજ છે, એ હેતુથી પદ અને ધોળ માત્ર ગાઈનેજ સંતોષ માનવો પડતો હતો. જો કે કોઈ અનુભવી વિરલ ભગવદીયના મુખથી એ પદના ભાવા-

ર્યનું શ્રવણ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હતો, તથાપિ શ્રીહરિરાય પ્રભુચરણકૃત મૂળ ગ્રન્થ ઉપલબ્ધ થયા પછી જે સંતોષ થાય છે, તે અવર્ણનીય જ છે

**अथ श्रीश्रीमदाचार्यकृपया परया मया ॥**
***मार्गमर्माणि रूप्यन्ते यत कृष्णो यशो भवत् ॥१॥***

ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ એવી શ્રીશ્રીમદાચાર્ય શ્રીવલ્લભાધીશ્વરની કૃપા વડે માર્ગના—પુષ્ટિમાર્ગના—મર્મોના—રહસ્ય નિરૂપણ કરવામાં આવે છે, જે નિરૂપણ કરવાથી સાક્ષાત્ આનંદ પ્રભુ વશ થાય ૧

आद्यो ह्यो निजाचार्यचरणाम्बुरुहाश्रय ॥
पुष्टिमार्गफल नैव लभ्यते दानमन्तरा ॥२॥
तद्दानार्थं हि सर्वेषामाचार्यप्रकटीकृति ॥
अत साधननिष्ठा हि सर्वामुत्सृज्य सर्वथ ॥३॥
*स्वाचार्यचरणाम्भोजं भाव्यता शरण हृदि ॥*
*तथापि साधनकृतिरपापण्डित्यमिद्धये ॥४॥*

मर्म १–'आश्रय एक दृढ श्रीवल्लभाधीशका'

પ્રથમ મર્મ એ છે કે, સ્વકીય શ્રીમદાચાર્ય ચરણકમલનો આશ્રય કરવો. સર્વથી પહેલાં શ્રીમદાચાર્યચરણારવિંદનો આશ્રય કરવાનું કારણ શું, એમ આશંકા થતાં આજ્ઞા કરે છે કે પુષ્ટિમાર્ગનું ફલ પ્રભુના આપ્યા વિના મળતું નથી અર્થાત્ સ્વર્ગ વગેરે ફલ જેમ યજ્ઞ કરવાથી મળી શકે છે તેમ પુષ્ટિમાર્ગીય ફલ

ભગવત્સ્વરૂપમાં રહેલા અમંદ આનંદનો સેવાદિથી અનુભવ કરવો તે, જ્યારે પ્રભુ દાન કરે ત્યારેજ મળે છે. અમુક કાર્ય કરવાથી મળતું નથી; માટે તે ફલનું મર્મ દૈવી જીવોને દાનકરવાને શ્રીમહાપ્રભુજીને પ્રભુએ ભૂતલ ઉપર પ્રગટ કર્યા છે, એ હેતુથી પુષ્ટિમાર્ગીય ફૂલ કૃપા કરીને આપે છે, ત્યારેજ મળે છે, એ કારણથી, બીજા સાધનોમાં રહેલી સર્વ નિષ્ઠાને, આસક્તિને ચોતરફથી કાઢી નાખીને, લેશ પણ તે નિષ્ઠાનો અંકુર ન રહે તેમ તેનો સર્વાંશે ત્યાગ કરીને શ્રીમદાચાર્ય ચરણારવિંદની હૃદયમાં ભાવના કરો.
મૂલ શ્લોકમાં 'સાધનનિષ્ઠા' શબ્દ છે, તેનો અર્થ એ જણાય છે કે સાધનોમા નિષ્ઠા એટલે એ સાધન કરવાથી મને ઉત્તમોત્તમ ફલની પ્રાપ્તિ થશે અથવા મારું કલ્યાણ થશે, એવી નિષ્ઠા–ભાવના ત્યજી દેવી, એથી કાંઈ સાધનોનો ત્યાગ કરવાનો નથી. તેજ વાતને પોતે અર્ધ શ્લોકથી સ્પષ્ટ કરે છે જો એકદમ સાધનો ઉપર નિષ્ઠા છોડીને સાથેજ સાધનોને પણ જો તિલાંજલિ આપે તો પાખંડી ગણાય, માટે પાખંડીમા ન ખપવા માટે કાંઈપણ નિષ્ઠા–ભાવના રાખ્યા વિના બધા સાધનો પણ કરે જવાં. ચોટ માત્ર શ્રીમદાચાર્ય–ચરણારવિંદમા રાખવી ૨–૩–૪

मर्म २–'मानसी रीतनी सुरव्यसेवा व्यसन'

द्वितीय कृष्णमेवैव मानसो फलरूपिणी ॥
यतोऽन्यनिरपेक्षस्य किं देय प्रभुणापि हि ॥५॥
सर्वभावेन सा कृष्णस्वरूपानन्ददायिनी ॥
तया निरूद्धो भवति हृदये रसरूपत. ॥६॥

બીજું મર્મ શ્રીકૃષ્ણસેવા છે. તનુજા અને વિત્તજા સેવા પછી માનસી સેવા પ્રાપ્ત થાય છે, તેજ અહિં સમજવી; માનસી સેવા ફલ રૂપા છે.પ્રેમ,આસક્તિ અને વ્યસન એ ત્રણ અવસ્થાઓ છે.સ્વાતિનક્ષત્રનાં મેઘજલપ્રતિ ચાતકને જેવો પ્રેમ છે, તેવો પ્રેમ પ્રભુમાં પ્રાપ્ત થાય ત્યારે તનુજા સેવા થાય. તનુજા સેવા અને પ્રેમ અવસ્થા બરોબર છે, બને એકજ અવસ્થામાં હોય છે, તેમજ ચન્દ્ર અને ચકોરપક્ષી જેવી આસક્તિ પ્રભુ પ્રત્યે થાય ત્યારે ધનનો વિનિયોગ પોતાના પ્રેમનાં સ્થાનરૂપ પ્રભુની સેવામાં થાય છે, અને તેનેજ તનુજા સેવા પ્રભુ માની લે છે, જ્યારે પ્રેમ અને આસક્તિ, તનુજા અને વિત્તજા સિદ્ધ થાય છે, ત્યારે એ ભગવદીયને કશી અપેક્ષા રહેતી નથી. न नाकपृष्ठं न च એ ચતુઃશ્લોકી પ્રમાણે તે સર્વથી નિરપેક્ષ બને છે, જ્યારે તેને કશાની અપેક્ષા રહેતી નથી, ત્યારે પ્રભુએ એને શું આપવું જોઈએ ? એજ ફલરૂપ માનસી સેવાજ પ્રભુએ આપવી જોઇએ. તે ફલરૂપા માનશી સેવા અને વ્યસનાવસ્થા જ્યારે પ્રાપ્ત થાય છે. ત્યારે વ્રજરત્ના જેવો સર્વાત્મભાવ પણ અનુભવાય છે. અને તે વડે માનસી સેવા કરતાં તેજ સેવા ભગવત્સ્વરૂપના આનંદનું દાન કરે છે–પ્રભુસ્વરૂપલાવણ્યનું પાન કરાવે છે; તેથીજ તેવી માનસી સેવા અલૌકિક શૃંગારરસાત્મા પ્રભુને હૃદયમાં રોકી રાખે છે, અને પ્રભુ પણ તે માનસી સેવાને આધીન બનીને ભક્તના હૃદયમાં રસાત્મકરૂપે બિરાજે છે, ૦–૬,

मर्म ३–'लोक-वैदिकत्याग शरण गोपीशको.'

तृतीयं लोकवेदस्यस्त्यागेन शरणागतिः ॥
शरणस्थसमुद्धारो यतः कृष्णो निरूपितः ॥७॥

एवं स्थिते स्वमात्रैकशरणे चिन्तया युतः ॥
कृष्णः स्वरूपमेव स्वं ददात्यन्यानपेक्षणात् ॥८॥

ત્રીજું મર્મ લૌકિક અને વૈદિકનો ત્યાગ કરીને પ્રભુને શરણે જવું એજ છે. सर्वधर्मान परित्यज्य એ શ્રીમુખની આજ્ઞાને અનુસરીને લૌકિકવૈદિકને તિલાંજલિ આપીને એટલે તેમાંની નિષ્ઠા-ભાવનાનો ત્યાગ કરીને પ્રભુને શરણે જવું, કારણ કે પ્રભુ શ્રીકૃષ્ણ પોતાના શરણમાં રહેનારાઓના ઉદ્ધારક છે, એમ શ્રીમહાપ્રભુજીએ शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहं એ શ્લોકથી શ્રીકૃષ્ણાશ્રયગ્રંથમાં નિરૂપણ કર્યું છે તેથી સદાનંદ પ્રભુ શરણાગતવત્સલ છે, એટલે શરણે ગયેલા જીવોનો ઉદ્ધાર કરે છે જ. એ પ્રમાણે જ્યારે જીવ માત્ર પ્રભુનુંજ અથવા પ્રભુના શરણમાર્ગનુંજ શરણ ગ્રહણ કરે છે ત્યારે પ્રભુને ચિન્તા થાય છે કે આ જીવને શું દાન કરવું ? શરણાગત ભક્ત તો માત્ર પોતાનુંજ શરણ પકડી રહ્યો છે, તેથી તેને બીજા કોઈ પદાર્થની ઇચ્છા નથી એમ સ્પષ્ટજ થાય છે, તેમાં પણ પ્રભુ અપાર કરૂણાના સમુદ્ર છે, તેથી તેને પોતાના સદાનંદમય, કોટિકંદર્પલાવણ્યમય, અલૌકિક માધુર્યૈકલાજન સ્વરૂપનુ દાન કરે છે. એવા પરમ દયાલુ છે. ૭-૮,

मर्म-४ 'दीनता'

चतुर्थं दीनता सर्वसाधनाभावबोधतः ॥
परमार्तिप्रकाशेन कृष्णः कोमलमानसः ॥९॥
भक्तदुःखासहः शीघ्रं स्वरूपं प्रापयेत् पुनः ॥
अपारकरूणासिन्धुर्दुःखितोऽप्युपेक्षते ॥१०॥

ચતુર્થ મર્મ દીનતા છે. જ્યારે સર્વ સાધનોથી હું રહિત છું, મેં એવા એકે સાધન કર્યાં નથી, કે જેને લઇને પ્રભુ મને ફલ દાન કરે, એવી રીતે ચારે તરફથી પોતાની નિઃસાધનતા સ્ફુરે ત્યારે દીનતા પ્રાપ્ત થાય છે વ્રજરત્નાઓએ પ્રભુના અંતર્ધાન પછી પ્રભુને પ્રાપ્ત કરવાને અનેક પ્રયાસો કર્યાં, પ્રભુલીલાનું અનુકરણ કર્યું પણ જ્યારે એકે પ્રયાસ પ્રભુસ્વરૂપના સંયોગ જેવો આનંદજનક થયો નહિ ત્યારે નિઃસાધનતાની સ્ફુર્તિ થઈ અને રોદનરૂપ દૈન્ય પ્રાપ્ત થયું, ત્યારે પ્રભુ પ્રકટ *થયા. જ્યારે જીવને પ્રભુ પ્રાપ્તિ માટે અત્યંત આર્તિ પ્રકટ થાય છે. પ્રભુ ન મળ્યાથી જ્યારે તે અત્યંત પીડાય છે, ત્યારે પ્રભુ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે, કેમકે આપનું અંતઃકરણ અત્યંત કોમલ સુકુમાર છે, અને તેમાં પણ ભક્તના દુઃખોને તો કદી સહી શકતા નથી. ભક્તોના દુઃખોને જ્યારે સહન કરવાનું સામર્થ્ય પ્રભુમાં નથી. કેમકે અત્યંત કોમલ અતઃકરણવાળા છે, તેથી જ્યારે જ્યારે ભક્તને આર્તિ થાય છે, ત્યારે પોતે સ્વરૂપાનંદનુ દાન કરે છે. કેમકે પોતે અપાર કરુણાના સિન્ધુ-સાગર છે, તો એક બિન્દુરૂપ કરુણા ભક્ત ઉપર કરવાથી કાંઇ ન્યૂન થશે નહિ માટેજ દુઃખિત ભક્તોની ઉપેક્ષા—બેદરકારી પ્રભુ કદી કરતાજ નથી. ૯ ૧૦.

मर्म ५ 'भावउद्‌बोध'

**पञ्चमं कृष्णलीलाया भावनं हृदि सर्वथा ।।**
**तद्‌भावेन प्रभुः प्राप्तो भावात्मा तद्‌भेदतः ।।११।।**

---

*આ વિષય ઉપર વધારે જિજ્ઞાસા હોય તો જુઓ ફલપ્રકરણ સુબોધિની भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम्.

न हि लीला विचारे तु स्वरूपादतिरिच्यते ॥
स्वसर्वधर्मरूपत्वात् प्रमोर्भेदो न युज्यते ॥१२॥
तथाप्याविष्कृते रूपे भेदबुद्धिर्निजेच्छया ॥
लोकदृष्ट्या तथा सूर्ये किरणेषुदिते सति ॥१३॥
धर्मधर्मिप्रतीतिर्हि प्राकट्ये रूपलील्यो ॥
अन्त स्थितौ तु लीलैव स्वरूपमिति निश्चय ॥१४॥
गुणगाने तथाचार्यैरासक्तिवशतो हरौ ॥
जाता तन्मयता क्रीडामयतैव निरूपिता ॥१५॥
लीला स्वरूपतो नैव भिन्ना किरणसूर्यवत् ॥
प्रतीतिमात्रतो भेद स्वरूपेण न वस्तुत ॥१६॥
कृष्ण प्रविशति प्रीतो लीलाया हृदयस्थितो ॥
तदात्मा मफले स्वीयस्वरूपैरिति निश्चय ॥१७॥

પચમ મર્મ ભાવોદ્ગોધ છે સદાનદ પ્રભુની નિત્ય નવન લીલાની નિરંતર હૃદયમા ભાવના કરવી, એ પાચમુ મર્મ છે એ લીલાની ભાવના કર્યાથી પ્રભુ પ્રાપ્તિ થાય છે, અથવા પ્રસન્ન થાય છે, કેમકે પોતેજ તે ભાવરૂપ છે તે ભાવ હૃદયમા આવે ત્યારે તે ભાવસ્વરૂપ પણ હૃદયમા પધારેજ, એમા આશ્ચર્ય શ ? વળી પ્રભુથી પ્રભુની લીલા પણ જુદી નથી લીલા પણ સ્વરૂપજ છે, એથી પણ એ લીલાની ભાવના કર્યાથી તે લીલાત્મક અને લીલાભાવાત્મક પ્રભુ હૃદયમા બિરાજે એ અર્થ અત્યત સુઘટ છે

જ્યારે લીલાના સ્વરૂપનો વિચાર કરીએ છીએ, ત્યારે લીલા પ્રભુના સ્વરૂપથી જુદી પાડી શકાતી નથી, પ્રભુ જુદા અને તેમની લીલા જુદી એવા ભેદભાવને સ્થાન મળતું નથી. જો પ્રભુમાં ભેદ હોય તો તેમની લીલામાં પણ ભેદ હોય, તેમ તો બની શકેજ નહિ કે પ્રભુ પણ જુદા જુદા હોય, પ્રભુ તો એકજ છે, પણ તેમના ધર્મો ઘણા છે. તે ધર્મો પણ ભગવત્સ્વરૂપથી જુદા નથી, પણ પ્રભુરૂપજ છે. પોતાના સર્વ ધર્મરૂપ પણ પ્રભુજ હોવાથી જુદા જુદા ધર્મોને લઈને પ્રભુસ્વરૂપમાં ભેદની કલ્પના કરવી યોગ્ય નથી. સ્વસર્વધર્મરૂપ પ્રભુજ હોવાથી તેમાં ભેદ ગણવો એ ઠીક નથી, પરંતુ પ્રભુ પોતાનાંજ સ્વરૂપો પ્રકટ કરે છે, તેમાં જે ભેદબુદ્ધિ જણાય છે, જેમકે આ સ્વરૂપ જુદું, તે ભેદ, પ્રભુની ઈચ્છાથીજ જણાય છે. તેમાં દૃષ્ટાંત–જેમ સૂર્ય ઉદય પામે તે વખતે તેના કિરણોમા અને સુર્યમાં ભેદબુદ્ધિ લોકની દૃષ્ટિમાં થાય છે, સુર્ય ઊગે છે ત્યારે તે જુદો અને તેનાં કિરણો જુદાં. એમ લોકની દૃષ્ટિમાં દેખાય છે; એવી રીતે જ્યારે પ્રભુ પોતાનું સ્વરૂપ અને તે સ્વરૂપથી કરવાની લીલા પ્રકટ કરે છે, ત્યારે પ્રભુના તે લીલારૂપ ધર્મો અને તે લીલાયુક્ત ધર્મિસ્વરૂપ એમ ભેદબુદ્ધિ થાય છે; જેમ શ્રીનવનીતપ્રિયજીના પ્રકટ સ્વરૂપમાં બાળલીલાની સ્ફૂર્તિ મુખ્યત: થાય છે અને શ્રીગોકુલેન્દુના સ્વરૂપમાં મુખ્યત્વે રાસલીલાની સ્ફૂર્તિ થાય છે, અને તેથી બન્ને સ્વરૂપમાં ભેદભાવ થાય છે, આ બધું જ્યારે તે તે સ્વરૂપથી તેવી તેવી ભિન્ન ભિન્ન લીલાઓ પ્રકટ કરેલી હોય, ત્યારેજ તેવી લીલાઓના આધારે તે તે સ્વરૂપમાં ભેદભાવ મનાય છે. लीलाभेदे स्वरूपभेद: એ સિદ્ધાંત એતન્મૂલકજ લાગે છે. આ ભેદભાવ જ્યારે તે સ્વરૂપ અને તેવી લીલા પ્રકટ થાય છે ત્યારેજ જણાય છે, જેમ સૂર્ય ઉદય પામે છે ત્યારેજ તેમાં

. અને તેનાં કિરણોમાં જુદાપણુંભાસે છે, ઉદય પામેલો નથી હોતો ત્યારે તો કિરણો અને સુર્ય જુદાં છે એવું જ્ઞાન થતુંજ નથી, તેવીજ રીતે જ્યારે સદાનંદ પ્રભુ–પોતાની સદાનંદમય લીલા અને પોતે–પ્રકટ થાય છે ત્યારે તે લીલા અને તે સ્વરુપમાં ભેદ ભાવ ભાસે છે, જ્યારે પોતે અંતરૂરમણ કરે છે, ત્યારે તો લીલા સ્વરૂપાત્મક ગણાય છે એવો નિશ્ચય છે, જ્યારે લીલા સ્વરૂપની ભીતર રહેછે, ત્યારે તો લીલા સ્વરૂપથી અલગ ભાસતી નથી, તે વખતે લીલાજ સ્વરૂપ છે. એમ નિશ્ચય સિદ્ધાંત થાય છે. શ્રીવેણુ-ગીતની સમાપ્તિમાં શુકદેવજી કહે છે કે "[1] શ્રીવૃન્દાવનવિહારી પ્રભુની એવા પ્રકારની લીલાઓનું પરસ્પર વર્ણન કરનારાં વ્રજભક્તો તન્મયતાને પ્રાપ્ત થયાં' શ્રીમદાચાર્યવર આ શ્લોકનાં સુબોધિની-જીમાં તન્મયતા શબ્દનો એવો અર્થ પ્રકટ કરે છે કે, તન્મયતાને પ્રાપ્ત થયાં એટલે "[2] ક્રીડારૂપ–લીલાસ્વરૂપ થઈ ગયાં' જાગ્રદવસ્થા કે સ્વપ્નાવસ્થામાં પ્રભુલીલાનુંજ દર્શન કરતાં, કરતા કીડો જેમ ભ્રમર-રૂપ થઇ જાય છે, તેમ પ્રભુલીલારૂપ થઇ ગયાં એથીજ પ્રભુની લીલા પ્રભુના સ્વરૂપથી થોડી પણ ભિન્ન નથી જ. જેમ સૂર્યના કિરણો સૂર્યથી જુદાં નથી, તેમ માત્ર તે લીલા જ્યારે બહાર પ્રગટ દષ્ટિગોચર થાય છે, ત્યારેજ તેમાં ભેદ જણાય છે, વસ્તુતઃ સ્વરુપથી તો ભિન્ન નથીજ. દર્શન કરતી વેળાએ ભગવાનનું સ્વરુપ અને તેથી પ્રકટ થતી અનંત લીલાઓમાં તારતમ્ય જણાય છે, પરંતુ વસ્તુતઃ ભગવાનનું સ્વરૂપ તેજ લીલા અને લીલા તેજ પ્રભુનું સ્વરુપ એવો સિદ્ધાંત છે. એ હેતુથીજ જો પ્રભુની લીલા હ્રદયમાં

---

१. एवंविधा भगवतो या वृंदावनचारिणः । वर्णयन्त्यो मिथो गोप्य; क्रीडास्तन्मयतां ययुः ॥ वेणुगीत । २. क्रीडामय्य एव जाताः ।

સ્થાન મેળવે તો સદાનંદ ભગવાન્ પણ પ્રસન્ન થઈને હૃદયમાં પ્રવેશે છે. પૂર્ણપુરુષોત્તમની અનેક રસરૂપ લીલાઓમાંની એક પણ લીલાની સ્થિતિ જો હૃદયમાં થાય તો રસાત્મક નંદકુમાર હૃદયમાં પ્રવેશે છે; કેમકે આપ તે લીલારુપ છે, એટલે તે લીલાની સ્થિતિ જ્યારે હૃદયમાં થાય ત્યારે આપની પણ તેમાં સ્થિતિ થઈ જવીજ જોઇએ. જે લીલાની સ્ફુર્તિ ભક્તહૃદયમાં થઈ હોય તે લીલામાં જેટલાં પોતાનાં સ્વરૂપો હોય, તે સર્વ સ્વરુપ સાથે લીલાત્મક પ્રભુ ભક્તહૃદયમાં પ્રવેશ કરે છે, એવો નિશ્ચય છે. ૧૧–૧૭

मर्म ६ '(गुनगान[1]तें) घोषत्रिय-भावना उभय जानै'

षष्ठं व्रजस्थितानां यो भावः स्मर्यो वियोगिनाम् ॥
ततो भावस्य सम्प्राप्तिर्भवितातो हरेर्भवेत् ॥१८॥
अवस्था क्लेशभावो वा तत्सम्बन्धी विचिन्त्यताम् ॥
न स्वरूपं पृथग् यस्मान्न तत्र निशते मनः ॥१९॥

---

1. શ્રી હરિકેશપ્રભુ કીર્તનમાં 'ગુણગાન' ને છઠ્ઠા મર્મ તે 'વ્રજસુંદરીભાવ'ના પહેલાં મૂકે છે. મૂલ ગ્રંથમાં પ્રથમ છઠ્ઠા મર્મ તરીકે વ્રજસુંદરીભાવનો પરિચય કરાવ્યો છે, અને ગુણગાનને ૭ મા મર્મ તરીકે ઓળખાવ્યું છે. વળી શ્રીહરિકેશપ્રભુ વ્રજસ્ત્રીભાવને વિશેષણ તરીકે યોજે છે, તેથી સંયોગ વિપ્રયોગરૂપ બન્ને ભાવ સ્મરવા એવો અર્થ થાય છે. મૂળ ગ્રંથમાં શ્રીહરિરાયપ્રભુ તો માત્ર વિપ્રયોગી વ્રજભક્તોના ભાવને સ્મરવાની આજ્ઞા કરે છે. આટલી વિલક્ષણતા લક્ષ્યમાં રાખવા જેવી છે.

तत्प्रविष्टतया नैव स्वरूपं भिद्यते ततः ॥
अतोऽन्तःस्थितकृष्णास्ताः सततं हृदि भावयेत् ॥२०॥

છઠ્ઠું મર્મ વ્રજસુંદરીનો ભાવ છે. તે પણ વિરહી વ્રજસુંદરીનો જે ભાવ તેનું સ્મરણ કરવું એ છઠ્ઠું મર્મ છે. हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाभुज એમ સતત ઉચ્ચારણ કરતાં વ્રજરત્નાઓના નિગૂઢભાવનું સ્મરણ કરતાં કરતાં ભાવની પ્રાપ્તિ થશે. હૃદયમાં પ્રભુલીલાની નિરંતર [1]ભાવના પણ વ્રજાંગનાઓના ભાવનું સ્મરણ કર્યાથીજ થશે. એથીજ પ્રભુની પણ સમ્પ્રાપ્તિ–સમ્યક્ પ્રકારે પ્રાપ્તિ થશે; વિપ્રયોગથી સંયોગ થશે. આ ફલ પ્રાપ્ત કરવા માટે વ્રજભક્તોની વિરહાવસ્થાનું ચિન્તન કરો, વિરહાવસ્થામાં પ્રાપ્ત થતા ક્લેશભાવનું વિશેષ સ્મરણ કરો, પ્રભુની લીલાથી પ્રભુનું સ્વરૂપ જુદું નથી, જેથી ત્યાં મનનો પ્રવેશ થતો નથી જ્યારે વ્રજસુંદરીના ભાવમાં કે પ્રભુલીલામાં મનનો પ્રવેશ થાય છે, ત્યારે તેથી સ્વરૂપનો ભેદ થતો નથી, વ્રજભક્તોનાં હૃદયમાં પ્રભુલીલા નિરંતર ઉદ્‌ભવે છે. લીલાથી સ્વરૂપ ભિન્ન નથી; માટેજ સ્વરૂપમાં મન પ્રવેશ કરતુ નથી; પણ લીલામાં પ્રવેશ કરે છે, અને લીલામાં મન પ્રવિષ્ટ થયાથી સ્વરૂપનો ભેદ રહેતો નથી. એટલા માટે જેમનામાં નંદનંદન બિરાજે છે, એવા વ્રજભક્તોની નિરંતર ભાવના કરવી.

ઉપરના શ્લોક ઉપર મનન કરતાં આ આશય પ્રગટ થાય છે; શ્રીહરિરાયચરણ પહેલાં ભગવલ્લીલાની ભાવના કરવાની આજ્ઞા કરે છે; પછી એમ આજ્ઞા કરે છે કેઃ– વ્રજભક્તોના ભાવનું સ્મરણ કરવું, તેથીજ લીલાની ભાવના અથવા તો સર્વાત્મભાવ સિદ્ધ થશે લીલા અને સ્વરૂપ એકજ છે, જેથી મન સ્વરૂપમાં પ્રવેશ ન

કરતાં લીલાનું રસિક કાંઇક જલદી થાય છે. જ્યારે લીલામાં પ્રવેશે છે, ત્યારે લીલાથી સ્વરૂપ ભિન્ન ન હોવાથી સર્વાત્મભાવ-પ્રાપ્તિ અને પ્રભુની સમ્યક્ પ્રાપ્તિ પણ થાય છે. વ્રજભક્તો પોતે તો તન્મયતાને-લીલાસ્વરૂપપણાને પ્રાપ્ત થયેલાં છે, તેથીજ પ્રભુનું સ્વરૂપ પણ તેમનાથી જુદું નથી, માટે તેમના ભાવનું સ્મરણ કરવાથી ભગવત્પ્રાપ્તિ સાથેજ થાય છે. એ હેતુથી જેમાં સાક્ષાત્ પ્રભુ બિરાજે છે, એવાં વ્રજસુંદરીની ભાવના હૃદયમાં કરવી. ૧૮-૧૯-૨૦.

मर्म ७ 'गुनगानतें'

सप्तमं प्रोच्यते मर्म सर्वदोषनिवारकम् ॥
गुणा एव हरेर्गेयाः सर्वदोषनिवारणे ॥२१॥
अन्यत् सर्वं न तथास्ति साधनं सर्वथैव हि ॥
गुणेषु गीयमानेषु प्रसन्नः सन् हरिः स्वयम् ॥२२॥
स्वात्मानमाविर्भाव्यैव स्वानन्दं सम्प्रयच्छति ॥
गुणाः पूर्वं तु विरहे स्मृत्यार्तिं दहति प्रभोः ॥२३॥

સાતમું મર્મ ગુણગાન છે. એ સર્વ દોષના નિવારણ માટે હરિના ગુણો ગાવા. સર્વ દોષનું નિવારણ કરવા માટે બીજું કાંઈ-પણ સાધન નથી. પ્રભુનાં ગુણગાન સિવાય બધા દોષને દૂર કરવા માટેનો બીજો કોઈ પ્રબલ ઉપાય છે જ નહિ. ગુણોનું ગાન કરતાં કરતાં પ્રભુ પ્રસન્ન થાય છે, અને પ્રસન્ન થઇને આપ પોતેજ સ્વસ્વરૂપ પ્રકટ કરીને સ્વાનંદનું દાન કરે છે, પહેલાં વિરહાવસ્થામાં

પ્રભુનાં સ્મરણથી જે આર્તિ થાય છે, તેને ગુણોજ બાળે છે- દૂર કરે છે; અથવા તો ગુણો પ્રભુનું સ્મરણ કરાવીને વિરહાવસ્થામાં થતી અસહ્ય પીડાને શાંત કરે છે. ભગવાન્ પોતે આનન્દમય છે. એમની લીલા આનન્દમય છે, અને ગુણો, ધર્મો પણ આનન્દ-મયજ છે. તો તે ગુણોનું ગાન કરવાથી, તે ગુણોનું સ્વરૂપ જાણ-વાથી આનંદ પ્રાપ્ત થાય, એમાં કાંઈ આશ્ચર્ય નથી. ૨૧-૨૨-૨૩.

मर्म ८ 'कृष्णनाम स्फुरे'

**अष्टमं नाममाहात्म्यस्फूर्तिः सर्वांशतो हरेः ॥**
**तदन्यसाधनेष्वल्पबुद्धिः स्फुरति चेत्तदा ॥२४॥**

આઠમું મર્મ શ્રીહરિનાં નામોનાં માહાત્મ્યની સ્ફૂર્તિ થવી એ છે. અજામિલાદિ મહાદુષ્ટોનો ઘોર પાતકરૂપ કર્મોથી ઉદ્ધાર કરનાર ભગવન્નામજ છે. એવી નામની મહત્તા સર્વાંશે સ્ફુરે. નામ સિવા-યનાં બીજાં સાધનોમાં અલ્પ બુદ્ધિ થાય. નામ જેવા ચિંતામણિ પાસે બીજા સાધનો તુચ્છ લાગે. નામ પણ ભગવદ્રૂપજ છે. પ્રભુ નામ અને રૂપ, એ બન્ને સ્વરુપે પ્રકટે છે. નામ પણ સ્વરુપાત્મક હોવાથી તેની મહત્તા પ્રભુસ્વરુપથી ન્યૂન હોય નહિ ૨૪.

मर्म ९ 'पल न आज्ञा टरे'

नवमं वाक्यमात्रैकनिष्ठता ह्यविचारणात् ॥
यतो वाक्यप्रवृत्तस्तु साधनं वाप्यसाधयन् ॥२५॥
विपरीतं च विदधंस्तूष्णीं तिष्ठंश्च सर्वदा ॥
स्वतो भगवता नूनं कृतार्थीक्रियते जनः ॥२६॥

નવમું મર્મ ભગવદ્વાક્યમાત્રમાં નિષ્ઠા એ છે, કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના પ્રભુની જે કાંઇ આજ્ઞા થાય તેમાં તત્પર થવું; ગમે તેવી વિપરીતતા જણાતી હોય તો પણ 'પ્રભુ જે કરે છે તે માગ સારા માટેજ કરે છે,' એવા દૃઢ વિશ્વાસથી તેમની આજ્ઞાને આધીન બની જવું. એમ થવાથી, પ્રભુના વાક્યને અનુસરવા માત્રથી સાધનો ન બની શકે, અથવા કાંઇ વિપરીત બની જાય, નહિ તો કાંઈ કરી શકાયજ નહિ, અને માત્ર સદા મૌન સ્થિતિજ થાય તોપણ ભગવાન્ પોતે તે જનને કૃતાર્થ કરે છે. સ્વામીની આજ્ઞાનું સર્વાંશે અવલંબન કરવું એ સેવકનો મુખ્ય ધર્મ છે. એ મુખ્ય ધર્મને પકડી રાખતાં કદાચિત બીજા ગૌણ દેહધર્મોને તિલાંજલિ આપવી પડે છે તો તેથી કાંઇ કુશલહાનિ થવાની નથી. સાધનો ન બને, વિપરીત ઊલટું જ કાર્ય થઇ જાય, અથવા તો સારૂ નરતું કાંઇ પણ ન કરી શકાય તો પણ ભગવાન્ તો નિશ્ચય કૃતાર્થ કરવાનાજ, એમા કાંઈ પણ સંશય નથી. દૃષ્ટાંત તરીકે ૮૪ વૈષ્ણવની વાર્તામાં વાંચો શ્રીકૃષ્ણદાસ મેઘનની વાર્તા. માત્ર શ્રીવલ્લભાધીશ્વરની આજ્ઞા માત્રને આધીન થઇને ૩ દિવસ સુધી એકજ ઠેકાણે એમને એમ ઊભા રહ્યા હતા ! ૨૫

मर्म १० 'कृति-वचन-विश्वास मन चित आनें'

भगवदीय जान सत्संगको अनुसरे,
ना देखे दोष अरु सत्य भाखे,
पुष्टिपथमर्म दश धर्म यह विध कहे.
सदा चित्तमें श्रीद्वारिकेश राखे ॥

दशमं मर्म विश्वासो भगवत्यखिलात्मनि ॥
तत्सम्बन्धिष्वपि पुनः कृते रूपे तथाविधे ॥२७॥

यादृशो यत्र हि प्रोक्तः कृष्णस्तत्र हि तादृशः ॥
तदीयास्तत्समा ज्ञेयाः प्रतीता अपि चान्यथा ॥२८॥

यत्करोति हरिः कृष्णः स्वकीयेषु कृपापरः ॥
तथा तदीयाः स्वीयेषु यत् कुर्वंति कृपालवः ॥२९॥

तत्साध्विति च मन्तव्यं यथा पित्रोः कृतौ सुतः ॥
एतानि दश मर्माणि वेत्ति यः सर्वथा जनः ॥३०॥

श्रीमदाचार्यकृपया भक्तिमार्गे महामतिः ॥
तस्य मार्गेश्वरः कृष्णो वशो भवति तत्क्षणात् ॥३१॥

દસમું મર્મ વિશ્વાસ છે. અખિલના અંતર્યામી આત્મા એવા ભગવાનમાં અખંડ વિશ્વાસ રાખવો, એ દશમ મર્મ છે. જેવો વિશ્વાસ તેવા પ્રકટ ભગવત્સ્વરૂપમા છે, તેવોજ વિશ્વાસ રાખવો; અથવા તે પ્રભુએજ તેવું રૂપ ધર્યું છે, માટે ભગવદીયોમા તેવોજ વિશ્વાસ રાખવો; અથવા તો તેવું લૌકિક રૂપ જોવામાં આવે તો પણ ભગવદીયોમાં ભગવ તુલ્ય વિશ્વાસ રાખવો. જે સ્થલે જેવા કૃષ્ણ કહ્યાં છે તે સ્થલે તેવાજ ભગવદીયો છે; અથવા તો જે સ્થલે જેવા ભક્તો કહ્યા છે તે સ્થલે શ્રીકૃષ્ણજ તેવા થાય છે .એમ સમજવું. જો ભગદીયો જુદી રીતે જણાતા હોય તોપણ તેઓ ભગવદીય હોવાથી ભગવત્સદૃશ જાણવા. કોઇ ભક્તમાં ભક્ત તરીકેનાં જે

લક્ષણો હોવાં જોઇએ તે આપણાથી જોઇ ન શકાય અને બીજાં કેટલાંક વિપરીત લક્ષણો જોવામાં આવે તોપણ તેમને સ્વામીનો સંબંધ થયેલો હોવાથી સ્વરૂપાત્મકજ સમજવા. કૃપાપરાયણ સદાનંદ નંદનંદન પોતાના નિજ જનો માટે જે કાંઇ કરે છે તે સારૂંજ કરે છે એમ માનવું. જેમ માબાપનાં દરેક કાર્ય પુત્રના હિતને માટેજ હોય છે અને માબાપનાં દરેક કાર્યો પોતાનાજ હિતને અર્થે છે એમ માનવાની પુત્રની પણ ફરજ છે, તેમ જીવોએ પણ એમજ માનવું કે પ્રભુનો સંબંધ ધરાવનારા મહાનુભાવી ભગવદીયો જે કાંઇ કરે છે તે સારૂંજ કરે છે, માટે સર્વથી પહેલાં ભગવદીયોમાં વિશ્વાસ રાખવો; તેમના દોષ ન જોવા. એમનાં દરેક કાર્યોમાં ઉત્તમતા જોવી એમ કર્યાથીજ નવમ, અષ્ટમ વગેરે મર્મો સિદ્ધ થશે.

આ સ્થલે એટલું રહસ્ય સમજવાનું કે મર્મની ગણનાનો જે ક્રમ શ્રીહરિરાયજીએ બતાવ્યો છે, તે ચડતો ઉતરતો છે. અર્થાત પહેલું મર્મ સર્વથી શ્રેષ્ઠ અને ફલાત્મક છે અને જ્યારે બીજું મર્મ સિદ્ધ થાય ત્યારેજ તે પણ સિદ્ધ થાય, બીજું મર્મ ત્રીજું સિદ્ધ થયા પછી, ત્રીજું ચોથા પછી, એમ ઉત્તરોત્તર કાર્ય–કારણભાવ છે. એ ઉપરથી પહેલું મર્મ પહેલાં સિદ્ધ થાય અને બીજું તે પછી અને ત્રીજું તેથી અનન્તર, એમ ક્રમ ન લેતાં, પ્રથમ દશમું મર્મ વિશ્વાસ અને ભગદીયોમાં ભગવદ્બુદ્ધિ અને પછી અનુક્રમે નવમું, આઠમું, સાતમું વગેરે સિદ્ધ થાય એમ અવધારવું, ૨૭–૩૧.

શ્રીહરિરાયચરણ ગ્રન્થનો ઉપસંહાર કરતાં ફલશ્રુતિ વર્ણવે છે.

विज्ञायैतानि मर्माणि श्रीमदाचार्यसेवकैः ॥
भक्तिमार्गे स्थितिः कार्या सर्वदातिविचक्षणैः ॥३२॥

આ દશ મર્મને જે જે જન સર્વાંશે સમજે છે, તે શ્રીમહાપ્રભુજીની કૃપાથી ભક્તિમાર્ગમાં મહાબુદ્ધિમાન્ થાય છે, ભક્તિમાર્ગમા તેની બુદ્ધિ સારી પેઠે પ્રવર્તે છે અને તેને માર્ગના ઈશ્વર–માલીક શ્રીકૃષ્ણ તત્કાલ વશ થાય છે. શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર સેવકો અત્યંત વિચક્ષણ હોય છે, તેઓએ આ દશ મર્મો સમજીને, અનુભવીને ભક્તિમાર્ગમાં સ્થિતિ કરવી. ૩૨.



## १४. श्रीपुष्टिमार्गलक्षणानि [ सटीकानि ] ॥

### ટીકાકાર—ગો. શ્રી ૬ અનિરૂદ્ધાચાર્યજી મહારાજ.

મંગલાચરણ

श्रीकृष्णचन्द्रपादाब्जे लभ्ये प्रीत्या त्वनन्यया ॥
प्रणमामि कृपापूर्णं मनोमिलिंदमोददे ॥१॥

अनेकैर्मित्रैर्यो हृदयबहलध्वान्तनिकरो
न नष्टो जीवानां बहुजननकारी दृढतर. ॥

मुदा तूर्णं पूर्ण तमपि यिदधुर्वल्लभवरा
नुमस्तानाचार्यान विबुधवरवन्द्यान् प्रणयत. ॥२॥

श्रीकृष्णपादपाथोज सतत लग्नमानसम् ।
निजभक्तकृपापूर्ण हरिरायं नमामि तं म् ॥३॥

तुलसीकाष्ठमालाभि सर्वदा भूषितान नरान ।
हरिनामाक्षरमुग्धान् नमामि भगवत्परान् ॥४॥




मूलम्—सर्वसाधनराहित्य फलाप्तौ यत्र साधनम् ॥
फल वा साधन यत्र पुष्टिमार्ग स दृश्यते ॥१॥

મૂલ—જે માર્ગમા લૌકિક તથા અલૌકિક અને સકામ અથવા નિષ્કામ સર્વે સાધનોનો અભાવજ પૂર્ણ–આનન્દ–સ્વરુપ શ્રીકૃષ્ણ ચન્દ્રની પ્રાપ્તિમા સાધનરૂપ છ, અર્થાત્ પ્રભુ પ્રાપ્તિમા દૈન્યજ સાધન છે, તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ છે.

વિવેચન –શ કા—લૌકિક તથા વૈદિક સાધન કદાચ ન હોય, તથાપિ દૈન્ય પણ સાધન છે, તેથી પ્રભુ નિ સાધનતાથી મળે છે, અર્થાત્ નિ સાધનતાનુ ફલ ભગવાન્ છે એમ નહિ કહી શકાય

ઉત્તર—જે ફલરૂપ ભગવાન્ તેજ ફલપ્રાપ્તિમા સાધનરૂપ છે અર્થાત્ સાધ્ય ભગવત્સ્વરૂપના લાભ પહેલા ભગવાનજ સાધન છે પણ ભગવદ્—વ્યતિરિક્ત કોઈ બીજા પદાર્થના સાધનપણાથી ગ્રહણ કરવામા આવતુ નથી, તેથી તે શ કા રહી નહિ

શંકા—પુષ્ ધાતુનો અર્થ જાડા થવું તેવો છે ને તેને ક્તિ પ્રત્યય ભાવમાં થાય છે, તો પુષ્ટિ શબ્દનો અર્થ પુષ્ટ થવું થશે. ત્યારે પુષ્ટિમાર્ગનો અર્થ જાડા થવાનો માર્ગ થશે. પણ પુષ્ટિ શબ્દથી ભગવદનુગ્રહજન્ય ભક્તિ કેમ કહો છો ?

ઉત્તર—શ્રીમદ્ ભાગવતમાં ભગવજ્જ્ઞાનાવતાર શ્રીમદ્વ્યાસચરણે લ્યુટ્ પ્રત્યયાન્ત પુષ્ ધાતુનો અર્થ ભગવદનુગ્રહ કર્યો છે.

" पोषणं तदनुग्रहः " શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ શ્રીકૃષ્ણચન્દ્ર શ્રીમુખથીજ આજ્ઞા કરે છે કે " तेषामेवानुकंपार्थं " તેમાં જે અનુકંપા કહી છે તેજ પુષ્ટિ. અને ઉત્તર મીમાંસાના ત્રીજા અધ્યાયમાં પણ કહ્યું છે. "विशेषानुग्रहश्च" એ સૂત્રમાં સ્પષ્ટ રીતે ભગવદનુગ્રહનુજ અને ભગવત્ કૃપાનુજ પ્રતિપાદન કરેલું છે અને તેજ સૂત્રના ભાષ્યના પ્રકાશમાં પણ શ્રીપુરુષોત્તમજીએ આજ્ઞા કરી છે કે આ અનુગ્રહજ પુષ્ટિશબ્દ વડે કહેવાય છે. અર્થાત્ ભગવદનુગ્રહ તેજ પુષ્ટિ. અને શ્રુતિ પણ કહે છે, ',नायमात्माप्रवचनेन" આ શ્રુતિથી જે જીવના ઉપર ભગવત્ કૃપા થાય, ભગવદનુગ્રહ થાય, આ મારો દાસ છે એમ જીવનો ભગવાન્ અંગીકાર કરે, તેજ ભગવત્પ્રાપ્તિ કરી શકે છે. આ પ્રમાણે શ્રુતિ–ગીતા–સૂત્ર–શ્રીમદ્ભાગવતાદિના વાક્યોથી નિશ્ચય થાય છે કે પુષ્ટિનો અર્થ ખાવું પીવું ને પુષ્ટ થવું તેવો નથી, પણ ભગવદનુગ્રહ, ભગવત્કૃપાજ છે. તે કૃપાયુક્ત જે ભક્તિમાર્ગ તે પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. માટેજ શ્રીમદ્વૈશ્વાનરાચાર્યજીએ પણ ભાષ્યમાં આજ્ઞા કરી છે કે "कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते, ताभ्यां विहिताभ्यां मुक्तिर्मर्यादा, तद्रहितानामपि स्वस्वरूपबलेन स्वप्रापणं पुष्टिरुच्यते" જીવને માટે શાસ્ત્રે જ્ઞાન અને

ભક્તિરૂપ કૃતિથી સાધ્ય બે સાધનનો ઉપદેશ કરાય છે. તે વિહિત સાધન જ્ઞાન અને ભક્તિથી જે મુક્તિ તે મર્યાદા. તે સાધન-વ્યતિરિક્ત પોતાના સ્વરૂપબલ વડે મુક્તિ, તે પુષ્ટિ. માટે પૂર્વોક્ત જે કહ્યું તે શંકારૂપી રોગ માટે કલ્પાતું નથી, ૧.

મૂલમ્—अनुग्रहेणैव सिद्धिर्लौकिकी यत्र वैदिकी ॥
न यत्नादन्यथा विघ्नः पुष्टिमार्गः स कथ्यते ॥२॥

મૂલ—જે માર્ગમાં લૌકિક (સ્મૃતિપુરાણોક્ત) સિદ્ધિ તથા વેદોક્ત સિદ્ધિ બીજા કોઇ પણ સાધનની સહાયતા વિના હરિની કૃપાથીજ થાય છે, તે શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. હરિભજન-વ્યતિરિક્ત યત્ન કરવાથી વિઘ્નજ પ્રાપ્ત થાય છે. પુષ્ટિમાર્ગમાં રહેનારની સર્વ સિદ્ધિઓ ભગવત્કૃપાધીન છે.

વિવેચન—શંકા, યત્ન કરવાથીજ વિઘ્નનો નાશ થવો જોઇએ અને અયત્નથીજ વિઘ્નપ્રાપ્તિ થવી જોઇએ, પરન્તુ યત્નથી વિઘ્ન પ્રાપ્ત થાય છે, એમ કેમ કહી શકાય.

ઉત્તર—ભગવદ્દભક્તિવ્યતિરિક્ત બીજો કોઇ પણ જાતનો યત્ન નહિ કરનાર ફલરૂપ શ્રીપુરુષોત્તમનેજ સાધનરૂપ માનનાર અનન્યાશ્રયી ભક્તનાં સર્વ વિઘ્નો શ્રીહરિજ દુર કરે છે, કારણ કે શ્રીમદ્દભાગવતમાં કહ્યું છે કે " तेष्वास्तेयघभिद्धरिः " તે ભક્તોના હૃદયમાં સર્વ પાપોના નાશ કરનાર શ્રીહરિ બિરાજે છે. તો શ્રી-હરિનું બિરાજવું જ્યાં હોય ત્યાં વિઘ્નસંભાવનાજ કેમ હોઇ શકે ? માટે અયત્નથીજ વિઘ્નનો નાશ થાય છે ને યત્નથી પ્રત્યૂહ પ્રાપ્તિ છે, એમજ માનવું યોગ્ય છે. શ્રીકૃષ્ણજ ગીતાજીમાં આવા

કરે છે કે "अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्" કેવલે મારૂંજ (મદ્વ્યતિરિક્ત દેવની ભાવના છોડી) સ્મરણ કરનાર મારા અનુગ્રહથી જેણે ભકિત મેળવેલી છે એવા ભક્તો જે મારીજ સેવા કરે છે, તેવા ભક્તોનું યોગ (આ લોકમાં સેવા માટે ધનધાન્ય વસ્ત્ર ઈત્યાદિ) તથા ક્ષેમ (અત્યન્ત શ્રેયોરૂપ મોક્ષ) હું સાધી આપું છું. એ પ્રમાણે ગીતા-વાકયથી મારા સિવાય બીજું કાઇ પણ સાધન ભક્તના ઇચ્છિતાર્થને સિદ્ધ કરી શકનાર નથી. તેમજ શ્રીમદ્આચાર્યચરણે ભાષ્યમાં કહ્યું છે કે ભગવાન્ જીવનો અંગીકાર મર્યાદા અને પુષ્ટિ એમ બે ભેદ વડે કરે છે. જે માર્ગમાં યજ્ઞ-આદિ સાધનોનો ઉપદેશ કરવામાં આવે છે તે મર્યાદા માર્ગ કહેવાય છે. પુષ્ટિમાર્ગમાં તો પ્રભુવ્યતિરિક્ત કાઇ પણ પદાર્થની અપેક્ષાજ નથી. બીજું દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, કર્મ, મંત્ર એ ૭ પદાર્થ શુદ્ધ હોય ત્યારેજ યજ્ઞની સિદ્ધિ થાય છે. તે કર્મના ઉપભોગ માટે પુનર્જન્મ પ્રાપ્ત થાય છે, પણ અતિ સુખસાધ્ય હરિના ભજન કરનારને નિર્વિઘ્ને પ્રભુપ્રાપ્તિ થાય છે. માટે કહ્યું છે કે સદાનંદ પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણને એક પણ નમસ્કાર કર્યો હોય તો તે નમસ્કાર નિર્વિઘ્ને પૂર્ણ થયેલા દશ અશ્વમેધની સમાન છે. દશ અશ્વમેધ કરનારને પુનર્જન્મ પ્રાપ્ત થાય છે. પણ કૃષ્ણ-પ્રણામીને પુનર્જન્મ પ્રાપ્ત થતોજ નથી. માટેજ શ્રીમદ્વલ્લભાચાર્યજી નિબંધમાં આજ્ઞા કરે છે કે એવું જોયું પણ નથી તથા એવું સાંભળ્યું પણ નથી કે કૃષ્ણભકતને પુનઃ સંસાર પ્રાપ્ત થયો હોય. માટે અનન્યાશ્રયી ભક્તોનાં વિઘ્ન શ્રીહરિજ દૂર કરે છે. માટે પ્રભુભજન-વ્યતિરિક્ત સાધન નહિ કરનારને વિઘ્નનો અભાવ જે માર્ગમા છે તેજ પુષ્ટિભકિતમાર્ગ કહેવાય છે. ૨,

मूलम्—यत्रांगोकरणेनैव योग्यतादिविचारणम् ॥
अविलम्बः प्रभुकृतः पुष्टिमार्गः स कथ्यते ॥३॥

જે માર્ગમાં પ્રભુ જ્યારે ભક્તનું વરણ (અંગીકાર) કરે છે ત્યારે ભક્તોને વિષે યોગ્યતા છે કે નહિ તે વિષે વિચાર કરતા નથી, અને વરણ કરવામાં વિલંબ કરતા નથી. તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ છે. ૩.

मूलम्—स्वरूपमात्रपरता तात्पर्यज्ञानपूर्वकम् ॥
धर्मनिष्ठा यत्र नैव पुष्टिमार्गः स कथ्यते ॥४॥

જે માર્ગમાં શ્રુતિ સ્મૃતિ પુરાણ ઇતિહાસમાં પ્રતિપાદન કરેલા ધર્મોનું તાત્પર્ય ભગવાન્‌માં જાણીને ભગવત્સાક્ષાત્કારમાં અંતરાયભૂત ધર્મોનો ત્યાગ કરી કેવલ પ્રભુસ્વરૂપને વિષેજ એકતાન ચિત્તથી રહેવું, તે શુદ્ધપુષ્ટિમાર્ગ કહેવાય છે,

શંકા— શાસ્ત્રો ધર્મનિષ્ઠાનો ઉપદેશ કરે છે પણ ધર્મનિષ્ઠાનો ત્યાગ કરવો તેમ ઉપદેશ કરતાં નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે જો આપણે ધર્મનું રક્ષણ કરીએ તો રક્ષણ કરાયેલો ધર્મ આપણું રક્ષણ કરે છે, અને જો આપણે ધર્મને હણીએ તો તે હણાયેલો ધર્મ આપણને હણે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે ધર્મનિષ્ઠામાંજ શ્રેય સમાયેલું છે. ત્યારે ધર્મનિષ્ઠા જે માર્ગમા નથી તે પુષ્ટિમાર્ગ કહેવાતો હોય તો તે માર્ગ સશાસ્ત્ર કેમ કહેવાય ?

ઉત્તર—ધર્મપર વિશેષ ભાર મૂકવામાં આવે છે. પરન્તુ પુષ્ટિપથમાં તો તમામ ધર્મોનું તાત્પર્ય પ્રભુમાંજ જાણી મન, વાણી

અને દેહ વડે શ્રીકૃષ્ણચન્દ્રજ સેવવા. શ્રીકૃષ્ણ ભગવાન્ ગીતામાં આજ્ઞા કરે છે કે, " सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । સર્વ ધર્મનો ત્યાગ કરીને [ શરણમાર્ગમાં વિરોધી ધર્મનો ત્યાગ કરી ] મારેજ શરણે આવ. " એ સ્થલે ભક્તોનું ભગવાન્‌નેજ આધીનપણું સૂચવ્યું છે, પણ ધર્માધીનપણું કહ્યું નથી. વળી શ્રી ભાગવતમાં પ્રભુ પોતેજ આજ્ઞા કરે છે કે તે ભક્તો મારા સિવાય કાંઈ પણ જાણતા નથી, અને હું પણ તે ભક્તો સિવાય કાંઇ પણ જાણતો નથી.

વળી ગુણાતીત માર્ગમાં વિચરનારા ભક્તોનું કાલકર્મ-સ્વભાવાધીનપણું નથી એ વિષે શ્રીવલ્લભપ્રભુ નિબંધમા આજ્ઞા કરે છે કે કૃષ્ણના અનુગ્રહરૂપ પુષ્ટિ કાલ કર્મ સ્વભાવનો પણ બાધ કરે છે; એટલે જે માર્ગમાં કાલ કર્મ સ્વભાવનો પણ બાધ કરનાર ભગવદનુગ્રહ છે, ભગવત્કૃપા છે, તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. તેથી નિર્ગુણ માર્ગમાં વિચરનાર ભક્તોની નિષ્ઠા હરિ સિવાય બીજા કોઇ પણ પદાર્થમા હોતી નથી તેથી ધર્મનિષ્ઠા ક્યાંથી હોઇ શકે. ? ૪

मूलम्—यत्र प्रभुकृतौ नैव गुणदोषविचारणम् ॥
तत्कृतावुत्तमत्वज्ञाः पुष्टिमार्गः स कथ्यते ॥५॥

જે માર્ગમાં પૂર્ણ પુરુષોત્તમની ચાલવું, રુદન કરવું, ભોજન કરવું તથા પાનાદિ ક્રિયા લૌકિકના તુલ્ય દેખાવાથી તે લીલામાં હીનબુદ્ધિ નથી, અને કાલીય-દમનાદિ તથા ગિરિરાજ-ધારણાદિ લીલામાં અન્ય લીલાથી ઉત્તમ બુદ્ધિ નથી; પરન્તુ પ્રભુકૃત સર્વ

લીલાને ઉત્તમ જાણવામાં આવે છે, તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. ૫

मूलम्—न लोकवेदसापेक्ष्य सर्वथा यत्र वर्तते ॥
सापेक्षता स्वामिसुखे पुष्टिमार्गः स कथ्यते ॥६॥

જે માર્ગમાં સ્વામિસુખને ઇચ્છનાર ભક્તોને સ્મૃતિ કે વેદ (કર્મકાંડ)ની અપેક્ષા નથી, જ્યારે ભગવાન્ જે ભક્ત પર અનુગ્રહ કરે છે, તે ભક્તોની લોકમાં અને વેદમા નિષ્ઠા રહેતી નથી, પણ કેવલ પ્રભુના સુખનીજ અપેક્ષા છે, તે શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ છે ૬

मूलम्—वरणे दृश्यते यत्र हेतुर्नाणुरपि स्वतः ॥
वरणं च निजेच्छातः पुष्टिमार्गः स कथ्यते ॥७॥

જે માર્ગમાં પ્રભુ જે જીવનો અંગીકાર કરે છે, તે વરણમા તે જીવના સાધનનુ જરા પણ કારણ નથી, પણ પ્રભુ પોતાની ઇચ્છાથીજ જીવોનો પોતાના દાસપણાથી અગીકાર કરે છે, તે બાબત *'नायमात्मा प्रवचने'* આ શ્રુતિથી સ્પષ્ટ થાય છે, તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. ૭,

मूलम्—यत्र स्वतंत्रता भक्तेराविर्भावानपेक्षणात् ॥
पूर्वानुभवरूपत्व पुष्टिमार्गः स कथ्यते ॥८॥

જે માર્ગમાં વિપ્રયોગાવસ્થામાં પ્રભુપ્રાકટ્યની અપેક્ષા સિવાય સ્વરૂપાનન્દ ફલ આપવામા ભગવદ્ગુણગાનાદિ ભક્તિનીજ સ્વતંત્રતા છે, સ્વરૂપાવિર્ભાવ સબધી રસની બિલકુલ અપેક્ષાજ નથી, પ્રેમથી

કરાતાં શ્રવણ-કીર્તનાદિનેજ સર્વ લીલાના સુખનો અનુભવ કરાવવાપણુ છે, મર્યાદા કૃષ્ણાધીન છે, ને પુષ્ટિ ભક્તિ સ્વતંત્ર છે; પુષ્ટિ શબ્દથી કોઇ સ્થલે ભગવદ્-અનુગ્રહ કહેવાય છે ને કોઈ સ્થલે પુષ્ટિ શબ્દથી અનુગ્રહજનિત ભક્તિ કહેવાય છે. તે શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ છે. ૮.

मूलम्—लोकवेदभयाभावो यत्र भावातिरेकतः ॥
सर्वबाधकतास्फूर्तिः पुष्टिमार्गः स कथ्यते ॥९॥

જે માર્ગમાં પ્રભુને વિષે પ્રેમાધિક્ય થવાથી સ્ત્રી પૂત્ર ઇત્યાદિ લૌકિકથી અને "यावज्जीवमग्निहोत्रं जुहुयात्" જીવિત પર્યન્ત અગ્નિહોત્ર હોમવું, " अहरहः सन्ध्यामुपासीत " પ્રતિદિન સંધ્યા કરવી. ઇત્યાદિ વૈદિક કર્મથી પણ બિલકુલ ભય રહેતું નથી; જ્યારે ભગવદ્ભાવ પ્રાપ્ત થાય છે. ત્યારે કાલ કર્મ સ્વભાવ આદિનું બલ તેની આગળ ચાલતુંજ નથી, તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે. નારાયણ-પરાયણ ભગવદ્ભક્તો કોઇનાથી ડરતા નથી તથા સ્વર્ગ, મોક્ષ અને નરકમાં પણ તુલ્ય દષ્ટિવાળા હોય છે. ૯.

मूलम्—सम्बन्धः साधनं यत्र फलं सम्बन्ध एव हि ॥
सोऽपि कृष्णेच्छया जातः पुष्टिमार्गः स कथ्यते ॥१०॥

જે માર્ગમાં ભગવાનની સાથે દેહથી ઉત્પન્ન થયેલ સંબંધ તથા ભાવથી ઉત્પન્ન થયેલ સંબંધ તે હરિને વિષે સર્વ ઇન્દ્રિયના સંબંધાત્મક ફલને વિષે સાધન છે અને તે સંબંધ પણ પ્રભુની ઇચ્છાથીજ થાય છે. તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે.

શ્રીમદ્ભાગવતમાં કહેલું છે કે, નેત્ર ઇન્દ્રિયવાળાઓને નેત્રનું ફળ તેજ છે કે ભગવદ્-દર્શન કરાય છે. ૧૦

मूलम्—तत्सम्बन्धिषु तद्भावस्तद्भिन्नेषु विरोधिता ॥
उदासीनेषु समता पुष्टिमार्गः स कथ्यते ॥११॥

જે માર્ગમાં ભગવાનને વિષે સંબંધવાલા વૈષ્ણવોને વિષે ભગવદ્બુદ્ધિ રાખવામાં આવે છે, શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે,

'उद्धवं पूजयाञ्चक्रुर्ज्ञात्वात्मानमधोक्षजम्'

ગોપિકાઓએ ઉદ્ધવનું સાક્ષાત્ સ્વરૂપ સમજીને પૂજન કર્યું હતું, તથા ભગવદ્—વિમુખોને વિષે વિરોધના રાખવી. શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે "यस्तत्याजाग्रज कृष्णे सापत्यमघवानिति" વિદુરજીએ કૃષ્ણને વિષે દોષબુદ્ધિવાળા હોવાથી પુત્રો સાથે પોતાના મોટાભાઈ ધૃતરાષ્ટ્રનો ત્યાગ કર્યો; ભગવાનને વિષે ઉદાસીનબુદ્ધિ રાખનારને વિષે ઉદાસીન બુદ્ધિ રાખવી તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ. ૧૧.

मूलम्—विद्यमानस्य देहादेर्न स्वीयत्वेन भावनम् ॥
परोक्षेऽपि तदर्थित्वं पुष्टिमार्गः स कथ्यते ॥१२॥

જે માર્ગમાં વિદ્યમાન દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ આદિનું મમતાથી રક્ષણ કરવામાં આવતું નથી, પરંતુ વિપ્રયોગ અવસ્થામાં પણ થનાર પ્રભુ-સંયોગનો વિચાર કરીનેજ દેહાદિનું રક્ષણ કરવામાં આવે છે; તે વિષે શ્રીમદ્ભાગવતમાં ગોપીજનોએ કહેલું છે કે હે પ્રભો ? આપને વિષે જેણે પ્રાણધારણ કરેલું

છે એવા અમો આપને ઓળીએ છીએ, તેથી શુદ્ધ પુષ્ટિભક્તિ-માર્ગ કહેવાય છે, ૧૨.

मूलम्—भजने यत्र सेव्यस्य नोपकारकृतिः क्वचित् ॥
योषणं भावमात्रस्य पुष्टिमार्गः स कथ्यते ॥१३॥

જે માર્ગમાં સેવ્ય શ્રીકૃષ્ણની સેવામાં પ્રભુકૃત ઉપકારની અપેક્ષા રાખવામાં આવતી નથી, પણ શ્રીહરિજી સેવકના હૃદય-સ્થિત ભાવની વૃદ્ધિ કરે છે, તે શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. ૧૩.

मूलम्—भजनस्यापवादो न क्रियते फलदानतः ॥
प्रभुणा यत्र तद्भावात् पुष्टिमार्गः स कथ्यते ॥१४॥

જે માર્ગમાં પ્રભુ ભજનનું ફલ આપતા હોવાથી ભજનનો નિષેધ કરતા નથી, કારણ કે ભક્તનો હરિને વિશે દૃઢ સ્નેહ હોય છે, તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. ૧૪.

मूलम्—यत्र वा सुख सम्बन्धो वियोगे संगमादपि ॥
सर्वलीलानुभवतः पुष्टिमार्गः स कथ्यते ॥१५॥

જે માર્ગમાં ભગવદ્-વિપ્રયોગ-અવસ્થામાં ભગવલ્લીલાના સ્મરણ માત્રથીજ હૃદય વિશે સમગ્ર લીલાનો અનુભવ થવાથી સંયોગાવસ્થા કરતાં વધારે સુખ વિપ્રયોગાવસ્થામાં છે, કારણ સંયોગાવસ્થામાં અર્થાત્ પ્રભુના સાક્ષાત્કારની દશામાં પ્રભુ જે લીલા કરે છે, તેજ લીલાનો અનુભવ ભક્તને થાય છે, પણ વિપ્રયોગ-અવસ્થામાં તો ભક્તનું ચિત્ત પ્રભુમાંજ તલ્લીન હોવાથી પ્રભુએ કરેલી તમામ લીલાનો અનુભવ થાય છે; તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. ૧૫.

मूलम्—फले च साधने चैव सर्वत्र विपरीतता ॥
फलमायः साधनं स पुष्टिमार्गः स कथ्यते ॥१६॥

જે માર્ગમાં સાધન અને ફલની વિપરીતતા છે, તેજ શુદ્ધ પુષ્ટિમાર્ગ કહેવાય છે, જેમકે સાધનરૂપ ભાવને ફલપણું છે. વૃત્રાસુર પ્રત્યક્ષ રહેલા ભગવાનની પ્રભુ–વિષયક પ્રેમનીજ પ્રાર્થના કરે છે.

"अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः ।
मनः स्मरेतासुपते गुणांस्ते गृणीत वाक् कर्म करोतु कायः"॥

" હે ભક્તના દુઃખને હરણ કરનાર, હે પ્રભુ, હું ફરી પણ આપના ચરણારવિંદના દાસનો દાસ થાઉં: મારું મન આપના ગુણોનું સ્મરણ કરે મારી વાણી આપના ગુણોનું ગૃણન કરે. મારી કાયા આપની સેવા કરે." પરમ પુરુષાર્થરૂપ, પરમ ફલરૂપ શ્રીહરિનો સાક્ષાત્કાર થયા બાદ ભગવદ્–વિષયક પ્રેમની યાચના કરવાથી પ્રભુ-પ્રેમ પ્રાપ્તિના સાધનરૂપ ભગવાન્ થયા, ત્યારે સાધન અને ફલનું વિપરીતપણું સ્પષ્ટ થાય છે. ૧૬.

मूलम्—पश्चात्तापः सदा यत्र तत्सम्बन्धिकृतावपि ॥
दैन्योद्‌बोधाय सततं पुष्टिमार्गः स कथ्यते ॥१७॥

જે માર્ગમાં હમ્મેશાં ભગવલ્લીલાનો અનુભવ થતો હોય, છતાં નિરંતર દૈન્ય જાગ્રત રહે અને અભિમાનનો સંપર્ક ન થાય

એટલા માટે અન્યલીલાનો અનુભવ ન હોવાથી તાપ રહે છે, તે શુદ્ધ પુષ્ટિમાર્ગ કહેવાય છે. ૧૭.

મૂલમ્—आविर्भावे न सापेक्षं दैन्यं यत्र हि साधनम् ॥
फलं वियोगजं दैन्यं पुष्टिमार्गः स कथ्यते ॥१८॥

જે માર્ગમાં બીજાં કોઈ પણ સાધનની અપેક્ષા સિવાય જીવને દૈન્ય પ્રગટ થાય છે, તે પ્રભુના આવિર્ભાવનું કારણ છે, તે દૈન્ય સાધન છે. ભગવદાવિર્ભાવ થયા બાદ વિયોગથી જે દૈન્ય થાય છે તે ફલરૂપ છે. તેજ શુદ્ધ પુષ્ટિભક્તિ માર્ગ કહેવાય છે. તાત્પર્ય કે પ્રભુ-પ્રાકટ્ય પહેલાં જે દૈન્ય છે તે દૈન્ય સાધન છે, અને પ્રભુના પ્રાકટ્ય અનંતર જે દૈન્ય છે તે ફલરૂપ છે. ૧૮.

મૂલમ્—समस्तविषयत्यागः सर्वभावेन यत्र वै ॥
समर्पणं च देहादेः पुष्टिमार्गः स कथ्यते ॥१९॥

જે માર્ગમાં સર્વભાવે સકલ લૌકિક વિષયોનો ત્યાગ, પ્રભુને સર્વભાવે દેહાદિકનું સમર્પણ રહેલાં છે, તેજ શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે.

શંકા:—શ્રીમદ્‌વલ્લભાચાર્યજી સંન્યાસનિર્ણય નામના ગ્રંથમાં આજ્ઞા કરે છે: " कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत् " ગોપિકાઓ પુષ્ટિમાર્ગનાં ગુરુ છે. અને તે કામી હતાં ત્યારે સમસ્ત વિષયોનો ત્યાગ આ માર્ગમાં ઇષ્ટ છે એમ તમે કેમ કહો છો?

ઉત્તરઃ—ગોપીજનો કામી હતાં કે નહિ તેનો નિર્ણય તે ગોપીજનોના શ્રીમુખનાં વચનોથી કરવો યોગ્ય છે. શ્રીમદ્ભાગવતમાં શ્રીગોપીજનો સ્પષ્ટ શ્રીમુખથીજ આજ્ઞા કરે છેઃ

'मैवं विभोऽर्हति भवान् गदितुं नृशंसम्
संत्यज्य सर्वविषयांस्तव पादमूलम्॥
भक्ता, भजस्व दुरवग्रह मा त्यजास्मान्
देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ॥'

"હે વિભો! હે સમર્થ! સર્વ એકાદશ ઇન્દ્રિયોના વિષયોનો સારી રીતે એટલે ફરીથી ઉદય ન થવા પામે તેવી રીતે ત્યાગ કરી અમોએ આપનું ચરણારવિંદ પ્રાપ્ત કર્યું છે; માટે આપે આવાં નિર્દય વચન બોલવાં યોગ્ય નથી."

આ વાક્યમાં વિષય લેશ પણ દેખાતો નથી. બીજે સ્થળે પણ ગોપીજનોએ કહ્યું છેઃ

"आहुश्च ते नलिननाभ पदारविंदं
योगेश्वरैर्हृदि विचिंत्यमगाधबोधैः ॥
संसारकूपपतितोत्तरणावलम्बं
गेहंजुषामपि मनस्युदियात्सदा नः ॥"

"હે નલિનનાભ! યોગીશ્વરોએ હૃદયને વિષે જે ચિંતન કરવાલાયક સંસારરૂપી કૂવામાં પડેલા જીવોને બહાર નીકળવા માટે

ટેકારૂપ આપતું ચરણારવિંદ ગૃહને સેવન કરતાં એ। પણ અમારા મનમાં સદા ઉદય પામે." આ જગ્યાએ ગિલકુલ કામની યાચના નથી, પણ કામનાશક ભગવદ્ચરણની માગણી છે.

તેમજ આવી શંકા કરતાં પહેલાં શ્રીમદ્ભાગવત દશમ સ્કંધનો ૩૩ મો અધ્યાય જોવો કે ભક્તશિરોમણિ શ્રીશુકદેવજી શી આજ્ઞા કરે છે. શ્રીશુકદેવજી કહે છે:

"विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनुश्रृणुयादथ वर्णयेद्यः ॥
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः" ॥

"શ્રીકૃષ્ણચંદ્રની ગોપીકા સાથે કરેલી લીલાને જે શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે કિંવા ગાન કરે, તે પ્રભુને વિશે પરા ભક્તિને પ્રાપ્ત કરીને હૃદયના રોગરૂપી કામનો જલદી નાશ કરશે." જો શુકદેવજી ગોપિકાઓને કામી માનતા હોત તો રાસપંચાધ્યાયીના શ્રવણ-કીર્તનથી કામની નિવૃત્તિ અને ઉત્તમોત્તમ પરા ભક્તિની પ્રાપ્તિ કેમ માનત? શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ શ્રીકૃષ્ણચન્દ્ર અર્જુનને સ્પષ્ટ આજ્ઞા કરે છે:

"तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ॥
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥"

'તે વ્રજસ્ત્રીઓને હું વારંવાર નમન કરું છું, કે જે વ્રજવનિતાનું હરિકીર્તન ત્રણ ભુવનને પવિત્ર કરે છે.'

તેમજ શ્રીકૃષ્ણ પોતે ગોપિકાઓ માટે આજ્ઞા કરે છેઃ

" ता नाविदन्मय्यनुसंगवद्ध
धियः स्वमात्मानमदस्तथेदम् ॥
यथा समाधौ मुनयोऽब्धितोये
नद्यः प्रविष्टा इव नामरूपे ॥ '

"જેમ સમુદ્રમાં પ્રવેશ કરતી નદીઓ પોતાનાં નામ, રૂપને જાણુતી નથી, અને જેમ સમાધીમાં મુનિઓ પોતાનાં નામને તથા રૂપને જાણુતા નથી, તેવીજ રીતે પ્રેમ વડે કરીને મારામાં જેની બુદ્ધિ બંધાએલી છે, તેવી તે ગોપિકાઓ મારા સીવાય ઈતર કાંઈ-પણ જાણુતીજ નથી." તો આવાં પરમ પવિત્ર પ્રેમાત્મિકા ભક્તિની પરાકાષ્ઠા પ્રાપ્ત કરનાર ગોપીજનોમાં કામનો લેશ પણ કહેવો એ મહાન્ અયોગ્ય છે. માટે પુષ્ટિમાર્ગમાં સમસ્ત વિષયનો ત્યાગ કરવો તે યોગ્યજ છે. ૧૯.

मूलम्—विषयत्वेन तत्यागः स्वस्मिन्विषयतास्मृते. ॥
यत्र वै सर्वभावेन पुष्टिमार्गः स कथ्यते ॥२०॥

જે માર્ગમાં વિષયોનો વિષયત્વ વડે કરીને સર્વ ભાવેથી ત્યાગ કરવામાં આવે છે, મમતા પૂર્વક વિષય—સેવન કરવાથી તો બંધ પ્રાપ્ત થાય પ્રપંચ—મધ્યપાતી તમામ પદાર્થ બ્રહ્મરૂપ છે તે શ્રુતિ આજ્ઞા કરે છેઃ

" स एतावानास ॥ यतो वा इमानि भूतानि जायन्ते "

ઇત્યાદિ શ્રુતિઓ તથા " तत्तुसमन्वयात् । जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् " ઇત્યાદિ બ્રહ્મસૂત્રોથી પણ પ્રપંચનું અભિન્ન. નિમિત્તોપાદાન કારણ બ્રહ્મ હોવાથી, પ્રપંચ ભગવદ્રૂપ હોવાથી પ્રપંચવર્તી પદાર્થોનો ત્યાગ થઈ શકતો નથી.

'एकाकी न रमते । स द्वितीयमैच्छत्' 'एकोऽहं बहु स्याम्' क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते । स्वाम्यं तु तत्र कुधियोऽपर इश कुर्युः ' ' क्रीडाभाण्डमिदं जगत् '

એકથી ક્રીડા થઈ શકે નહિ, તેથી તે પ્રભુએ બીજાની ઇચ્છા કરી. એક હું બહુ થાઉં, વળી આત્માની એટલે પરાત્પર પુરુષોત્તમની ક્રીડા માટે આ જગત કરેલું છે, તે જગતને જે મમતાસ્પદ ગણે છે તે પુરૂષો દુષ્ટ બુદ્ધિવાળા છે. તથા વળી બીજી જગ્યાએ કહેલું છે કે આ જગત્ પ્રભુની ક્રીડા માટે છે, ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિથી સિદ્ધ થાય છે કે હરિ પોતે પ્રપંચરૂપ થઇ પોતે ક્રીડા કરે છે. અને તેજ શ્રીવલ્લભાચાર્ય નિબંધમાં આજ્ઞા કરે છે કે " रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः અને વળી" "प्रपंचो भगवत्कार्यस्तद्रूपो माययाभवत् " રૂપ નામના ભેદ વડે કરીને જે જગતરૂપે થયેલ છે. અને રૂપ-નામના ભેદ વડે જે ક્રીડા કરે છે. તથા બીજે સ્થળે કહેલ છે; પ્રપંચ ભગવત્કાર્ય છે, અને પ્રભુ તે પ્રપંચરૂપે પોતાની શક્તિ વડે થયેલ છે. વાસ્તે પ્રાપંચિક પદાર્થનું ભગવદીયત્વે કરીને ગ્રહણ કરવું; કારણ, મન વડે ભગવદ્ભાવથી ભાવના કરાયેલા પદાર્થો ઉત્તમ છે. "इन्द्रियेभ्यः परा ह्यर्थाः" આ શ્રુતિથી ભગવદ્ભાવ–ભાવિત પદાર્થોનું

"હે ભારતકુલોત્તમ અર્જુન ! આટલા હેતુ માટે ઇન્દ્રિયોને પ્રથમ નિયમમાં લાવીને સર્વ પાપના મૂલભૂત કામને તું અવશ્ય હણ." આ હેતુ માટે શ્રીવલ્લભાચાર્યજી શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરે છે કે, "विषयाविष्टचित्तानां विष्णवावेश: सुदूरत:" જે જીવોનું ચિત્ત વિષયાવિષ્ટ છે, તેનાથી પરાત્પર પુરુષોત્તમ સર્વવ્યાપનશીલ શ્રીહરિનો આવેશ સર્વથા દૂરજ છે.

બીજે સ્થળે શ્રીસુબોધિનીજીમાં સ્પષ્ટ કહ્યું છે:

" कामादीनामशिथिलत्वे भक्तिर्नोत्पद्यत इति " "જ્યાંસુધી કામાદિ દોષો શિથિલ થતા નથી. ત્યાંસુધી, ભક્તિ ઉત્પન્ન થતીજ નથી."

. આ સર્વ નિગૂઢ આશય ધ્યાનમાં લઇ શ્રીહરિરાયજી પણ કામાખ્યદોષવિવરણમાં આજ્ઞા કરે છે:

"दोषेषु प्रथम: कामो विविच्य विनिरूप्यते ॥
यस्मिन्नुत्पद्यते तस्य नाशक: सर्वथा मत: ॥१॥
विषयावेशहेतुत्वात् विक्षेपोत्पत्तिकारणम् ॥
रजोगुणसमुत्पन्नो रज प्रक्षेपको मुखे" ॥२॥

"સર્વ દોષમાં કામ પ્રથમ છે. એ કામ જે જીવમાં ઉત્પન્ન થાય છે, તે જીવનો સર્વથા નાશ કરે છે. વિષયાવેશનું કારણજ કામ છે. એ કામ રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો હોવાથી, જેમાં પ્રકટ થાયછે, તેના મુખમાં ધૂળજ નંખાવે છે."

તેમજ સંન્યાસનિર્ણયમાં આચાર્યશ્રી આજ્ઞા કરે છે;

'विषयाक्रांतदेहानां नावेशः सर्वथा हरेः'

"જે જીવોના દેહ વિષયાક્રાંત થયેલા હોય છે, તે જીવોના દેહોમાં કદાપિ પણ શ્રીહરિનો આવેશ થતો નથી," તો જેની આગળ શ્રીહરિ પરાત્પર પુરુષોત્તમ સ્વરૂપ શ્રીકૃષ્ણચન્દ્ર સાક્ષાત્-પ્રત્યક્ષ લીલા કરે છે, રમણ કરે છે, તેમાં કામ-સંભાવના કહેવી તેનાથી નિર્લજ્જત્વ અન્ય શું હોઇ શકે ? તે ગોપીજનો માટે બ્રહ્માજી પોતેજ આજ્ઞા કરે છે.

' न स्त्रियो व्रजसुन्दर्यः पुत्र ताः श्रुतयः किल ॥
नाहं शिवश्च शेषश्च श्रीश्च ताभिः समाः क्वचित् ॥१॥
षष्टिवर्षसहस्राणि मया तप्तं तपः पुरा ॥
तथापि न मया प्राप्तास्तासां वै पादरेणवः' ॥२॥

'હે પુત્ર, હે નારદ ! વ્રજસુંદરીઓ-ગોપિકાઓ તે સ્ત્રીઓ નથી, પણ તે શ્રુતિઓ છે. અને હું તથા મહાદેવજી તથા શેષજી તથા લક્ષ્મીજી કોઇપણ વખત તેઓની બરોબર નથી. મેં પૂર્વે સાઠહજાર વર્ષ સુધી તપ કર્યું હતું, પરન્તુ તે ગોપિકાઓની ચરણરજ મને મળી ન હતી, અને ઉદ્ધવજી પણ તે ગોપિકાઓને માટે આવી રીતે કહે છે.

'वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः ॥
यासां हरिकथोद्गीतं पुनाति भुवनत्रयम् ॥'

'તે વ્રજસ્ત્રીઓને હું વારંવાર નમન કરૂં છું, કે જે વ્રજવનિતાનું હરિકીર્તન ત્રણ ભુવનને પવિત્ર કરે છે.'

તેમજ શ્રીકૃષ્ણ પોતે ગોપિકાઓ માટે આજ્ઞા કરે છેઃ

" ता नाविदन्मय्यनुसंगबद्ध
धियः स्वमात्मानमदस्तथेदम् ॥
यथा समाधौ मुनयोऽब्धितोये
नद्यः प्रविष्टा इव नामरूपे ॥ "

"જેમ સમુદ્રમાં પ્રવેશ કરતી નદીઓ પોતાનાં નામ, રૂપને જાણતી નથી, અને જેમ સમાધીમાં મુનિઓ પોતાનાં નામને તથા રૂપને જાણતા નથી, તેવીજ રીતે પ્રેમ વડે કરીને મારામાં જેની બુદ્ધિ બંધાએલી છે, તેવી તે ગોપિકાઓ મારા સીવાય ઇતર કાંઈ પણ જાણતીજ નથી." તો આવાં પરમ પવિત્ર પ્રેમાત્મિકા ભક્તિની પરાકાષ્ટા પ્રાપ્ત કરનાર ગોપીજનોમાં કામનો લેશ પણ કહેવો એ મહાન્ અયોગ્ય છે. માટે પુષ્ટિમાર્ગમાં સમસ્ત વિષયનો ત્યાગ કહ્યો તે યોગ્યજ છે. ૧૯.

मूलम्—विषयत्वेन तत्यागः त्वस्मिन्विषयतास्मृतेः ॥
यत्र वै सर्वभावेन पुष्टिमार्गः स कथ्यते ॥२०॥

જે માર્ગમાં વિષયોનો વિષયત્વ વડે કરીને સર્વ ભાવેથી ત્યાગ કરવામાં આવે છે, મમતા પૂર્વક વિષય—સેવન કરવાથી તો બંધ પ્રાપ્ત થાય પ્રપંચ—મધ્યપાતી તમામ પદાર્થ બ્રહ્મરૂપ છે તે શ્રુતિ આજ્ઞા કરે છેઃ

" स एतायानास ॥ यतो वा इमानि भूतानि जायन्ते "

ઇત્યાદિ શ્રુતિઓ તથા " तत्तुसमन्वयात्। जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्" ઈત્યાદિ બ્રહ્મસૂત્રોથી પણ પ્રપંચનું અભિન્ન. નિમિત્તોપાદાન કારણ બ્રહ્મ હોવાથી, પ્રપંચ ભગવદ્રૂપ હોવાથી પ્રપંચવર્તી પદાર્થોનો ત્યાગ થઈ શકતો નથી.

'एकाकी न रमते। स द्वितीयमैच्छत्' 'एकोऽहं बहु स्याम्' क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते। स्वाम्यं तु तत्र कुधियोऽपर इश कुर्युः' ' क्रीडाभाण्डमिदं जगत् '

એકથી ક્રીડા થઈ શકે નહિ, તેથી તે પ્રભુએ બીજાની ઇચ્છા કરી. એક હું બહુ થાઉં, વળી આત્માની એટલે પરાત્પર પુરુષોત્તમની ક્રીડા માટે આ જગત કરેલું છે, તે જગતને જે મમતાસ્પદ ગણે છે તે પુરૂષો દુષ્ટ બુદ્ધિવાળા છે. તથા વળી બીજી જગ્યાએ કહેલું છે કે આ જગત્ પ્રભુની ક્રીડા માટે છે, ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિથી સિદ્ધ થાય છે કે હરિ પોતે પ્રપંચરૂપ થઇ પોતે ક્રીડા કરે છે. અને તેજ શ્રીવલ્લભાચાર્ય નિબંધમાં આજ્ઞા કરે છે કે " रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः અને વળી" "प्रपंचो भगवत्कार्यस्तद्रूपो माययाभवत्" રૂપ નામના ભેદ વડે કરીને જે જગતરૂપે થયેલ છે. અને રૂપનામના ભેદ વડે જે ક્રીડા કરે છે. તથા બીજે સ્થળે કહેલ છે; પ્રપંચ ભગવત્કાર્ય છે, અને પ્રભુ તે પ્રપંચરૂપે પોતાની શકિત વડે થયેલ છે. વાસ્તે પ્રાપંચિક પદાર્થનું ભગવદીયત્વે કરીને ગ્રહણ કરવું; કારણ, મન વડે ભગવદ્ભાવથી ભાવના કરાયેલા પદાર્થો ઉત્તમ છે. "इन्द्रियेभ्यः पराह्यर्थाः" આ શ્રુતિથી ભગવદ્ભાવ-ભાવિત પદાર્થોનું

ઉત્તમત્વ સ્પષ્ટ કહેલું છે. એટલા માટે ભગવદનુગ્રહ–યુક્ત વૈષ્ણવોની નેત્ર વાણી ઇત્યાદિ ઇન્દ્રિયો ભગવત્સબંધી વિષયોનું સેવન કરે છે. તે બાબત અંબરીષનાં ચરિત્રથી સ્પષ્ટ જણાશે.

"स वै मनः कृष्णपदारविंदयोर्वचांसि वैकुण्ठगुणानुवर्णने ॥
करौ हरेर्मंदिरमार्जनादिषु श्रुतिं चकाराच्युतसत्कथोदये ॥१॥
मुकुन्दलिंगालयदर्शने दृशौ तद्भृत्यगात्रस्पर्शेऽङ्गसंगम् ॥
घ्राणं च तत्पादसरोजसौरभे श्रीमत्तुलस्यां रसनां तदर्पिते॥२॥
पादौ हरेः क्षेत्रपदानुसर्पणे शिरो हृषीकेशपदाभिवंदने ॥

( ભા, ૯, અ ૪ )

પરમ ભક્ત રાજા અંબરિષજીએ પોતાના મનને શ્રીકૃષ્ણચંદ્રના પદારવિંદમાંજ ગોઠવેલુ હતુ ને વાણીનો વૈકુંઠ ભગવાનના ગુણગાનમાંજ વિનિયોગ કરેલો હતો, તથા હાથનો પ્રભુના મંદિરની માર્જન ઇત્યાદિ ક્રિયામા વિનિયોગ કરેલો હતો.

નેત્રોનો પ્રભુસ્વરૂપના દર્શનમા વિનિયોગ કરેલો હતો, પ્રભુભક્તના ગાત્રનો સ્પર્શ થવામા પોતાના અંગનો વિનિયોગ કરેલો હતો; નાસિકાનો પ્રભુ–ચરણારવિંદની સુવાસમાં વિનિયોગ કરેલો હતો; ચરણનો ભગવન્મંદિર જવામા વિનિયોગ કરેલો હતો' મસ્તકનો હષીકેશના ચરણારવિંદના વંદન કરવામા વિનિયોગ કરેલો હતો."

પરંતુ જીવને બંધનરૂપ પદાર્થમા રહેલી એવી અહંતા મમતાનોજ ત્યાગ કરવો તેજ ઉચિત છે, કારણ " एस्यैव ममांशस्त्व ईतिवाक्यात " મારા અંશરૂપ જીવને અવિદ્યાથી બધન છે. તે

અવિદ્યા સંસારરૂપ છે. તેનો જ્ઞાનથી નાશ થઈ શકે છે; માટે ત્યાગ માત્ર અહંતા મમતાનોજ થઈ શકે છે.

જે માર્ગમાં ભગવત્સ્મૃતિનો વિષય જીવ થાય છે, તે શુદ્ધ પુષ્ટિભક્તિમાર્ગ કહેવાય છે. ૨૦

मूलम्—एवंविधैर्विशेषेण प्रकारैस्तु सदाश्रितैः ॥
हृदि कृत्वा निजाचार्यान् पुष्टिमार्गो हि बुध्यताम् ॥२१॥

સર્વદા હરિના ચરણકમલ-મકરંદનોજ આશ્રય કરનાર ભક્તોએ હૃદયાન્ધકાર નાશ કરવામાં નિપુણ શ્રી અગ્નિસ્વરુપ શ્રીવલ્લભપ્રભુને હૃદયમાં રાખીને આવા પ્રકારોએ વિશેષ પુષ્ટિમાર્ગને જાણવો.



અર્થાત્ પુષ્ટિમાર્ગ વિશેષ જાણવા ઇચ્છા હોય તો આચાર્યશ્રીના ભાષ્ય સુબોધિન્યાદિ ગ્રંથો જાણવા.

જેની દેવમાં ઉત્તમ ભક્તિ છે અને જેની દેવમાં ભક્તિ છે તેવીજ ગુરુમાં પણ દૃઢ ભક્તિ છે, તેવા મહાત્માને આ કહેવાયેલા અર્થો પ્રકાશ કરે છે. (૧)

પોતાના બાલકના ચપલ આલાપ સાંભળવામાં ઉત્કંઠાવાળા માયાવાદરુપી અંધકારનો નાશ કરનાર શ્રીમદ્ વલ્લભાચાર્યચરણ મારા પર કૃપા કરો. [૨]

શ્રીમદ્વલ્લભાચાર્યના કૃપાબલથી હું કોઈનાથી પણ રોકી શકાયો નથી, તેથી મારા હૃદયમાં જે સ્ફુર્યું છે, તેનો પ્રકાશ ભયત્યાગ કરી મેં કર્યો છે. (૩) ૨૧.



# १५. ब्रह्मसम्बन्धवाक्यकठिनांशविवेचनम् ॥

अथ स्ववल्लभाचार्यचरणाम्बुजचिन्तनात् ।
किञ्चिन्निरूप्यते स्वीयतुष्ट्यै भावपुष्टये ॥१॥

હવે આપણા શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલનું ચિન્તન કરીને સ્વકીય ભક્તોને સન્તોષ આપવા અને ભાવનું પોષણ કરવા કાંઈક કહેવામાં આવે છે ૧

अनुग्रहः पुष्टिमार्गे स्वीकृतिः सा हरेः पुनः ।
सर्वेश्वरः स्वीकृता हि दैन्यमेवास्ति कारणम् ॥२॥

પ્રભુનો અનુગ્રહ, તેવોજ પુષ્ટિમાર્ગ તેમાં આપણો સ્વીકાર, તે પણ પાછો પ્રભુયે કર્યો તેમ સમજવું પ્રભુ સર્વના ઈશ્વર છે, માટે આપણો સ્વીકાર થયોજ છે આ સ્વીકાર થવામાં માત્ર દીનતા, એજ કારણ છે ૨

सर्वथा साधनाभावे दैन्यभावो भवेदिति ।
निःसाधनत्वसिद्ध्यर्थं सर्ववस्तुसमर्पणम् ॥३॥

દરેક રીતે અન્ય સાધનો નજ હોવાને કારણે દીનતા થાય, એ ખાતર ભક્તને નિ.સાધનપણું પ્રાપ્ત થાય, તે માટે પ્રભુને સર્વ વસ્તુઓ અર્પી દેવી ૩

सर्वत्र ममताभावे साधनस्फूर्तिनाशनम् ।
ततो दैन्यैकसाध्यं यत्फलं सर्वविलक्षणम् ॥४॥

'तापक्लेशानन्द' इति तत्स्वरूपं निरूप्यते ॥४३॥

બધાજ પદાર્થોમાંથી મમતા ટળી જતાં 'સાધનો કાંઇ હશે' એવી મતિજ રૂહેતી નથી. તેને લીધે જ મૂળ મન્ત્રમાં 'તાપકલેશ ઉત્પન્ન થાય છે' તેવા પ્રકારનું સર્વથી વિલક્ષણ માત્ર એક દીનતાથીજ સિદ્ધ થઇ શકે, તેવું જે ફલ, તેનું સ્વરૂપ અહીં નિરૂપવામાં આવે છે. ૪૩.

कामसर्वात्मभावौ हि भगवत्प्राप्तिसाधनम् ॥५॥
कामः सापेक्षतारूप, उत्तरस्तद्भाववान् ।
विरहस्थायिभावत्वात्तापात्मा स निगद्यते ॥६॥

કામ અને સર્વાત્મભાવ એ બન્ને પ્રભુપ્રાપ્તિમાં સાધનરૂપ છે. કામ એને કોઇ અન્યની અપેક્ષા-જરૂર રૂહે છે; જ્યારે સર્વાત્મભાવને કશાની જરૂર નથી તે નિરપેક્ષ છે. તે સર્વાત્મભાવને વિરહ એ સ્થાયી ભ.વ [મુદ્દે વિરહને લીધેજ વિપ્રયોગાત્મક સર્વાત્મભાવની જાગૃતિ થતી હોવાથી, વિરહ એ સ્થાયીભાવ] છે, તેથી તેને તાપાત્મક કહ્યો છે. ૬.

सम्बन्धस्यापि नापेक्षा, तापेनैवाखिलोदयः ।
विलक्षणस्तत्क्लेशोऽपि कामजातात्तथापरः ॥७॥

આ સર્વાત્મભાવને કોઇના સમ્બન્ધની પણ જરૂર નથી; તાપથીજ સર્વાત્મભાવની જાગૃતિ થાય છે. કામને લીધે તે ક્લેશ ઉત્પન્ન થાય છે, તેના કરતાં આ બીજો સર્વાત્મભાવના તાપથી થનારો ક્લેશ જુદાજ પ્રકારનો છે. ૭.

कामजातस्तु यः क्लेशः स शाम्येत्स्पर्शनादिभिः ।
सर्वात्मभावसम्भूतस्तैर्भवेद् द्विगुणस्तथा ॥८॥

કામથી ઉત્પન્ન થનારો જે ક્લેશ છે, તે ઈષ્ટ વસ્તુના સ્પર્શ વગેરેથી ટાળી શકાય છે, જ્યારે આ સર્વાત્મભાવથી ઉત્પન્ન થનારો ક્લેશ સ્પર્શ વગેરેથી બમણો થઈ જાય છે. ૮.

विरहे भावनास्पर्शः क्लेशवृद्धिकरो यतः ॥
लीलोदये तापभावाद् द्विगुणः सोऽनुभूयते ॥९॥

વિરહમાં પ્રભુસમ્બન્ધી થોડો વિચાર આવવો, તે પણ ક્લેશને વધારનારો થઇ પડે છે; પરન્તુ જ્યારે પ્રભુની લીલાઓનો અનુભવ થવા માંડે છે, એટલે તાપ તો રહેલોજ છે, તેથી ક્લેશ બમણો અનુભવાય છે. ૯.

अतो विलक्षणक्लेशादानन्दोऽपि तथाविधः ।
कामार्तितः परं कृष्णसायुज्यं नित्ययोगयुक् ॥१०॥
पुरुषोत्तमसम्बन्धो ह्यन्तर्गृहगतास्विह ॥१०½॥

એથીજ આ જુદીજ જાતના ક્લેશથી જે આનન્દ ઉત્પન્ન થવાનો તે પણ જુદીજ જાતનો, કામથી ઉત્પન્ન થયેલા ક્લેશથી પ્રભુનું સાયુજ્ય થાય છે, એટલે કે જે પ્રમાણે વેણુનાદ થતાં પતિ, પુત્રાદિકના વિઘ્નથી જે ગોપાઙ્ગનાઓ ઘર બહાર ન નીકળી શકી અને દેહત્યાગ કર્યો, તે ગોપાઙ્ગનાઓમાં નિત્યસાયુજ્યાત્મક પ્રભુસમ્બન્ધ થયો, તેવા પ્રકારનો નિત્યસાયુજ્યાત્મક પ્રભુસમ્બન્ધ થાય. ૧૦½.

सर्वात्मभावक्लेशेन संयोगेन कृतार्थिता ।
क्लेश एव हि संयोगाधिकानन्दानुभूतितः ॥११३॥

સર્વાત્મભાવથી ઉત્પન્ન થનારો કલેશ, જેમાં છે, તેવા સંયોગથી જીવ કૃતાર્થ થઈ જાય છે; ત્યારે પણ સંયોગના અધિક આનન્દનો અનુભવ થતાં થાય છે તો કલેશજ, ૧૧૩.

यथा प्राकृतदेहेषु नियता कामसंस्थितिः ।
तथाऽलौकिकदेहेषु सर्वभावप्रतिष्ठितिः ॥१२३॥

જે પ્રમાણે લૌકિક સ્ત્રીપુરુષોમાં કામ (ઇન્દ્રિયોના વિષયો) ની સ્થિતિ ચોક્કસજ હોય છે, તેજ પ્રમાણે લોકાતીત દેહધારીઓમાં સર્વાત્મભાવની સ્થિતિ રહેલી છે. ૧૨૩

अत एव निरूप्यन्ते निष्कामास्ते व्रजस्थिताः ॥१३॥
तादृशैर्भगवल्लीला सर्वथैव हि युज्यते ।
तस्मादेव हि सम्पन्नः सर्वोऽप्यर्थो विचारणे ॥१४॥

આથી કરીનેજ વ્રજની અન્દર રહેલાં ગોપીજનોમાં સર્વાત્મભાવની સ્થિતિ રહેલી હોવાથી તેઓ નિષ્કામ હતા. ( કામ માત્ર લૌકિક જીવોમાં હોઈ શકે, અલૌકિકમાં નહીં. ) તેમાં સર્વાત્મભાવયુક્ત નિષ્કામ જીવો સાથે પ્રભુની લીલા દરેક રીતે યુક્ત થઈ શકે છે. તેથી કરીનેજ આ સમ્બન્ધમાં જે કાંઇ અહીં વિચાર કર્યો, તેનાથી સર્વાત્મભાવ-વિષયક જે કાંઇ ખુલાસો જોઇતો હતો, તે પ્રાપ્ત થયો છે ૧૪

कामाद्भिन्नलक्षणः सर्वभावस्तत्क्लेशभेदतः ।
संयोगविप्रयोगाभ्यां तदानन्दोऽपि भिद्यते ॥१५॥

બન્નેથી ઉત્પન્ન થનારા ક્લેશના તફાવતને લીધે સમજી શકાશે કે સર્વાત્મભાવ એ કામથી તદ્દન જુદા પ્રકારનોજ છે. તેજ રીતે કામ એ સંયોગાત્મક છે અને સર્વાત્મભાવ વિપ્રયોગાત્મક છે, તેથી સર્વાત્મભાવના પરિણામે થનારો આનન્દ પણ જુદાજ પ્રકારનો છે. ૧૫.

एतदेवोक्तमाचार्यैः फलं सर्वं समर्पणे ।
'तापक्लेशानन्द' रूपं तदर्थोऽयं विवेचितः ॥१६॥

શ્રીમહાપ્રભુજીએ આજ વાતને ઉદ્દેશી 'તાપ-ક્લેશ-આનન્દ'ના સ્વરૂપવાળું સર્વ ફલ સમર્પણના વિષયમાં નિર્દેશ્યું છે, તે ખાતર-જ અંહીં સર્વાત્મભાવવિષયક ખુલાસો મેં કર્યો છે. ૧૬.

तद्दासदासदासोक्त्या तदीया गतसंशयाः ।
ब्रह्मसम्बन्धवाक्यार्थविदस्तिष्ठन्तु वर्त्मनि ॥१७॥

શ્રીમહાપ્રભુજીના દાસાનુદાસના પણ દાસ આ હરિદાસના કથનથી સંશયોથી મુક્ત થઇ બ્રહ્મસમ્બન્ધમન્ત્રના અર્થનું જ્ઞાન મેળવી આપશ્રીના વૈષ્ણવો આ માર્ગમાં સ્થિર થઇ રહો. ૧૭,



## १६. अष्टाक्षरशरणमन्त्रपूर्वपक्षनिरासः ।

### પૂર્વપક્ષ

अष्टाक्षरमहामन्त्रः शरणैकप्रकाशकः ।
तन्त्रसिद्धः कथं पुष्टिमार्गे साधनमिष्यते ॥१॥

માત્ર એક શરણુનેજ પ્રકાશાવનારો તન્ત્ર શાસ્ત્રોમાં સિદ્ધ થયેલો એવો 'श्रीकृष्णः शरणं मम' એ અષ્ટાક્ષર મહામન્ત્ર પુષ્ટિ-માર્ગમાં સાધનરૂપ કેવી રીતે રહી શકે ? ૧.

विभूतिवाचिनस्तस्मान्न सिद्धिः पौरूषोत्तमी ।
भक्तिहंसी प्रपद्येत, विरोधः स्पष्ट एवहि ॥२॥

વિભુતિનો બોધ કરનારા તે મન્ત્રથી ભક્તિહંસમાં જેવા પ્રકારની પુરુષોત્તમ-પ્રાપ્તિ કહેવામાં આવી છે, તેવી મળી શકે તેમ નથી. નીચે મુજબનો વિરોધ સ્પષ્ટ છે:— ૨.

उपासनाद्यगम्यत्वं तन्त्रोक्तं पुरुषोत्तमे ।
निःसाधनत्वभङ्गः स्याद् भक्तिमार्गस्य सर्वथा ॥३॥

ભક્તિહંસમાં શ્રીગુસાંઈજીએ પ્રભુ શ્રીપુરુષોત્તમ, ઉપાસના વગેરેથી પ્રાપ્ત કરી શકતા નથી, એમ સ્પષ્ટ કહ્યું છે; અને આ મન્ત્રથી પ્રભુ પ્રાપ્ત કરી શકાય છે, એમ જો કહેવામાં આવે તો સર્વ-સાધનથી રહિત છે, છતાં આ મન્ત્રરૂપી સાધન આ માર્ગમાં હોય તો તેની નિઃસાધનતા ખણ્ડિત થાય છે. ૩.

अनुग्रहैकसाध्यत्वमपेयाद् भगवद्रतेः ।
एवं कृते पूर्वपक्षे सिद्धान्तस्तत्र वोच्यते ॥४॥

પ્રભુનો પ્રેમ તો માત્ર પ્રભુના અનુગ્રહથીજ સિદ્ધ કરી શકાય તેમ છે; તે વાત આ રીતે હાથ તાળી દઈ છટકી જાય છે. આવા પ્રકારનો પૂર્વપક્ષ છે. તેના સમાધાન માટે સિદ્ધાન્તનો નિર્દેશ કરવામાં આવે છેઃ— ૪.

## સિદ્ધાન્ત.

पुष्टिमार्गप्रभोरास्यादयं हि पुनरुद्गतः ।
मन्त्रानुग्रहमूलत्वाद् वरणात्मा ततो मतः ॥५॥

પુષ્ટિમાર્ગના પરમ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીના મુખારવિન્દાવતાર શ્રીમહાપ્રભુજીદ્વારા આ મન્ત્ર ફરીવાર પ્રકાશિત થયો છે. આ મન્ત્રનું મૂળજ પ્રભુનો અનુગ્રહ હોવાથીજ આ મન્ત્ર વરણ (પ્રભુએ આપણો પુષ્ટિમાર્ગમાં સ્વીકાર કર્યો છે, તે) ના આત્મારૂપે રહેલો છે. ૫.

तस्य साधनताया हि नापेयाद्धेतुता वृते. ।
विभूतिमात्रवाच्यत्वं चात एव न युज्यते ॥६॥
अत एवात्र न प्रोक्ता तस्य काचिदुपासना ॥६३॥

આ મન્ત્ર સાધનરૂપ બને, તેથી વરણ આ માર્ગમાં હેતુરૂપ છે; આ વાતને કશો બાધ આવે તેમ નથી. આ કારણેજ આ મન્ત્ર માત્ર વિભૂતિપરત્વે છે, એમ જે કહેવાય છે, તે તદ્દન અયુક્ત છે. અને તેથીજ આ માર્ગમાં આ મન્ત્રને અંગે કોઈ ઉપાસનાનો વિધિ બતાવવામાં આવ્યો નથી. ૬૩.

यथा हि श्रवणादीनां भिन्नत्वं मार्गभेदतः ।
तथैव वक्तृभेदेन मन्त्रभेदो निरूपितः ॥७३॥

જુદા જુદા માર્ગોમાં જેમ શ્રવણાદિ નવધા ભક્તિની પણ ભિન્નતા રહેલી છે, તેમ આ મન્ત્રના વક્તાના ભેદે કરીને મન્ત્રના સ્વરૂપમાં ભેદ રહેલો છે. ૭૩.

स्तोत्रे कृष्णाश्रये चोक्त मिति श्रीवल्लभोऽब्रवीत् ॥८॥
यथा शुकमुखं प्राप्य पीयूषद्रवतोच्यते ।
श्रीभागवतशास्त्रस्य, तथात्रापि विबुध्यताम् ॥९॥

આ મન્ત્રનું સ્વરૂપ ખુદ શ્રીમહાપ્રભુજીએ 'આ વલ્લભે કહ્યું' એ પ્રમાણે શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્રમાં વિવેચ્યું છે. ભાગવતશાસ્ત્રના વક્તા અધિકારભેદે અનેક હતા, પરન્તુ ભાગવતની અમૃતરસાત્મકતા જે થઇ, તે તો શ્રીશુકદેવજીના મુખમાંથી તે રસઝરણો છૂટવા માંડયાં એટલેજ; તેજ પ્રમાણે આ મન્ત્ર એ પૂર્વે ભલે અનેક વક્તાઓએ કહ્યો હોય છતાં જ્યારે શ્રીમહાપ્રભુજીએ ખુદે કહ્યો, ત્યારેજ આનાં બાધકો સર્વ નષ્ટ થઈ ચૂક્યા સમજો. ૯.

श्रीमत्प्रभुभिरप्युक्तमत एव दयालुभिः ।
'यदुक्तं तातचरणै' रित्यादिवचनामृतम् ॥१०॥

આ માટેજ પરમ દયાળુ શ્રી ગુસાંઇજીએ મઙ્ગલાચરણમાં 'શ્રી પિતાજીએ श्रीकृष्णः शरणं मम એમ જે નિર્દેશ્યું છે, તેનાથીજ આ લોકમાં અને પરલોક-વિષયક વાતોમાં નિશ્ચિન્તતા છે,' એવાં વચનામૃત કર્યાં છે. ૧૦.



# ९७. स्वमार्गमर्यादानिरूपणम् ॥

भक्तिमार्गस्य मर्यादा विपरीता विशेषतः ।
विज्ञेया सर्वथा विज्ञैः पूर्वधर्मविबाधनम् ॥१॥

બુદ્ધિશાળી પુરુષોએ દરેક રીતે ભક્તિમાર્ગની મર્યાદા બીજા માર્ગો કરતાં ખાસ કરીને ઉલટી છે, તેમ જાણવું. આથી આ પૂર્વધર્મની મર્યાદાથી તેને બાધ નડે છે. ૧,

धर्मस्त्यागात्मको ज्ञेयः प्रवृत्तौ शरणं मतः ।
सेवा च मानसी ज्ञेया पूजा कर्मविलक्षणा ॥२॥

આ માર્ગમાં ધર્મ તે ત્યાગસ્વરૂપે રહેલો છે, તેમ જાણવું. તે ધર્મ જ્યારે નિવૃત્તિને બદલે પ્રવૃત્તિમાં કરવાનો હોય ત્યારે તે પ્રભુના આશ્રયરૂપે રહેલો છે. આ માર્ગમાં સેવા માનસી જાણવી અને જે પૂજા છે, તે કર્મમાર્ગ કરતાં જુદાજ પ્રકારની જાણવી. ૨.

धर्मादिकरणं यत्र तदाज्ञापरिपालनम् ।
प्रमाणं भगवद्वाक्यैर्माविर्भूयोदितं हि यत् ॥३॥

આ માર્ગમાં પ્રભુની આજ્ઞાને બરોબર ઊઠાવી લેવી, તેજ ધર્મ વગેરેનું અનુષ્ઠાન; અને પ્રમાણ તરીકે પ્રભુએ શ્રીમહાપ્રભુજી સમક્ષ પ્રકટ થઈને જે આજ્ઞા કરી તેજ. ૩.

प्रमेयो हरिरेवात्र, न स्वर्गादिकमुच्यते ।
साधनं भगवन्मार्गः, फलं साधनमेव हि ॥४॥

આ માર્ગમાં પ્રમેયવસ્તુ માત્ર પ્રભુજ છે; સ્વર્ગ વગેરે કાંઇ પ્રમેય નથી. ( પ્રભુ સિવાય અન્ય કોઇની આ માર્ગના જીવને ઇચ્છા નથી.) એ પ્રમેયપ્રાપ્તિને માટે સાધન પ્રભુનો માર્ગજ છે; અને ફલ અને સાધન એકજ (સાધન અને ફલની આ માર્ગમાં અનન્યતા છે. ) ૪.

फलं प्रथमतो देयमुत्तरे साधने फलम् ।
सेवाप्रवृत्तिस्त्यागो हि प्रवृत्तेर्दूरवर्तिता ॥५॥

આ માર્ગમાં ફલ એ સાધન પૂર્વેજ રહેલું જાણવું. એ પછી સાધનરૂપેજ ફલપ્રાપ્તિ છે. આ માર્ગમાં પ્રભુસેવામાં પ્રવૃત્તિ કરવી, તેજ સાચોજ ત્યાગ છે; અન્ય સર્વ પ્રવૃત્તિ આ માર્ગથી હજારો ગાઉ દૂર છે. ૫.

दैहिकं चाखिलं कृष्णसेवार्थे च तथैन्द्रियम् ।
विरूद्धकरणं धर्मः कृष्णेङ्गितविबोधतः ॥६॥

સર્વ દેહ સમ્બન્ધી તેમજ ઇન્દ્રિય સમ્બન્ધી જે કાંઈ કર્તવ્ય તે પ્રભુસેવા ખાતર છે. (કૃષ્ણસેવા સિવાય દેહ–ઇન્દ્રિયનો અન્ય કશો પણ ઉપયોગ નથી. એ આ વાક્યનો ભાવાર્થ છે. ) શ્રીકૃષ્ણ-ચન્દ્રજીએ યુદ્ધભૂમિ પર અર્જુનને જે વાત કહી, તે ઉપરથી સ્પષ્ટ થશે કે ( બધા ધર્મનો સ્વીકાર કરે, જ્યારે પ્રભુના ઉપદેશો બધા ધર્મનો ત્યાગ આ ) વિરૂદ્ધ કૃતિ તેજ આ માર્ગમાં ધર્મ છે. ૬.

एतदेवार्जुनव्याजाद् भगवान् स्वयमुक्तवान् ।
येनैव कृष्णसम्बन्धो धर्मः सोऽत्र निरूप्यते ॥७॥

યુદ્ધભૂમિ ઊપર અર્જુનને ઉપદેશવાને બ્હાને પ્રભુયે આજ વાત બતાવી છે. એટલુંજ સમઝો કે જેનાથી શ્રીકૃષ્ણચન્દ્રજી સાથે સમ્બન્ધ થાય, તેનેજ આ માર્ગમાં ધર્મ કહ્યો છે. ૭.

दासत्वं भक्तिमार्गे हि तद्धर्मेण विधिर्मतः ।
त्यागोऽपि सफलः सोऽपि यथा भगवदिङ्गितः ॥८॥

ભક્તિમાર્ગ દાસપણામાં રહેલો છે. તે દાસધર્મથી ભક્તિમાર્ગીય વિધિવિધાન છે. જે ભક્તિમાર્ગીય ત્યાગ છે, તે પણ સફળ છે. તે ત્યાગ જે પ્રભુએ આચરી બતાવ્યો છે, તેવા પ્રકારનો છે, ૮.

वस्तुतः स्वयमेवास्य मार्गस्य त्याग इष्यते ।
सेवाकृतो स्वदेहादिनिरपेक्षत्वमादरात् ॥९॥

ખરૂં જોતાં આ માર્ગને ત્યાગ આપોઆપજ ઇષ્ટ છે; કેમકે સેવા કરવામાં આદર પૂર્વક પોતાનાં દેહાદિકની સેવકને લેશ પણ અપેક્ષા નથી. ૯.

ज्ञानमार्गपरित्यागः शून्यत्वात्स निरर्थकः ।
भक्तिमार्गपरित्यागे सर्वं भगवदर्थकम् ॥१०॥

જ્ઞાનમાર્ગમાં જે ત્યાગ રહેલો તે કોને માટે છે, તે નક્કીજ ન હોવાથી નકામો છે; જ્યારે ભક્તિમાર્ગીય ત્યાગમાં તો બધુંજ પ્રભુ માટે છે. ૧૦.

परमानन्दसम्बन्धि सफलं सर्वथा मतम् ।
उपकारोऽपि संसिध्येद्देहादीनां महात्मसौ ॥११॥

જે કાંઇ પણ પરમાનન્દાત્મક પ્રભુના સમ્બન્ધનું થાય, તેની દરેક રીતે સફલતાજ છે; અને દેહાદિક સર્વ ભગવદર્થ થતાં તે સર્વની કૃતકૃત્યતા પણ સિદ્ધ થાય છે. ૨૧.

सर्वत्र भगवद्बुद्धिर्भगवद्धर्मभावनात् ।
इन्द्रियाणां तथान्यस्य सम्बन्धस्य विनाशनम् ॥१२॥

બધેજ સ્થલે પ્રભુના ધર્મોનોજ વિચાર આવ્યા કરતો હોવાથી આવા ભક્તને સર્વત્ર ભગવાનજ રહેલા છે, તેવી સમઝ સ્ફુરે છે. ઇંદ્રિયોનો સમ્બન્ધ તેમજ અન્યપદાર્થોનો સમ્બન્ધ આ ભગવદ્‌બુદ્ધિથી નષ્ટ થઇ જાય છે. (લૌકિક સમ્બન્ધોજ રહેતા નથી.) ૨૨.

प्रपञ्चस्फूर्तिसम्बन्धेऽप्येष तद्विस्मृतिर्मता
तदर्थे भगवद्धर्माः सर्वे सर्वप्रकारतः ॥१३॥
श्रीभागवततो ज्ञेया स्वचार्यविवृतेरिह ।
अन्यथा न भवेत्स्फूर्तिस्तद्धर्माणां हि संसृतौ ॥१४॥

આ જગદાદિની સ્ફૂર્તિના વિષયની વાત કરતાં પણ તે જગદાદિનું વિસ્મરણજ આ ભક્તિમાર્ગીય ત્યાગમાં રહેલું છે. તે ખાતરજ દરેક પ્રકારે પ્રભુના જે સર્વ ધર્મો છે, તે શ્રીભાગવતજીમાંથી શ્રીસુબોધિનીજીદ્વારા જાણી લેવા; કારણકે પ્રભુના ધર્મોનું જ્ઞાન ન હોય તો જગદાદિમાં પ્રભુના ધર્મોની સ્ફૂર્તિ થઇ ન શકે. ૧૪.

स्वानुभावेन संसारे नाशयित्वा तु सर्वथा ।
ज्ञापयित्वा हरेर्धर्मान् भावं दत्वा तथाविधम् ॥१५॥

प्रकारमपि विज्ञाप्य भक्तेः सर्वं स्वतो बलात् ।
प्रपञ्चस्फूर्तिसंहिते विस्मृतिस्वार्थसाधकम् ॥१६॥
श्रीभागवतमेवात्र सर्वेषां हि गतिर्मता ॥१६३॥

શ્રીમદ્ ભાગવતજ સર્વ ભક્તોની ખરેખર ગતિ છે. તે શું શું કરે છે? પોતામાં ભરેલા મહાન્ અનુભવોથી દરેક રીતે ભક્તના સંસારનો (અહન્તા-મમતા બુદ્ધિથી જે દુન્યવી પદાર્થોમાં આસકિત રહેલી હોય છે, તેનો) નાશ કરે છે; પ્રભુના ધર્મોનો બોધ કરે છે, ભગવદ્-ભાવથી ભરપૂર એવા ભાવનું દાન કરે છે; પોતાના બળથી ભકિતના સમગ્ર પ્રકારનું જ્ઞાન આપે છે અને પ્રપઞ્ચ-જગદાદિની જે સ્ફૂર્તિ તેમાં તેના વિસ્મરણરુપ ઇષ્ટ અર્થને સિદ્ધ કરે છે. ૧૬૩.

ज्ञातं तत्फलदं, तत्र हेतुस्तद्गुरुसंश्रयः ॥१७॥
तत्र हेतुः कृपा तेषां, तत्र सान्निध्यमिष्यते ।
सान्निध्ये तत्र सम्बन्धः, स तु सेवाकृतौ भवेत् ॥१८॥

આ શ્રીમદ્ ભાગવતશાસ્ત્રનું જે જ્ઞાન થયું તો ફલદાયક થાય છે. પરન્તુ આ જ્ઞાનમાં ગુરુચરણોનો આશ્રય હેતુરૂપ છે. શ્રી ગુરુચરણોનો આશ્રય ક્યારે થાય કે જ્યારે તેઓની ભક્ત ઊપર કૃપા થાય. શ્રીગુરુચરણોની કૃપા માટે એઓશ્રીની પાસે રહેવું જોઈએ. પાસે રહીને પણ ગુરુ-શિષ્યના સમ્બન્ધે રહેવું જોઇયે. આ ગુરુ-શિષ્ય સમ્બન્ધ ત્યારેજ શક્ય કે જ્યારે ગુરુચરણોની સેવા કરવામાં આવે. ૧૮.

सेवा तदिङ्गितकृतेः सर्वथा तत्र सिध्यति ।
दासधर्मेण सेवायां विधिर्नहि नियामकः ॥१९॥

સેવા ત્યારેજ સિદ્ધ થાય, જ્યારે ગુરુદેવ જે પ્રમાણે આજ્ઞા કરે તે પ્રમાણે કરવામાં આવે. અમુક વિધિથી સેવા કરવી તેવું નથી. આ તો દાસધર્મ છે, એટલે જે પ્રમાણે આજ્ઞા તેજ પ્રમાણે કર્તવ્ય રહે છે; એમાં કોઇ શાસ્ત્રોક્ત વિધિ નિયામક નથી. ૧૯.

यथाकथञ्चित्स्वस्वामिसन्तोषोत्पादन हितम् ।
तस्मिंस्तुष्टे फलं सर्वं सिद्धमेव न संशयः ॥२०॥

કોઇપણ રીતે પોતાના ગુરુદેવ કેવી રીતે પ્રસન્ન રહે. તેવું કરવામાં આવે તેજ હિતકર છે. ગુરૂ જો પ્રસન્ન થયા તો સકલ ફલ સિદ્ધજ સમજવાં; એમાં કોઇ જાતની શઙ્કા ન લાવવી. (પ્રભુ ગુસ્સે થયેથી ગુરૂ બચાવે; પરંતુ જો ગુરૂ ગુસ્સે થાય તો પ્રભુયે છોડી દે છે એ વસ્તુ જગજ્જૂની છે –हरौरुष्टे गुरुस्त्राता' गुरौ रुष्टे न कश्चन– એ પ્રાચીનકાળથી પ્રસિદ્ધ વાત છે.) ૨૦.

तस्मात्स्वमार्गमर्यादा विज्ञाय च तदाश्रितैः ।
तत्र मार्गे स्थितिः कार्या ह्यन्यथा भ्रश्यते यतः ॥२१॥

તેથી ભક્તિમાર્ગીય જીવોએ પોતાના માર્ગની મર્યાદાઓને સારી રીતે જાણી ભક્તિમાર્ગમાં સ્થિતિ કરવી. જો તે પ્રમાણે ન કરવામાં આવે તો ભક્તિમાર્ગમાંથી ભ્રષ્ટ થવાનો વખત આવે. ૨૧.



# १८. स्वमार्गरहस्यनिरूपणम् ॥

'रसो वै स' इति श्रुत्या रसरूपो निरूपितः ।
स मन्तव्यः स्वशास्त्रेण यथा सिद्धस्तथा पुनः ॥१॥
द्विधा पूर्वस्तु संयोगो विरहश्च तथोत्तरः ॥१३

"પ્રભુ રસાત્મક છે" એ ઉપનિષદ--વાક્યમાં જણાવ્યા પ્રમાણે પ્રભુનૂ સ્વરૂપ રસઘન;છે. તેનું સ્વરૂપ આપણા શાસ્ત્ર મુજબ જે પ્રમાણે સિદ્ધ હોય, તે પ્રમાણે સ્વીકારવું. હવે એ રસ બે પ્રકારનો છે; પહેલો તે સંયોગરસ અને બીજો વિપ્રયોગ. ૧૩.

क्रियाप्रधानसंयोगे रसोद्बोधाय रूपिताः ॥२॥
भावास्तथोत्तरे शुक्लस्वरूपमपि तादृशम् ।
भावात्मक तु, तत्प्राप्तिर्भावप्राप्तिर्न चेतरत् ॥३॥

ક્રિયા જેમાં મુખ્યત્વે રહેલી છે, તેવા સંયોગાત્મક શૃંગારરસમાં રસને જાગૃત કરવા માટે ભાવો રહેલા છે. તેજ પ્રમાણે વિપ્રયોગાત્મક શૃંગારરસમાં જે સ્વરૂપ છે, તેવું જ ભાવાત્મક છે. (ભાવ વિના રસનિષ્પત્તિજ નથી.) આ વિપ્રયોગાત્મક સ્વરૂપની પ્રાપ્તિ એનું નામજ ભાવપ્રાપ્તિ, બીજું કાંઇજ નહીં. ૩.

स भावः सर्वथा पूर्वदेहं स्वेनानिवर्त्य च ।
विदध्यान्नूतनं देहं सर्वसामर्थ्य संयुतम् ॥४॥
निष्पत्त्यूर्ध्वं यथा तस्य वियोगानुभवो भवेत् ॥४३॥

તે ભાવ પ્રથમના શરીરને પોતાને સ્વરૂપેજ રાખીને તેને જે પ્રમાણે કોઈપણ જાતની મૂંઝવણ વિના પ્રભુના વિરહનો અનુભવ થાય તેવા પ્રકારના સમગ્ર સામર્થ્યવાળા નવાજ શરીરમાં ફેરવી નાખે છે. ૪.

स एव शब्दितः सर्वग्रन्थे रोधः प्रभुप्रियैः ॥५॥
विरोधस्तस्य सततं प्रपञ्चस्मरणेन हि ।
तदभावो निरोधैकलीलया गुणगानजः ॥६॥

આ વિયોગાનુભવને લાયક જે સ્થિતિ, તેનેજ શ્રીમહાપ્રભુજીએ નિરોધ એવી સન્જ્ઞા આપીં છે. સતત પ્રપન્ચ [જગદાદિ]નું સ્મરણ કરવામાં આવે તો આ નિરોધને બાધા આવે. [દુનિયાદારીમાં રચ્યા પચ્યા રહેનારાઓને આ નિરોધ સિદ્ધ થાયજ નહીં.] આવા પ્રકારનો બાધ ત્યારેજ ઉત્પન્ન ન થાય કે જ્યારે નિરોધપૂર્વક પ્રભુની લીલાઓના સ્મરણપૂર્વક પ્રભુના ગુણનું ગાન કરવામાં આવે. ૬

दैन्यभावलयैव स्यात्सुलभा भावसङ्गतिः ।
ब्रह्मादिदुर्लभो भावः कथं साध्यो हि तादृशैः ॥७॥
इति चिन्ताकृपायुक्तश्चकार प्रादुराननम् ।
तदाश्रयादिह प्रायः सर्वेषां तापसम्भवः ॥८॥

જો સદૈવ દીનતાની ભાવના કરવામાં આવે—જો સર્વદા દીનતાનુંજ પાલન કરવામાં આવે તો તેવા પ્રકારના ભાવની પ્રાપ્તિ થાય. આવા પ્રકારનો ભાવ તો બ્રહ્માજી વગેરેને પણ મુશ્કેલીથી પ્રાપ્ત થાય તેવો છે. તે સામાન્ય મનુષ્યોને સિદ્ધ કેવી રીતે થાય,

તેવી ચિન્તાવાળા પરમકૃપાળુ પ્રભુએ પોતાના મુખારવિન્દના અગ્નિરૂપ શ્રીમહાપ્રભુજીને પ્રકટ કર્યા. તે મહાપ્રભુજીને આશરે જવાથી આજે ભાગે બધાને વિપ્રયોગાત્મક તાપક્લેશનો જન્મ થાય. [કેમકે તાપક્લેશ સિવાય ભાવપ્રાપ્તિ શક્યજ નથી] ૮.

तापेन सर्वथा सर्वपरित्यागो भविष्यति ।
परित्यक्तेऽखिले नूनं प्रपञ्चास्मरण भवेत् ॥९॥

જો તેવા પ્રકારનો તાપક્લેશ થાય તોજ સર્વ રીતે દુન્યવી સર્વ પદાર્થોનો ત્યાગ થાય. અને સર્વ દુન્યવી પદાર્થોનો ત્યાગ થાય ત્યારેજ પ્રપઞ્ચ દુનિયાનું સ્મરણ ટળી શકે. ૯.

तदस्मृतौ तदासक्तिः सर्वथैव भविष्यति ।
आसक्तौ व्यसने जाते पर किमवशिष्यते ॥१०॥

હવે જો દુન્યવી પદાર્થોનું વિસ્મરણ સિદ્ધ થયું કે તરતજ પ્રભુમાં આસક્તિ હરેક પ્રકારે થાય. અને આસક્તિ થતાં વ્યસન થઇ ચુક્યું તો પાછી બાકી શું રહ્યું ? ૧૦

बाधिका सैव सततं न दुर्लभतमा रतिः ।
अतो विधेयः सुधिया श्रीमदाचार्यसंश्रयः ॥११॥

પ્રભુમાં પ્રેમ મુશ્કેલ નથી, પરન્તુ દુન્યવી પદાર્થોનું સ્મરણ એજ ભારે બાધ કરનારૂં છે, માટેજ બુદ્ધિશાળી પુરુષે શ્રીમહાપ્રભુજીનું શરણ રાખવું. ૧૧.

तस्मात्स एव मनुजैरनन्यैः साधनोज्झितैः ।
सर्वदा सर्वभावेन सेवनीयस्तदाश्रितैः ॥१२॥

તેથી શ્રીમહાપ્રભુજીને શરણે આવેલા અનન્ય અને નિસ્સાધન જીવોયે હમેશાં સમગ્રભાવપૂર્વક શ્રીમહાપ્રભુજીના શરણનેજ સિદ્ધ કરવું. (અથવા રસરૂપ પ્રભુનું સેવન કરવું.) ૧૨.



## १९. मधुराष्टकतात्पर्यम् ॥

स्वरूपगुणभेदेन द्विविधं गानमुच्यते ।
स्वरूपं तु रसानन्दस्तथा लीलासमन्वितः ॥१॥

સ્વરૂપગાન અને ગુણગાન એવા ભેદે ગાન બે પ્રકારનું કહેવાય છે. પ્રભુની લીલાઓથી યુક્ત રસાત્મક જે આનન્દ, તે સ્વરૂપ. ૧.

गुणास्तु भगवद्धर्माः स्वरूपोत्कर्षहेतवः ।
ते परोक्षे हि गीयन्ते स्वास्थ्याहेतुतयात्मनः ॥२॥

ગુણો એ તો પ્રભુના ધર્મ છે અને ઉપર જે સ્વરૂપ કહેવામાં આવ્યું, તેની મહત્તાના કારણરૂપે રહેલા છે. જીવને પોતાની પ્રભુમાં આસ્થા કરવાના કારણે એ ગુણોનું ગાન પ્રભુની પરોક્ષતામાંજ થાય છે. ૨.

स्वरूपं तु तदानन्दमत्येकाययवैस्तथा ।
तत्तल्लीलाथयत्येन माधुर्येण विभाव्यते ॥३॥

તે સ્વરૂપની તો પ્રભુના આનન્દાત્મક સ્વરૂપના એકે એક અંગે કરી પ્રભુની તે તે લીલાનો સમાશ્રય કરતાં જતાં મધુરતાએ કરી ભાવના કરવામાં આવે છે. ૩.

निरूप्ये ते समानेषु यदा स्थातुं न शक्यते ।
नदा तेनैव रूपेण विरहे तापसंयुतैः ॥४॥
निरूपणं रसस्यात्र माधुर्येणैव जायते ।
तस्यानुभववेद्यत्वान्न रूपेण कथञ्चन ॥५॥

નિરૂપણ સ્વરૂપ અને ગુણો, એ બન્નેનું કરવાનું હોય છે. હવે જ્યારે એના એ અંગોમાં બન્નેનું નિરૂપણ સાથે રહી નથી શકતું ત્યારે તેજ રૂપે તાપક્લેશથી યુક્ત એવા જીવોને મધુરતાયે કરી રસનું નિરૂપણ વિરહમાં જાગે છે. રસ એ માત્ર અનુભવથીજ જાણી શકાય તેવો છે, એટલે માત્ર રૂપદર્શનથી રસનિરૂપણ કોઇપણ રીતે સમ્ભવી શકતું નથી. ૫.

अतः सम्भूय ताः सर्वाः स्वानुभूतरसात्मकम् ।
वियोगभावैः स्वं भावं वर्णयन्ति-हरिं तथा ॥६॥

એટલે એ બધી લીલાઓ પ્રકટ થઇને વિપ્રયોગાત્મક ભાવોયે કરી પોતે અનુભવેલા રસાત્મક ભાવનું તેમજ પ્રભુનું વર્ણન કરવા માંડે છે. ૭.

तत्तल्लीलान्तरङ्गस्थाः स्मृत्वा स्मृत्वा तदङ्गकम् ।
अतो माधुर्यरूपेण रूपयन्ति परस्परम् ॥७॥

અને તેથી કરી તે તે લીલાઓમાં રહેલાં ગોપડ્ગનાઓ તે તે અંગનું સ્મરણ કરી તે તે અંગને મધુરતાના સ્વરૂપમાં પરસ્પર વર્ણવે છે. ૭.

एकाधरं तथैवान्या वदनं नयनं परा ।
एवमग्रेऽपि विज्ञेयं सम्पूर्णे मधुराष्टके ॥८॥

એક ગોપાડ્ગનાયે પ્રભુના અધરનું વર્ણન કર્યું. તો બીજાયે મુખનું વર્ણન કર્યું તો ત્રીજાયે નેત્રનું વર્ણન કર્યું. આમ સમ્પૂર્ણ મધુરાષ્ટકમાં આગળના શ્લોકમાંના તે તે અડ્ગનું પણ જાણવું ૮

एतदेवास्मदाचार्यैरतिगुप्तं निरूपितम् ।
तद्भावभावनं सिध्येदेतद्ग्रन्थार्थभावनात् ॥९॥

આજ અતિ ગુપ્ત વાત આપણા શ્રીમદ્વલ્લભાધીશ્વર પ્રભુયે બતાવી છે. આ મધુરાષ્ટક ગ્રંથના અર્થની ભાવના કરવાથી પ્રભુના તે ભાવની ભાવના સિદ્ધ થઇ શકે. ૯.

तद्बोधोऽपि निजाचार्यकृपया प्रभुकारितः ।
तादृशैर्ज्ञापितो वापि भवेन्नैवान्यथा क्वचित् ॥१०॥

તે અર્થનો બોધ પ્રભુનો કરાવ્યો શ્રીમહાપ્રભુજીની કૃપા વડે થાય કે ભગવદીયો જણાવે ત્યારે થાય; એ વિના અન્ય કોઇપણ રીતે ક્યાંય પણ ન થાય. ૧૦.

# २० सर्वात्मभावनिरूपणम् ॥

कृष्णस्य कृपया किञ्चिद् धृदयागतया मया ।
सर्वात्मभावशब्दार्थः कश्चनात्र विविच्यते ॥१॥

હૃદયમાં આવી રહેલી પ્રભુકૃપા વડે સર્વાત્મભાવ એ શબ્દનો કોઈક અર્થ મારા વડે અહીં વિવેચવામાં આવે છે. ૧

सर्वेषामिन्द्रियाणां हि देहादीनां तथा पुनः ।
आत्मभावो भगवति सर्वभावः स कथ्यते ॥२॥

બધી ઇન્દ્રિયોનો તેમજ દેહાદિક સર્વનો ભગવાનમા જે આત્મભાવ=અનન્યભાવ, તેને સર્વભાવ કહેવામાં આવે છે. ૨.

आत्मभावश्च सर्वत्र स्वसम्बन्धविचारणम् ।
स्वस्य सम्बन्धितास्फूर्तिरस्माकं भगवानिति ॥३॥

પોતાનો બીજામાં જે સમ્બન્ધ, તેનો જે વિચાર અને 'આ અમારા ભગવાન' એવી જાતનું જે સમ્બન્ધી પણું તેની અસ્ફૂર્તિ (વસ્તુસ્થિતિયે સ્વ-પરભેદનોજ અભાવ) તેનું નામ આત્મભાવ ૩

देहेन्द्रियाणां प्रत्येकमाकाङ्क्षारहिता हरौ ।
आकाङ्क्षायां तु विषये भावसत्त्वान्न सर्वता ॥४॥

આપણાં જે દેહ-ઇન્દ્રિયો, તે પ્રત્યેકની પ્રભુને વિશે લેશ પણ આકાંક્ષા ન હોવી જોઈએ (કેમકે તેટલો દ્વિધાભાવ આવ્યો.) હવે

જો આકાંક્ષા રહે તો ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષય એવી ઇન્દ્રિયોના ભાવની સ્થિતિ રહેવાથી સર્વપણું ન થાય. ૪.

अत एव हि तद्भावे देहाद्यस्फूर्तिरुच्यते ।
स्फूर्त्यां तत्रापि वै भावो भवेत्पोषादिहेतुकः ॥५॥

અથી કરીનેજ સર્વાત્મભાવમાં દેહાદિકની સ્ફુરણા ન હોવી જોઈયે, તેમ કહેવામાં આવે છે. હવે જો સ્ફુરણા થયા કરતી હોય તો તેને ઇન્દ્રિયોના પોષણાદિક (તે તેના વિષયની સમ્પૂર્તિ) ના કારણરૂપ રહેલો દ્વૈતભાનવાળો ભાવ થાય. ૫.

तथैव विषयत्यागः सर्वतासाधनाय हि ।
कामभावे कामफले भावतो नहि सर्वता ॥६॥

સર્વપણાને સિદ્ધ કરવા માટેજ ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ છે, કામ–વિષય હોયતો કામનું ફળ થાય અને તેવા કામભાવથી (જેમાં વિષયાપેક્ષા રહેલી છે, તેવી સ્થિતિથી) સર્વપણું સિદ્ધ ન થાય. ૬.

'अहं भगवतः सर्वे' इति सर्वात्मभावनम् ।
'प्रभुर्ममे' भावो हि कामभावो यतो मतः ॥७॥

સર્વાત્મભાવનો અર્થ એ કે 'હું સમગ્ર પ્રભુનોછું'. તેથી ઉલટું કામભાવ એ કે 'પ્રભુ મારા છે.' (પહેલામા ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ છે, નિઃસ્વાર્થતા છે, જ્યારે પાછલામાં વિષયસમ્પૂર્તિની ઇચ્છા રહેલી છે.) ૭.

अतो विचारकैर्भेदः कामसर्वात्मभावयोः ।
बोद्धव्यः श्रीमदाचार्यकृपयाऽतिविचक्षणैः ॥८॥

આથી અતિ વિચક્ષણ એવાવિચારક વિદ્વાનોએ શ્રી મહાપ્રભુજીની કૃપાથી કામભાવ અને સર્વાત્મભાવનો ભેદ જાણવો ૮.

सर्वात्मभावसाध्यो हि स्वरूपानन्द उच्यते ।
तद्वतामत एवात्र भावानन्दो निरूपित. ॥९॥

સર્વાત્મભાવથી સાધી શકાય એવો જે આનંદ તે સ્વરૂપાનન્દ કહેવાય છે આથીજ જેને સર્વાત્મભાવ હોય તેનેજ અહીં ભાવાનન્દ છે તેમ કહેવામાં આવ્યું છે ૯

भावस्वरूपमेवास्ति: भेदयोधेन भिन्नता ।
कामभावे वहि स्थे तु स्पष्टा बुध्येत भिन्नता ॥१०॥

—આ બન્નેય ભાવનુંજ સ્વરૂપ છે, પણ બન્ને વચ્ચે જે ભેદ બતાવનામા આવ્યો છે, તેનાથી બન્ને વચ્ચે ભિન્નતા છે કામભાવ અલગ રહેલો છે (પ્રભુ મારા છે અને હું જુદો એ રીતે,) તેથી બન્ને વચ્ચેની ભિન્નતા સ્પષ્ટ રીતે સમજી શકાય છે (સર્વાત્મભાવમાં પ્રભુથી અનન્યતા છે—હું પ્રભુનોજ છૂ મારૂં કશુંજ નથી, ત્યા ઈન્દ્રિયોના વિષયોની સમ્ભાવનાજ ક્યા રહી?) ૧૦.

अभेदोऽपि स्वरूपस्य कामाधाश्रयबोधनात् ।
कामभावफलं नित्य सद्योगः प्रभुणा मतम् ॥११॥
यतस्तथैव तत्रास्ति ह्यपेक्षा कामभावने ॥११३॥

જે કોઈ બન્ને વચ્ચે અભેદ દેખાય છે, તે સકામ ઇચ્છાથી સ્વરૂપના આશ્રયની વાત છે, તેટલા પૂરતોજ. કામ ભાવનું ફલ પ્રભુ સાથેનો નિત્ય સંયોગ, એ છે, કેમકે કામભાવમાં તેવાજ પ્રકારની—પ્રભુ સાથે સંયોગ રહે તેવા પ્રકારની—ઇચ્છા રહેલી હોય છે. ૧૧૬.

सर्वात्मभावे सतत सर्वत्यागात्मके मतम् ॥१२॥
स्वस्य सम्बन्धितारूपे भावप्राप्ति फलं पुनः ।
अनपेक्षत्वतो नैव कामादि दीयते फलम् ॥१३॥

સર્વ વસ્તુઓના ત્યાગના સ્વરૂપમા રહેલા, તેમજ પોતાના પ્રભુ સાથેના વિશિષ્ટ પ્રકારનો સમ્બન્ધ જેમા છે, તેવા સર્વાત્મ-ભાવમા ભાવપ્રાપ્તિ એજ સતત ફલ છે આમા કોઈપણ પ્રકારના ફલની અપેક્ષા ન હોવાથી કામાત્મક કોઈપણ પ્રકારનૂ ફલ પ્રભુ તરફથી દેવામા આવતૂ નથી ૧૩.

स्वरूपमेव देय हि, स भाव श्रुतिसम्मत ।
अत. सर्वात्मभावस्य फलभावो न चान्यथा ॥१४॥

આમા તો સ્વરૂપદાનજ રહેલૂ છે. તે સર્વાત્મભાવ વેદસમ્મત છે; કેમકે આ સર્વાત્મભાવનો ફલભાવ અન્ય કોઈપણ પ્રકારનો નથી ૧૪.

स चानपेक्षितारूपो यत्र नापेक्षिता हरे. ।
विरहे भाववैकल्यात्सापेक्षत्वं कथञ्च न ॥१५॥

જ્યાં પ્રભુને કોઇપણ જાતની અપેક્ષિતા નથી, તેવા પ્રકારનો અપેક્ષિતાના સ્વરૂપવાળો આ સર્વાત્મભાવ છે વિરહને લીધે જ્યા

ભાવજ ઢંખોળાઈ જાય છે, ત્યાં અપેક્ષિતા [સકામપણું] હોયજ નહીં. ૧૫.

'सन्त्यज्य सर्वविषयांनित्यत्र निरपेक्षिता ।
स्वरूपनिरपेक्षत्वं वियोगे दृश्यते हरेः ॥१६॥

વેણુનાદથી પ્રભુએ ગોપાઙ્ગનાઓને બોલાવ્યાં અને ગોપાઙ્ગનાઓ વનમાં આવ્યાં ત્યારે પ્રભુએ તેઓને ચાલ્યાં જવાનું કહ્યું તે વખતે ગોપાઙ્ગનાઓએ પ્રભુને વીનતી કરી કે-'અમે તો સમગ્ર વિષયનો ત્યાગ કરી આપના ચરણારવિંદમાં હાજર થયાં છિયે.' (ભા. ૧૦-૨૯-૩૧), આ સ્થળે ભક્તજનોનું નિષ્કામપણું સ્પષ્ટ છે, પ્રભુનો જ્યારે વિરહ થયો ત્યારે સ્વરૂપવિષયક નિષ્કામપણું પણ સ્પષ્ટ દેખાય છે. ૧૬.

अत एवोद्धवैर्युक्तं दौत्येन व्रजमागतैः ।
'सर्वात्मभावोऽधिकृतो...विरहेणे'ति तद्वचः ॥१७॥

આથીજ દૂતના કાર્ય માટે વ્રજભૂમિમાં પધારેલા ઉદ્ધવજીએ શ્રીવ્રજાઙ્ગનાઓની સ્થિતિ જોઈ 'તમે વિરહ વડે કરીને અધોક્ષજ પ્રભુમા સર્વાત્મભાવ પ્રાપ્ત કર્યો છે' [ભા. ૧૦-૪૮-૨૭], એ પ્રકારનું વચન કહ્યું છે ૧૭.

अतः सर्वात्मभावो हि त्यागात्मोपेक्षया युतः ।
भावस्वरूपफलकः स्वसम्बन्धप्रकाशकः ॥१८॥

એટલેજ સર્વાત્મભાવ ત્યાગની જરૂરવાળો છે, તેમજ ભાવ-

સ્વરૂપના ફલરૂપે રહેલો અને પોતાના પ્રભુ સાથેના વિશિષ્ટ પ્રકારના સમ્બન્ધને પ્રકાશિત કરનારો છે. ૧૮.

देहादिस्फूर्तिरहितो विषयत्यागपूर्वकः ।
भावात्मकामसम्बन्धिरमणादिक्रियः सदा ॥१९॥
स्वतन्त्रभक्तिशब्दाख्यः फलात्मा ज्ञायतां जनैः ॥१९३॥

વળી આ સર્વાત્મભાવ દેહાદિકની સ્ફૂર્તિ વિનાનો, વિષયોનો જેમાં ત્યાગ પ્રથમજ છે, તેવો, માત્ર ભાવાત્મક કામસમ્બન્ધમાં જે સ્મરણાદિ તેની જેમાં ભાવાત્મક ક્રિયા [ક્રિયાની ભાવના માત્ર, અન્ય કશુંયે [Practical] ] નહી, ફલાત્મક, સ્વતન્ત્ર ભક્તિ શબ્દથી વ્યવહાર કરાતો છે, તેમ મનુષ્યોએ જાણવું. ૧૯૩.

प्रवृत्तिः कामभावेऽस्ति, निवृत्तिस्तु द्वितीयके ।
अधिकं लेखितुं नैव शक्यते मन्दबुद्धितः ॥२०॥

કામભાવમા પ્રવૃત્તિ છે, જ્યારે આ સર્વાત્મભાવમાં સર્વ પ્રકારની નિવૃત્તિ છે. મારી મન્દ બુદ્ધિને લીધે વિશેષ લખવાની મારામા શક્તિ નથી ૨૦.

स्वाचार्यकृपयाभिज्ञैः सदा तद्भावभावुकैः ।
सुबोधिनीदर्शकैः स विज्ञेयस्तु स्वतो जनैः ॥२१॥

શ્રીસુબોધિનીજીનું પરિશીલન કરનારા, હમેશાં ભગવદ્ ભાવનીજ ભાવના કરનારા વિદ્વાનોએ પોતાની મેળેજ શ્રીમહાપ્રભુજીની કૃપાએ કરી આ સર્વાત્મભાવને સમઝી લેવો. ૨૧.



# २१. निवेदनतात्पर्यार्थः ॥

अथ निवेदनवाक्यार्थस्तु-सृष्ट्यादावेव जीवाः स्वतो भगवता सृष्ट्यर्थं भिन्नाः कृताः; तेषां ततःप्रभृति भगवता सह भगवदंशानां विप्रयोगोऽस्त्येव, न परं तापक्लेशः, सम्बन्धाभावात्; सम्बन्धस्तु प्रपञ्चासक्तिनिवृत्त्या भवति; सा तु यावद्देहसम्बन्धमहन्ताममतयोः विद्याकार्ययोः सत्तत्र भवितुं शक्नोति, अतो यत्राहन्ताममतयोर्बाध·

---

१. अक्षरांशद्वेधा द्विविधाः। केवलमर्यादायां स्थिताः साधनपरास्तेषां मुक्तिरेव फलं, ये च मर्यादापुष्टावङ्गीकृतास्तेषां सर्वसाधनत्यागपूर्वकशरणागतौ क्रियमाणसेवनायां सेवाफलोक्तफलसिद्धिः। अन्येषां चासुराणां प्रकृतिजन्यानां संसारनिश्चयेनान्धन्तमःप्रवेशरूपा मुक्तिः, न हि तेषां भगवत्प्राप्तिसम्बन्धगन्धोऽपि, 'मामप्राप्यैवं कौन्तेय' इत्यादिवचनात् ॥ तत्पुस्तकस्थं टिप्पणम् ।

१. અક્ષરબ્રહ્મના અંશોઃ દૈવ અંશો બે પ્રકારના છે. તેમાંના એક તો કેવલ મર્યાદામાંજ રહેલા છે; તેઓ વેદ વગેરેમાં વર્ણવેલાં સાધનો કરીને મોક્ષરૂપ ફલને પ્રાપ્ત કરે છે. તેઓને મોક્ષજ ફલ મળે છે, અધિક નહિ. જેઓનો મર્યાદાપુષ્ટિમાં અંગીકાર થયેલો છે, તેઓ તો મર્યાદાનાં સર્વ સાધનોને તિલાંજલિ આપીને પ્રભુને શરણે જાય છે; અથવા તો મર્યાદામાર્ગનાં સાધનોજ તેવા જીવોને છોડીને ચાલ્યાં જાય છે; શરણે ગયા પછી તે જીવો પ્રભુની સેવા કરે છે અને સેવા કરતાં કરતાં રસમય પ્રભુ સાથે અનેક અલૌકિક

फलं भविष्यतीति पुनः सम्बन्धसिद्धिः, तथा पुनर्देहादेः पाकेन मृदादेः कार्यक्षमत्वमिव भगवत्कार्योपयोगित्वं भवतीत्यलमुनया ॥

इति श्रीहरिदासोदितो निवेदनतात्पर्यार्थः ॥

ભાવાર્થ–આત્મનિવેદનનો વાક્યાર્થ આ પ્રમાણે છે: વાક્યાર્થ એટલે નિવેદનમંત્રમાં જે શબ્દો કે અક્ષરો રહેલા છે, તે સર્વનું રહસ્ય, તેનો ભાવાર્થ, એજ નિવેદનનો વાક્યાર્થ એને શ્રીહરિધનચરણ સ્પષ્ટ કરે છે;

एकोऽहं बहु स्यां, एकाकी न रमते, स द्वितीयमैच्छत् એ શ્રુતિવાક્યને આધારે પ્રથમતો પ્રભુયે સૃષ્ટિ રચવાની ઈચ્છા કરી. રમણ કરવા માટે સૃષ્ટિ રચે છે એમ ઉપનિષદ્ કહે છે. રમણ કેમ બની શકે? સર્વત્ર એકજ ભગવાન્ છે. ભગવાન્ ભગવાન્ સાથે રમણ કેમ કરે? એ શંકા થતાં શ્રુતિ કહે છે કે પ્રભુ પોતે રમણ કરવા બહુરૂપે થાય છે સૃષ્ટિ રચવા માટે પોતાનામાંથી જ અનેક જડજીવાદિ પ્રકટ કરે છે. જીવો સ્વસ્વરુપ હોવાથી સૃષ્ટિ કરવાની પ્રભુ જ્યારે ઈચ્છા કરે છે, ત્યારે તે જીવોને પોતાનાથી જુદા કરે છે. જ્યારથી

---

આનંદમય ભોગો ભોગવે છે, એ સેવાફલ ગ્રંથમા કહેલા ફલની તેઓને પ્રાપ્તિ થાય છે. જેઓ પ્રકૃતિ–માયામાંથી ઉત્પન્ન થયેલા છે, તેવા અસુરોને તો સંસારમાં ભમવાનો નિશ્ચય થયેલો હોવાથી તે લોકોને અધંતમસ નામના મહાનરકમાં પ્રવેશ કરવારૂપ મુક્તિ મલે છે. તે લોકોને પ્રભુની પ્રાપ્તિના સંબંધનો ગન્ધ પણ નથી; કેમકે પ્રભુ જ શ્રીમુખે ગીતામાં આજ્ઞા કરે છે કે 'હે અર્જુન, તે આસુર જીવો મને પ્રાપ્ત કર્યા વિનાજ અધમ ગતિને પ્રાપ્ત થાય છે. તેઓને આસુર યોનિમાં જ હું પટકું છું.'

ભગવદ્રૂપ જીવો જુદા થાય છે, ત્યારથી પ્રભુથી તેઓ વિખૂટા પડે છે પ્રભુનો વિયોગ પ્રાપ્ત થાય છે જુદા પડયા ત્યારથી પ્રભુનો સબંધ છૂટયો અને વિયોગજ ન્હોતો ભગવાનથી વિખૂટા થાય તો પણ તેઓને તાપક્લેશ નથી થતા, વિયોગ હોય તો તાપક્લેશ થવો જોઈએ, પરંતુ વિયોગ છતા, હજારો વર્ષોનો વિયોગ છતા જીવોને લેશ પણ પ્રભુને મળવા માટે તાપ કે કલેશ કાંઈ થતુ નથી કારણ શુ ? કારણ એજ કે પ્રભુનો સબંધ નથી જ્યારથી વિખુટા પડયા ત્યારથી પ્રભુ સાથેનો તાર તૂટયો, સબંધ છૂટયો, હવે પ્રભુના વિયોગને લઇને થવો જોઇનો તાપક્લેશ કયાથી થાય ? થોડો પણ પ્રભુનો સબંધ ન્હોતો આવતો હોય તો તેઓને પ્રભુનો વિયોગ સાભરી આવે અને પ્રભુની પ્રાપ્તિ માટે આર્તિ ઉદ્‌ભવે સમૂનગો સબંધ જ્યા નથી, ત્યા પ્રભુપ્રાપ્તિ માટે તાપકલેશની ઉત્પત્તિ કયાથી ?

વિયોગ પ્રાપ્ત થયા પછી પ્રભુનો સબંધ કેવી રીતે થાય? એ પ્રશ્નના ઉત્તરમા આપશ્રી આજ્ઞા કરે છે કે પ્રપચમા જેમની આસક્તિ દૂર થયા પછી પ્રભુનો સબંધ થાય છે પ્રપચમા જ્યા સુધી આસક્તિ લાગી પડે છે ત્યાસુધી પ્રભુનો સબંધ સંભવિત નથી મારુ તારૂ દૂર થયે પ્રભુનો સબંધ થાય છે

પ્રપચમા એટલે લોકમા રહેલી આસક્તિ દૂર થવામા બે આડી આવે છે, એક તો અહતા અને બીજી મમતા એ બેની માતા અવિદ્યા એટલે અજ્ઞાન અજ્ઞાનથી મારુ તારૂ ઉદ્‌ભવે છે સમગ્ર જગત્ પ્રભુને ખેલવાનુ સ્થાન છે એમાના સર્વ પદાર્થો પ્રભુને ખેલવાનાં રમકડા છે, તે બધા પ્રભુના છે, પ્રભુજ તેના માલીક છે, આ અજ્ઞાનને વશ થઈને કુબુદ્ધિ જીવો એને પોતાના

માની લે છે, અને દુઃખી થાય છે; ત્યારે જ્યાંસુધી અવિદ્યાએ ઉત્પન્ન કરેલી એ લૌકિક અહંતા અને મમતારૂપ પિશાચિનીઓ બેઠેલી છે, ત્યાંસુધી લૌકિકમાંથી જીવની આસક્તિ દૂર થવાની નથી. જ્યારે જ્યારે અહંતા અને મમતાને બાધ થશે ત્યારે ત્યારે પ્રપંચમાં રહેલી આસક્તિ દૂર થશે, અને ફરીને પ્રભુનો સંબંધ થશે. તાત્પર્ય આ છે: માયાની બે પુત્રીઓ, એક વિદ્યા અને બીજી અવિદ્યા, અવિદ્યામાં ફસાઇને જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જઇને લૌકિકમાં અહંતા મમતા બાંધે છે. પ્રભુએ અહંતા મમતાનુ મૂળ કારણ જે માયા, તેને જીતવાનું સરલ સાધન બતાવ્યું છે. ગીતામાં શ્રીમુખે આજ્ઞા કરે છે કે, मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते–મને જે શરણે આવે છે, તે એ માયાને તરી જાય છે. પ્રભુને શરણે જવાથી એ માયાનો જય થાય છે. માયાનો જય થવાથી અવિદ્યા રહેતી નથી. અવિદ્યા દૂર થતાં તેની બે પુત્રીઓ અહંતા મમતા પલાયન કરી જાય છે. અર્થાત્ જે જે પદાર્થોને 'મારા તારા' માનવામાં આવતા તે સર્વ પદાર્થો પ્રભુને સોંપી દઇને, પ્રભુના જ માનીને, પોતાને પણ 'હું એમ સ્વતન્ત્ર ન માનતાં' પ્રભુનો દાસ છું, એમ જાણીને ભગવત્સેવામાં પ્રવૃત્તિ થાય છે. એથી પ્રભુનો સંબંધ ફરીને સિદ્ધ થઇ ગયો એમ સમજી લેવું. જ્યારે પ્રભુનો સંબંધ થયો, ત્યારે સેવાનો અધિકાર પ્રાપ્ત થયો જેમ કાચી માટીના ઘડાને પકવ્યા પછી જલ લઇ આવવા વગેરે કાર્યમા જોડી શકાય છે તેમ પ્રભુનો સંબંધ સિદ્ધ થયા પછીજ દેહ, ઇન્દ્રિય વગેરેનો પાક થાય છે. એ પાક તાપક્લેશરૂપ વિયોગાગ્નિથી થાય છે, પહેલાં સંબંધ થતાંજ 'હું પ્રભુથી હજારો વર્ષથી વિખૂટો પડયો છું' આવું ભાન જ્યારે થાય છે, ત્યારે પ્રભુને મળવા માટે અત્યંત આર્તિ થાય છે, તે આર્તિ વિયોગરૂપ મહાગ્નિમા પરિણામ

પામે છે, અને તે અલૌકિક અગ્નિ વડે લૌકિક દેહ, ઇન્દ્રિય વગેરે જ્યારે પાકે છે, શુદ્ધ બને છે, ત્યારે તે દેહ, ઇન્દ્રિય વગેરે પ્રભુનાં કાર્યોમાં ઉપયોગી થાય છે. આથી વધારે શું કહીએ ? એટલું જ બસ છે.

(પુ. ભ. સુ. વ. ૬ અંક ૩-૪)



## २२. स्वमार्गमूलनिरूपणम् ॥

अथ श्रीकृष्णवदनपद्माम्भोजप्रसादतः ॥
प्रभुस्वरूपविषये किंचिदत्र निरूप्यते ॥१॥

હવે શ્રીકૃષ્ણચંદ્રજીના મુખારવિંદના અવતારરૂપ શ્રીમદાચાર્યચરણોના ચરણકમલની કૃપાથી પ્રભુના સ્વરૂપના વિષયમાં કાંઇક અહીં કહેવામાં આવે છે. ૧.

'रसो वै स' इतिश्रुत्या सरसात्मतयोदितम् ॥
तत्र कृष्णे मतिः कार्या ब्रह्मवादेन सर्वथा ॥२॥

"रसो वै सः"—તે પ્રભુ રસરૂપ છે, એ ઉપનિષદ્—વાક્ય અનુસાર પ્રભુનું સ્વરૂપ રસાત્મક કહેવામાં આવ્યું છે, તેવા પ્રકારના શ્રીકૃષ્ણચન્દ્રજીમાં બ્રહ્મવાદના સિદ્ધાન્ત અનુસાર દરેક રીતે બુદ્ધિ કરવી. ૨.

ब्रह्मवादे हि भगवानानंदाकार उच्यते ॥
तन्मात्रमुखपादादि सर्वं तस्य निरूप्यते ॥३॥

બ્રહ્મવાદમાં ભગવાનને આનન્દાકાર કહેવામાં આવે છે. તે પ્રભુનાં મુખ-ચરણ વગેરે સર્વ આનન્દરૂપ કહેવામાં આવે છે. ૩.

कोटिकंदर्पलावण्यरूपं चानंद एवहि ॥
ऐश्वर्याधिगुणाः सर्वे तद्रूपा नैव संशय. ॥४॥

કરોડો કામદેવોના લાવણ્યનું એકત્ર મળેલ રૂપ આનન્દમાં જ રહેલ છે. ઐશ્વર્ય વગેરે બધા ભગવદ્‌ગુણો આનન્દાત્મકજ છે, એમાં કાંઈ પણ સંશય નથી. ૪.

तथाविधाकृति ब्रह्मात्मकत्वं जगतः स्मृतम् ॥
मुख्यो हि जगदाकारो ब्रह्माकारो निरूपितः ॥५॥
घटकुडयाद्याकृतीनां वाचारंभणतोच्यते ॥
आनंदो हि ब्रह्मवादे सर्वत्राकारबोधकः ॥६॥

તેવું આનન્દાકાર બ્રહ્મસ્વરૂપાત્મક સ્વરૂપ જગતનું જો. મુખ્ય એવો જગદ્‌રૂપ આકાર બ્રહ્માકાર કહેવામાં આવ્યો છે; ઘડો, કુંડું એ વગેરે આકૃતિનાં નામ એ વાણીનો આરમ્ભ થયો, તેટલા પૂરતાં જ છે. બ્રહ્મવાદમા જ્યાં જ્યા આનન્દ શબ્દનો પ્રયોગ છે, ત્યાં ત્યાં તે આકારનો બોધક છે. ૫-૬.

न किंचिदीदृश वस्तु निराकार तु यद्भवेत् ॥
साकारब्रह्मरूपत्वात्तदाकारेण साकृति. ॥७॥

એવી કોઈ પણ વસ્તુ નથી કે જેને આકાર જ ન હોય. બ્રહ્મ સાકાર હોવાથી તે બ્રહ્મના આધારે સમગ્ર જગત સાકાર છે. ૭.

अत एवोक्तमाचार्यैर्निबंधे तत्त्वदीपके ॥
'अखंडं कृष्णवत्सर्वमिति निर्गलितं वचः ॥८॥

આથીજ શ્રીતત્ત્વદીપનિબન્ધમાં શ્રીમદાચાર્યચરણોએ, સર્વના નિચોડરૂપ વાક્ય કહ્યું છે કે 'કૃષ્ણરૂપ એવું આ સર્વ અખણ્ડ છે.' ૮

भगवद्धर्मशक्तीनामिति तद्रूपतोच्यते ॥
सर्वस्वरूपमानंदस्तदाकारस्तदाकृतिः ॥९॥

પ્રભુના ધર્મો અને શક્તિઓ પ્રભુરૂપ છે, સર્વ સ્વરૂપાત્મક આનન્દ છે. એટલે આનન્દનો જે આકાર તે પ્રભુનો આકાર. ૯.

एवं रसात्मकं ब्रह्म साकारं ज्ञेयमास्तिकैः ॥९½॥

આમ રસાત્મક એવું જે બ્રહ્મ તેને આસ્તિકોએ સાકાર (આનન્દાકાર) જાણવું ૯½.

रसश्च द्विविधः सिद्धस्तच्छास्त्रे यादृशस्तथा ॥१०॥
संयोगविप्रयोगाभ्यां शृंगारो विनिरूपितः ॥
संयोगश्च विरहः स्वरूपान्मेति निश्चयः ॥११॥

રસશાસ્ત્રમાં જેવા પ્રકારનો રસ કહેવામાં આવ્યો છે, તે રસ બે પ્રકારનો સિદ્ધ છે. તેજ રીતે શૃઙ્ગાર રસ સંયોગ અને વિપ્ર-

યોગ એમ બે પ્રકારનો છે. સંયોગ રસની માફકજ વિપ્રયોગ રસ શૃઙ્ગારરસરૂપ છે, એવો નિશ્ચય છે. ૧૧.

द्वयानेव विभेदो हि मंतव्यस्तत्स्वरूपयोः ॥
क्रियात्मकस्तु संयोगो लोकवेदनिरूपितः ॥१२॥
विप्रयोगस्तु भावात्मा केवलानुभवैकदृक् ॥१२३॥

શૃઙ્ગારરસનાં આ બે સ્વરૂપનો આટલોજ ભેદ જાણવોઃ— સંયોગ રસ ક્રિયાત્મક છે અને તે લોક અને વેદમાં કહેવામાં આવેલો છે; જ્યારે વિપ્રયોગ રસ ભાવાત્મક છે અને કેવલ અનુભવથીજ જોઇ શકાય તેવો છે (અનુભવાય તેવો છે). ૧૨૩.

भावात्मकस्वरूपस्य भावात्मानो व्रजस्थिताः ॥१३॥
सदा तदेकतद्वितोस्तद्रूपा न हि संशयः ॥
तस्य सर्वैव सामग्री मंतव्या हि तथाविधा ॥१४॥

ભાવાત્મકસ્વરૂપ પ્રભુના વ્રજમાં રહેલા ભાવાત્મક યાવત્પદાર્થો હમેશાં તે એકજ ભાવથી યુક્ત છે, અને તેઓ ભગવદ્રુપ-ભાવરૂપ છે. તેમાં કોઇ જાતની શઙ્કા નથી. આપશ્રીની બધીજ સામગ્રી ભાવરૂપ છે. તેમ જાણવું. ૧૪.

कदाचिन्मूललीलायाः कर्तुः प्राकट्यमोशितुः ॥
श्रुतिष्वग्निकुमारेषु तत्फलप्रापणेच्छया ॥१५॥
सद्वृत्तवरसाफल्यविधानाय विशेषतः ॥
स्वभावात्मव्रजजनाः प्रथमं प्रकटीकृताः ॥१६॥

કોઈવાર પ્રભુને મૂલલીલાનું પ્રાગટ્ય કરવાની ઈચ્છા થતાં શ્રુતિરૂપ અગ્નિકુમારોને ભાવરૂપ ફલ અપાવવાની ઈચ્છાએ કરી ખાસ કરી પોતે આપેલા વરદાનને સફલ કરવા માટે પોતાના ભાવાત્મક શ્રીવ્રજજનોને પ્રકટ કર્યાં. ૧૫-૧૬.

संयोगात्मा स्वयंजातो वसुदेवगृहे ततः ॥
नंदगेहे समागत्य भावात्मव्रजसंश्रयम् ॥१७॥
गोपिकाभावरूपं स्वमात्मानं स्वस्थितं व्यधात् ॥
स्वस्थितेन स्वरूपेण सततं रमते व्रजे ॥१८॥

ત્યારે સંયોગરસરૂપ પોતે શ્રીવસુદેવજીના ગૃહમાં પ્રકટ થયાં અને આપશ્રીએ નન્દના ઘરમાં આવીને ભાવાત્મક વ્રજભૂમિના આશ્રયરૂપ રહેલ ગોપિકાભાવરૂપ પોતાનાજ આત્માને સારી રીતે સ્થિતિવાળો કર્યો. સારી રીતે સ્થિર થયેલા તે રુપે પ્રભુ વ્રજમાં સતત વિહાર કરે છે. ૧૭-૧૮.

श्रुतीनामग्निपुत्राणां प्रथमाधिकृतिर्यतः ॥
अतः क्वचित्क्वचित्तस्याविर्भावोऽत्र निरुप्यते ॥१९॥

શ્રુતિરુપ અગ્નિકુમારોનો અધિકાર પ્રથમ હોવાથી અહીં વ્રજમાં ક્યાંક ક્યાંક ભગવદ્રૂપનો આવિર્ભાવ કહેવામાં આવ્યો છે. ૧૯.

यथा स्वरूपसेवायां कदाचिद्रूपदर्शनम् ॥
देहस्य भौतिकत्वेन तथाऽत्रापि विबुध्यताम् ॥२०॥

સ્વરૂપસેવા કરતાં કરતાં કોઈ સમે અસલ રૂપનાં દર્શનથી

થઈ જાય; તેજ રીતે આ દેહ ભૌતિક હોવાથી કોઇ સમયે અહીં વ્રજમાં અસલ રૂપનાં દર્શન થઇ જાય; એમ જાણો. ૨૦.

लीलां कृत्वा प्रमाणादिफलप्रकरणावधि ॥
निरोधेन तथाऽविद्यां सपर्वां विनिवार्य च ॥२१॥
स्वानंदं पूरयित्वैव शरीरमनआदिषु ॥
श्रुतयोऽग्निकुमाराश्च निर्दोषानंदरूपिणः ॥२२॥
कृपास्तेषां ततो भावं केवलं विरहात्मकम् ॥
आत्यंतिकवियोगाख्यं मुक्त्यापि फलमूर्धगम् ॥२३॥
फलं दत्वा भावरूपा व्रजस्थाः स्वस्थिताः कृताः ॥
अक्रूरागमने प्रोक्ता अन्यथाभावमापिताः ॥२४॥
सिद्धं विदित्वा भगवान् तत्प्राकट्यप्रयोजनम् ॥
'प्रायः प्राणां' निति श्लोके तास्तत्रैव ह्यनूदिताः ॥२५॥

તામસ પ્રમાણ પ્રકરણથી માંડી તામસ ફલપ્રકરણ સુધીની (અ. ૪થી ૩૫સુધીની) કથામાં લીલા કરી, નિરોધે કરી પાંચ પર્વવાળી અવિદ્યાને ટાળી, શરીર મન વગેરેમાં નિજ આનન્દની પૂરણી કરે- શ્રુતિરૂપ અગ્નિકુમારોને પ્રભુએ નિર્દોષ આનન્દરૂપ કર્યા. ત્યારપછી તેઓને કેવલ ભાવરૂપ આત્યન્તિક વિયોગ નામનું વિરહરૂપ અને મુક્તિ કરતાંયે જે પર ફલ તેઓને વટાવી જતું ઉત્તમ ફલ આપી ભાવાત્મક એવાં તે વ્રજવાસીયોને પોતામાં નિરુદ્ધ કરી લીધાં. અક્રૂરજી પ્રભુને પધરાવવા આવ્યા ત્યારે જે ગોપાઙ્ગનાઓની વાત કહેવામાં આવી છે, તેઓને પ્રભુએ તેઓના પ્રાકટ્યનું કારણ

સિદ્ધ થયેલું અગ્ની ગોપકા ભાવને પમાડ્યાં “ प्रायः प्रागात् [ भा. १० ] ”એ શ્લોકમાં એવા પ્રકારની ગોપીજનોની વાત કહેવામાં આવી છે. ૨૧–૨૫.

श्रुतयोऽग्निकुमारास्तु ह्यात्मरूप व्रजस्थिताः ॥
आत्यंतिकस्यविरहफलभाजस्तथा कृताः ॥२६॥
अन्तर्गृहगताः स्वस्मिन् क्रियारूपेणवेशिताः ॥
तेषां स्वावसरेऽस्वस्मान्निष्काश्य रमणं पुनः ॥२७॥
प्रवेशनित्यसंयोगरूपेणैव व्यवस्थितिः ॥२७½

શ્રુતિરૂપ અગ્નિકુમારો કે જે પ્રભુરૂપ વ્રજની અન્દર રહેલા હતા, તેઓને અત્યન્ત પોતાના વિપ્રયોગરૂપ ફલનાં અધિકારી કરવામાં આવ્યાં. તેમાં જે વેણુનાદ થતાં ઘર બ્હાર ન નીકળી શક્યાં, તેઓનો ક્રિયારૂપે પ્રભુએ પોતામાં પ્રવેશ કરાવ્યો. અનુકૂળ સમયોગ મળતાં તે અન્તર્ગૃહગતાને પોતામાંથી બ્હાર પધરાવી તેઓની સાથે રમણ કરે આ પ્રવેશ થતાં નિત્ય સંયોગરૂપેજ રમણ છે, તેમ જાણવું. ૨૬–૨૭½

भावरूपास्तु तेनैव रूपेणेति विबुध्यताम् ॥२८॥
उभयोः साकृतित्वं हि मन्तव्यं ब्रह्मवादिभि. ॥२८½॥

ભાવાત્મક તો તેજ રૂપે એમ જાણો. આ બન્ને પ્રકારનાં [પ્રવેશ થતાં નિત્ય સંયોગરૂપ અન્તર્ગૃહગતા અને ભાવાત્મક શ્રુતિરૂપા]ને બ્રહ્મવાદીઓએ સાકાર માનવાં. ૨૮½

सर्वाधारो लोकवेदप्रथितः पुरुषोत्तमः ॥२९॥
तदाधारोऽक्षरस्तस्य प्रपंचस्तग्दतैः पुनः ॥
जीवैरक्षरतो ज्ञेयस्तदतीतः परः पुमान् ॥३०॥

લોક અને વેદમાં પ્રસિદ્ધ એવા જે પુરુષોત્તમ એ સર્વના આધારરૂપ છે. તે પ્રભુનો આધાર અક્ષરબ્રહ્મ છે. અક્ષરબ્રહ્મનો આધાર પ્રપંચ [જગત]. તેજ જગતમાં રહેલા જીવોયે અક્ષરથી પર એવા પરપુરુષને જાણવો. ૩૦

ततः श्रीगोपीकावृंदगूढभावः परो हरिः ॥
श्रीमदाचार्यकृपया विज्ञेयः कृष्ण एव हि ॥३१॥

શ્રીમદાચાર્યચરણોની કૃપાયે કરી શ્રીગોપીજનોના સમૂહના ગુઢભાવરૂપ હરિ શ્રીકૃષ્ણને તે પર પુરુષ કરતાંયે પર જાણવા. ૩૧.



## मूलरूपसंशयनिराकरणम् ॥

मदा श्रुतीनां कृपया मूलरूपप्रदर्शकः ।
रसात्मकस्वरूपात्मगोपीजनसमन्वितः ॥१॥
तथाभूतव्रजश्रीमद्गोवर्धनविलासकृत् ॥
यथा ह्यग्निसुतान्सर्वान्कृपया कोसलेन्द्रतः ॥२॥

अनुगृह्य स्वरूपात्मभक्तावेश विधाय च ॥
तदा तद्रूपतापत्तीर्मूललीलापरायणः ॥३॥
यथा वा पूर्वरूपेऽपि स्वयमाविश्य सर्वतः ॥
मूलरूपेण कृतवाँल्लीलास्तद्वत्स्वयं हरिः ॥४॥
तथा श्रुतिषु सर्वासु भावात्मा स्वीयरूपताम् ॥
सम्पाद्य मूलरूपेण रमते तादृशीषु वै ॥५॥

જે પ્રમાણે સદૈવ અનુગ્રહ વડે શ્રુતિયોના મૂલરૂપને બતાવનાર રસરૂપસ્વરૂપવાળાં ગોપાઙ્ગનાઓથી યુક્ત, તેવાજ પ્રકારના રસાત્મક સ્વરૂપવાળા વ્રજ અને શ્રીગિરિરાજ—તેમાં ક્રીડા કરનાર મૂલલીલા કરનારા પ્રભુયે રામચન્દ્રજીદ્વારા અનુગ્રહથી સર્વ અગ્નિકુમારોને નવાજી સ્વરુપાત્મક ભક્તનો આવેશ તેમાં કરી અસલ રૂપ સાચવ્યાં અથવા તો પ્રથમના સ્વરૂપમાં ચારેબાજૂથી આપશ્રીયે મૂલરૂપે રહી લીલાઓ કરી, તેજ પ્રમાણે ભાવાત્મા પ્રભુ પણ્ડેજ સમગ્ર શ્રુતિ-યોમાં પોતાના સ્વરૂપને પધરાવી-તદ્રૂપ કરી તેવી તદ્રૂપ શ્રુતિ-રૂપાઓમાં રમણ કરી રહ્યા છે. ૧–૫.

*आश्रयत्वे तथाभावे प्रभोस्तत्र तथात्र हि ॥*
उभयोर्भावरूपत्वं मन्तव्यं ब्रह्मवादिभिः ॥६॥

અગ્નિકુમારોના વિષયમાં આશ્રય મુખ્ય રૂપે રહેલો છે, તેજ રીતે આ શ્રુતિરૂપાઓના વિષયના રમણમાં પ્રભુ અને ગોપાઙ્ગનાઓ ભાવાત્મક છે, તેમ બ્રહ્મવાદીયોયે જાણવું. ૬.

मुख्यशक्तिस्वरूपं तु स्त्रीभावो हरिरूच्यते ॥
तत्र स्त्र्यंशः परा शक्तिर्भावांशः कृष्णशब्दितः ॥७॥

મુખ્ય શક્તિના સ્વરૂપે રહેલો સ્ત્રીભાવ તે પણ પ્રભુજ કહ્યા છે. તેમાં સ્ત્રી-અંશ છે, તે પર શક્તિ અને ભાવ-અંશ છે, તે કૃષ્ણ. ૭.

यथा हि सर्वभावात्मा कृष्णः सापि च तादृशी ॥
विशिष्टस्यैव सर्वेषां कृष्णस्य हृदयेस्थितेः ॥८॥
द्वयोर्मिलितयोर्वाच्य मन्मथत्वमभेदतः ॥
द्विपत्रत्वाद्रसस्यालम्बने द्वैविध्यमुच्यते ॥९॥

જેવી રીતે પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજી સર્વભાવરૂપ છે, તેજ રીતે તે શક્તિ પણ સર્વભાવરૂપ છે, બધી ગોપાઙ્ગનાઓથી યુક્ત શ્રીકૃષ્ણચન્દ્રજી હૃદયમાં બિરાજે છે, ત્યાં શક્તિ અને પ્રભુ એકરૂપ થતાં અભેદે કરી કામદેવપણું છે; માત્ર રસ દ્વિદલ હોવાથી રસના આલમ્બનમાં દ્વિવિધતા કહેવામાં આવે છે. ૮-૯.

एव हि संशयः सर्वश्छेत्तव्यः प्रभुसंश्रितैः ॥
विशिष्टे गोकुलाधीशरूपे सर्वत्र सर्वथा ॥१०॥

આ પ્રમાણે પ્રભુના આશરે આવેલા ભગવદીયોયે બધે સ્થળે બધી રીતે ખાસ પ્રકારના શ્રીગોકુલાધિશસ્વરૂપમાં થતા સર્વ સંદેહને દૂર કરવા. ૧૦.

---

# २४. श्रीमत्प्रभुप्राकट्यहेतुनिर्णयः ॥

भक्तिमार्गे भगवतः प्राकट्यं फलमुच्यते ॥
परमानंदरूपत्वात्तदाविर्भवनं तथा ॥१॥

ભક્તમાર્ગમાં પ્રભુનું પ્રકટ થવું, તેજ ફલ કહેવાય છે પ્રભુ પરમાનન્દરૂપ હોવાથી (અને આનંદ એજ પરમ ફલ હોવાથી) પ્રભુનું પ્રકટ થવું તે ફલરૂપ છે. ૧.

तत्र हेतुर्भक्तदुःख, रूपत्रितयके हरेः ॥
अवतारोऽपि भक्तानां दुःखादेव हरेर्मतः ॥२॥

પ્રભુનું પ્રાકટ્ય થવામાં હેતુ ભક્તનું દુઃખ હોય છે. પ્રભુના બાલ્ય કૈશોર અને પૌગણ્ડ એ ત્રણે રૂપોમા પણ પ્રભુનો અવતાર ભક્તોની તકલીફને આભારી હોય છે. ૨.

'भवदुःखविनाशाये' त्यत्रोक्तं प्रभुभिस्तथा ॥२½॥

આ વાત શ્રીમહાપ્રભુજીએ 'भवदुःखविनाशाय —પ્રભુ સંસારનાં દુઃખોના નાશ માટે પ્રકટ થાય છે,' તે પ્રસંગમાં કોઈ સ્થળે તેવી વાત કહી છે.

यदान्यविहितं दुःखं भक्तानामिह जायते ॥३॥
तदासुरविनाशायावतरत्यञ्जसा हरिः ॥३½॥

જ્યારે ભક્તોને કોઈ અન્ય અસુરાદિકથી ઉત્પન્ન થયેલા

દુઃખનો પ્રસઙ્ગ સાંપડે છે, ત્યારે તેવા અસુરોનો સંહાર કરવાને માટે પ્રભુ તરત પ્રકટ થાય છે. ૩½.

कामेन यत्र तद्दुःखं स्वरूपविषयं मतम् ॥४॥
आविर्भावो भवेत्तत्र हरेः पूर्णरसात्मनः ॥४½॥

કામે કરી જ્યાં તેવા પ્રકારનું દુઃખ પ્રભુના સ્વરૂપને પ્રાપ્ત કરવાના વિષયમાં હોય છે, ત્યાં તેવા પૂર્ણ રસઘન પ્રભુનું પ્રાકટ્ય થાય છે. ૪½.

यत्रैव सहजस्नेहाद्दुखं तत्र स्वयं हरिः ॥५॥
मूलरूपेण करूणस्तदर्थं प्रकटो भवेत् ॥५½॥

જ્યાં સહજ સ્નેહને અઙ્ગે દુઃખ થયેલું હોય છે, ત્યાં કરુણાના સાગર પ્રભુ પણેજ મૂલ સ્વરૂપે પ્રકટ થાય છે. ૫½.

यथा ब्रह्मप्रार्थनया देवकीवसुदेवयोः ॥६॥
काम्यया श्रुतिरूपाणां सहजस्नेहतो ह्यभूत् ।
अतो भक्तगत दुःख प्राकट्ये हेतुरुच्यते ॥७॥

—દાખલા તરીકે બ્રહ્માજી-પૃથ્વી-દેવતાઓ વગેરેએ જઈ પ્રભુની પ્રાર્થના કરી, એટલે પ્રભુએ શ્રીદેવકી-વસુદેવને ત્યાં પ્રાકટ્ય લીધું. જ્યારે શ્રુતિરૂપા ગોપાઙ્ગનાઓની કામનાએ કરી સહજ સ્નેહને લીધે પ્રભુ પ્રકટ થયા; માટેજ ભક્તને રહેલા દુઃખનેજ પ્રભુના પ્રકટ થવામાં હેતુ કહેવામાં આવે છે. ૭.

दुःखं तु विरहादेव जायते नान्यथा पुनः ।
विरहोऽपि तदा दुःखहेतुर्हृदि यदि स्फुरेत् ॥८॥

દુઃખ છે, તે પ્રભુના વિરહે કરીને થાય છે; બીજી રીતે નહી વિરહ પણ દુઃખના કારણરૂપ ત્યારેજ-થાય કે જ્યારે તેની સ્ફૂર્તિ હૃદયમાં થાય. [હૃદયમાં વિરહ વ્યાપી ન જાય ત્યાંસુધી દુઃખનો અનુભવ નથીજ થતો.] ૮.

तत्स्फूर्तिस्तेन भगवत्सम्बन्धो द्विविधो मतः ।
देहभावविभेदेन, तत्राद्यो हरिणा स्मृतः ॥९॥

વિરહની સ્ફુર્તિ થાય, તેથી કરીને દેહ અને ભાવના ભેદે કરી પ્રભુ સાથેનો સમ્બન્ધ બે પ્રકારનો હોય છે. તેમાંનો જે દૈહિક છે, તેની વાત પ્રભુયે 'ધર્મગ્લાનિ વખતે સાધુઓના રક્ષણ માટે અવતાર લઉં છું,' તેવી રીતે [ગીતાજીમાં] કહી છે. ૯.

अवतारो द्वितीयः स्यात्परोक्षाध्यक्षयोरपि ।
यथा पत्या स्त्रिया भावसम्बन्धो, नहि देहजः ॥१०॥

બીજો ભાવને લીધે અવતાર છે, જે પ્રભુ પરોક્ષ રહીને અનુભવાવે અથવા પ્રત્યક્ષ રહીને પણ અનુભવાવે; ઉદાહરણ તરીકે પતિ સાથેનો સ્રીનો ભાવજનિત સમ્બન્ધ હોય છે, નહીં કે દેહજનિત. [ગોપાઙ્ગના સાથેનો સમ્બન્ધ એ ભાવજનિત છે. ત્યાં વિપ્રયોગ એ પરોક્ષ અને સંયોગ એ પ્રત્યક્ષ અનુભવ છે.] ૧૦.

स जायते निरूपधिः स्वसर्वस्वनिवेदनात् ॥१०½॥

આ અમાપ અને અપાર ભાવ પ્રભુને નિજ સર્વસ્વનું સમર્પણ કરવાથી ઉત્પન્ન થાય છે. ૧૦ફે.

यथा कन्या स्वसर्वस्वं निवेद्य च निजाग्रहात् ॥११॥
गृह्णाति तद्गतं भावं परोक्षे तापरूपिणम् ।
तथात्रापि स्वसर्वस्वं निवेद्य स्वाग्रहादपि ॥१२॥
ऊरीकृत्य च तद्भावं परोक्षे तापरूपिणम् ।
तस्यानुभावतः कृष्णप्राकट्यं हृदये मतम् ॥१३॥

જે પ્રમાણે કન્યા પોતાના આગ્રહે કરી પતિદેવને પોતાના સર્વસ્વનું સમર્પણ કરી પરોક્ષમાં પતિના વિરહના–તાપ કલેશરૂપીભાવનો સ્વીકાર કરે છે, તેજ પ્રમાણે અહીં પોતાના આગ્રહથી પણ પોતાના સર્વસ્વનું પ્રભુને સમર્પણ કરી પરોક્ષમાં વિપ્રયોગાત્મક તાપ-કલેશરૂપી પ્રભુવિષયક ભાવનો સ્વીકાર કર્યે ભક્તના અનુભવે કરી ભક્તને પોતાના હૃદયમાં શ્રીકૃષ્ણચન્દ્રજીનું પ્રાકટ્ય થાય છે. (બન્ને પ્રકારના પ્રાકટ્યમાં આમ દુ:ખ એજ પ્રભુ પ્રાકટ્યનું કારણ છે). ૧૩.



## ૨૫. श्रीपुरुषोत्तमस्वरुपाविर्भावनिर्णयः ॥

अथ स्वाचार्यचरणावलम्बनबलान्मया ।
पुरुषोत्तमरूपाविर्भावि किञ्चिन्निरूप्यते ॥१॥

હવે શ્રીમદાચાર્યચરણોના આશ્રયના બળે કરી શ્રીપુરુષોત્તમના સ્વરૂપના આવિર્ભાવ વિષયમાં હું કાંઈક કહું છું:— १.

रसात्मकः श्रुतिशिरः सिद्धः स पुरुषोत्तमः ।
रसः शृङ्गार एवास्ति नाट्यसिद्धान्तसम्मतः ॥२॥

વેદ-વેદાન્તથી સિદ્ધ થયેલા તે શ્રીપુરુષોત્તમ પ્રભુ રસાત્મક છે (રસો વૈ સઃ-તે પ્રભુ રસરૂપ છે, એ વગેરે બૃહદારણ્યક ઉપનિષદાદિનાં વાક્યો અહી પ્રમાણ છે.) નાટ્યશાસ્ત્રના સિદ્ધાન્તે જેને સમ્મતિ આપી છે, તેવો રસ તે માત્ર શૃંગારરસ છે. ૨.

अन्येषु रसता नैव मन्यन्ते भरतादयः ।
शृङ्गाररससम्बन्धादन्येऽपि स्यु रसा इति ॥३॥

શૃંગારરસના સમ્બન્ધને લીધેજ બીજા રસો રસ છે, આવી સ્થિતિને લીધે ભરત વગેરે નાટ્યશાસ્ત્રના આચાર્યો બીજા રસોમાં સાચૂ રસપણું માનતાજ નથી. ૩.

यथैवोपकृतिः सर्वा महतां स्वर्णनिर्मिता ।
शृङ्गारस्य तथा कार्ये रसा एवोपयोगिनः ॥४॥

સમૃદ્ધ પુરુષોના શૃંગારનાં સર્વ સાધન જે પ્રમાણે સોનાનાંજ બનાવેલાં હોય છે, તેજ પ્રમાણે શૃંગારરસના કાર્યમાં બીજા રસો ઉપયોગી છે. ૪.

स एव श्रुतिवाक्यैकवाक्यतायलतः स्फुटः ।
साकारः सच्चिदानन्दो विरुद्धाखिलधर्मयुक् ॥५॥

रूपवानखिलाधारोऽनन्तशक्ति स्वभावत ।
अप्राकृतनिजानन्दरूपदेहेन्द्रियादिक ॥६॥

श्रुतिना समग्र वाक्योनी ओकवाक्यताना बळे करी उपर जे तेज आत्मक प्रभु आकार छे, सत्-चित्-आनन्दस्वरूप छे, स विरुद्ध धर्मो (अणुथी अणु, महानथी महान, वगेरे) ना आश्रय रू रूपवाळा सर्वना आधाररूप, अनन्त शक्तिवाळा, स्वभावे क अलौकिक अेवा पोताना आनंदरूप देह-इन्द्रिय वगेरे वाळा छे ५-

स शास्त्रे द्विविध प्रोक्त सयोगो विरहस्तथा ।
रसे यथा तारतम्य सयोगाद्विरहे तथा ॥७॥
तत्स्वरूपेऽपि मन्तव्य भक्तानुभवत स्फुटम् ॥७½॥

ते रसने शास्त्रमा सयोग अने वियोग अेम बे प्रकारनो कह्य छे रसमा सयोग शृगारथी वियोग शृङ्गारनो जेम भेद छे तेज प्रमाणे आनंद प्रभुना स्वरूपमा पण भक्तोनो ओ प्रकारे अनभव होवाथी स्फुट रीते भेद जाणवो ७½

पूर्वोऽखिलस्य शास्त्रीयक्रियाधारस्तथोत्तर ॥८॥
भावात्मा भावरूपैकक्रियामात्राश्रय स्मृत ॥८½॥

सयोग शृगाररस जे प्रमाणे समग्र रसशास्त्रनी क्रियाओन आधाररूपे रहेलो छे, तेज प्रमाणे वियोग ओ भावात्मक ह तेमज ओकरूप समग्र क्रियाओना आश्रयरूपे रहेलो छे. ८½

लोकवेद प्रसिद्धो हि पूर्वस्तस्मात्तथा मत ॥९॥

આપેલા વાક્યને સત્ય કરવાને માટે ચારે વ્યૂહ સાથે વસુદેવજીના ઘરમા પ્રકટ્યા ૧૩ર્ડ્ડૈ.

व्यूहत्रयस्य तत्राग्नि कार्यं, तद्धि निरूपितम् ॥१४॥
तत्रात एव व्यूहानामाविर्भावोऽपि रूपितः ॥१४ड्डे॥

ત્રણ વ્યૂહનું કાર્ય વ્રજમા છે અને તે ત્યા ત્યાં બતાવાયું છે. તે તે સ્થળે આ માટેજ જુદા જુદા વ્યૂહનું પ્રાકટ્ય પણ કહેવાયું છે. ૧૪ર્ડ્ડે.

वासुदेवस्य कार्यं तु व्रजेऽप्यस्ति न संशयः ॥१५॥
पूतनादिमहादैत्यमुक्तिदानाद्विरूप्यते ॥१५ड्डे॥

વાસુદેવ વ્યૂહનું કાર્ય વ્રજમા છે, તેમા સશય નથી. પૂતના વગેરે મહાન દૈત્યાદિનો વધ કરી તેઓને મુક્તિ આપવાના કાર્યથી વાસુદેવવ્યૂહની સાર્થકતા છે ૧૫ર્ડ્ડે

अग्रे राजन्यदैत्याशमारण यन्निरूपितम् ॥१६॥
तत्सङ्कर्षणरूपेण भूभारहरण मतम् ॥१६ड्डे॥

આગળ રાજસ પ્રકરણમા દૈત્યાશવાળા કસાદિ રાજાઓનો જે વધ કરવામા આવ્યાનું કહેવામા આવ્યું છે, તે ભૂભારહરણ સઙ્કર્ષણ વ્યૂહના સ્વરૂપે છે. ૧૬ર્ડ્ડે

अतो हि वासुदेवास्य शुद्धसत्त्वात्मकः परः ॥१७॥
आविर्भावाय कृष्णस्य प्रादुरासीदितीर्यते ॥१७ड्डे॥

युज्यते नान्यथा साक्षादुत्पत्ते मतिवर्णनम् ॥२२॥
कथं च विवृतावस्मदाचार्याणां हि युज्यते ॥२२½॥

અર્થાત્ (પાગમાં અધ્યાયના આરંભમાં) 'પુત્ર ઉત્પન્ન થયો,' એ રીતે નન્દરાયજીને બુદ્ધિ યુક્ત થાય છે, એમકે આમ ન હોય તો શ્રીમહાચાર્યચરણોએ શ્રીસુબોધિનીજીમાં 'પુત્ર પ્રભુજી ઉત્પન્ન થયા,' તે વાતનો ખુલાસો આપ્યો છે, તે કેમ સંગત થાય ? ૨૨½.

वासुदेवस्तु भक्तानामन्तःकरणमूर्तिमान् ॥२३॥
तमादौ स्वाश्रयीकृत्य भावात्मा व्यक्ततां गतः ॥२३½॥

ભક્તોના અન્તઃકરણની મૂર્તિમાન ભાવાત્મક વાસુદેવ તેજ પ્રથમ વ્રજનો પ્રથમ આશ્રય કરી વ્યક્ત થયા ૨૩½

अत उत्सवगीतेषु सोऽजनत्वेन कीर्तितः ॥२४॥
विवृतं च तथा ताभिर्ज्ञातमित्यस्मदीश्वरैः ॥२४½॥

અર્થાત્ ગોપાંગનાઓરે જન્મોત્સવને પ્રસંગે જે મંગળગીતો ગાયાં, તેમાં પ્રભુને अजन = અજન્મા કહ્યા છે (જુઓ ભાગ ૧૦–૫–૧૨ – ता आशिषः सिञ्चन्त्योऽजनमुज्जगुः –આશીર્વાદ દેતી . અજન્મા એવા પ્રભુના વિષયમાં ગાવા લાગી) શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીમાં સ્પષ્ટ કહ્યું છે કે– 'ગોપાંગનાઓ તે વાત જાણી ગયેલી કે આ બાળક અજન્મા છે' ૨૪½

एतदेवोक्तमाचार्यमायया सह सूर्यया ॥२५॥
नन्दगेहे मूलरूपः स जातः पुरुषोत्तमः ॥२५½॥

શ્રીમહાપ્રભુજીએ તેજ વાત કહી છે કે — પ્રકાશિત યોગમાયાએ કરી મૂલરૂપ પુરુષોત્તમ પ્રભુ નન્દના ઘરમાં પ્રકટ્યા. ૨૫½.

एतस्यैव प्रभोः पूर्वरूपस्यानकदुन्दुभेः ॥२६॥
गृहेऽवतारश्चाद्यो हि नन्दगेहे समागतः ॥
स एव गतिसिद्ध्यर्थं बभूव प्राकृतः शिशुः ॥२७॥
यशोदोत्सङ्गलालितमूलप्रतिकृतिस्ततः ॥२७½॥

આજ પૂર્વરૂપવાળા પ્રભુનો પહેલો વસુદેવજીના ઘરમાં થએલો અવતાર નન્દના ઘરમાં આવ્યો. ગતિની સિદ્ધિ કરવા તેજ પ્રભુ વસુદેવ સમક્ષ યશોદાજીના ખોળામાં લાડ લડવાની મૂલસ્વરૂપાત્મક સ્થિતિની જરૂર હોવાથી એક સામાન્ય બાળકરૂપે થઇ ગયા. ૨૭½.

गमनानन्तरं तत्र भावरूपेण योजनम् ॥२८॥
अत एव हि संयोगवियोगानुभवो मतः ॥२८½॥

પ્રભુ વ્રજમાં પધાર્યા પછી એ સ્વરૂપ ભાવાત્મકજ રહ્યું. આથી સૌને પ્રથમ સંયોગ અને વિપ્રયોગનો અનુભવ થયો. ૨૮½.

केवलस्तु ततः पश्चात्पूर्वस्मिन् मथुरां गते ॥२९॥
वासुदेवोऽपि तत्रास्ति सर्वमेकीभवत्तदा ।
ज्ञानिनामपि भक्तानां मोहमुत्पादयन्नतः ॥३०॥

કેવળ વિપ્રયોગાત્મક સ્થિતિ પછીથી થઇ તે પૂર્વે પ્રભુ મથુરામાં પધાર્યા ત્યારે ત્યાં વાસુદેવ વ્યૂહ પ્રથમથીજ હતા; તે બન્ને

સ્વરૂપ એકરૂપ થઇ ગયાં. આવાજ આ સ્વરૂપ મહાન જ્ઞાની ભક્તોને મોદ ઉપજાવે છે. ૩૦.

एवं सर्व चरित्राणां सन्निवेशोऽपि संस्थति ।
अतो भावात्मनो लीला क्वचिदेव निरूपिता ॥३१॥

આજ રીતે જો ખુલાસો કરવામાં આવે તો પ્રભુનાં બધાં ચરિત્રોના વિષયમાં મેળ મળે. ભાવાત્મક સ્વરૂપની લીલા તો કોઈ કોઇ વાર જ નિરૂપાયેલી છે ( જ્યારે અવતારલીલા તો અનેક સ્થળે છે. ) ૩૧.

यद्यद्वर्नत्यादिपद्येष्वेषा भावात्मिका मता ।
एवं विज्ञेयमखिलं श्रीमदाचार्यसंश्रितैः ॥३२॥

' यद्यद्वना (ભા. ૧૦- - ) એ પ્રસંગ વગેરેમાં પ્રભુની ભાવનાત્મક લીલાનું નિરૂપણ છે. આ પ્રમાણે શ્રીમદાચાર્યચરણોના આશ્રિત વૈષ્ણવોએ સઘળું સમાધાન જાણવું. ૩૨.

नीराशङ्कं सर्वथैव यद्यप्येनन्निरूपितम् ।
तत्प्रसादप्रभावेण हरिदासेन रूपितम् ॥३३॥

દરેક રીતે જીવ કદાપિ ન નિરૂપી શકે તેવી જાતની આ વાત જે અહીં કહેવાય છે, તે આ હરિદાસે શ્રીમહાપ્રભુજીની કૃપાના પ્રભાવ વડેજ કહી છે. ૩૩.

इति कृष्णस्वरूपस्याविर्भावोऽत्र विवेचितः ।
विज्ञाय तं तदीयास्तन्निरुद्धाः सम्भवन्तु हि ॥३४॥

આ પ્રમાણે અહીં મેં શ્રીકૃષ્ણચન્દ્રજીના સ્વરૂપના આવિર્ભાવનું વિવેચન કર્યું છે. તે અંગેના ગ્રન્થો ભાગવદીયો પ્રભુમાં નિરુદ્ધ થાય. ૩૪.



## २६. स्वमार्गीयभावनास्वरूपनिरूपणम् ।

( અનુવાદક-શ્રી. ચીમનશાસ્ત્રી, આદિત્યભૂષણ, શુદ્ધાદ્વૈતરત્ન )

निवेदितात्मभिर्नित्य स्वमार्गीया तु भावना ।
भाव्या भावप्रधानत्वात्तत्प्रकारो निरूप्यते ॥

આત્મસમર્પણ કરેલાઓએ દરરોજ સ્વમાર્ગીય ભાવના અવશ્ય કરવી, કારણ કે પુષ્ટિમાર્ગ ભાવપ્રધાન છે માટે ભાવનાનો પ્રકાર અમે જણાવીએ છીએ

स्वरूपभावना, लीलाभावना, भावभावना, चेति त्रिविधा ।

ભાવના ત્રણ પ્રકારની છે—સ્વરૂપભાવના, લીલભાવના, ભાવભાવના. આ ત્રણ ભાવના પૈકી આરંભમાં સ્વરૂપભાવનાનો વિચાર કરીએ છીએ

तत्र स्वरूपभावना । प्रथमदशायामननुभूते स्वरूपे श्रुतमात्रे योगवच्चिन्तनम् । विशेषस्तुप्रभुसंदर्शनाभावजनितार्तिसाहित्येन भक्तिमार्गीयत्वम् । यथाआद्यमहिष्या । यथा वा भगवदाविर्भावात्

पूर्वं प्राप्तवरणां प्रभ्वाविर्भावमभिकाङ्क्षमाणानां श्रुत्यादिरूपव्रज-स्त्रीणामेव । ततोऽनुभूते भगवति साक्षात्तद्द्वारा वा लीला-सहिते हृदि प्रविष्टे तद्विप्रयोगेण प्रागनुभूतलीलाभावना द्वितीया । सा च चित्तस्वास्थ्यहेतुः । लीलावेशे क्षणमात्रं तदभेदेनानन्दानु-भवात् । स्वरूपभावनायां तु स्वरूपानुभवाविर्भावः । यथा 'नन्द-स्त्वात्मज उत्पन्न' इति । यथा वा लीलादिभावनां विहाय संभूय गुणगाने 'जयति तेऽधिकमि'त्यादिना स्वरूपाविर्भूतये तद्भावनया कृते स्वरूपाविर्भाव. । 'तासामाविरभू'दिति ।

**સ્વરૂપભાવના**—પ્રથમ દશામાં જે લોકોએ સ્વરૂપનો કંઈ પણ અનુભવ કર્યો નથી, સ્વરૂપનું માત્ર શ્રવણ કરેલું છે કે સ્વરૂપ આવા પ્રકારનું છે, પરંતુ અનુભવ નથી, એવા લોકોએ યોગની માફક પ્રભુના સ્વરૂપનું ચિન્તન કરવું. યોગમાં અને આ ચિન્તનમાં એટલો ફરક છે કે—યોગી લોકોમાં પ્રભુદર્શન થવાથી જે તાપ-ક્લેશ જોઈએ તે હોતો નથી અને આ ભક્તો ભક્તિમાર્ગીય હોવાથી તાપક્લેશ સહિત ભગવાનનું ચિન્તન કરે છે, એ તફાવત છે. આ દૃષ્ટાન્તમાં આદ્ય નંદજી છે. બીજું દૃષ્ટાંત શ્રુતિરૂપા ગોપીજનો છે, જે શ્રુતિઓને વરદાન મળ્યું કે 'હું તમારી સાથે રમણ કરીશ' ત્યારથી આરંભી પ્રભુના આવિર્ભાવ પર્યંત તેઓએ સ્વરૂપના આવિ-ર્ભાવની ભાવના કરી, તેમ આપણે કરવી (જુઓ 'સાંવત્સરિક' શ્લોકમાં સ્વરૂપ પર્યન્ત સ્વરૂપભાવના કરવાની વાત લખી છે કે ક્યારે ભગવાન અમારા આગળ પ્રકટે અને તેમની સાથે રમણ કરીએ ) આની રીતે સ્વરૂપભાવના કરતાં ભગવાનનો અનુભવ થાય છે ત્યારે ભગવાન સાક્ષાત્ અથવા નામદ્વારા લીલા સહિત હૃદયમાં

પ્રવેશ કરે છે.

આ સ્વરૂપભાવનાથી ભગવાન્ હૃદયમાં પ્રવેશ કરે એટલે જે જે પ્રથમ લીલાઓનો અનુભવ કર્યો હોય તે તે લીલાઓની ભાવના થાય છે. જ્યારે લીલા-ભાવનાથી લીલાનો અનુભવ થાય ત્યારે હૃદયમાં સ્વસ્થતા આવી જાય છે. પ્રભુ અને લીલા જુદા નથી, ઉભય આનન્દમય છે, તેથી લીલાવેશથી ફક્ત માત્ર આનન્દનો અનુભવ થાય છે; પરંતુ સ્વરૂપભાવનામાં સ્વરૂપનો જ આવિર્ભાવ થાય છે, જેમ નંદરાયજીને આ સ્વરૂપ પ્રકટ થયું ત્યારે સ્વરૂપના અનુભવનો આવિર્ભાવ થયો હતો. દાખલા તરીકે ગોપીજનોએ પણ સ્વરૂપનો આવિર્ભાવ કરવાને સર્વ લીલા વિગેરે ભાવનાઓ છોડી દીધી. યથા 'जयति तेऽधिकम्' ગાયું અને સ્વરૂપનો આવિર્ભાવ થયો અને 'तासामाविरभूत्' વિગેરે. આ સ્વરૂપને આવિર્ભાવ કરવાની વાત દશમમાં લખી છે.

लीलाभावनायां तु तद्रूपापत्तिः। यथा 'क्रीडामय्यो जातः' इति । एतदर्थस्तु, तदासक्त्या देहादिषु सर्वत्र क्रियासु ज्ञानेषु पदार्थेष्वखिलेषु नान्येषामन्यथात्वेन प्रतीतावपि ताः प्रभुलीलामेव आसक्तिभ्रमन्यायेन सर्वत्र प्रतियन्तीति तदात्मकत्वम् । यथा वा लोकेऽपि 'परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि, तदेवास्वादयन्त्यन्तः परसङ्गरसायन'मिति तेन तत्क्रियाभावनायां क्रियात्मकत्वमुक्तम् । यथा वा व्रजस्त्रीणामेव 'या दोहने वहन' इत्यत्रोदितम् ।

**લીલાભાવના**—લીલાભાવનામાં લીલારૂપ બની જવાય તે લીલાભાવનાથી ગોપીજનો પણ ક્રીડામય બની ગયા હતા. એટલે કે લીલાની આસક્તિથી દેહાદિમાં સર્વત્ર ક્રિયામાં, જ્ઞાનમાં, સર્વ પદાર્થમાં

બીજી ગોપીઓને અન્તઃકરણમાં પ્રતીતિ થતી નથી કે આ દશા શું? પ્રભુની લીલાનું ભાન *આસક્તિ-ભગવદ્યોગથી થઈ જાય છે, લીલાત્મા બની જાય છે. જેમ લોકમાં પતિ-પુરુષભાવની સ્ત્રી ગૃહકર્મમાં વ્યગ્ર બના પતિ-પુરુષ-સંગના રસનોજ આસ્વાદ છે; તેમાં જેમ ક્રિયાની ભાવનાથી તે ક્રિયારૂપ બની જાય છે, તેમજ પ્રભુલીલારૂપ ભાવનાથી લીલારૂપ બની જાય છે. પ્રભુલીલાસ્વાદ મળી જાય એમાં નવાઈ શું?

भावभावनं तु, भावो हि भावयति । नवनीततया रसपरवशं येन उत्पादयति, स्वधामनया वासितं वा करोतीति । भावः प्रेमाख्यो गूढः । येन तत्स्वरूपे तल्लीलायां प्रवृत्तिः । येन वा स्वरूप(लीलादि)-सम्बन्धिसुखानुभवः सर्वोऽपि, क्षुधान्नरसानुभव इव । स भावः स्वविषयस्वरूपं लीलां वा प्राप्य तदानन्दशीतलजलमिवानुभूय किञ्चिच्छान्तो भवन् देहेन्द्रियादिकं दाहयति, तदभावे देहादिनूनतामावेन पूर्ण-वियोगात्मककेवलभावानुभवो न भवति । यथा संयोगतारतम्येन तत्सुखानुभूतितारतम्यम्, तथा तापतारतम्येन केवलभावानुभव-तारतम्यम् । तापश्च स्वाम्यलेशेऽपि ह्रसति । भगवत्सम्बन्धि तु सकलं ज्ञानगुणादि तापहारकम् । यथा भगवति प्रविष्टानां मुक्तानां सदा तत्सम्बन्धिनाम् । एवं संयोगानुभवः । तथा सदा तद्विरहिणां तद्-सम्बद्धानामेव वियोगात्मककेवलभावानुभवः ॥

*જેમ સમુદ્રના વમળમાં પડેલો ફરીથી આવતો નથી તે પ્રમાણે આસક્તિના વમળમાં પડેલો પણ પાછો ઉપર આવતો નથી. પ્રભુના રસસિન્ધુમાં ડૂબવું એ ભ્રાન્તિ નથી, પણ આનન્દમય રસાસ્વાદ છે.

ननु वियोगाग्निना नीव्रेण देहादिदाहे तद्भावे कथं सर्वांशेन तदनुभव इति चेत्। न, वियोगस्यापि स्वरूपात्मकत्वेन तेनैव तद्रक्षणात्।

આ તીવ્ર વિયોગાગ્નિથી દેહાગ્નિથી દેહાદિ બળી જશે તો ભાવનો અનુભવ શી રીતે કરીશું ? એવી શંકા કરશો નહિ, કારણ કે વિયોગ પણ સ્વરૂપાત્મક હોવાથી તે વિયોગ-સદાગ (તમારા) દેહનું રક્ષણ થશે.

प्रकारस्तु पूर्वदेहान् स्वनापेन शुद्धान् विधाय तत्स्थितं मलादि दूरीकृत्य वह्निसंबन्धेन काष्ठमिव तेजोमय विधाय, यथा वियोगाग्निनाशो न भवति तदात्मकत्वात्, मूर्तिवदधिष्ठानत्वेन तन्निर्माय तत्र भावात्मा बहिःप्रकटममानाकार सर्वलीलाविशिष्टः प्रविशतीति। स च विरहात्मा दुःखेनैवानुभूयते। यथा ब्रह्मानन्द आत्मनैव, स्वर्गो देहाध्यासेन, भजनानन्दोऽलौकिकदेहेन्द्रियाद्यैरपि। लोकेऽपि नेन्द्रियान्तरविषयं फलमिन्द्रियान्तरैर्गृह्यते। तथा च विरहस्तदैवानुभूतो भवति केवलो, यदास्वरूपलीलाज्ञानगुणस्वाम्यादिप्रतिबन्धकाप्रतिबद्धःकेवलतापात्मको भावो भवति। स एव च कृष्णाख्यं, पुष्टिर्भक्तिः, अनन्यभक्तिर्वा। यत्र भावातिरिक्ताखिलनैरपेक्ष्यम्। तस्य च सिद्धौ न प्रकारान्तर भाति, किन्तु भावनैव। 'भावो भावनया सिद्धः साधन'मिति वाक्यात्।

તાપક્લેશથી દેહશુદ્ધિ--થાય છે. પૂર્વદેહને-આ લૌકિક દેહને સ્વનાપ વડે શુદ્ધ કરીને દેહમા રહેલા મલાદિકને દૂર કરી જેમ

અગ્નિના સંબંધથી કાષ્ઠ તેજોમય બની જાય છે તેમ તેજોમય બનાવી દઇ, વિયોગાગ્નિથી તે દેહનો નાશ ન થાય તેમ તેને તેજોમય બનાવે કે વિયોગાગ્નિ પણ સ્વરૂપાત્મક છે, તેથી દેહ નાશ થતો નથી આ પ્રમાણે દેહને શુદ્ધ તેજોમય બનાવ્યા બાદ મૂર્તિમા જેમ પ્રભુ જ્યા હસ્ત ત્યા હસ્તરૂપે, પદ હોય ત્યા પદરૂપે આવિર્ભાવ પામે છે, મૂર્તિને અધિષ્ઠાન સ્થાન-કરી ત્યા જેમ આપ પ્રકટે છે તેમ આ ભક્તમા પણ અધિષ્ઠાન બનાવી આપ બહાર પ્રકટના હોય એવા સમાન આકારવાળા ભાવાત્મક સર્વલીલાવિશિષ્ટ પ્રભુ પ્રવેશ કરે છે, અર્થાત્ બહાર પ્રકટ થયા હોય અને જેવો આકાર હોય તેવા આકારથીજ પ્રભુ આ ભક્તમા પ્રવેશ કરે છે આ પ્રવિષ્ટ વિરહાત્મા પ્રભુ મહત્ દુઃખે અનુભવાય છે (ભક્તને તો તેમની સાથે સર્વેન્દ્રિય રસભોગની તીવ્રેચ્છા થઇ જાય છે) સર્વત્ર ફલાનુભવ કરવામા આજ વ્યવસ્થા છે. જે ફલ જે પ્રકારે અનુભવ કરવાને યોગ્ય હોય છે, તે ફલ તે પ્રકાર અનુભવાય છે જુઓ, બ્રહ્માનન્દ આત્માથી અનુભવાય છે, સ્વર્ગ દેહાધ્યાસથી અનુભવાય છે, ભજનાનંદ તો અલૌકિક દેહેન્દ્રિયો વિગેરેથીજ અનુભવાય છે, લોકમા પણ અન્ય ઇન્દ્રિયોથી અનુભવાતુ ફલ અન્ય ઇન્દ્રિયોથી કયા ગ્રહણ થાય છે ? સારાશ કે-જ્યારે તાપક્લેશને *પ્રતિબન્ધ કરનાર સ્વરૂપ, લીલા, જ્ઞાન, ગુણ સ્વાન્દ્ય વિગેરે જો હસ્તકરૂપ ન આવે ત્યારેજ તાપ-ક્લેશ ભાન થાય અને કેવલ વિરહાનુભવ થાય, (ભાવભાવન થાય) આ ભાવનેજ અમે શ્રીકૃષ્ણાશ્રય કહીએ છીએ, અથવા પુષ્ટિભક્તિના

---

* સંન્યાસનિર્ણયમા વિરહાગ્નિને જ્ઞાન-ગુણ બાધક કહ્યા છે અને દયાલુ પ્રભુ ગ્રા વિરહી ભક્તના વિરોધમા આવતા નથી; તેના વિરહને પોષે છે

નામથી ઓળખીએ છીએ, અથવા સ્વતંત્ર શક્તિ તરીકે પ્રસિદ્ધ છે; જ્યાં [1]કેવલ ભાવ વિના કોઈની અપેક્ષા નથી. આ—પુષ્ટિ-ભક્તિની સિદ્ધિમાં કોઈ બીજો પ્રકાર નથી, પરન્તુ ભાવનાજ સાધન છે. ભાવ ભાવના વડેજ સિદ્ધ થાય છે; અન્ય સાધનની તેને અપેક્ષા નથી [2]

तस्याश्चेयं रीतिः। आदौ गुरुत्वेन स्वामिनीसमाश्रयः। तत्रैव भावः सिद्धः।

**આ ભાવ શી રીતે મેળવી શકાય**—આ આરંભમાં ગુરુ તરીકે શ્રીસ્વામિનીજીનો **સમાશ્રય** કરવો; કારણ કે આ ભાવ તેમનામાંજ સિદ્ધ થયો છે.

तासामिव च स्वत्वं तद्दत्त एव च प्राप्यत इति। दानं न च साक्षात्, किन्तु भावनाद्वारैव।

પ્રભુએ જેમ શ્રીસ્વામિનીજીને સ્વત્વ—સ્વસ્વરૂપદાન—અને તદુપયોગી ભાવનું દાન કર્યું તેમ પ્રભુજ સ્વત્વ—સ્વસ્વરૂપ અને ભાવ આપણને દાન કરે તોજ પ્રાપ્ત થાય, દાન પણ સાક્ષાત નહિ, પણ ભાવનાદ્વારાજ આપે છે

---

1. સાધનવાદીઓએ હવે પછીના સર્વ શબ્દો હૃદયમાં લેવા કે જેથી પ્રથમ, દ્વિતીય, તૃતીય સ્કંધ અને અધિકરણમાલા વિગેરે સ્થળે સાધનસંપ્રદાયના ચરિતો વાંચી સાધનબળાભિમાન આવ્યું હોય તો તે સાધનનો મદ ઉતરે.

2. भावो भावनया सिद्ध साधनं नान्यदिष्यते

भावनापूर्वं ताः स्वसर्वस्वविरहततः तद्रूपाः स्वमनसि समानीय तास्वपि यस्तापात्मको भावो भ्रमरगीतादौ प्रोक्तो यत्र सर्व-नैरपेक्ष्यम्, तं हृदि निधाय स्वास्थ्यहेतुनिखिलं प्रभुसंबन्ध्यपि परित्यज्य केवलं तं भावमेव भावयति, न स्वरूपम्, न वा लीलाम्, न वा गुणान्, तदा तेन भावेन तापात्मकेन शोषणम्। ततस्तेनैव नवपल्लवता। यथा वसन्ते घर्मेणैव वृक्षाणाम्। ततो भावस्य तस्य तस्मिन् नवीनदेहे स्थिरतया स्थितिः।

**ભાવના કેમ કરવી**--પ્રથમ તો સ્વસર્વસ્વ-શ્રીગોપીજન-વલ્લભના-વિરહથી તપેલા તદ્રૂપ-ગોસ્વામિનીજીને મનમાં ધારણ કરવા અને તે ગોસ્વામિનીજીના હૃદયમાં બિરાજમાન તાપાત્મક ભાવ છે તેને હૃદયમાં સ્થાપવો, કે જે ભાવ-તાપાત્મક છે અને તેનું નિરૂપણ ભ્રમરગીતાદિમાં કરેલું છે. જે ભાવને કાંઈપણ (સાધનની) અપેક્ષા નથી, તે ભાવને હૃદયમાં ધરી સ્વાસ્થ્ય કરનારા પ્રભુ-સંબંધી ગુણ, જ્ઞાન વિગેરેને ત્યજીને કેવળ તે વિરહભાવનું જ ભાવન કરવું; પ્રભુના વિયોગનો તાપક્લેશ કરવો. આ વખતે સ્વરૂપની ભાવના કરવી નહિ [1]લીલાની ભાવના કરવી નહિ, ગુણો ગાવા નહિ, પરંતુ કેવળ તે વિરહનું જ ભાવન કરે આ તાપાત્મક ભાવથી શોષણ થશે; પુનઃ વસન્ત ઋતુમાં જેમ નવા પલ્લવ ફૂટે છે તેમ નવ-પલ્લવતા થશે. ત્યાર બાદ તે ભાવનો તે નવીન દેહમાં સ્થિરતા પામશે. ( પુનઃ આ ભાવ કદી નહિ ડગે )

ततस्तस्य वैचित्र्यम्, विकलत्वमस्वास्थ्यं च तद्विधम्। यथा

---

१. કારણ કે આ સર્વ તાપક્લેશમાં-વિરહમાં-બાધક છે

महासमुद्रनिमग्नस्य मज्जनोन्मज्जनं, तथा विरहभावरससिन्धुमग्न-स्यापि विकलत्वमस्वास्थ्यं । ततश्चानिविगाढवियोगे कृष्णास्ये आनन्दमात्रकरपादमुखोदरादिरूपवह्नौ प्रवेशः । ततस्तद्रूपता । ततः कदाचित् तत्प्रकटीकरणं तद्भक्तिदानार्थम् । लोके तद्रूपेणैव तद्दानं संभवति । अथवा, भक्त्यात्मकत्वात् सर्वत्र भाववत् हृदय-देशेषु तदैकात्म्यं प्रविष्टमस्ति, तदाश्रयेणैव तद्भावनासिद्धिः । इयं भावना मुख्यफलासिसाधनम् । मुख्यफलं तु वियोगात्मकस्वरूप-प्राप्तिः । 'मयि ते तेषु चाप्यहं'मितिवत् स्वस्य तद्रूपता तस्य च लीला-विशिष्टस्य स्वस्मिन् प्रवेशः । यथा वह्निः काष्ठे, काष्ठं वा वह्नौ तथा भावरूपेण भगवतस्तासु स्थितिः, तासां च भावात्मना भगवति स्थितिः । तथा च भावरूपेणोतप्रोतपटवत् सततं यथासुख स्थितिः । लीलासृष्टौ भगवद्भृट्ये तदास्ये वा । एतस्य फलस्य साधनं तत्ताप-भावभावना, तस्य च सर्वत्यागः, तस्य च समर्पणम् , तेन कृत-पुण्यपुञ्जानां समर्पितःवसर्ववस्तूनामाचार्यचरणाश्रितानां फल-मुखमार्गगनाशीनां सिद्धप्रेमभावानां परित्यक्ताखिलस्वास्थ्यहेतूना-मेव मा भिष्यतीत्यलमधिकनिरूपणेन ।

इति श्रीदासानुदास(श्रीहरिदास)विरचितं भावनात्रयम् ।

**[વિરહ ભાવ સ્થિર થયા પછીની સ્થિતિ]**–આ ભાવ સ્થિર થયા બાદ તેમાં વિચિત્રતા થાય છે, તે બે પ્રકારની છે. વિકલતા, અને અસ્વાસ્થ્ય. જેમ મહાસમુદ્રમાં ડૂબેલાને સમુદ્રની લહેરોમાં મજ્જન

ઉન્મજ્જન થાય છે, તેમ વિરહ ભાવરૂપી અગ્નિબિન્દુમાં ડૂબેલા આ રસિક ભક્તને વિકલતા અને અગ્નાન્ત્ય સહજ થઇ જાય છે, [1]અર્થાત્ આ ભક્તને પ્રભુ વિના જરા પણ ચેન નજ પડે વિકલ થઇ જાય આમ કરતાં અતિવિગાઢ વિયોગરૂપ થી, બાહ્ય આનન્દ-માન-કરપાદ મુખોપાંગાદિરૂપ ( આધિદૈવિક અગ્નિમાં આ ભક્તનો પ્રવેશ થાય છે, અને આનન્દ-માન-કરપાદાદિરૂપ) આ ભક્ત બની જાય છે, પુન કદાચિત્ આ અગ્નિમાંથી પ્રકટ કરી તેને ભક્તિનું દાન કરી (તેની સાથે રમણ કરે છે) નાકગા પણ તે રૂપ વડેજ તે દાન આપી શકાય છે ( આ તો ભક્તને આનન્દમય આનન્દરૂપ અગ્નિમાં પધરાવવાની વાત થઇ, હવે ભક્તના હૃદયદેશમાં તે કૃષ્ણાસ્ય પ્રવેશ કરવાની પ્રક્રિયા દર્શાવે છે ) અથવા તો શ્રીકૃષ્ણાસ્ય ભક્તવાત્મક છે, તેથી ભાવરૂપે મનન ભાવનાના હૃદયદેશમાં શ્રીકૃષ્ણાસ્ય પેઠેલુંજ છે, તેમના આશ્રયથી ( શ્રીકૃષ્ણાસ્ય-શ્રીમદાચાર્યચરણના આશ્રયથી ) તેની ભાવનાની સિદ્ધિ થાય છે. આ ભાવનાથીજ મુખ્ય ફલ મળે છે આ ભાવના **શ્રીમદાચાર્યચરણાશ્રયોદ્ભવા-ભાવનાજ-સાધન છે, અને મુખ્ય ફલ** નિરોધાત્મકરૂપની પ્રાપ્તિ છે 'હું ભક્તમાં છુ અને ભક્ત મારામાં છે' એ ભગવદ્વાક્ય ભક્તરૂપના સૂચવે છે, ભક્તની ભગવદ્રૂપતા સૂચવે છે, તે લીલાવિશિષ્ટ શ્રીકૃષ્ણાસ્ય ભક્તમાં પ્રવેશ કરે છે જેમ વહ્નિ કાષ્ઠમાં પ્રવેશ કરે છે, અથવા કાષ્ઠ વહ્નિમાં પ્રવેશ કરે છે તેમ ભાવરૂપેજ ભગવાનની ત ભક્તોમાં-ગોપીજનોમાં-સ્થિતિ અને તેમની ભાવાત્મકરૂપે ભગવાનમાં સ્થિતિ, અર્થાત ભાવરૂપેજ પરસ્પર કપડાના તાણાતાણા માફક સદા ઓતપ્રોત થઇ યથાસુખ

---

१ विकल्प तथा स्वारस्य प्रकृति ग्राह्य न हि

સ્થિતિ કરે છે. આ સ્થિતિ લીલાસૃષ્ટિમાં કે ભગવદ્દહૃદયમાં કે શ્રી કૃષ્ણાસ્યમાં પણ થાય છે. ( હવે આ સર્વ સંદર્ભનો સારાંશ એ થયો કે- ) આવું ઉત્તમ ફલ પ્રાપ્ત કરવું હોય તો તેનું સાધન પ્રભુના તાપની ભાવના, અને પ્રભુના તાપની ભાવભાવના કરવા માટે સાધન સર્વત્યાગ છે. એટલે ગુણગાન, જ્ઞાનસ્વરૂપસાન્નિધ્યાદિ સર્વ વિરહતાપમાં જે બાધક પાછળ જણાવ્યાં, તે સર્વનો ત્યાગ કરવો, અને સર્વ ત્યાગમાં સાધન સમર્પણ છે; અર્થાત્ સમર્પણ સાધન છે, અર્થાત્ સમર્પણ કરી તાપકલેશમાં બાધકનો ત્યાગ કરી કેવલ તાપપૂર્વક ભાવભાવન કરે તો તો પ્રતીક્ષા ફલ મળે, માટે સમજવું જોઇએ કે જેમણે મહાન્ પુણ્યનો પુંજ સંપાદન કર્યો છે, સર્વ વસ્તુ પ્રભુના ચરણમાં સોંપી દીધી છે, જેમણે શ્રીમદાચાર્યચરણનો દૃઢાશ્રય કર્યો છે, જેમનાં ભાગ્ય ફલોન્મુખ થયાં છે, જેમને પ્રેમભાવ સિદ્ધ છે, જેમની સ્વસ્થતા છૂટી ગઇ છે એટલું નહિ પરંતુ સ્વસ્થતા થવામાં હેતુભૂત જ્ઞાનાદિ પણ ત્યક્ત થઇ ગયાં છે, એવા પરમ ભાગ્યશાલીને આ ફલ (ભાવભાવના) સિદ્ધ થાય છે. વધારે કહેવાની શી જરૂર છે!

**સારાંશ—મહાન પુણ્ય હોય તો બ્રહ્મસંબંધ-સમર્પણ-થાય, સમર્પણ દ્વારાજ શ્રીમહાપ્રભુજીનો આશ્રય થાય, આશ્રયથીજ આપણાં ભાગ્ય ફલાધિકારી બને, પ્રેમ સિદ્ધ થાય અને વિરહાત્મક તાપ થતાં વચમાં તાપને બગાડનાર હેતુઓને પણ શ્રીમહાપ્રભુજી દૂર કરી આવું ભાવભાવનરૂપી ઉત્તમ ફલ આપે છે. માટે શ્રીમહાપ્રભુજીનોજ દૃઢ આશ્રય કરવો, સાધનબલનો મદ તજવો, દીન બનવું; દીનતાથીજ પ્રભુ પ્રસન્ન થશે.**

---

तत्र 'प्रत्यक्षा न सर्वेषा'मित्यस्य विवृतौ श्रीमत्प्रभुचरणैरुक्तम् । 'येषां न प्रत्यक्षा' तेषामपि या देवतारूपा सास्तीति तत्सम्बन्धानुभावेनैव सर्वत्र तज्जले प्राकाम्यं प्रकृष्टकामनाविषयत्वं श्रद्धाविशेषपूर्वकस्नानादिव्यवहारो भवतीत्यर्थः । इति दृष्टान्तन्यायेनेदानीन्तनानामपि तत्प्रतिष्ठापितस्वरूपस्य तदुक्तमार्गमर्यादया तथाज्ञानपूर्वकमच्छिद्रसेवया देहान्ते अनुग्रहबलेन अलौकिके देहे जाते पुरुषोत्तमाविर्भावयोग्यतायां जातायां तत्र तदाविर्भावो भवति । तदा प्रेमासक्तिव्यसनक्रमेण स्वाधिकारानुरूपेण स्वमार्गीय सेवाफलं भवति । अत्रान्यः क्रमोऽग्रे विवेच्यः ।

હાલના વૈષ્ણવોને શ્રી ઠાકોરજીના સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ કરવો હોય તો તેને માટે શ્રી ગુસાંઈજીએ એક ઉપાય દર્શાવ્યો છે. જેમ ગંગાજીની પ્રત્યક્ષ મૂર્તિ સર્વને દેખાતી નથી; પરન્તુ આ ગંગાજીના પ્રવાહમાંજ શ્રીમતી ગંગાજી મૂર્તિમતી બિરાજે છે, તેથી આ જલ પણ તેમના સબંધથી સર્વથી ઉત્કૃષ્ટ છે અને આમાંજ મને પ્રત્યક્ષ દર્શન થશે એવી શ્રદ્ધાપૂર્વક જો સર્વ વ્યવહાર ગંગાજીમાં કરે તો ખરેખર ગંગાજીના પ્રત્યક્ષ દર્શન થાયજ. તેમ શ્રીમહાપ્રભુજીના દર્શાવેલા સેવાપ્રકાર પ્રમાણે જો જ્ઞાનપૂર્વક ભગવત્સ્વરૂપને ગમાડીને–અછિદ્ર સેવા કરે તો દેહાન્તે અનુગ્રહના બળથી અલૌકિક સેવોપયોગી દેહ બની જાય અને પુરુષોત્તમના સાક્ષાદ્ દર્શન પણ થાયજ. તે વખતે પ્રેમ, આસક્તિ અને વ્યસનના ક્રમે સેવાફલ સ્વાધિકારાનુસાર થાય છે ( એ વાત સ્પષ્ટ થઇ. ) પરન્તુ પ્રાદુર્ભાવ કેવા ક્રમથી થાય તેનો વિચાર આગળ કરીશું.

[1]स्वमार्गीयसेवास्वरूपज्ञानाभावे तु श्रद्धापूर्वक तया सेवया केवलक्रियया प्रपञ्चासक्तिनिवृत्त्यभावात्तत्सम्बन्धानुभावेनैव जन्मान्तरे पुनस्तथा भजनेन मुक्तिर्भवति । तत्रापि 'अत्यन्ताभिनिवेशश्चेत्संसारे न भवे' दिति वाक्योक्तन्यायो बाधक एव । तदा सम्बन्धो न जात एवेति ज्ञेयम् । तदिच्छाया बलिष्ठत्वात् ।

**જેને સેવા અને સ્વરૂપજ્ઞાન ન હોય તેની શી દશા ?**

જેને સેવા અને પ્રભુના સ્વરૂપનુ જ્ઞાન હોય નહિ, તેમની તો કેવલ ક્રિયારૂપજ સેવા બને છે તેવી ( ગાડરિયા પ્રવાહરૂપ ) સેવાથી પ્રપંચાસક્તિ દૂર નજ થાય, અને બીજો જન્મ લેવો પડે, ( સેવા કીધેલ ફળ નજ મળે), બીજા જન્મમા શ્રીમદાચાર્યે કહેલા સેવા પ્રકાર અને સ્વરૂપના ભાનપૂર્વક સેવા કરે તોજ મુક્તિ થાય તેમા પણ ( નિબં સ નિ કા ૨૧૪ ) જો સંસારમા વધારે અભિનિવેશ (પ્રવેશ) થાય તો તેની મુક્તિ પણ થતી નથી ત્યારે દાનના વૈષ્ણવોએ જાણવું - આપણો સંબંધ પ્રભુ સાથે થયોજ નથી કારણ ? પ્રભુ ઇચ્છા બળવતી.[2]

यस्तु तत्कुलप्रतिष्ठापितस्वरूपस्य तदुक्तमार्गमर्यादया सर्वभावेन सर्वदा यावज्जीव सेवा चेत् कुर्यात् तदा तादृशस्यापि स्वाधि-

---

१ स्वरूपसेवयोर्ज्ञानाभावे सेवाफलोक्त फल नोपलभ्यते इति समर्पयन्ति ।

२ સેવા અને સ્વરૂપજ્ઞાન માટે સામ્પ્રદાયિક ગ્રન્થો વાંચો. જે લોકો સામ્પ્રદાયિક ગ્રન્થોમા વર્ણવેલા સ્વરૂપજ્ઞાન અને સેવાપ્રકાર તરફ બેદરકાર છે, તેમણે આ શબ્દો વાંચી બેદરકારી દૂર કરવીજ ઘટે છે

कारानुसारेण देहान्ते पूर्वोक्तप्रकारेण सेवाफलं भवत्यीत्यत्र न किञ्चिदनुपपन्नम् ।

**જેને સેવાપ્રકાર અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન છે તેવા** હાલના વૈષ્ણવો જો હાલના આચાર્યોએ પધરાવેલા સ્વરૂપમાં સર્વભાવથી હંમેશા જીવનપર્યંત સેવા કરે તો તેવાને અધિકારાનુસાર દેહાન્તે શ્રીમહાચાર્યકૃપાથી સેવાફલમાં કહેલાં ફલ મળે એમાં નવાઇ નથી. **જે લોકો ભાગવતાર્થોપયોગી સામ્પ્રદાયિક ગ્રન્થોનું અવલોકન કરે છે તે પણ સેવાનિષ્ઠ જાણવા.**

किञ्च भजनं हि बाह्याभ्यन्तरभेदेन द्विविधम् । 'सेवायां वा कथायां वे'ति वाक्यात् । एतद्भजनमान्तरं मुख्यमिति निबन्धवाक्याञ्च । सेवकसाधनसम्पत्त्यभावे[1] श्रीभागवतार्थविचाररूपमान्तरमेव भजनं निरुपधिसर्वभावेन यावज्जीवं चेत्कुर्यात् तदा तस्यापि स्वाधिकारानुसारेण जन्मान्तराव्यवधानेन सेवाफलं भवतीति निर्विवादम् । अत एवैतद्भजनस्य मुख्यत्वात् । सेवायां ज्ञानमावश्यकमिति ज्ञेयम् ।

**ભજન બે પ્રકારનું છે**--બાહ્ય અને આભ્યન્તર. સેવામાં અથવા કથામા જેમની આસક્તિ છે. તેમનો નાશ નથી, એવું શ્રીમહાપ્રભુજીનું વચનામૃત છે (નિ કા. ૨૩૦ પ્રકાશ) આન્તર ભજન મુખ્ય છે એવું આપશ્રીએજ નિબંધમાજ કહ્યું છે. જો સેવકને, સેવા કરનારને-સેવામા ઉપયોગી સાધન સંપત્તિ ના હોય તો

૧ હાલના વૈષ્ણવો સેવા અને સ્વરૂપજ્ઞાન વગર જે સેવા કરી રહ્યા છે તેમણે આ શબ્દો ધ્યાનમા રાખવા કે જેથી દુઃખી થવા

શ્રીભાગવતાર્થનો વિચાર યાવજ્જીવન સુધી ઉપાધિરહિત મનઃ ભાવથી કરે તો તેને પણ સ્વાધિકારાનુસાર બીજો જન્મ લીધા વગર આ જન્મમાંજ ભાગવતમાં કહેલાં ફલ મળે છે, એ વાત નિર્વિવાદ છે. **માટે શ્રીભાગવતાર્થનું અવલોકન કરવું એજ મુખ્ય-આન્તર ભજન હોવાથી સેવામાં જ્ઞાનની ખાસ જરૂર છે,** એમ (સેવાનિષ્ઠોએ) જાણવું.

यस्तु स्वमार्गीयसेवास्वरूपज्ञानाभावत्वात् मार्गरीत्या श्रद्धया यथा कथञ्चित् स्वरूपसेवां चेत् करोतीति तत्सेवायाः केवलभौतिकत्वा 'लोकार्थी चेद् भजेत्कृष्ण' मिति न्यायस्य जातत्वात्तदा सर्वथा संक्लिष्टो भवति, तदा भजनत्यागः । 'क्लिष्टोऽपि चेद्भजेत्-कृष्ण' मिति वाक्योक्तन्यायेन क्लेशेऽपि चेद्भजनं कुर्यात् , चेदिति पदेनेतादृशस्य दुर्लभत्वमुक्त, तदा महत्कृपया लोकनाशो भजनौपयिक-पदार्थेषु लौकिकभावनाश इति यावत् , तदा जन्मान्तरे शुद्धभजनेन कृतार्थो भविष्यतीति ज्ञेयम् ।

જે લોકો સેવા અને સ્વરૂપના જ્ઞાન વગર કેવલ શ્રદ્ધા-**થીજ સેવા કરી રહ્યા છે તેમની દશા**—સેવાનું જ્ઞાન ન હોય. સ્વરૂપનું જ્ઞાન ન હોય, પરન્તુ માર્ગની રીતિથી શ્રદ્ધાથીજ જેમતેમ સ્વરૂપસેવા કરી રહ્યા છે તે સેવા તો કેવલ ભૌતિકી સેવા કહેવાય છે, આધિદૈવિકી સેવા નજ થાય. 'જેમ સંસારી સંસારમાં આસક્ત-શ્રીકૃષ્ણને ભજે તો દુઃખીજ થાય,' તેમ સેવા-સ્વરૂપના જ્ઞાન વગરનો દુઃખીજ થાય. ભજન પણ છૂટી જાય છે. (ઘણા લોકો સેવા ન બનવાને લીધે સ્વરૂપ ગુરુને ઘેર પાછું પધરાવી દે છે તેનું કારણ

હવે સ્પષ્ટ સમજાશે. સ્વરૂપજ્ઞાન વિના પ્રભુમા યથાર્થ આસક્તિ ન થાય તો પ્રભુ સેવાફળ નજ આપે. ) પરન્તુ દુઃખી થયા છતા પણ જો ભજન કરે તો મુક્ત થાય.' એ શ્રીમદાચાર્યના વચનામૃત અનુસાર દુઃખમા પણ ભગવદ્ભજન કર્યા કરે તો મોટાઓના કૃપાથી લોક નાશ થાય, એટલે ભજનોપયોગી પદાર્થોમા લૌકિક બુદ્ધિ દૂર થાય ત્યારે **બીજા જન્મમાં** (આ જન્મમા નહિ,) શુદ્ધ ભજન વડે કૃતાર્થ થશે એમ જાણવું.

अत्रैवं विभेदो ज्ञेय । श्रीमत्प्रभुचरणप्रादुर्भावकाले स्वरूपबलेनैव सेवाया आधिदैविकत्वाद्देहान्तं स्वाधिकारानुसारेण नित्यलीलाप्रवेश एवेति सिद्धान्त । इदानीतनकाले मार्गमर्यादया तथा ज्ञानपूर्वक सेवाकरणेऽपि उद्वेगादि प्रतिबन्धकस्यावश्यम्भावित्वेन सेवाया नाधिदैविकत्वं भवति । अत एव सेवाफलग्रन्थे श्रीमदाचार्यचरणैरुक्तम् ' तदा सेवाऽनाधिदैविकीत्युक्त भवति' इति । परन्तु मार्गमर्यादाया बलिष्ठत्वादाध्यात्मिकी सेवा भवेत् ।

**શ્રીમદાચાર્યચરણ અને આધુનિક સમય**—અત્રે આ પ્રમાણે ભેદ સમજવો. શ્રીમત્પ્રભુજીના પ્રાકટ્ય સમયે તો શ્રીમદાચાર્યચરણના **સ્વરૂપબલ** વડે જે ભક્તોની સેવા આધિદૈવિકી એટલે

---

વેગ ન આવે સ્વરૂપજ્ઞાન મેળવ્યા વિના કરેલી સેવા કરતા ભાગવતાર્થસૂચક [illegible] ગ્રંથોનુ શોધન સ્મરણ કરનાર સર્વથા ઉત્કૃષ્ટ છે તેને આજ જન્મમા સેવા ન મળે, પેલો અજ્ઞાની સેવા કરતા દુઃખીજ થાય છે એમ ચાલે આશય છે

પ્રભુ રૂપ આપનારી થઈને દેહાન્તે સ્વાધિકારાનુસાર નિત્યલીલા-પ્રવેશ **અવશ્યજ થતો** હોવાથી ( શ્રીમહાપ્રભુજી **નિત્યલીલામાં બિરાજે** છે ) -ત્યારે- માર્ગની મર્યાદા વડે એટલે બ્રહ્મસંબંધ દ્વારા ગુરુ પાસેથી સ્વરૂપ પધરાવીને સ્વરૂપજ્ઞાન, સેવાપ્રકારજ્ઞાન, મેળવ્યા પછીએ સેવા કર્યા છતાં પણ ઉદ્વેગ-પ્રતિબન્ધ-ભોગ-ની અડચણો આવી પડવાથી સેવા આધિદૈવિકી થતી નથી. સેવાફલ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે આવા ફલની પ્રાપ્તિ ન થાય તો ભગવાનની તે ફલદાનની ઇચ્છા નથી ત્યારે સેવા પણ આધિદૈવિકી નથી થતી અર્થાત્ ઉદ્વેગ એ પણ પ્રતિબંધ છે. જો ઉદ્વેગ થાય તો મનમાંજ થાય એ વિરુદ્ધ સામગ્રી થઈ આવું ઉદ્વેગવાળું મન પ્રભુમાં લીન નજ થાય. તેથીજ સેવા આધિદૈવિકી નજ થાય, પરન્તુ શ્રી-મહાપ્રભુજીની માર્ગમર્યાદાજ એવી બળવાળી છે કે-સેવાને આધ્યા-ત્મિકી તો બનાવે છે ( શ્રી મહાપ્રભુજીની પ્રાકટ્ય-અન્યથાવત્ આધિદૈવિકી તો નજ થાય )

तत्राऽपि ' एतद्देहावसाने तु कृतार्थः स्यान्न संशयः । इति निश्चित्य मनसा कृष्णं परिचरेत् सदा ' ( नि. स. नि. कारिका २३२ ) इति निबन्धोक्तमनोनिश्चयेन सर्वदा सेवा चेद्भवेत्तदा देहान्तेऽनुग्रहबलेन भाष्योक्तप्रकारेणालौकिके देहे जाते ' परस्परं त्वद्गुणवादसीधुपीयूषनिर्यापितदेहधर्मा ' इति न्यायेन तादृश-समाजे अहर्निशं तद्गुणानुवादेनात्मन्यक्षरब्रह्मात्मकत्वज्ञानेन ' उपाधिनाशे विज्ञाने ' अनुभवे सम्पन्ने पुरुषोत्तमाविर्भावयोग्यतायां जातायां तत्र तदाविर्भावो भवति । तदा ' आत्मानन्दसमुद्रस्थ

कृष्णमेव विचिन्तयेदितिवाक्योक्तप्रकारेण तद्भावनया स्नेहवृद्धौ जातायां सर्वा अपि प्रेमावस्था भवन्ति । ततस्तद्विना स्थातुमशक्त्याऽतिशयिततापोदये जाते 'वाङ्मनसि' इत्यादि ( ४-२-१ ) सूत्रोक्तप्रकारेण वागादिलयानन्तरं साक्षात्भगवत्प्रवेश । ततस्तदिच्छानुसारेण तादृशसेवौपयिकदेहप्राप्त्या साक्षात्तल्लीलावलोकनतद्रसानुभवादिकं भवतीति सेवाफलप्राप्तौ क्रमो ज्ञेय इति दिक् ॥

ત્યારે આધુનિકોને ફલ શી રીતે મળે ?

આ વિષયમા વધારે ઊંડા ઉતરીએ ( नि. २३ )

एतद्देहावसाने तु कृतार्थे स्यान्न संशय ।
इति निश्चित्य मनसा कृष्ण परिचरेत् सदा ॥

ભાવાર્થ —'જેમ તેમ કરીને ભગવાનને મનાવવા ભગવાન્ અપ્રસન્ન હોય તો કંઇ પણ સિદ્ધ ન થાય. એ હેતુથી ભગવત્પ્રસન્નતાના ઉપાયો દર્શાવે છે. જેમ ભાગવતમા કપોત અને પિંગલાના દૃષ્ટાન્તથી જેવો વૈરાગ્ય દર્શાવ્યો છે તેવો વૈરાગ્ય સંપાદન કરવો. સર્વ અપેક્ષાઓ ત્યજવી, કારણ કે જે સાપેક્ષ છે તે અસમર્થ છે માટે સર્વ અપેક્ષા ત્યજી પ્રભુમાજ મૂલ—સાધનાપેક્ષાજનક અને કામાપેક્ષાયુક્ત-મનને-જ ભગવાનમા જોડવુ અને કંઇ પણ સાધનની પ્રાપ્તિ ન થવાથી બહિઃસેવામા વિકલ-નાપાસ-થયેલા ચિત્તને નિવારીને પણ પાછું ભગવાન્માજ સ્થિર કરવુ; અને પિતા માતા જેમ પુત્રનું અહિત નહિજ કરે, હિતજ કરે છે તેમ ભગવાન્ પણ હિતજ કરશે, એવા દૃઢ વિશ્વાસપૂર્વક બહિર્મુખતા ન થાય તેમ સેવા કરે તો આ દેહાવસાને જરૂર પ્રભુના અનુગ્રહ-બલથી ભાગ્યોદય

વૈષ્ણવોને જો તેવો સાક્ષાત્ અનુભવ મેળવવો હોય તો સ્વરૂપજ્ઞાન અને સેવાપ્રકારજ્ઞાન મેળવો. ( સેવા અને સ્વરૂપજ્ઞાન માટે સામ્પ્રદાયિક ગ્રન્થો વાંચવા જોઇએ. ) (૩) જેને પ્રભુના સ્વરૂપનું જ્ઞાન ન હોય તેની સેવા ઉત્તમ ન થાય, અને ભજન છૂટી જાય, દુઃખી થાય. (૪) જે લોકો ભાગવતાર્થ વિચાર કરવામાં પોતાનો સમય ગાળે છે તે મુખ્ય સેવાનિષ્ઠ છે. (૫) જો હાલના વૈષ્ણવોએ સાક્ષાદ અનુભવ મેળવવો હોય તો પ્રભુ ઉપર વિશ્વાસ રાખી શરણભાવન કરવું. (૬) આ વિશ્વાસથી ક્રમશઃ હૃદયમાં પ્રભુનો આવિર્ભાવ થશે.



## २८. अन्तरङ्गबहिरङ्गप्रपञ्चविवेकः ॥

अथान्तरङ्गबहिरङ्गलीलाश्रययोः प्रपञ्चयोर्भेदो निरूप्यते। तत्रान्तरङ्गलीला पुरुषोत्तमरूपेण, इतरा जीवान्तर्यामिरूपाभ्याम्। तत्र तयोराद्यः केवलानन्दमयः, अपरस्तु जडजीवात्मकस्तिरोहितानन्दरूपः। तथा पुरुषोत्तमसमवायिकारणकोऽक्षरसमवायिकारणकश्च। अविकृतो विकृतश्च। विकारश्च मायया कृतः। तथा मायासम्बन्ध रहितस्तत्सम्बन्धी च। तथा नित्योऽनित्यश्च। पूर्वस्य विकृतरूपेणापि नित्यत्वं, तस्या अपि स्वरूपात्मकत्वात्। भगवानेव तथा भवति न तु माया। तथा अपरस्य विकृतत्वं माययैव। अत एव ब्रह्मविदां निरस्तमायानां तथा ब्रह्मत्वेन प्रतीतिः। प्रकृते तु

તારતમ્ય આ પેખથી જોઈએ.

ગ્રંથારંભ–ઉભય પ્રપંચનું તારતમ્ય–અન્તરંગ લીલા શ્રી પુરુષોત્તમ-સ્વરૂપે છે, ત્યારે બહિરંગ લીલા પ્રપંચ, જીવ અને અન્તર્યામી રૂપે છે. આદ્ય અન્તરંગ લીલા કેવળ આનંદમય છે, ત્યારે બીજી જડજીવાત્મક હોઇ તિરોહિતાનન્દ છે. આદ્યમાં શ્રીપુરુષોત્તમ સમવાયી છે, ત્યારે બીજામાં અક્ષર સમવાયી છે. પહેલો અવિકૃત છે, ત્યારે બીજો વિકૃત-વિકારવાળો છે. વિકાર માયાકૃત છે, માટે આદ્યને માયાનો સંબંધ નથી, બીજાને માયાનો સંબંધ છે. પૂર્વ અવિકૃત અને નિત્ય છે. કારણ ભગવાનજ તે અન્તરંગ લીલારૂપ પ્રકટ થયા છે. માયાથી તે લીલારૂપ થયા એવું નહિ; માટે અન્તરંગ લીલાશ્રય પ્રપંચ સ્વરૂપાત્મકજ છે, અવિકૃત છે. બહિરંગ લીલાશ્રય પ્રપંચ જે વિકારવાળો લાગે છે તે માયાથીજ એમ વિકૃત લાગે છે, વસ્તુતઃતુ માયા દૂર થતા અખંડ શુદ્ધ બ્રહ્મજ છે. નિરસ્તમાયાવાળા બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મરૂપેજ આ બહિરંગ લીલાશ્રય પ્રપંચને અનુભવે છે.' અન્તરંગ લીલાશ્રય પ્રપંચનો તો નિર્દોષ દૃષ્ટિવાળા ભગવદીયોને લીલારૂપેજ અનુભવ થાય છે, અને તેજ યોગ્ય છે. કારણ કે શ્રુતિઓએ પ્રસન્ન થયેલ ભગવાન્ પાસેથી જ્યારે વરદાન મેળવ્યુ, ત્યારે વરદાનાર્થ પ્રદર્શિત સકલ લીલા વિશિષ્ટ ભગવત્સ્વરૂપનું દર્શન યથાર્થ નિત્યલીલાવિશિષ્ટ દેખી શકયા. ' નાના રાસના માથી ઉન્મત્ત ગોપીકદમ્બક ' જોવાનું બૃહદ્વામન પુરાણે વર્ણવ્યું છે. આદ્ય પ્રપંચના પ્રકટાનન્દ છે. અપરમા તિરોહિતાનન્દ છે. આદ્ય રસાત્મક છે, બીજો નીરસ છે. ભજનાનન્દ આદ્ય લીલા પ્રપંચમાં છે. બીજામા વિષયાનન્દ હોવાથી ક્ષુલ્લક આનન્દ છે.

ननु एव इति विलक्षणयोरपि एतयोर्नित्यत्वमविशिष्टमुभय–

अपि, इति, आविर्भावतिरोभावाभ्यां को विशेषः इति चेद् उच्यते ।

**शंका**—આ બન્ને જગતના પ્રપંચ વિલક્ષણ છે, તથાપિ ઉભય પ્રપંચમા નિત્યત્વ સમાન રહ્યું છે. તો આવિર્ભાવ તિરોભાવથી ઉભયમાં કંઇ પણ તારતમ્ય નજ રહ્યું

आविर्भावतिरोभावयोस्तुल्यत्वेऽपि कारणवैलक्षण्यात् तद्विलक्षणत्वम् । कारणं च बहिरङ्गे तस्मिन् भगवदिच्छा, तत्रापि मूलेच्छा, तथैव तत्र तौ । अन्तरङ्गे तु भक्तेच्छा, तत्राप्यन्तरङ्गाणां तेषाम् । अत एव 'यद्यद् धिया त उरुगाय विभावयन्ति तत्तद्वपुः प्रणयसे सदनुग्रहाये'त्यादिवचनासि । अत एव 'कन्याश्रितजननायन्त्या' इत्यत्र सकललीलानां प्रादुर्भावः । युक्तं चैतत् । लीलाप्रपञ्चस्य भक्तहृदयस्थितस्य आन्तरस्य तद्भावनाधीनाविर्भावत्वमिति सर्वमनवद्यम् ।

**સમાધાન**—આવિર્ભાવ તિરોભાવ સમાન હોય તો પણ કારણ વિલક્ષણતાથી એ ઉભય પ્રપંચમા વિલક્ષણતા આવી છે. બહિરંગ સૃષ્ટિમા કારણ ભગવાનની મૂળેચ્છા છે ભગવાનની જગતરૂપેઆવિર્ભાવ થવાની ઇચ્છા થતા અનેક રૂપો બહુસ્વરૂપ પામ્યા; આટલે તેમા ભગવાનની મૂળેચ્છાજ કારણ છે અન્તરંગ પ્રપંચમા ભક્તની ઇચ્છા કારણ છે માટેજ અન્તરંગ ભક્તોએ ગાયું છે કે 'ભક્તો જે જે સ્વરૂપની વિભાવના બુદ્ધિથી કરે છે તે તે સ્વરૂપને આપ ભક્તો ઉપર અનુગ્રહ કરવાને ધારણ કરો છો;' 'કાંઇ પૂતના બન્યા અને નાથ ગ્રાહ બન્યા ' વિગેરે ભાગવતના વર્ણનેથી સર્વ લીલાનો ત્યા

પ્રાદુર્ભાવ થાય છે. અને એજ યોગ્ય છે. કારણ - લીલાપ્રપંચનું સ્થાન ભગવાનનું હૃદય છે ભક્ત જેવી રીતે ભાવના કરે તે પ્રમાણે લીલાનો આવિર્ભાવ થાયજ. તેથી અન્તરંગ લીલા પ્રપંચ સર્વથા ભક્તેચ્છાધીન અને ભક્તેચ્છાકારણભૂત છે, એ નિર્વિવાદ સિદ્ધ થયું.

आचार्यचरणाम्भोजयुगलैकप्रसादतः ।
प्रपञ्चयोस्तु बोद्धव्य वैलक्षण्य स्वरूपयोः ॥१॥

श्रीहरिरायचरणविरचितोन्तरङ्गबहिरङ्गलीलाश्रययो. प्रपञ्चयो-र्विवेक: समाप्त ॥

શ્રી આચાર્યચરણ શ્રી વલ્લભાધીશ પ્રભુના ચરણકમલ યુગલની કૃપાથીજ આ અંતરંગ પ્રપંચ અને બહિરંગ પ્રપંચનું સ્વરૂપથી તારતમ્ય જાણવું



## २९. भावसाधकबाधकनिरूपणम् ॥

यदा वैराग्य स्याद् विषयजसुखे दु खसदृशे
यदा वा सत्सङ्गो हृदयगतदोषापहरणः ॥
यदैवाचार्याणां चरणयुगले भावविमल
मन स्यात्तर्ह्येव व्रजपतिपदाम्भोजभजनम् ॥१॥

( ભાવાર્થ ) પરમકૃપાળુ શ્રીહરિરાયચરણ કળિકાળના જીવોના

કલ્યાણ માટે સહેલો માર્ગ બતાવે છે. જો કે ભક્તિ કરનારાઓ બહુ જીવો જોવાય છે, તથાપિ તે દરેક જીવોને પ્રભુસાક્ષાત્કાર અગર સર્વાત્મભાવ થવા માટે ઘણો વિલંબ થવાનું અનુમાન કરી શકાય કે ભક્તિ કરતા પરંતુ ભક્તિમાં બાધ કરનારા વર્ગને પહેલા ઓળખાવો જોઈએ ત્યાંસુધી ભક્તિમાં વિઘ્ન કરનાર તત્ત્વોને ઓળખી શકાય નહિ, અને ઉપાય લેવામાં આવે તો તે ઉપાયો સાધનને બદલે બાધ કરનારા નીવડે છે. તેજ પ્રસંગ સમજાવવા માટે પરમદયાલ શ્રીહરિરાયપ્રભુ આ નાનકડા ગ્રન્થમાં સબળ રીતે ઉત્તમોત્તમ પ્રબળ જ્ઞાન આપે તેના માર્ગના સાધનોની આજ્ઞા કરે છે. જીવોને જગતમાં લૌકિક સુખ એટલે વિષયસુખની મોટી લાલસા પ્રબળ રીતે સ્થાન કરે છે તે પણ નિત્ય સુખમાં સ્થાનમાં તો નહીંજ કેમકે માની લીધેલુંજ સુખ હોય છે ત્યારે જીવ પોતે સ્વાર્થી અને સંસારમાં આસક્ત હોય, એટલે તો તેનું માનેલું—ધારેલું સુખ પણ સાંસારિકજ હોય સંસારમાં મિથ્યા સુખ સિવાય કશું લાભજ નહિ પરિણામે તે સમાનું સુખ દુઃખરૂપેજ નીવડે છે દાખલા તરીકે જીવ પોતે સ્ત્રી પુત્ર, ધન વિગેરે વિરસ સુખના સાધનોમાં બંધાય છે, એટલે તે સ્ત્રી પુત્ર વિગેરેનું સુખ તો ક્ષણિક અને થોડાજ કાળ પૂરતું હોઇને પરિણામે તો દુઃખજ આપનારૂં હોય છે તેથી તેવા સુખમાં જ્યાંસુધી અરુચિ યા અનાદર ન થાય ત્યાંસુધી, જીવ પોતે શ્રીહરિની ભક્તિ કરી શકતો નથી પરમકૃપાળુ શ્રીમદાચાર્યચરણે પણ આજ આજ્ઞા કરી છે કે "वैराग्य परितोष च" વૈરાગ્ય અને સંપૂર્ણ સંતોષ પ્રાપ્ત થતાં જીવને ખરેખર અલૌકિક સુખ મળે છે તેજ આજ્ઞાને પુષ્ટ કરીને અત્રે શ્રીહરિરાયચરણ પણ પ્રથમ તો વૈરાગ્ય પામવા માટે મોટી ભલામણ કરે છે જીવને આવા નાશવંત સુખોમાં જ્યાંસુધી

વૈરાગ્ય ન થાય ત્યાંસુધી નીહરિના આસક્તિ થતીજ નથી; કારણ કે વિષયોના પાલનથી પરિણામમાં કામ, ક્રોધ, મોહ વિગેરે દુષ્ટ શત્રુઓ વધતા જાય છે અને કામાક્રાંત યા ક્રોધાક્રાંત શરીર થાય એટલે હૃદયમાં પ્રભુનું બિરાજવું થતુંજ નથી. શ્રીમદાચાર્યચરણે પણ આજ્ઞા કરી છે: " विषयाक्रांतदेहाना नावेशः सर्वथा हरेः " । જ્યાંસુધી શરીરમાં લૌકિક વિષયોનું સામ્રાજ્ય ચાલતું હોય ત્યાંસુધી પ્રભુ સર્વથા તેવા શરીરવાળા ભક્તના અંતઃકરણમાં પધારતાજ નથી, એટલા માટે અહીં શ્રીહરિરાય પ્રભુ આજ્ઞા કરે છે કે દુઃખપરિણામી વિષય સુખમાં જ્યારે વૈરાગ્ય થાય ત્યારેજ સાક્ષાત્ સર્વેશ્વર પ્રભુના ચરણારવિંદની ભક્તિ થઇ શકે છે; તેમ આગળ ચાલતા આપ આજ્ઞા કરે છે કે કેવળ વૈરાગ્યથી પણ ભક્તિ ન થઈ નય, સાથે સત્પુરુષોનો સંગ પણ જોઇએ હમેશાં જીવ તો સ્વભાવથી દુષ્ટ હોઇ મોટી મોટી વાસનાઓ અને દોષોનું ધ્યાન કરતોજ રહે છે તે દરેક વાસનાઓ અને હૃદયના દોષો દૂર કરવાનુ સાધન એકજ છે કે જેને શાસ્ત્રોમાં સત્સંગ તરીકે વખાણવામાં આવેલ છે સત્સંગથી જીવના, હૃદયના, દરેક પરનિન્દા, મુખરતા, (પારકાની નિન્દા કરવી, જેમ આવે તેમ બકવાટ કરવો) વિગેરે દોષો દૂર થાય છે શ્રીભાગવતમાં પણ આવીજ આજ્ઞા આપવામાં આવી છે કે " सत्संगेन हि दैतेया " સત્સંગ કરવાથી આસુર દૈત્ય જેવાઓનો ઉદ્ધાર થયો છે શ્રીમદાચાર્યચરણોએ પણ ભક્તિવર્ધિનીમાં " ततः स्थेन हरिस्थाने तदीयै सह तत्परे " ( ભગવદીય ભક્તોની સાથે ભગવન્મંદિરમાં રહી સદુપદેશ શ્રવણ કરવો. ) આવી રીતે આજ્ઞા કરી છે. આગળ જતાં નીહરિરાયપ્રભુ આજ્ઞા કરે છે કે વૈરાગ્ય અને સત્સંગ થયા પછી પણ શ્રીમદાચાર્યચરણોના શુદ્ધ જ્ઞાન થવાની ખાસ આવશ્યકતા છે, કારણ કે જીવ પામે દરેક સાધન

यदा ता सन्तापः प्रभवति परीरम्भणविधौ
तदैव स्यात्कृष्णव्यसनजनिभावोपगवति ॥२॥

(ભાવાર્થ.) જીવને લોકસુખ માટેની અને સ્ત્રી પુત્ર પરિવારની ચિન્તા મોટા પ્રમાણમાં હોય એમાં આશ્ચર્ય ન હોય; પરન્તુ સાક્ષાત્ શ્રીહરિના દર્શન કરવા માટે ચિત્તમાં મોટી ચિન્તા સાથે ઉતાવળ થઈ રહી હોય, તે ચિન્તા પણ પ્રભુપ્રાપ્તિ માટેની હોવાથી અન્તઃકરણમાં આનન્દ રસનું દાન કરનારી હોય છે. ફક્ત વિયોગાનન્દ અને સંયોગાનન્દ આમ બે વિભાગ થઇ શકે છે. શ્રીહરિનો સાક્ષાત્કાર થાય અને તે દર્શનથી જે આનંદ થાય છે, તે સંયોગાનન્દ. પ્રભુનો વિયોગ થાય અને તાપથી અંતઃકરણ એકદમ વિહ્વલ બની જતા જે આનંદાનુભવ થાય તે વિયોગાનન્દ કહેવાય છે. હવે જીવ તો અસંખ્ય જન્મોથી પ્રભુના સ્વરૂપથી જુદો થયો છે, અને તે તે જન્મોમાં લૌકિક સુખાદિનો અનુભવ કરતો આવ્યો છે. પરન્તુ તે અનંત કાળના પ્રભુવિયોગથી જે તાપક્લેશ થવાં જોઇએ તે ન થવાથી જીવ દુષ્ટસ્વભાવી બન્યો છે. તેવા સંયોગમાં ઉપરના શ્લોકમાં જણાવેલ શ્રીમદાચાર્યચરણકમળમાં સહભાવ થવાથી જીવને પોતાની સ્થિતિ અને સત્સંગ સમજાય છે, અને તેમ થતા પ્રભુના સાક્ષાત્કાર માટે જીવને જ્યારે અહર્નિશ ચિન્તા થાય છે ત્યારે શ્રીહરિમાં સ્મરણાત્મક ભાવનું બીજ રોપાય છે; તેમ જીવ પોતે સ્વભાવથી વિષયવાસનાવાળો દુરાચારી હોય છે તે દુરાચાર અને વિષયવાસના દૂર કરવાનું સામર્થ્ય શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુના ચરણસ્પર્શ સિવાય કોઇનું નથી જ. પ્રભુના ચરણસ્પર્શથી હૃદયના દરેક પાપ અને દોષ નિવૃત્ત થાય છે દોષ નિવૃત્ત થતા સાક્ષાત્ શ્રીકૃષ્ણ પ્રભુને વિરાજવા લાયક હૃદય નિષ્કલ શુદ્ધ થાય છે. તેથી શ્રીપ્રભુના ચરણ–

સ્પર્શ કરવા માટે જ્યારે હૃદયમાં મોટી ચપલતા સાથે પીડા થતી હોય ત્યારે પ્રભુસમ્બન્ધી ભાવની સ્થિર દશા થાય છે. આગળ વધતાં શ્રીહરિરાય પ્રભુ આજ્ઞા કરે છે, પ્રભુદર્શન-ચિન્તા અને ચરણ-સ્પર્શ માટે હૃદયપીડા થાય ત્યારે જીવને પોતાના દેહના ધર્મની પરવા રહેતી નથી; અને આગળ જતાં વ્યસનનો સ્થાયીભાવ સિદ્ધ થાય છે. તે એવી રીતે કે સ્વરૂપનો અનુભવ કરનારા અંશરૂપી જીવો જ્યારે પ્રભુના સ્વરૂપનું અને પોતાની સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત કરે છે, ત્યારે તે સર્વ પ્રકારે શ્રીહરિને ભજવા અસાધારણ પ્રયાસ કરે છે, यो यदंशः स तं भजेत् ( જે જેમના તાબાનો હોય તે તેમને અનુસરે છે–ભજે છે ) તે શ્રુતિ અનુસાર જીવો પ્રભુ વિના રહી શકવાને સમર્થ થતા નથી; કારણ કે શ્રીમદ્ ભાગવતમાં क्षण युगशतमिव यासा येन विनाऽभवत् " શ્રી ગોપીજનોનો શુદ્ધ વ્યસની ભાવ વર્ણવતાં જણાવ્યું છે કે શ્રી ગોપીજનોને પ્રભુ સિવાયનું એક ક્ષણ માત્ર પણ સેંકડો યુગ જેવું લાગતું હતું તેથી શ્રીપ્રભુને ભેટવા માટે જ્યારે હૃદયમાં મ્હોટો સન્તાપ થાય ત્યારેજ શ્રીકૃષ્ણ પ્રભુમાંજ એક વ્યસન ઉત્પન્ન કરનારો ભાવ સિદ્ધ થાય છે; એટલે આવો વ્યસનાત્મક ભાવ બનાવ્યા. શ્રી હરિરાયપ્રભુએ ઉપર જણાવેલા ત્રણ કારણો બતાવ્યા છે તે સિવાય જીવ કૃતાર્થ થઇ શકતો નથી. ૨

यदा मानाभावा वसति हृदये दैन्यसहितः
प्रतिष्ठा वा लोके यदि न हृदि रोचेत विहिता ॥
यदा वार्त्यैर्दुःखं भवति पुरुषैर्नैर कुधियां
तदा कृष्णे भावो भवति सुखहेतुर्व्यसनजः ॥२॥

આ જગતણા જીવને જ્યાસુધી અભિમાન હોય છે ત્યાસુધી ચિત્તની નિર્મલતા થતી નથી કેવળ અભિમાનના ત્યાગથી પણ કામ સરવાનુ નથી, દીનતાપૂર્વક અભિમાનનો ત્યાગ કરવામા આવે ત્યારેજ હૃદયને શાંતિ મળે છે તેમ લોકમા રહેલી 'હુ' ગણત છુ, હુ બ્રાહ્મણ છુ, હુ સપત્તિવાળો છુ,' વિગેરે અનેક પ્રકારની પ્રતિષ્ઠાની ઇચ્છા જરા પણ હૃદયમા ન રહે અને ખરાબ બુદ્ધિવાળા પુરુષો પોતાના સ્વભાવ પ્રમાણે કડુ વચનોથી નિન્દા અગર ચિત્તના ઉદ્વેગને કરે તો પણ જ્યારે અત કરણમા થોડુ સરખુ પણ દુ ખ માનવામા ન આવે ત્યારેજ વ્રજના અધિપતિ સાક્ષાત્ શ્રીકૃષ્ણ પ્રભુના ચરણારવિન્દમા ભક્તિનો ઉત્તમ ભાવ સિદ્ધ થાય છે, અને ત્યારેજ, ક્યારે પણ નાશ ન પામે એવુ કાયમનુ સુખ જીવને મળે છે, કારણ કે પ્રભુ તો પોતે સર્વ સુખના સ્વરૂપ છે, શાસ્ત્રમા આનન્દમય સ્વરૂપ શ્રીહરિનુંજ વર્ણવેલુ છે આનન્દમય હોય તેજ આનન્દાનુભવ કરાવી શકે તે અલૌકિક શુદ્ધ નિત્ય અક્ષય આનન્દને મેળવવા માટે તો દૈન્યપૂર્વક અભિમાનનો ત્યાગ અને લોકની પ્રતિષ્ઠાનો ત્યાગ, આ બન્ને ત્યાગ ખાસ કારણ માટે વર્ણવેલા છે. ૩.

यदा यत्न· स्वीयो व्रजति विफलत्व हि सकलो
यदा वा धर्मादि स्फुरति विहितोऽपि ह्यविहित ॥
यदा विद्या स्वीया वदति वदने नातिकृपया
तदा धर्मत्यागे भवति शरणे निश्चलमति ॥४॥

શરણમાર્ગમા મતિમા કોઈ જાતના કથને ઉદ્દેશીને ચ ચળતા હોય તો શરણ સિદ્ધ થઇ શકતુ નથી તે માટે આપશ્રી ચોથા શ્લોકનો આરભ કરતા બુદ્ધિની ચપળતા દૂર કરવાનુ સાધન

જણાવે છે:

લોકમાં ઘણા પ્રકારના પ્રયાગો કરવામાં આવે છે પરંતુ તે દરેક પ્રયાસો લૌકિક તુચ્છ સુખને માટેજ ચ્યાયેલા હોય છે. તેથી જ્યારે લોક સુખ માટેનો દરેક પ્રયત્ન નિષ્ફળ જાય, તથા શાસ્ત્રમાં જણાવેલા ધર્મોનું જો કે સારી રીતે પાળવા માટે વિધિ દર્શાવેલ છે, તો પણ પ્રભુમાંજ એક આશ્રય ને દૃઢ રાખનારા તાદૃશ જીવને તો શાસ્ત્રોક્ત ધર્મ વિગેરે પણ યાદ આવતા નથી; અને છેવટે ઉત્તમોત્તમ વિદ્યા પણ કોઇ જાતની શાન્તિ આપનારી ન થાય; અર્થાત્ વિદ્યા તો જ્ઞાનને વધારનારી છે અને સંસારને દૂર કરનારી છે. તો પણ અનન્ય પ્રભુનિષ્ઠ ભક્તોને તેવી વિદ્યા કંઇ લાભ આપનારી થતી નથી; કારણ કે વિદ્યા છે તે પંચ પર્વવાળી અવિદ્યાના બંધનનેજ નિવૃત્ત કરનારી છે, કેવળ પ્રભુશરણ સાધવામાં તેમનું સામર્થ્ય ન હોવાથી વિદ્યા તેવા શુદ્ધ પુષ્ટિમાર્ગીય જીવને કંઇ કરી શકતી નથી. આવી રીતે લોકસિદ્ધ પ્રયાસ, શાસ્ત્રમાં વર્ણવેલો ધર્મ, અને વિદ્યા આ ત્રણ સાહિત્યની પણ પરવા રાખ્યા સિવાય પ્રભુ–ભક્ત તો કેવળ અનન્ય ભાવથીજ દરેક ધર્મનો ત્યાગ કરી હરિના શરણમાંજ પોતાની બુદ્ધિને સ્થિર કરતો રહે છે. ૪

यदा भक्तैः स्फूर्तिर्भवति मिलितैः स्वार्पणविधे–
र्यदा वान्यैर्योगो न भवति हरेश्चार्पितधिया ॥
यदा वा विश्वासः समुदयति मार्गे मुररिपो–
स्तदा भाग्यस्थैर्यं भवति न विहन्येत सकलम् ॥५॥

જ્યારે સર્વ દુઃખને હરણ કરનારા શ્રીહરિ ભગવાનમાં પરા–યણ થયેલા ભક્તો પરસ્પર સત્સંગ કરવા એકઠા થઇને પોતે

કરેલા શ્રીહરિને નિવેદનને ભૂલતા નથી. એટલે શ્રીહરિને દરેક વસ્તુ અર્પણ કરેલી હોઇને કોઇપણ લોકના દુઃખને યા સુખને ધારતા નથી અને જ્યારે પ્રભુમાજ કેવળ બુદ્ધિને પરોવેલી હોવાથી અન્ય કોઇપણ પુરૂષો યા દેવતાની સાથે સાધારણ પણ સમ્બન્ધ ધરાવતા નથી. તેમ અનેક જીવનો ઉદ્ધાર કરનારા પ્રભુના પુષ્ટિમાર્ગમાં અડગ વિશ્વાસ કાયમનો રહે છે. મોટા ભયંકર દુઃખો અને કલેશો વખતે પણ જ્યારે પ્રભુનો વિશ્વાસ છોડાતો નથી. ત્યારે તેવા ભક્તોનો ભાવ પ્રભુમા કાયમ માટે સ્થિર રહે છે. ભાવ પણ પ્રભુની નિષ્કામ ભક્તિ સાધવા માટે તેમ સર્વાત્મભાવપૂર્વક તેવા ભક્તો પ્રભુનોએકજઆશ્રય રાખીને કયારે પણ હાનિને પાળતા નથી. અને કેવળ પ્રભુના અલૌકિક સ્નેહના ભોક્તા થઇને અલૌકિક આનન્દમાં નિમગ્નથાયછે. ૫

यदा लोके बुद्धिर्भवति भवभीताऽति शिथिला
यदा काचिल्लीला वसति हृदये रोधनपरा ॥
यदा तूष्णीम्भावो नयनयुगसङ्कोचसहितः
तदा तिष्ठेद् बुद्धिर्भवति दृढाऽलौकिकफला ॥६॥

જ્યારે લોકમા નિષ્ઠાવાળી બુદ્ધિ સંસારના ભયથી અત્યંત શાંત પડી જાય છે, એટલે લોકના ફળો દુઃખ પરિણામી (પરીણામમા દુઃખ આપનારા) હોવાથી ભક્તો તેવા ફળો મેળવવા ઉત્સાહ રાખતા નથી તેમ હૃદયમા પ્રભુની અલૌકિક લીલામાથી કોઇપણ એક લીલાનું નિત્ય રટન થતું હોય કે જેનાથી સંસારની વિસ્મૃતિ થાય અને પ્રભુમા નિરંતર આસક્તિ થતી રહે, તેમ જગતમા સુખ અને દુઃખ આપનારી ઘણી વ્યક્તિઓ હોય છે, તોપણ તેવા ભક્તો તો તટસ્થ ભાવને પામીને મૌનજ ધારણ કરે છે. સુખ મળે તો પ્રભુ-

જોઈએ હરિથી વિમુખ થએલા જીવો જેમાં રહેતા હોય તે દેશમાં વાસ કરવાથી ભક્તિ સિદ્ધ થતી નથી લોકની આસક્તિનો ત્યાગ કરીને પણ વૈરાગ્ય પ્રાપ્ત કરવાનું કહ્યું છે અને તે વૈરાગ્ય પણ કેવળ વચનથી ન હોવું જોઈએ મનથીજ દરેક વસ્તુના ફળની ઈચ્છા ન રાખવી તેજ ખરેખરું વૈરાગ્ય છે. શ્રીમદ્ ભગવત્ગીતામાં શ્રીભગવાને આજ્ઞા કરેલી છે કે ઇન્દ્રિયોનો સંયમ કરીને પણ મનથી ઇન્દ્રિયોના વિષયોનું ધ્યાન કરવામાં આવે તો તેવા આચરણ કરનાર જીવને તો મિથ્યાચારી કહેલો છે. તેથી વૈરાગ્ય પણ મનની શાન્તિપૂર્વક હોવું જોઈએ અને ક્યારે પણ જો ચિત્ત પ્રભુના ગુણમાં આકર્ષાઈને પ્રભુમાં પ્રવેશ ન કરે તો પછી આ લોકમાં પ્રભુભાવ કેવી રીતે થઈ શકે ? માટે પ્રભુના ગુણમાં સ્વતઃ ચિત્ત આકર્ષાઈને પ્રવેશ કરે ત્યારે પ્રભુમાં સ્થાયીભાવ સિદ્ધ થતાં અન્ય કોઈપણ સાધનની પરવા રહેતી નથી ઉપક્રમ કરતાં શ્રીહરિરાયચરણ જીવને સંબોધીને આજ્ઞા કરે છે કે હે જીવ ! તું પોતેજ કહે કે જો મનથી વૈરાગ્ય અને પ્રભુમાં ચિત્તનો પ્રવેશ ન થાય તો પછી પ્રભુભાવ શી રીતે સ્થિર રહી શકે ? અર્થાત્ શરીરથી અને વાણીથી કરેલ વૈરાગ્ય અને ભક્તિ ત્યારેજ સફળ થાય છે કે, જ્યારે મનની ઉત્તમ અવસ્થા અને પ્રભુ પરાયણતા થાય એટલા માટે દરેક જીવોએ પોતાના મનને શુદ્ધ કરીને પ્રભુમાં લગાડવું અને દરેક લોકની વસ્તુઓમાં મગ્ન કરવો નહીં



# ३०. श्रीकृष्णशब्दार्थनिरूपणम् ।

स्वाचार्यकृपया कृष्णशब्दार्थो विनिरूप्यते ।
' रसो वै स ' इति श्रुत्या रसात्मा स निरूपितः ॥१॥

આપણા આચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીની કૃપાયે કરી ' કૃષ્ણ ' શબ્દનો અર્થ કહેવામાં આવે છે. ' रसो वै सः '–'પ્રભુ રસરૂપ છે,' એ ઉપનિષદ્–વાક્ય પ્રમાણે ભગવાન રસરૂપ કહેવામાં આવ્યા છે. ૧.

' कृषिर्भूवाचकः शब्द ' इति श्रुत्यन्तरेण च ।
सदानन्दो हि भगवान् स्फुटं कृष्णो निरूपितः ॥२॥

' कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः '–કૃષ્ણ શબ્દમાં કૃષ્ ધાતુનો અર્થ સત્તા અને ણ નો અર્થ આનન્દ થાય છે; ' એ એક બીજા ઉપનિષદ્–વાક્ય પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રજીને સ્પષ્ટ રીતે સત્ અને આનન્દરૂપ કહેવામાં આવ્યા છે. ૨.

सत्ता तथानन्द इति विवृतं नैव कुत्रचित् ।
इत्युक्तमस्मदाचार्यैस्ततो विवरणे मतिः ॥३॥

કૃષ્ણ શબ્દના કૃષ્ નો અર્થ સત્તા અને ણ નો અર્થ આનન્દ થાય છે, એ હકીકત કોઇએ ક્યાંય વિસ્તારથી સમજાવી નથી; માટેજ શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં એ ઉપર વિવરણ લખ્યું છે. ( ભા. ૧૦–૮–૧૪ વગેરે શ્લોકો ઉપરના સુબોધિનીજી ) એ માટેજ એ અર્થનો વધારે ખુલાસો કરવા શ્રીમહાપ્રભુજી તત્પર થયા. ૩.

न भेदेन जीवस्य तथापि तदुदीरितम् ।
'क्वेमा स्त्रिय' इति श्लोकेऽवगत्याचार्यमाश्रयात् ॥४॥
वदामि कृष्णशब्दार्थं वस्तुतोऽनुवदामि हि ।
एकवाक्यत्वमुभयो श्रुत्योरेव हि भासते ॥५॥

આપણે સામાન્ય જીવો હોવાને કારણે શ્રીમદાચાર્યચરણોએ (તેમજ શ્રીગુસાંઇજીએ) બતાવેલી હકીકત સમજી ન શકીએ, એટલે 'क्वेमा स्त्रिय' (ભા ૧૦-૪૬-૬૦) એ શ્લોક ઉપરના શ્રીસુબોધિનીજીનો આશય શ્રીમદ્વલ્લભાધીશ પ્રભુના આશ્રયે કરી સમજી અહીં कृष्ण શબ્દનો અર્થ બતાવું છું ખરું જોતા આચાર્યશ્રીએ ( અને તેજ શ્લોક ઉપર ત્યા શ્રીગુસાંઇજીએ ) કેટલુંક વિવેચન કર્યું છે, તેનોજ અહી સાર કહી જાઉં છું – 'रसो वै स' અને 'कृषिर्भू वाचक' એ બે ઉપનિષદ્ વાક્ય એકજ હકીકત કહે છે ૪–૫.

रसवत्ता रसवता हृदि सम्भवति स्वत ।
भगवद्रसवन्त्यस्तु स्वामिन्यो नात्र संशय ॥६॥
अतस्तद्धृदये सत्ता कृषिशब्दान्निरूप्यते ।
रसानन्दश्च तत्रैव णकारेणैव बोध्यते ॥७॥

જેઓ રસિક હોય છે, તેઓને રસિકતા હૃદયમા પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે જે ગોપીજનો હતા, તે પ્રભુવિષયક રસ ધરાવતા હતા, એમા કશો સંશય નથી એટલે શ્રીગોપીજનોના હૃદયમા कृष શબ્દથી ભગવદ્-રૂપ-ની સત્તા ( હોવાપણું ) કહેવામા આવેલી છે પ્રભુ હૃદયમા બિરાજતા હોવાથી એજ રીતે ણકારથી રસાત્મક આનન્દ રૂપે સો જાણી શકાય છે ૬–૭

अतः सद्रूपेण, सदानन्दः स्वामिनीहृदयस्थितः ।
सत्ता भगवतो वाच्या नित्या त्रैकालिकी यतः ॥८॥
आनन्दश्च तथोपाधिविरहितो नित्य एव हि ।
अतो हि स्थायिभावात्मा प्रभुर्वाच्य श्रुतंमतः ॥९॥

એટલેજ સત્ અને આનન્દરૂપ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજી શ્રીગોપીજનોના હૃદયમાં બિરાજી રહેલા છે. પ્રભુની સત્તા (પ્રભુનું અસ્તિત્વ) ત્રણે કાળમાં રહેતી નિત્ય છે તે રીતે કોઇપણ જાતની ઉપાધિવિનાનો આનન્દ પણ નિત્યજ છે. એટલેજ ઉપનિષદોયે જેનું વર્ણન કરેલું છે, એવા તે સ્થાયિભાવાત્મક પ્રભુ છે ૮-૯

भरतोऽप्याह तद्रूप स्थायिभावो रसः स्मृतः ।
स भावः प्रकृते वाच्यो यशोदोत्सङ्गलालितः ॥१०॥
अतो हि परम तत्त्वमेतदेव निरूपितम् ।
'जानीत परम तत्त्व'मिति मत्प्रभुभिर्मुदा ॥११॥

નાટ્યશાસ્ત્રકાર ભરતાચાર્યે પણ રસનું સ્વરૂપ તેજ કહ્યું છે. નાટ્યશાસ્ત્રમાં જે સ્થાયી ભાવ ને રસ એમ કહેવામાં આવે છે. (શૃંગારરસનો સ્થાયીભાવ 'રતિ' છે, તો જે 'રતિ' તેજ શૃંગારરસ ) એ જે સ્થાયીભાવ એ શ્રીગોપીજનોના પ્રસંગમાં શ્રીયશોદાજીના ખોળામાં લાડ પામેલા ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર છે. એટલેજ મારા પ્રભુ શ્રી ગુસાંઇજીએ સ્વરૂપાણના અન્તમાં 'શ્રીયશોદાજીના ખોળામાં લાડ પામેલા તેજ શ્રીકૃષ્ણચન્દ્રરૂપ પરમ તત્ત્વને જાણો' એમ કહી એજ શ્રીકૃષ્ણચન્દ્રરૂપ પરમ તત્ત્વ છે, એમ બતાવ્યું છે. ૧૦-૧૧

तत्त्वं हि सततो भावः स्थायी स परमो मतः ।
अतो वेदान्तभाष्यान्ते पद्यमेतन्निरूपितम् ॥१२॥

વેદાન્ત ભાષ્ય શ્રીઅણુભાષ્યના અન્તમાં ' जानीत परमं तत्त्वं ' એમ શ્રીગુસાંઈજીએ નિરૂપ્યું છે, તેનું કારણ પણ એજ છે કે સમગ્ર પરમ એવો સ્થાયીભાવ ( એ રૂપ શ્રીકૃષ્ણચન્દ્રજી ) એજ પરમ તત્ત્વ છે. ૧૨.

यतः प्राथमिको भावो ध्रुवमेव हि दृश्यते ।
एतद्भावेन भगवानाविर्भूतो विराजते ॥१३॥

કેમકે સૌથી પ્રથમ થનારો જે ભાવ તે આજ રતિરૂપ ભાવ છે. આ રતિરૂપ ભાવની સાથે પ્રકટ થયેલા પ્રભુ બિરાજી રહ્યા છે. ( રતિ=પ્રેમ એ વિના ભાવજ ગમતી રહે નહીં. ) ૧૩.

स भावः कथितस्तत्र 'यशोदायाः सुतोद्भवम्' ।
इति पद्ये तद्विशिष्टः स्थायिभावो निगद्यते ॥१४॥

' શ્રીયશોદાજીને પુત્રની ઉત્પત્તિ થઈ, તે વાત સાંભળીને આનન્દમાં આવેલા ગોપીજનોએ વસ્ત્રાદિકથી પોતાના આત્માને શૃંગાર સજ્યા ' ( ભા. ૧૦-૫-૭ ) આ શ્લોકમાં તેજ ભાવ કહેવામાં આવ્યો છે; તે જે આનન્દ, તેનાથી યુક્ત એવો જે ભાવ, તેજ અહીં સ્થાયીભાવ છે; ( અને તેજ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજી. ) ૧૪.

यमालम्ब्याखिलानां हि भावानामपि चोद्भवः ।
स एव स्थायिभावोऽसौ गूढभावो निरूप्यते ॥१५॥

જેના આનન્દને આ જગતમા બીજા સર્વભાવોની ઉત્પત્તિ છે, તેજ સ્થાયીભાવ એ સ્થાયીભાવ ગૂઢ ભાવ છે, (એ ગુપ્ત છે) ૧૫.

तदङ्कुरस्तदुत्पन्न कामात्मा ह्यधिदैवतम् ।
तद्गतो यो रसः प्रोक्तस्तदेतत्त्रितय पुन ॥१६॥
मिलित कृष्णशब्दार्थो भावात्मा मन्मथो रस ।
तल्लक्षणात्स शृङ्गार साकारः श्रुतिबोधित ॥१७॥

આ ગૂઢ સ્થાયીભાવનો જે અઙ્કુર, તે એક; તેમાથી ઉત્પન્ન થનારો આધિદૈવિક કામ એ બીજો, અને એ આધિદૈવિક કામમા રહેલો જે રસ એ ત્રીજો, આ ત્રણે એક રૂપ થતા સાક્ષાત્ મન્મથ રૂપ ભાવાત્મક શ્રીકૃષ્ણચન્દ્રજી રસસ્વરૂપ कृष्ण શબ્દના અર્થરૂપે રહેના કે આવા પ્રકારનો એ (જો રૂપ શૃઙ્ગારરસ કે જે 'रसो वै स' અને 'कृषिर्भूवाचक शब्दो णश्च निर्वृतिवाचक' એ વેદવાક્યોમા બતાવવામા આવેલો છે, તે આનન્દાકાર સ્વરૂપ થાય છે. ૧૬-૧૭

भावेनान्त स्थितेनैव पोष्यतेऽन्तर्गतो रस ।
अतो हि स्वामिनीभावे रसात्मपरिपोषणम् ॥१८॥

હૃદયમા રહેના ભાવ વડે કરીનેજ હૃદયમા રહેલા રસને પુષ્ટિ મળે છે, એટલેજ શ્રીકૃષ્ણચન્દ્રજીના હૃદયમા બિરાજતા શ્રીસ્વામિનીજી શ્રીગોપીજનો, તેઓના ભાવે કરી રસાત્મા શ્રીકૃષ્ણચન્દ્રજીનો પ્રકાશ છે ૧૮

द्वयमेव हरेर्लीला सर्वगूढा निरूप्यते ।
यदन्त स्थितरूपेण भावैर्विक्रीडन हृदि ॥१९॥

तद्विशिष्टः प्रभुः कृष्णशब्दार्थः परिभाव्यताम् ॥१९½॥

આજ હરિભગવાન ! સર્વથીયે ગોપ્ય એવી લીલાનું વર્ણન કરવામાં આવ્યું છે; આ લીલા એટલે હૃદયમા બિરાજતા પ્રભુના રૂપની સાથે ભાવોથી ખેલવાનું. આવા પ્રકારની ભાવાત્મક લીલાઓથી યુક્ત એવા જે શ્રીપ્રભુ, તે કૃષ્ણ શબ્દનો અર્થ છે; તેનું જ ભાવન કરો. ૧૯½

एवंविधार्थवन्नाम मद्वाचि सततं स्थिरम् ॥२०॥
प्रकाशयतु मच्चित्ते स्वामिनीभावभावनम् ॥२०½॥

મારી વાણીમા હંમેશને માટે સ્થિર થઇ રહેલું આવા પ્રકારના અર્થવાળું એવું પ્રભુનું 'કૃષ્ણ' એ નામ મારા હૃદયમા શ્રી-ગોપીજનોના હૃદયગત ભાવની ભાવનાનો પ્રકાશ કરો. ૨૦½

यद्यप्ययोग्यतैवास्ति मयि तत्फलभावने ॥२१॥
तथापि निश्चयश्चित्ते नाममाहात्म्यदर्शनात् ॥२१½॥

આવા પ્રકારના ફલાત્મક ભાવના મારા હૃદયમા પ્રકાશ થાય, તેવા પ્રકારની મારામા યોગ્યતા છેજ નહીં, તથાપિ પ્રભુના નામમા મહત્તા હોવાથી અને તે મારી વાણીમા બિરાજતું હોવાથી મારા ચિત્તમા નિશ્ચય છે કે તે ફલ શક્ય છે. ૨૧½.

यतस्तन्नि स्रुत नाम कृष्णचन्द्राननाननात् ॥२२॥
आधिदैविकमित्येव दोषदूरीकृतिक्षमम् ।
अयोग्ययोग्यतासिद्धिकारणं तत्स्वतः सदा ॥२३॥

કેમકે શ્રીકૃષ્ણચન્દ્રજીના મુખારવિન્દના અવતાર ભગવાન શ્રી-વલ્લભાચાર્યના મુખમાંથી નીકળેલું 'कृष्ण' એ નામ આધિદૈવિકજ છે અને દોષોને દૂર કરવાને સમર્થ તેમજ સદૈવ આપોઆપ, યોગ્ય ન હોય તેવાઓમાં યોગ્યતા સિદ્ધ કરવામાં કારણરૂપે રહેલું છે. ૨૨–૨૩

इति विज्ञाय तन्नाम ग्राह्यं रसनया सदा ।
मनसा भावनीयोऽर्थः श्रीमदाचार्यसंश्रितैः ॥२४॥

આ પ્રમાણે શ્રીમદાચાર્ય શ્રીમહાપ્રભુજીને શરણે આવેલા જીવોએ બરોબર સમજી હંમેશ જીભથી 'कृष्ण' એ નામ લેવું અને મનથી એના વર્ણે સ્વરૂપના સંયુક્ત અર્થરૂપે રહેલા અર્થનો વિચાર કરવો. ૨૪



## ३१. श्रीमत्प्रभोः सर्वान्तरत्वनिरूपणम् ॥

प्रपञ्चो भगवत्कार्यस्तथा नित्यस्तदात्मकः ॥
सर्ववेदान्तवेद्यो हि तदन्तःस्थितरक्षकः ॥१॥
कूटस्थः सच्चिदानन्दोऽव्यक्तो व्यक्तसमाश्रयः ॥
पुरुषोत्तमरूपांचितह्लोकस्तस्य चामनम् ॥२॥

પ્રપંચ (=જગત) પ્રભુના કાર્યરૂપ છે, તેમજ નિત્ય છે અને ભગવદ્રૂપ છે. સકલ વેદાન્તશાસ્ત્રથી જાણવા લાયક, વળી તે જગ

તેમાં રહી રક્ષણ કરનાર, કૂટસ્થ, સચ્ચિદાનન્દરૂપ, અવ્યક્ત છતાં વ્યક્તના આશ્રયરૂપ અને પુરુષોત્તમ સ્વરૂપના ચરણરૂપ આ અક્ષર લોકનું પ્રપંચ્ આધારસ્થાન છે. ૧-૨.

तदन्तःस्थो लोकवेदप्रथितः पुरुषोत्तमः ॥
सरसात्मतया प्रोक्तः शृङ्गारः सर्वसम्मतः ॥३॥
स द्विधा सङ्गविरहाभ्यामित्येव प्रतीयते ॥३½॥

લોક અને વેદમાં પ્રસિદ્ધ એવા પુરુષોત્તમ તે અક્ષર બ્રહ્મમાં રહેલા છે. રસાત્મક સ્વરૂપે કહેવામાં આવેલો, બધાએ માન્ય કરેલો શૃંગારરસ સંયોગ અને વિપ્રયોગ એ બેદે બે પ્રકારનો છે, તેમ સ્પષ્ટ છે. ૩½.

संयोगात्मा यथानन्ददाकारः श्रुतिनिरूपितः ॥४॥
सर्वलीलादिसामग्रीसहितो भक्तसंयुतः ॥
तदन्तःस्थो वियोगात्मा मन्तव्यश्च तथाविधः ॥५॥

વેદમાં નિરૂપવામાં આવેલો બધી લીલાઓ વગેરેની સામગ્રીથી યુક્ત અને ભક્તો સાથે રહેલો સંયોગાત્મક શૃંગાર જેમ આનન્દાકાર છે, તેમ તેમાંજ રહેલો વિપ્રયોગાત્મક શૃંગાર પણ તેવોજ આનન્દાકાર જાણવો ૫

तस्य या काचिदस्ति सामग्री सापि तादृशी ॥
तद्रूपानुभवोऽप्यत्रेन्द्रियैरपि तथाविधैः ॥६॥

તે વિપ્રયોગાત્મક શૃંગારની જે કાંઇ સામગ્રી છે. તે પણ

આનન્દાત્મક તે શૃંગાર સ્વરૂપનો અનુભવ પણ તેવાજ પ્રકારની આનન્દાત્મક ઇન્દ્રિયોથીજ. ૬.

भावात्मकत्वाद्रूपस्य तस्य सेवापि मानसी ॥
तत्संयोगोऽपि भावेन लीलाभिर्विरहात्मनः ॥७॥

રૂપ ભાવાત્મક હોવાથી તે રૂપની સેવા પણ માનસી (ભાવાત્મકજ.) વિરહાત્માના તે રૂપનો સંયોગ પણ ભાવે કરી લીલાઓ વડે છે. ૭.

सर्वान्तरं चैतदेव रूपं सद्भिर्विबुध्यताम् ॥
श्रीमदाचार्यचरणैः श्रुतिसारं प्रकाशितम् ॥८॥

બધાના હૃદયમાં રહેલું પણ આજ આનન્દાત્મક સ્વરૂપ છે, એમ સજ્જનોયે જાણવું. એજ સ્વરૂપ શ્રીમદાચાર્યચરણોયે શ્રુતિયોના સારરૂપે પ્રસિદ્ધ કર્યું છે. ૮

तदर्थं ब्रह्मसम्बन्धो भावः सेवाधिकारकृत् ॥
भावेन भावसेवायां भावरूपस्य मत्प्रभोः ॥९॥
यः सर्वान्तर्गूढभावः स्थायी कृष्णो निरूपितः ॥
तत्प्राप्तिर्भावसम्प्राप्तिर्नान्यदित्येष निश्चयः ॥१०॥

તેને માટેજ બ્રહ્મસમ્બન્ધ છે. ભાવ એ સેવામાં અધિકાર કરાવનાર છે. ભાવરૂપ એવા મારા પ્રભુની ભાવે કરી ભાવાત્મક સેવામાં જે બધામાં રહેલો ગૂઢસ્થાયી ભાવાત્મક કૃષ્ણ નિરૂપવામાં આવેલ છે, તેજ પ્રભુની પ્રાપ્તિ એટલે ભાવની પ્રાપ્તિ; બીજું કાંઇજ નહીં; એમ નિશ્ચય છે. ૯-૧૦

# ३२. श्रीमत्प्रभोः प्रादुर्भावप्रकारनिरूपणम् ॥

रसात्मकस्वरूपस्य प्रादुर्भावः कथं भवेत् ।
हृदये वा स्वरूपे वा तदत्र विनिरूप्यते ॥१॥

ભક્તના હૃદયમાં અથવા તો ગુરુએ પધરાવી આપેલા પ્રભુના સ્વરૂપમાં રસાત્મક સ્વરૂપ પરમ રસઘન પ્રભુ શ્રી કૃષ્ણચન્દ્રજી પ્રકટ કેમ થાય, તે વાત અહીં કહેવામાં આવે છે. ૧.

अनुरागस्तु सहजस्तासामेवेति निश्चयः ।
जातमात्रे तथाभावान्सूचितश्चोत्सवे पुनः ॥२॥

એ વસ્તુ નક્કી છે કે શ્રી ગોપીજનોનો જે પ્રેમ હતો તે સહજ હતો. જ્યારે પ્રભુનું શ્રી નન્દરાયજીને ત્યાં પ્રાકટ્ય થયું ત્યારે તે પ્રેમ પણ પ્રકટ થયો, તે જન્મોત્સવના પ્રસઙ્ગમાં સૂચવાયેલો છે. ૨.

कामिनीनामन्यथैवं कथं भावो भवेदिह ।
दृष्टानुरागोऽप्यधुना न वदेतैव सर्वथा ॥३॥

જો એ પ્રેમ સહજ ન હોય તો આ પ્રસઙ્ગે (અથવા હરિ-ઇહ ને સ્થળે પાઠ સ્વીકારતાં—હૃદયમાં) ગોપીજનોને આવો પ્રેમ કેવી રીતે પ્રકટ થઇ શકે? જે પ્રેમ ત્યાં જોવામાં આવ્યો તે પણ અત્યારે (અનવતારદશામાં હૃદયમાં) કોઈ રીતે સમજી શકે નહીં. ૩

अवतारदशाभावात्स्वरूपेऽपि न सम्भवः ।
अनुरागसमुत्पत्तेः पूर्वमित्येष निश्चयः ॥४॥

અત્યારે પ્રભુની અવતારદશાયે નથી, તેથી પ્રભુ તરફના અનુરાગ-પ્રેમની ઉત્પત્તિ થયા પહેલાં સ્વરૂપને વિશે પણ તેવો પ્રેમ સમ્ભવી ન શકે; આ વસ્તુ તદ્દન નિશ્ચિત છે. ૪.

अतः श्रवणमात्रैकराग एवावशिष्यते ॥४½॥

પ્રભુની અવતારદશા ન હોવાને કારણે તેમજ ગોપીજનોની માફક આપણામા સહજ પ્રેમ ન હોવાને કારણે તેવા પ્રેમને મેળવવા કાંઇ પણ સાધનરૂપ હોય તો તે માત્ર પ્રભુનાં નામ અને નામોને જણાવનારા શાસ્ત્રોનું શ્રવણજ છે. એ શ્રવણરૂપ માત્ર એકજ સાધનથી મેળવી શકાય તેવો પ્રેમ ફકત બાકી રહે છે. ૪½.

अत एवोक्तमाचार्यैः शास्त्रद्वारैव मोचकः ॥५॥
अङ्गीकृतेः शास्त्ररतौ कारणत्वं हि गम्यते ॥
उक्तं च भक्तिहंसेपि तदर्थित्वं विलक्षणम् ॥६॥

પ્રભુ અત્યારે શાસ્ત્રો મારફત એટલે કે શાસ્ત્રોમા ઉપદેશવામા આવેલી હકીકતોના શ્રવણદ્વારા ભક્તોના ઉદ્ધાર કરે છે, એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીયે આજ્ઞા કરી છે. શાસ્ત્રોમાં પ્રેમ થાય, તેનું જો કોઇ પણ કારણ હોય તો તે પ્રભુયે આપણો અઙ્ગીકાર કર્યો છે, તે છે. માટે આપણો અઙ્ગીકાર થયો છે, તેની નિશાનીજ એ સમજવી કે આપણને ભગવત્-શાસ્ત્રોમા પ્રેમ થાય. ભક્તિહંસમા શ્રીગુસાંઇજીએ ભક્તને પ્રભુને મેળવવાની જે વાત કહી છે, ત્યા ' પ્રભુ

એજ અર્થ,' એની લગતી સ્થિતિ ૬૮ વિલક્ષણ પ્રકારની ૮ તેના દૃષ્ટાન્ત બતાવવામાં આવે છે. ૬

तस्माच्छ्रुतौ हि भगवान् भक्तिं साधयति ध्रुवम् ।
अङ्गीकृतानाममुना सनयेति विनिश्चय ॥७॥

માટે જેમનું વરણ થયું છે, જેનો ભગવત્ માર્ગમાં સ્વીકાર થયો છે, તેવા જીવોને આ કાનમાં જેમનું શ્રવણ કરાવામાં આવ્યું છે—જે પ્રભુની લીલાઓનું શ્રવણ કરાવામાં આવ્યું છે તે પ્રભુજ સ્થિર એવી ભક્તિ સિદ્ધ કરી આપે છે, એમ નિશ્ચય થાય છે ૭

अङ्गीकृति फलमुखा शरणागतितो भवेत् ॥७½॥
પ્રભુએ આપણો અંગીકાર કર્યો છે નહી એ સફલ થશે કે નહી, તે ત્યારેજ નક્કી થઈને કહી શકાય કે પ્રભુને શરણે જવાની ક્રિયા કરાવામાં આવે ૭½

लोके स्थाप्य स्वमेवायामिति सञ्चिन्तितोऽपि हि ॥८॥
यदैव शरण यायात्तदा सेवकता भवेत् ।
तदीयत्व सेवयैव मानस्यैवान्तर प्रभो ॥९॥

ભક્ત આ લોકમાં પોતાને ઘેર સેવામાં પ્રભુના સ્વરૂપની સ્થાપના કરે અથવા પ્રભુનું ચિન્તન કરે, તેમ કરતાં જ્યારે પ્રભુને શરણે જાય ત્યારે તેને સેવકપણું પ્રાપ્ત થાય આમ કરવાથી તો માત્ર સેવકપણુંજ પ્રાપ્ત થાય, તદીયપણું—સાચું ભગવદીયપણું તો દૂર રહે છે, તે ભગવદીયપણું પ્રભુની માનસી સેવા વડેજ પ્રાપ્ત થાય ૮ ૯

આ પ્રકારે એક શરણદશા અને એક ભગવદીયદશા, એમ બે સ્થિતિ કહેવામાં આવી છે. આનો તફાવત બતાવતા શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે—

शरणे चात्मसम्बन्धे वैलक्षण्यमियन्मतम् ।
" मम सर्वं हि भगवान् " "अहं भगवतः पुनः" ॥१०॥

શરણદશા અને સાચી ભગવદીયદશામાં આટલો તફાવત છે કે 'શરણદશામાં મારું જે કાંઈ છે, તે પ્રભુનું છે;' જ્યારે ભગવદીય દશામાં 'મારું કશું જ છે નહીં; હું પ્રભુનોજ છું.' ૧૦.

सन्न्यासरूपशरणं पृथगेव निरूपितम् ।
तत्र त्यागात्मकत्वेन ममताया निवृत्तितः ॥११॥
शरणे च तदीयत्वेऽप्यहन्तादिनिवृत्तितः ॥११½॥

શરણના બે પ્રકારમાં એક સર્વત્યાગપૂર્વકનો જે સન્ન્યાસ કરવામાં આવે છે, તેનાથી મમતાનો વિનાશ કરવામાં આવે છે. એ શરણ અહીં જે અઙ્ગીકૃતિહેતુક શરણ કહેવામાં આવ્યું છે. તેનાથી જુદાજ પ્રકારનું છે. અહીંના આ શરણમાં તેમજ ભગવદીયપણામાં અહન્તાનું નિવારણ કરવાનું છે સન્ન્યાસરૂપ શરણમાં દુન્યવી દરેક પદાર્થમાંથી મારાપણું દૂર કરવાનું હોય છે. જ્યારે આ શરણ અને ભગવદીયપણામાં "હુંપણું"જ દૂર કરવાનું છે પોતામાં હીનતા નથી જણાતી; આમાં દીનતા રહેલી છે. ૧૧½.

तस्मादेव तदीयानां सम्बन्धानां च सर्वशः ॥१२॥
जातभावाङ्कुराणां च नापक्लेशयुतानपि ।

महापुरुषमुखतः श्रवणाज्जायते रुचिः ॥१३॥

તેથી કરીને આ પ્રમાણે ચારે બાજૂથી પ્રભુ સાથે જેમને સમ્બન્ધ થઇ ગયેલો છે, જેઓને પ્રભુવિષયક ભાવના અઙ્કુર ફૂટયા છે અને જેઓને પ્રભુના વિરહે કરીને તાપ ઉત્પન્ન થયેલ છે, તેવા ભગવદીયોને મહાપુરુષના મુખ થકી પ્રભુના ગુણાનુવાદના શ્રવણથી રુચિ પ્રકટ થાય છે. ( પ્રેમના મૂળમાં રુચિ રહેલી છે; જ્યાં સુધી રુચિ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી પ્રેમ થઇ શકેજ નહીં; તો પછી આસક્તિ અને ઉચ્ચતમ વ્યસનદશાની તો આશાયે ક્યાં રાખી શકાય ? માટેજ શ્રવણ જરૂરનું છે અને તે મહાપુરુષ-પરમ મહાનુભાવ ભક્તો-આચાર્યો-ગુરુઓના ઉપદેશામૃતના પાનથીજ સિદ્ધ થઇ શકે. પ્રભુમાં રુચિ કરાવનારા એ મહાપુરુષોજ હોઇ શકે. અલ્પાનુભવી કથા શ્રવણ કરાવે પણ તેના મર્મ અર્થનો-આત્મરહસ્યનો અનુભવની ખામીને અંગે જગાયે અનુભવ ન કરાવી શકે. શ્રેષ્ઠ ગુરુ કરવાની આવશ્યકતા રહેલી છે, તે આ ઉપરથી સમજાશે. ) ૧૩.

काव्यश्रवणवल्लोके स भावः पल्लवप्रभः ।
कोमलत्वाद्विरूपत्वाद् दृढताभावतः परम् ॥१४॥
ततस्तत्सेवनाच्छास्त्रनोपणा ज्जायते दृढा ।
स एव कलिकारूपो भावस्तत्र निरूपितः ॥१५॥

કાવ્યશાસ્ત્રના શ્રવણ વડે કરીને લોકમાં જેમ લૌકિક રસશાસ્ત્રના જ્ઞાનના અઙ્કુરો ફૂટે છે, તેજ પ્રમાણે પ્રભુવિષયક ભાવના પણ પ્રભુવિષયક ગ્રન્થોના શ્રવણથી અઙ્કુરો ફૂટે છે; તેમ.થી ભાવની વૃદ્ધિ થવા માંડે છે. આ ભાવ પ્રથમનો કોમળ, ભુરાશ રૂપવાળો

તેમજ દૃઢ નથી હોતો; તેમ છતાં પણ પ્રભુની સેવા કરતાં કરતાં અને શાસ્ત્રની વાતોને પચાવતાં પચાવતાં તેવા ભાવની કળી દૃઢ થતી જાય છે. આવા પ્રકારની જે ભાવવિષયક કળી ફૂટે, તેજ ભાવ. ( આ ભાવની શરૂઆતની દશા છે. ) ૧૪-૧૫.

स भावस्तापसम्बन्धाद् विचित्रो हृदये भवेत् ।
कमलं स्फुटति प्रायः सूर्यसम्बन्धतो यथा ॥ १३॥

જેની કલ્પના પણ ન કરી શકાય તેવો તે ભાવ પ્રભુના વિરહે ઉત્પન્ન થયેલા તાપ-ઉચાટને લીધે હૃદયમાં જાગૃત થાય છે.; પરન્તુ કમલની સ્થિતિ જોશો તો તમને માલૂમ પડશે કે અત્યન્ત ઉગ્ર એવા સૂર્યના સમ્બન્ધે એટલે સૂર્યોદય થવાની સાથેજ કમલ ખીલવા માંડે છે. ૧૬.

ततो दिवानिशं तस्य वासना हृदये यदि ।
तदा रसः समग्रोऽपि प्रादुर्भूतो हरिर्हृदि ॥१७॥

તે પછી એટલે હૃદયના પ્રભુવિષયક ભાવનો અંકુર ફૂટયા પછી અહર્નિશ હૃદયમાં તે ભાવનીજ વાસના રહ્યા કરે તો સમગ્ર રસરૂપ પ્રભુનું પ્રાકટ્ય હૃદયમાં થાય. (પલ માત્ર પણ ચૂકયા વિના પ્રભુચિન્તન થવું જોઇએ, તોજ આ સ્થિતિના અનુભવની સમ્ભાવના શકય બને. ) ૧૭.

प्रपञ्चास्मरणैस्तस्य सर्वदानुभवः फलम् ।
आच्छादनं माययैव लोकवेदप्रदर्शनैः ॥१८॥

પ્રપંચ-જગતાદિનું વિસ્મરણ થાય તોજ તે રસરૂપ પ્રભુનો રસરૂપ અનુભવ સદૈવ રહી શકે. લોક અને વેદમાં નિરૂપાયેલાં સકામ કર્મોનાં મોહાત્મક ફળોમાં જો જરાયે મોહ રહી ગયો તો આ પ્રકટ થયેલા ભાવ પર આવરણ આવી જાય. ૧૮.

एवं रसात्मनः प्रादुर्भावो हृदि निरूपितः ।
अतः परं तस्य मूर्तौ प्रादुर्भावो निरूप्यते ॥१९॥

આ પ્રમાણે હૃદયમાં રસાત્મક પ્રભુનો પ્રાદુર્ભાવ કેવી રીતે થાય છે, તે બતાવવામાં આવ્યું; હવે તે રસાત્મા પ્રભુનો સ્વરૂપમાં પ્રાદુર્ભાવ કેવી રીતે થાય છે, તે બતાવવામાં આવે છે. ૧૯.

मूर्तिर्हि भगवान् ज्ञानमार्गरीत्या निरूपिता ।
तस्यां हि भगवद्बुद्धौ स्थायिभावो भवेदिह ॥२०॥
स्थायिभावस्वरूपं तु मत्पतिर्भगवानयम् ।
प्रत्यङ्गेषु तथा भावभावनं च पदादिषु ॥२१॥

જ્ઞાનમાર્ગની રીતે મૂર્તિ એ ભગવાન છે, એમ કહેવામાં આવ્યું છે. તે મૂર્તિ 'એજ ભગવાન છે,' એવી બુદ્ધિ જ્યારે થાય, ત્યારે રસની મૂળ સ્થિતિમાં રહેલો રતિરૂપ સ્થાયી ભાવ થવા પામે. સ્થાયી ભાવ શું? 'આ પ્રભુ મારા સ્વામી છે,' તેવી ભાવના કરવામાં આવે, તેજ સ્થાયી ભાવ. ( તેમ થાય ત્યારેજ રતિ-પ્રેમની શક્યતા છે. ) ૨૦-૨૧.

स्थिरमूर्तौ तथा सर्वं तदन्तर्भाव्यते पुनः ।
अतो भावस्वरूपस्य तदन्तःस्थितिरुच्यते ॥२२॥

# ३३. भगवत्प्रादुर्भावसिद्धान्तः ॥

अथ श्रीकृष्णजन्मसमयभगवत्प्रादुर्भावविचारः । " नन्दस्त्वात्मज उत्पन्न " इत्यस्याभासे ' पितुः पुत्र ' इत्यादि । तदाशयमाशय ।

શ્રીકૃષ્ણચન્દ્રજીના પ્રાગટ્ય-સમયનો ભગવાનના પ્રાદુર્ભાવના સંબંધમાં અહીં વિચાર કરવામાં આવે છે. શ્રીમદ્ ભાગવત-દશમસ્કન્ધના પાંચમા અધ્યાયમાં જ્યાં 'પુત્રનો જન્મ થતા નન્દરાયજીને આનંદ ઉત્પન્ન થયો,' ( શ્લો. ૧ ) એમ કહેવામાં આવ્યું છે, તે ઉપર શ્રી મહાપ્રભુજીએ શ્રી સુબોધિનીજીમાં જણાવ્યું છે કે 'પુત્ર એ પિતાનો ' આત્મા શા માટે કહેવામાં આવ્યું, તેનો આશય આ છે.

ननु नन्दगृहे मायामात्रप्रादुर्भावश्रवणेन भगवतो वसुदेवपुत्रस्य तेनात्र स्थापनात् दत्तपुत्रत्वात् कथं जातकर्मकरणमिति चेत् ? ।

અહીં પ્રશ્ન થાય "નન્દરાયજીના ઘરમાં તો માત્ર માયાનો જ જન્મ થયો હતો, પ્રભુ તો વસુદેવના પુત્ર હતા, એ પુત્રને વસુદેવજી નન્દરાયજીને ત્યાં મૂકી ગયા એટલે પ્રભુ તો નન્દરાયજીના દત્તક પુત્ર થયા તો નન્દરાયજીએ પ્રભુના જાતકર્મ વગેરે સંસ્કારો શા માટે કર્યા ?

उच्यते । अस्ति हि नन्दगृहेपि प्रभो प्रादुर्भावः, प्रयोजनात् ।

तद्य नि:साधनजनोद्धार । स च तत्रैव सम्भवति, वसुदेवादीना तप-श्चरणादिना भवान्तरे ससाधनत्वात् । उभयेषामप्युद्धारविषयत्वेपि नि:साधनाना प्रभुपरत्वेनाभ्यर्हितत्वात् प्रथम तत्र लीलाकरणम् ।

આનો ઉત્તર આ પ્રમાણે છે, નન્દરાયજીને ત્યાં પણ પ્રભુનો પ્રાદુર્ભાવ થયો ; અને એમાં નિ:સાધનજનોનો ઉદ્ધાર કરવો, એ ખાસ હેતુ છે. આવા પ્રકારના નિ:સાધનજનોનો ઉદ્ધાર કરવા માટેના પ્રાદુર્ભાવનો સમ્ભવ તો નન્દરાયજીને ત્યાંજ છે. વસુદેવ-દેવકીજીએ તો બીજા જન્મમાં તપ વગેરે સાધન કરેલાંજ હતાં, એટલે ત્યાં પ્રભુનો પ્રાદુર્ભાવ તથા સાધનવાળા કે નિ:સાધન એ બન્નેનો ઉદ્ધાર કરવાનો તો છેજ, પણ જે નિ:સાધન હોય છે, તેઓ માત્ર પ્રભુનોજ આશ્રય કરી રહેલા હોય છે, તેથી તેઓનીજ યોગ્યતા હોય છે, માટે તેવા નિ:સાધન જીવો-વ્રજજનોને ત્યાં પ્રભુએ પ્રથમ લીલા કરી.

नन्वागतरूपेणैव तदुपपत्तौ किमर्थमत्र प्रादुर्भावोक्तिरिति चेत ? ।

અહીં પ્રશ્ન થાય કે-પ્રભુ તો આપ અહીં આવ્યા છે, એજ યોગ્ય છે, તો પછી પ્રભુનો અહીં નન્દરાયજીને ત્યાં પ્રાદુર્ભાવ થયો ? તેમ શા માટે કહેવામાં આવ્યું છે ?

वशसम्बन्धित्वेन तत्र प्रादुर्भावात् तयैव रीत्या लीलाकृति सम्भवेत्, तेन रूपेण । प्रकृते तु सा न घटते, नन्दादीना वैश्य-त्वेन क्षत्रियकुलोत्पन्नस्य प्रभोर्विवाहादिसम्बन्धायोग्यत्वात् । उद्धारश्चैतेषामप्यावश्यक, स्वदत्तश्रुतिगणवरसार्थकत्वाय नि:साधनजनोद्-

प्रतिहेतुप्राकट्यत्वात् । अत एव गुणातीता भगवत्कृतिरस्त्विपा तथा रचनानि ।

શ્રી વસુદેવજીને ત્યાં તો રંગ ચનાસ્થાને ન્હોતું પ્રાકટ્ય થયું, તેથી ત્યાં જે લીલાઓ કરવાની હતી, તે તો રંગ બનાવવા વગેરેની અનિવેદિત ક્રિયાઓ. તે અહીં નન્દરાયજી વગેરે તો દૈન્ય હતા, એટલે અનિયતા કુવગા Chal થયે ॥ પ્રભુ ત્યાં વિવાદ વગેરે બન્ન ન્ય આપે, તે યોગ્ય ન થાય અને આ નન્દરાયજી વગેરે વ્રજજનોના ઉદ્ધાર તો કરવાનો જ હતો; એટલે પ્રભુએ શ્રુતિપાન લીલાના અનુભવ કરવાનું વચન આપેલું હતું, તે સાર્થક કરવાનું હતું અને વિશેષમાં પ્રભુનું પ્રાકટ્ય નિઃસાધનજનોનો ઉદ્ધાર કરવાને માટે થાય છે, તે બતાવવાનું હતું. આ કારણે જ પ્રભુના કાર્યોના તત્ત્વને જાણનારા શ્રી શુકદેવજી વગેરેએ 'શ્રીનન્દરાયજીને ત્યાં પુત્ર ઉત્પન્ન થયો,' એ વગેરે શબ્દો કહ્યા છે (કેમ નન્દરાયજી વગેરેને તો તેમ જ જણાયું હતું—એમનું હૃદય જાણીને શ્રીશુકદેવજીએ તેવું કહ્યું.)

ननु प्राकट्यं हि प्रभोर्मायापगमेण, तत्कथमत्र "मायया सह जात" इत्युक्तिरितिचेत् ? ।

અહીં પ્રશ્ન થાય કે—માયા જ્યારે ખસી જાય, ત્યારે જ ત્યાં પ્રભુનું પ્રાકટ્ય જણાય, તો પછી અહીં 'પ્રભુ યોગમાયા સાથે પ્રકટ થયા,' એમ જે કહેવામાં આવે છે, તે કેમ સમજાતી નથી !

सत्यम् । पुरुषोत्तमप्राकट्यं हि द्विधा, स्वस्वरूपज्ञापनार्थम्,

लीलार्थं च । यत्र हि स्वरूपज्ञापनं तत्र तदपसारणेन तथा, तस्यास्तद्विरोधित्वात् । लीलार्थप्राकट्ये तु मायासाहित्येनैव सा सिध्यति, अन्यथा तदभावे स्वरूपज्ञानात्तत्र लयात् सा न सिध्येत । इदमेव ज्ञापयितुं तत्साहित्येन प्रादुर्भाव उक्तः । अत एव साम्प्रतं स्वज्ञानं सम्पादनीयमिति वसुदेवद्वारा तदपसारणम् । तत्र गतायाः कंस–ज्ञापनादिस्वकार्यकरणोत्तरं पुनस्तत्रैव गमनम् , लीलास्थलसमीकर–णाय । अन्यथा "गच्छ देवी" त्यादिवाक्यान्यनुपपन्नानि स्युः । परन्तु तत्स्थितिर्व्रजे देवतारूपेण, न भगिनीत्वेन । "अर्चिष्यन्ति–मनुष्यास्त्वा" मितिवाक्यात् । अग्रे चातएव फलप्रकरणे शुकः कथयिष्यति लीलोपयोगिताम् , "योगमायामुपाश्रित" इत्यने ।

એનો ખુલાસો એ છે કે–પ્રભુ યોગમાયાની સાથે પ્રકટ થયા, એ હકીકત સાચી છે. પુરુષોત્તમ પ્રભુનું પ્રાકટ્ય બે પ્રકારનું હોય છે: (૧) સ્વરૂપનો બોધ કરવા માટે અને (૨) લીલા માટે. જ્યાં સ્વરૂપજ્ઞાન કરાવવાનું હોય છે, ત્યાં યોગમાયાને દૂર કરી કરાવવામાં આવે છે; કેમકે જો યોગમાયાને દૂર કરવામાં ન આવે તો સ્વરૂપ-જ્ઞાન થઇ શકે નહીં. લીલાને માટે જ્યાં પ્રાકટ્ય છે, ત્યાં તો યોગમાયાની સાથેજ પ્રભુનું પ્રાકટ્ય થાય છે; જો યોગ–માયાની હાજરી ન હોય તો પ્રભુના સ્વરૂપનું જ્ઞાન થઈ જવાને લીધે અને જ્ઞાનથી તો અક્ષર બ્રહ્મમાં લયાત્મક મોક્ષ થઇ જવાથી લીલા સિદ્ધ થઇ શકે નહીં. એ રહસ્ય જણાવવા માટેજ 'પ્રભુનો નન્દરાયજીને ત્યાં યોગમાયા સાથે પ્રાદુર્ભાવ થયો છે,' એમ કહે-વામાં આવ્યું છે; અને એ કારણેજ અત્યારે પોતાના સ્વરૂપજ્ઞાનનો

પરિચય વ્રજ ભૂમિમાં કરાવવાનો હોવાથી યોગમાયાને વસુદેવદ્વારા મથુરા મોકલીઆપી ત્યાં કંસને પ્રભુના પ્રાકટ્ય થયાની વાત વગેરેની જાહેર કરી એ કાર્ય બનાવી પાછું યોગમાયાનું વ્રજભૂમિમાં પ્રભુની લીલાઓ માટે સ્થલો તૈયાર કરવાને જવાનું છે. એમ ન હોય તો પ્રભુએ યોગમાયાને વ્રજમાં જવાની આજ્ઞા કરી ત્યાંજ રહેવાનું કહેવું, તે ખોટું ઠરે. યોગમાયાની વ્રજમાં સ્થિતિ રહેવાની તે દેવના તરીકે, નહીં કે પ્રભુની જન્મ તરીકે; કેમકે 'હું દેવી વ્રજમાં તને મનુષ્યો પૂજશે,' એવું પ્રભુએ તેને વચન આપેલું. એટલુંજ નહીં પણ આગળ દશમસ્કંધમાં શ્રીશુકદેવજી યોગમાયા લીલામાં ઉપયોગી છે. તેવા આશયથી 'પ્રભુએ યોગમાયાનો આશ્રય કર્યો' એમ કહેવાના છે. ( ભા. ૧૦-૨૯-૧. )

ननु प्रभो रसात्मनः सालम्बनाभावे कथं प्राकट्यमभव-दिति चेत् ?।

અહીં શંકા થાય કે 'પ્રભુ તો રસરૂપ છે,' રસનો આવિ-ર્ભાવ આલમ્બન વિના ન થઈ શકે અને અહીં તો કોઈ આલ-મ્બન નથી, તો પ્રભુનું પ્રાકટ્ય થયું, એ વાત કેવી રીતે સમજાવી શકે ?

वासुदेवव्यूहस्य शुद्धसत्त्वात्मकस्यात्र प्रकटितस्य तत्स्था-निगत्वात् ।

ધીરા રહો; અહીં આલમ્બન છે, શુદ્ધ સત્ત્વરૂપ વાસુદેવ વ્યૂહ અહીં પ્રકટ થયાજ છે અને તે આલમ્બન છે.

ननु वासुदेवस्यैवात्र प्राकट्ये किं मानमिति चेत् ?।

વારુ, અહીં વાસુદેવ વ્યૂહ પ્રકટ થયેલ છે, એમ જે તમે કહો છો. તેમાં પ્રમાણ શું ?

तत्र "तवात्मजो वासुदेव" इति समभिव्याहारात् तथावगम्यते । वसुदेवस्य क्वचिज्जातः, मथुरायामेव विशुद्धसत्त्वाधिष्ठानेन प्रादुर्भावात् । अग्रे तु प्रद्युम्न एव, प्रकृते तु तवात्मजो वासुदेव एव, प्रद्युम्नः । वंशसम्बन्धित्वाभावादिति सर्वं सुस्थम् ।

ગર્ગાચાર્યજીએ નન્દરાયજીને કહેલું છે કે–આ તમારો પુત્ર વાસુદેવ છે, એ દર્શીકત ઉપરથી સમજી શકાય છે કે વસુદેવજીથી પ્રકટ થયેલા હતા. મથુરાથી વિશુદ્ધ સત્ત્વના આશ્રયે પ્રભુનું પ્રાકટ્ય થયેલું. આગળ જતાં પ્રદ્યુમ્નવ્યૂહનું કાર્ય પણ અહીં વ્રજમા તો વંશવિષયક કોઈપણ સમ્બન્ધ ન હોવાને લીધે 'આ તમારો પુત્ર વાસુદેવ છે, પ્રદ્યુમ્ન નહીં,' એવો આશય ગર્ગાચાર્યજીનો હતો.

अशेषः संशयश्छेद्यो जन्मने शेषशायिनः ।
उभयत्र निजाचार्यकृपयोक्त्या मदीयया ॥१॥

શ્રી વસુદેવજીને ત્યાં તેમજ શ્રી નન્દરાયજીના ત્યાં શેષશાયી પ્રભુનો જે જન્મ થયો, તેના વિષે જે કાંઇ સંશય થાય, તે સર્વને શ્રીમદાચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાધીશ્વર પ્રભુની કૃપા વડે આ મારા વચનો દૂર કરવો. ૧.



# २४. प्रभुप्रादुर्भावविचारः ॥

( અનુવાદક: શ્રી ગીમનલાલ દ. શાસ્ત્રી )

अथ पुरुषोत्तमप्रादुर्भावविषये सुबोधिनीवाक्यस्य संशयशमनाय किञ्चित्कृपानलेन निरूप्यते ।

( પ્રભુનુ પ્રાકટ્ય ક્યાં ? )

હવે પુરુષોત્તમ–પ્રાદુર્ભાવ વિષયમાં સુબોધિનીસ્થ વાક્યનો સંશય દૂર કરવા શ્રીમહાપ્રભુજીની કૃપાથી લખીએ છીએ.

' रसो वै स ' इत्यादिश्रुतेः रसात्मा भगवान् श्रुतिसिद्धः । रसश्च शृंगार एव, तच्छास्त्रसिद्धः । ' शृंगार एव सर्वे रसा ' इति नाट्यसिद्धान्तात् । ' शृंगं भावाङ्कुरो गूढ आरस्तु तद्गतो रसः । स्युः शृंगारसंवलिता रसा हास्यादयो यतो'ति भरताचार्योऽपि यतस्तथैवाह ।

**પ્રભુનું સ્વરૂપ**-' રસાત્મા ભગવાન્ છે. ' શ્રુતિમાં પણ ભગવાનને રસરૂપ વર્ણવ્યા છે. રસ તો શૃંગારજ છે, તેજ નાટ્યસિદ્ધ રસ છે. ' શૃંગારમાંજ સર્વ રસ સમાણા છે ' એવો નાટ્યશાસ્ત્રનો સિદ્ધાન્ત છે શૃંગાર એટલે શું? તે સમજવું જોઇએ. 'શૃંગ ગૂઢભાવાંકુર અને આર એટલે ગૂઢભાવાંકુરમાં રહેલા રસ, શૃંગાર રસને સંવલિત હાસ્યાદિ રસ રહેલા છે, આ પ્રમાણે ભરતાચાર્ય પણ શૃંગાર રસનુંજ મુખ્યપણું સ્વીકારે છે

सोऽपि 'तस्य प्रियमेव शिरः, मोदो दक्षिण पक्षः, प्रमोद उत्तरः पक्षः, आनन्द आत्मा ब्रह्म पुच्छं प्रतिष्ठे'ति श्रुतेः साकार आनन्दमात्रकरपादमुखोदरादिरानंदमयः। स एव 'को ह्येवान्यात्, कः प्राण्यात्, यदेश आकाश आनन्दो न स्या'दिति श्रुतेरानन्दः। आनन्दानन्दमययोरैक्यं तु सितारसतत्प्रतिमयोरिव वेद्यम्। अत एव श्रुतौ स एव रसात्मा शब्दद्वयेनापि व्यवह्रियते। स्वरूपत ऐक्येऽपि रसपिण्डयोरिव भेदेनानुभवः। एतावान् परं विशेषो यद्बहिः प्रकटं रूपं रसधर्मसहितमानन्दमयशब्देनोच्यते, धर्मिमात्रं केवलभावरूपमानन्दशब्देनेति। अत एव प्रभुचरणैर्वेणुगीतविवरणे सुधास्वरूपनिरूपणप्रस्तावेऽभिहितं 'आनन्द एव सा प्रकटे'ति। तस्याः भावात्मकभगवत्स्वरूपत्वात्। स एवैतदुभयशब्दप्रतिपाद्यो भगवच्छास्त्रे पुरुषोत्तम इत्युच्यते। 'यस्मात्क्षरमतीतोऽह'मिति वाक्यात्, 'यो मामेवमसंमूढ' इतिवाक्याच्च।

એ શૃંગારરસ પણ આકૃતિવાળો વર્ણવ્યો છે. તેનો વિચાર કરીશું, 'તેનું પ્રિયજ શિર છે. મોદ દક્ષિણ પક્ષ છે, પ્રમોદ ઉત્તર પક્ષ છે, આનન્દ આત્મા છે. બ્રહ્મ પુચ્છ પ્રતિષ્ઠા છે. આ શ્રુતિ શૃંગાર રસનો પરિચય આપે છે કે શૃંગાર રસ સાકાર અને આનન્દમાત્રકરપાદમુખોદરાદિ એટલે સર્વ અવયવ આનન્દમય છે. તેજ શૃંગાર રસ કોણ પ્રાણ દે કોણ જ જીવાડે, જો આકાશરૂપ આનન્દ ન હોય તો ?' આ શ્રુતિ આનન્દ વર્ણવી રહી છે. આનન્દ અને આનન્દમયની સિતારસ (શાકરરસ) અને તેની પૂત-

લીલી માટે એકનાજ નામ છે; માટે શ્રુતિમાં તે જ રસાત્મકરૂપે આનન્દ આનન્દમય શબ્દથી વર્ણાય છે. સ્વરૂપથી આનન્દ અને આનન્દમય એકજ છે, તો પણ રસ અને રસના ભેદની માફક ભેદનો અનુભવ થાય છે. પરન્તુ આટલો વિશેષ છે, કે પ્રગટરૂપ રસધર્મસહિત સ્વરૂપને આનન્દમય શબ્દ વડે કહેવાય છે; ધર્મિમાત્ર કેવલ ભાવાત્મક સ્વરૂપને આનન્દ શબ્દથી કહીએ છીએ. આજ હેતુથી શ્રીમહાપ્રભુજીએ વેણુગીતના વિવરણમાં સુધાસ્વરૂપ દર્શાવતાં કહ્યું કે 'જે સુધાજ આનન્દરૂપ છે' તે સુધા ભાવાત્મક ભગવત્સ્વરૂપજ હોવાથી આનન્દરૂપજ છે. આ પ્રમાણે [illegible] આ આનન્દ અને આનન્દમય શબ્દથી કહેવાતા શ્રીપુરુષોત્તમનામથીજ ભગવચ્છાસ્ત્રમાં કહેવાય છે. માટેજ ગીતામાં 'અક્ષરથી હું ઉત્તમ છું.' અને 'જે મને સામાન્ય મનુષ્યવત્ માને તે મૂઢ છે,' ઇત્યાદિ વાક્યો લખવામાં આવે છે.

तस्य च रसरूपस्य प्राकट्ये अनुग्रहहेतुभूता स्वेच्छैव कारणम्। 'प्रादुरास दरदुराट् युवयोः कामदित्सया' 'योगमायां समादिशदि'ति दर्शनात्। प्रयोजनं तु प्राकट्यस्य लीलाभिः पूर्वनिष्ठापरित्यागपूर्वकमनुगृहीतेषु भक्तियोगविधानमेव। 'तथा परमहंसाना'मिति पुष्ट्यंगीकृतस्तुतिवचनात्। अन्येषां मत्स्यकूर्मवराहादिरूपाणां तत्रैव तत्कार्यार्थं ब्रह्मादिप्रार्थनोत्तरात्मिकेच्छया प्रादुर्भावः। कृष्णावतारः पूर्ण इति सर्वांशेनात्र प्रादुर्भाव उच्यते। तच्चरित्राणि चाग्रे अवतारे एव स्पष्टीभविष्यन्ति। एतदेवोक्तमाचार्यैः 'एवं सति सर्वेषां चरित्राणामभिनिवेशो भवती'त्यनेन। वर्णयन्ति चाग्रे तत्तत्-

प्र॰णोपक्रमे प्रद्युम्नरूपो भगवान् वसुदेवहिताय हीति । अतो ब्रह्मप्रार्थनया भूभारहरणार्थे 'द्रक्ष्यामि गा द्या च तवानुकम्पिता' — मितिवाक्यात् धर्मरक्षार्थं च व्यूहचतुष्टयविशिष्टस्य वैकुण्ठस्थपुरुषोत्तमस्य प्रादुर्भाव । भूभारहरणादिकं तु तत्तद्व्यूहद्वारा तत्कार्यमेव । अत एव तेषां निरोधहेतुत्वम् । निरोधस्य मूलरूपलीलात्वेन तत्रारम्भायत्वात् । तस्य च पुनर्ब्रह्मादिप्रार्थनया यादवकुलं माययोपसंहृत्य वैकुण्ठगमनम् । पुरुषोत्तमस्तु 'वशे कुर्वन्ति मां भक्त्ये'ति वाक्याद्भक्तिमात्राधीन इति भक्तैः सह लीलां कुर्वन् लीलास्थाने एव विराजते । साक्षात्कारस्तु तदा नावतारकारणीभूतसामान्येच्छया, किन्तु भक्त्यैव । 'भक्त्या त्वनन्यया शक्य' इतिवाक्येनावतारसामग्रिकर्षणसमयेऽप्यनन्यभक्तेरेव दर्शनहेतुत्वनिरूपणात् । अत एव शुकोऽपि सन्ति 'जयति जननिवासः' इतिश्लोकेन सकलयोगसहितस्य सर्वोत्कर्षेण वर्तमानत्वमुपदिष्टवान् । अन्यथा लीलाकरणानन्तरं भगवानिदानीं नास्ति इति संशयः उदियात् । प्रभासीयकथा तु व्यामोहिकैव । 'विद्धि मायामनोमय' मितिवाक्यात् ।

તે મહાનન્દરૂપને પ્રગટ થવાનું કારણ ?—મન મન ને પ્રગટ થવાનું કારણ અનુગ્રહ કરવાની ઇચ્છાજ છે ( એમ કહેવામાં જરા બાધ નથી ) ન રાન આપવામાં ગાજ ગેને ( ભગવાન ) તમારે એને મનોરથ પૂર્ણ કરવા પ્રગટ્યો છુ. યોગમાયાને આના કરી - મારે માટે રમવાની જગ્યા તૈયાર કરો હવે મૂળરૂપ પ્રભુને પ્રગટ થવાનું કામ સ્પષ્ટ નમજાયું કે મનીષાથી ગેના પર

કૃપા થઈ છે તેવા ભક્તની પ્રપંચાસક્તિરૂપી પ્રતિબંધ દૂર કરી ભક્તિયોગનું વિધાન કરવાને માટેજ પ્રભુ પધાર્યા, ' નિર્મલ આત્મા-વાળા પરમહંસ મુનિઓને ભક્તિયોગનું વિધાન કરવાને આપ પધાર્યા છો તો અમે કેવી રીતે સ્ત્રીઓ જાણીએ ? એવું પ્રથમના આઠમા અધ્યાયમા કહ્યું છે. આ વચન પુષ્ટિમા અંગીકૃત કુંતી-જીનું કહેલું છે. આ મુખ્યસ્વરૂપવિના બીજા તેમના અંશ કલા આવેશાદિ રૂપનો તો ત્યાંજ તે તે કાર્ય કરવાને બ્રહ્માદિની પ્રાર્થના પછી આવિર્ભાવ થવાની ઇચ્છાથી પ્રાદુર્ભાવ થયો અને જે કૃષ્ણા-વતાર છે, તે તો પૂર્ણાવતાર છે માટે તેમનો સર્વાંગ પ્રાદુર્ભાવ કહે-વાય છે તેમના તે તે ચરિત્રો આગલ અવતારમા સ્પષ્ટ થશે શ્રી-મહાપ્રભુજી પણ ' સર્વ ચરિત્રનો સાક્ષાત્કાર આ સ્વરૂપમાંજ થાય છે,' એવી આજ્ઞા કરે છે જુઓને આગલ રાજસ પ્રકરણના આરં-ભમા પણ 'પ્રદ્યુમ્નરૂપ ભગવાન્ જ વસુદેવજીનું હિત કરવા પધાર્યા છે,' એવું વચન છે. ' અમે આપના સુંદર વજ્રધ્વજાદિ યુક્ત પાદથી અંકિત થયેલ કૃપાપાત્ર પૃથ્વીને અને સ્વર્ગને જોઈશું, એ અમારા અહોભાગ્ય છે,' આ બ્રહ્માની વીનતીથી ભૂભારહરણ મર્યાદિનું રક્ષણ કરવાને ચારવ્યૂહસહિત વૈકુંઠસ્થ પુરુષોત્તમનો અહી પ્રાદુર્ભાવ છે. ભૂભારહરણાદિ તે તે વ્યૂહદ્વારા તે કરવાનું છે, માટે તે પણ ભગ-વત્કાર્ય છે ભગવત્કાર્ય હોવાથીજ તે તે પૂતનામારણાદિ લીલા નિરોધ કરનારી થઈ, અને તેથી વ્યૂહને પણ નિરોધના કારણરૂપ કહીએ તો ખોટું નથી. નિરોધ મૂળરૂપની લીલારૂપ હોવાથી તે તે વ્યૂહની લીલા દ્વારા નિરોધ કરે છે અને આ વ્યૂહવિશિષ્ટજ પ્રભુ બ્રહ્માદિની પ્રાર્થનાથી યાદવ કુલનો સંહાર કરી વૈકુંઠમા પધાર્યા. પુરુષોત્તમ તો 'મને ભક્તિથી વશ કરે છે' ઇત્યાદિ વાક્યોથી ભક્તિ માત્રનેજ આધીન છે, માટે ભક્તો સાથે લીલા કરવા લીલાસ્થાન-

માજ વિરાજે છે. આ પ્રભુનો સાક્ષાત્કાર તો તે વખતે પણ (અવતારાવસ્થા વખતે પણ અવતાર સમયની સામાન્ય ઇચ્છાથી થતો ન હતો. પરન્તુ પ્રાકટ્યાવસ્થામાં પણ ભક્તિથીજ સાક્ષાત્કાર થતો હતો. ' ભગવાન ભક્તિથીજ પ્રાપ્ત થાય છે ' એ ગીતાવાક્ય સાક્ષી પૂરે છે; માટે એ વાત ભૂલવી ન જોઇએ કે ' અવતાર સમયના દર્શન વખતે પણ ( મૂળરૂપનું ) પ્રત્યક્ષ દર્શન અનન્ય ભક્તિથીજ થતું હતું. શુકદેવજીએ પણ સકલલીલાસહિત ( મૂલરૂપ ) ભગવાન તે જ સર્વોત્કર્ષરૂપે ' जयति जननिवास ' શ્લોકમાં વર્ણવ્યા છે. લીલા કરતા પછી ભગવાન ક્યાંથી ક્યાં છે ? એવો સંશય ન થવાનું કારણ એજ છે. પ્રભાસીય કથા તો વ્યામોહિકા છે, એટલે આસુરોને મોહ કરવાને કહે છે. ' તે તું માયામય જાણ, ' ઇત્યાદિ વાક્યોથી તેને માયિક સમજાવેલી છે.

तत्र यादवत्वसंबन्धार्थं प्रद्युम्नो देवक्यामुत्पन्न उक्तः । ' देवक्यां विष्णुरूदिण्या'मित्यनेन । भगवताप्युक्ते 'देवक्याः पुत्रतां शुभे ' इत्यादि योगमायाज्ञापन समये । ' न हि साक्षात् पुरुषोत्तमः पुत्रो भवति, विशुद्धसत्त्वमधिष्ठायैव तस्य प्रादुर्भावात् । गर्भोस्थितिस्तु प्रद्युम्नांशेन । अत एव ' देवकीजन्मवादः ' इति विशेषणं भगवति शुकेनोक्तम् । श्रीमदुद्धवैरपि श्रीनन्दादिमनःसमाहितये स्वरूपज्ञानमुपदिशद्भिरभिहितं ' न माता न पिते'त्यादि । धर्मरक्षारूपदेवकार्यकरणायानिरुद्ध उत्पन्नः, 'मनांस्यासन् प्रसन्नानी'त्यारभ्य 'जायमाने ऽजने'त्यन्तेनोक्तः । सङ्कर्षणोपि सात्त्विककल्पाधिष्ठातृरूपेण सकलशास्त्रविद्गुः स्वकल्पोक्तमहिमोऽविद्यानिवृत्तिद्वारा मुक्तिदायकः,

सन्मलयकर्तृत्वादविद्यामलपक्कत्, भगवत्प्रियचिकीर्षया प्रादुर्भूत, 'निशीथे तम उद्भूते जायमाने जनार्दन' इत्यनेनोक्त । अत एव मजे तस्य गमन गर्भसंकर्षणात् । भगवत्प्रियचिकीर्षायास्तत्रैव पूर्णत्वात् । अत पूतनादिमारणरूपमविद्यातदध्यासनिवर्तनं तेन रूपेण कृतमिति ज्ञायते । मुक्तिदान तु वासुदेवादेव । 'आविरासी'-दित्यनेन सर्वधर्मसहित पुरुषोत्तम प्रादुर्भूत उक्त । अत एव 'तमद्भुत'मित्यादिना तथा रूपमग्रे वर्णितम् । पुरुषोत्तमप्रादुर्भावाभावे केवले प्रद्युम्नांशे तथा रूपाभावादेतद्वर्णनमनुपपन्नं स्यात्

व्यूहविचार—वासुदेवांशमां पुत्ररूपे सबंध बांधवा माटे प्रद्युम्नव्यूह श्रीदेवकीमां उत्पन्न थया, 'विष्णुरूपिणी देवकीमां पुत्ररूपे प्रकट्या' इत्यादि वाक्योथी ए वात सिद्ध छे भगवाने पण कह्युं के योगमायाने 'हुं देवकीना पुत्ररूपे प्रकटीश' ए ध्यानमां राखवुं के साक्षात् पुरुषोत्तम पुत्र थता नथी ए तो विशुद्ध सत्त्व (वासुदेव) नुं अधिष्ठान (आधारस्थान) करनार प्रकट थाय छे अने गर्भस्थिति तो प्रद्युम्नथी ज छे, माटे ज शुकदेवजी 'देवकीजन्म वाद' एवं विशेषण भगवानना योजे छे श्रीउद्धवजीए पण श्रीनन्दादिना मननुं समाधान करवाने कह्युं के 'आ बाळकने माता नथी, तेम पिता नथी' **अनिरुद्धव्यूह**—धर्मरक्षारूपी कार्य करवा उत्पन्न थया छे अने ते वात 'मनांस्यासन् प्रसन्नानि' त्यांथी आगळनी 'जायमाने जनार्दने' त्यां सुधीमां जणाय छे संकर्षण पण सात्त्विक रूपमां अधिष्ठानरूपे जन्मवाथी निर्गुण छे; ते सर्वव्यापकथी सहित प्रकट थया छे, अविद्या निवृत्ति द्वारा मोक्षने आपे

છે સર્વનો પ્રલય કરવા એ સમર્થ છે તો અવિદ્યાનો પ્રલય કરે તેમાં શી નવાઈ ? ભગવાનનું પ્રિય કરવાને તે પ્રકટ થયા છે, આ વાત 'निशीथे तम उद्भूते जनार्दने' આ શ્લોકથી જણાવવામાં આવી છે. આ સંકર્ષણ વ્યૂહ દેવકીજીના ગર્ભને ખેંચી માયાએ વ્રજમા લઇ રોહિણિજીના ઉદરમા પધરાવ્યો. તેથી તો વ્રજમાં ગયો; કારણ તે ભગવાનનું પ્રિય કરવા પ્રકટયા હતા. અને તે પ્રિય, વ્રજમા પધારે તોજ થાય. માટે પૂતનાભાગરૂપ અવિદ્યા અને તેના અધ્યાસને દૂર કરવાનું કામ આજ સ્વરૂપે કર્યું, એ જણાય છે. મુક્તિદાન તો **વાસુદેવ** વ્યૂહજ કરે છે 'आविरासित' એ શ્લોકથી સર્વધર્મવાળા પુરુષોત્તમનોજ આદુર્ભાવ વર્ણવ્યો છે; અને 'तम द्भुतम्' એ શ્લોકથી આગળ સર્વ ધર્મવાળા પ્રભુનું વર્ણન કરેલું છે. જો કેવલ પ્રદ્યુમ્નજ આત્ર પ્રકટયા છે અને શ્રીપુરષોત્તમનો પ્રાદુર્ભાવ આત્ર થયોજ નથી એમ કહીએ તો 'तमद्भुतम्' શ્લોકમાં જે બાલસ્વરૂપનું વર્ણન કર્યું છે, તે સંભવે નહિ પ્રદ્યુમ્નાદમા એવું રૂપ હોયજ નહિ અને તે વર્ણન સંભવે પણ નહિ.

तत्र संकर्षणे सात्त्विककल्पाधिष्ठातृवासुदेवानुशयनं चेति शय्यारूपेण दास्यकरणाद्भक्तत्वेन भक्तेष्विव कदाचिन्मूलभूतावेश इत्यावेशाचरित्रमप्यत्रास्तीति ज्ञेयम् । अत एव कल्प्यान्तरङ्गलीला संनिगत्वं निरूपितम्, मूल पावेशात्; परन्तु कदाचिदेवावेशः, अन्यथा सान्यसंभवेन 'हरेः प्रियचिकीर्षये'तिवाक्यसूचितान्तरङ्गभक्तत्वमनुपपन्नं स्यात् । आवेशन्तु भगवतैव. 'अहो अमी'त्यादिवाक्यैस्मिन्, स्वासाधारणधर्मनिरूपणाद्दर्शयति । एतेन भक्तत्वाविदय येन रूपेण चरित्रं करोति, तदपि रूपमत्रास्तीति ज्ञेयम् ।

अर्जुनसाहित्येन भारतीयभूभारहरणरूपकार्यकरणार्थं सितकृष्णकेश-संकर्षणकलागमनं चार्जुने भगवति च । 'ताविमौ हि भगवतो हरेरंशाविहागताविति'वाक्यात् ।

**સંકર્ષણ વ્યૂહ અન્તરંગ લીલામાં શાથી ?** સાત્વિક કલ્પાવિધાતા વાસુદેવના અનુશયન રૂપ છે; અર્થાત્ ભગવાનની શય્યારૂપેજ દાસ્ય કરવાથી તે ભગવાનનો ભક્ત છે. માટે જેમ ભક્તોમાં પ્રકાર, મૂલસ્વરૂપનો આવેશ થાય છે, તેવી રીતે આ સંકર્ષણમાં મૂલભૂત ઠાકોરજીનો આવેશ થાય છે; માટે આવેશ-ચરિત્ર આ માનવું. પ્રભુના આવેશથીજ તે અન્તરંગ ચરિત્ર સંભવે છે, એમ સમજવું. આ જ કારણથી બલદેવજીને અન્તરંગ લીલાનો સંબંધ જણાવ્યો છે; પરંતુ અન્તરંગલીલા-સંબંધ મૂલભૂત પ્રભુના આવેશથીજ છે, એ વાત ભૂલવી ન જોઈએ. આ આવેશ કદાચિત્ જ થાય છે, હંમેશ નહિ; જો હંમેશ માનવામાં આવે તો પ્રભુની જોડે સરખાપણું થઇ જાય, અને સરખાપણું થવાથી ભક્તપણું મટી જાય; અને ભક્તપણું ન રહે, તો હરિનું પ્રિય કરવાનું આ સંકર્ષણથી બની શકે નહિ; માટે અન્તરંગ ભક્તપણું આ સંકર્ષણ વ્યૂહને હોવાથી ભગવાનનો આવેશ માનવો યોગ્ય છે. આવેશ પણ ભગવાન પોતેજ થાય છે આવેશનું વર્ણન જોવું હોય તો 'अत्र श्रमी' એ શ્લોકમાં કહ્યું છે. તેમાં પોતાના અસાધારણ ધર્મનું નિરૂપણ કર્યું છે, તે ઉપરથી નિશ્ચય થાય છે. માટે ભક્તોમાં પોતાને જે રૂપે આપ ચરિત્ર કરે છે, તે જ રૂપ આ બલદેવજીમાં છે, એમ જાણવું. અર્જુન સાથે ભરતભૂમિનો ભૂભાર હરવાને સિત અને કૃષ્ણ કેશ સંકર્ષણકલા અર્જુન અને ભગવાનમાં આવી; આ વાત 'तौ इमौ हि भगवतो हरेरंशौ इहागतौ' એ શ્લોકથી વર્ણવ્યું છે.

केवलपुरुषोत्तमोपि नन्दभवने प्रादुर्भूतो मायासहितः । वसुदेवगृहेपि प्रादुर्भूत धर्मविशिष्टं स्वस्वरूपं धर्मिण्यन्तर्भावयितुम् । स एव ' अमूत्र प्राकृतः शिशुरि'त्यनेनोक्तः । एतच्च ' प्रागयं वसुदेवस्य क्वचिज्जातस्तवात्मज ' इति सर्व गर्गवाक्यादेव गम्यते । अन्यथा 'तवात्मज' इति न वदेत् , अग्रे च 'तस्मान्नन्दात्मजोऽयं न ' इति । अन्यथा स्वामिनीनां यद्देवकीसुतपदाम्बुजलब्धलक्ष्मीः' ' देवकीजठरभू ' रिति निरूपणं नोपपद्येत । श्रुतिरूपाणां तासां परमाप्तत्वात् । अत एव वसुदेवगृहेपि तदा मूलरूपप्रादुर्भावः । तत्प्रयोजनं तु वसुदेवदेवक्योर्विरहेणकादशवर्षपर्यन्तं बाललीलाभावनधर्मविशिष्टस्वरूपान्तर्भावनं च । पूर्वं वसुदेवदेवक्योर्धर्मविशिष्टस्वरूपप्रदर्शनं तु तयोर्वन्दानसामर्थ्यस्वरूपज्ञानानुव्यवसायजननाय पूर्ववत्त्वज्ञापनाय चेति बोध्यम् ।

**વાસુદેવજીને ત્યાં પુરુષોત્તમ ધર્મિસ્વરૂપનું પ્રાકટ્ય—**

કેવલપુરુષોત્તમ નન્દભવનમાં માયાસહિત પ્રકટ થયા, વસુદેવજીના ઘેર પ્રકટેલું ધર્મવિશિષ્ટ સ્વરૂપ, સ્વધર્મિરૂપમાં અન્તર્ભાવ કરવાને પ્રાકૃત શિશુરૂપ આપ વસુદેવને ત્યાં પ્રકટ થયા આ વાતને, ' આ તમારો પુત્ર કદાચિત વસુદેવજીને ત્યાં થયો હતો ' એ ગર્ગવાક્ય સાક્ષી પૂરે છે. જો નન્દરાયજીને ઘેર પ્રાકટ્ય ન માનીએ તો નન્દરાયજીને આ 'તમારો પુત્ર' એવું ગર્ગથી કેમ કહી શકાય ? આગળ ચાલતાં માટે આ નન્દનો પુત્ર' ઇત્યાદી વાક્યોમાં નન્દપુત્ર તરીકે જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે સંભવિ શકે નહિ. હવે જો વસુદેવજીને ત્યાં પ્રાકટ્ય ન માનીએ તો 'દેવકીજઠરથી ઉત્પન્ન થયેલા' અને 'દેવકી-

સુતના વચનનુ ક્રમવથ્યા જેમણે લક્ષ્મી પ્રાપ્ત કરી છે,' એવું નન્દ-પુત્રને શ્રીસ્વામિનીજીનું વચન સંભવે નહિ. શું પરમ આપ્ત શ્રુતિરૂપા સ્વામિનીજી અન્યથા કહે? (આપ્ત વાક્ય તો પ્રમાણ જ મનાય) માટે વસુદેવજીના ગૃહમાં પણ તે સમયે સ્વરૂપ પ્રભુનો આવિર્ભાવ માનવો જોઈએ. આવિર્ભાવના કારણ તો બે છે. એક વસુદેવજી અને દેવકીજીને વિરહ વડે અગિયાર વર્ષ પર્યન્ત સાનનીનાનું ભાવ। કરાવવું અને બીજું ધર્મવિશિષ્ટ જે સ્વરૂપ પ્રકટ થયું, તેનો પોતાના ધર્મિસ્વરૂપમાં અન્તર્ભાવ કરવો. વસુદેવ દેવકીજીને પ્રથમ જે ધર્મવિશિષ્ટ સ્વરૂપનું દર્શન કરાવ્યું વરદાન ભગવનું સ્વરૂપનું ભાન કરાવ્યા. તે જ આ ભગવાન એવું સમજાવવા આ ધર્મિવિશિષ્ટ સ્વરૂપનું દર્શન કરાવવા જરૂર હતી

अथ नन्दगृहे वासुदेव ;वासुदेवोऽप्याविर्भूत इति स्वान्हृये विचार्यते । वासुदेवव्यूहस्य वसुदेवगृहे तदानीमग्रिमलीलाया चरित्राभावान्न प्रादुर्भाव, प्रयोजनाभावात् । तत्प्रयोजनं तु साक्षान्मुक्तिदानान्न तत्प्रयोजनं पश्याम । अत एव 'पार्श्वस्तुपृता पदमापुरस्ये' इत्यादिवचनानि सङ्गच्छन्ते । प्रभे तु मायामहित· पुरुषोत्तम प्रादुर्भूत इति पूतनादिमुक्तिदानाय वासुदेवापेक्षेति नन्दगृहे तत्प्रादुर्भावो वाच्य । ततो मायावृतपुरुषोत्तमो वासुदेवाधिष्ठानमितिगम्यते । वासुदेवस्य विशुद्धसत्त्वात्मकत्वेन तदधिष्ठानोपपद्यते। अत एव सुरेशानल्पूर्व-वरुणप्रभृतीनामप्यत्र पुष्टिलोकस्वरूपदर्शनम्, अन्यथा तज्जनानामेव तद्दर्शनं स्यात् । अतो वासुदेवप्रादुर्भावोऽत्र युक्त एव मामित । अत एव सिद्धान्त इति कथनम् । ननु तथापि नन्दगृहे वासुदेवाविर्भावे

किं प्रमाणमिति चेत्, वराद्द्रोणदशायां व्रजप्राप्तवरसार्थकत्वान्यथोपपत्तिरेव । अन्यथा पुरुषोत्तमस्य वरणानुकूलस्वेच्छामात्रमाप्यत्वात् तद्वैयर्थ्यमेव स्यात् । अत एव तत्र शुकेन ' पुत्रीभूते जनार्दने ' इत्युक्तम् । पुत्रत्वभवनं तु न साक्षात्पुरुषोत्तमे घटते । तत्र भावस्यैव सर्वरूपत्वात् । अत एव ' न माता न पिता ' इत्याद्युद्धववाक्यानि संगच्छन्ते । भगवान् भावात्मा इति भक्तजनभावितं तत्र सर्वमेवोपपद्यत इति नानुपपत्तिरुद्भावनीया । एतदेव श्रीभागवते 'यद्यद्धिया त उरुगाय विभावयन्ति तत्तद्वपुः प्रणयसे सदनुग्रहाय' इत्यनेनाभिहितम् । श्रीमदाचार्यवर्यैरपि ' नन्दस्त्वात्मज उत्पन्न ' इत्यत्रात्मनः सकाशाज्जातः पुत्र इति नन्दस्य बुद्धिरेव वर्णिता ।

**નન્દરાયજીને ઘેર વાસુદેવવ્યૂહ–** આ વાત બે સ્થળે છેઃ એક તો 'नन्दगृहे वासुदेव' અને ' वासुदेवोऽत्र आविर्भूतः ' આ બે વાક્યોથી વિચારી શકાય છે. વાસુદેવવ્યૂહની લીલા વસુદેવજીને ઘેર તે વખતે ઉપયોગી ન હતી તેથી વસુદેવજીને ઘેર વાસુદેવ વ્યૂહનું પ્રાકટ્ય નથી. સાક્ષાન્મુક્તિદાન કરનાર વાસુદેવનું પ્રયોજન વસુદેવજીને ત્યાંજ નજ હોય; અને 'पार्थास्तु पूता पदमापुरस्य' ઇત્યાદિ વાક્યોની ત્યારેજ સંગતિ મળે છે. વ્રજમાં તો માયાસહિત પુરુષોત્તમનો આવિર્ભાવ છે. વ્રજમાં પૂતના વિગેરેને મુક્તિનું દાન કરવાને વાસુદેવ વ્યૂહની જરૂર છે; તેથી વાસુદેવ વ્યૂહ નન્દરાયજીને ત્યાંજ પ્રકટયા એમ કહેવું. હવે માયાથી વીંટાયેલા પુરુષોત્તમને વાસુદેવ જેમનું અધિષ્ઠાન છે એમ સમજવા. વાસુદેવ વિશુદ્ધ સત્વાત્મક હોવાથી અધિષ્ઠાન પણ સંભવે છે. આ જ કારણથી ઇન્દ્ર

નન્દકુમાર વરુણાદિને પણ અહીં પુષ્ટિલીલાનું દર્શન થયું; નહિ તો કેવળ ભક્તજનોને જ થાય. માટે નન્દરાયજીને ઘેર વાસુદેવ વ્યૂહ છે. એમ યુક્તિથી સિદ્ધ કર્યું. વાસુદેવ વ્યૂહ નન્દરાયજીને ઘેર પ્રકટ્યા, એમાં પ્રમાણ પણ છે: યશોદા દેવકીજી પૂર્વ જન્મમાં જ્યારે તે ધરાદ્રોણ–અવસ્થામાં હતાં, ત્યારે બ્રહ્માથી પ્રાપ્ત કરેલ વરદાનને સાર્થક કરવાને વાસુદેવ વ્યૂહ પ્રકટ્યા, એ પ્રમાણો પણ છે: નહિ તો પુરુષોત્તમ તો પુત્રરૂપે પ્રકટે નહિ; તે તો વરણાનુકૂલ પોતાની ઇચ્છાથીજ પ્રાપ્ત થાય છે આમ થાય તો વરદાન વ્યર્થ થાય છે. શુકદેવજીએ 'पुत्रीभूतं जनार्दनं' એમ નથી કહ્યું. પુત્રપણું સાક્ષાત્પુરુષોત્તમમાં તો નજ ઘટે; વાસુદેવ વ્યૂહદ્વારા પુત્રરૂપે પ્રકટ્યા, આનન્દ મર્ત્યરૂપે થાય છે; ' આ ભગવાનને માતા નથી ' એ ઉદ્ધવ વાક્ય પણ ઘટે છે. ' ભગવાન્ આત્મા છે ' માટે ભક્તજનનું ભાવના કરેલું ત્યાં સર્વજ સંભવે છે. ( ભક્તની ભાવના કરેલું ભગવાન્ સિદ્ધ કરે. ) માટે કાંઈ અયોગ્ય છેજ નહિ. આ વાત શ્રીમદ્ભાગવતમાં ' ભક્તોના ઉપર અનુગ્રહ કરવાને આપ વપુ ધારણ કરો છો, પ્રકટ થાઓ છો. ' **' यद्यद्धिया त उरुगाय विभावयन्ति तत्तद्वपुः प्रणयसे सदनुग्रहाय '** આ શ્લોકથી કહી છે. શ્રીમદાચાર્યચરણે પણ 'नन्दस्त्वात्मज उत्पन्ने' આ શ્લોકનાં શાસ્ત્રબોધિનીજીમાં 'પોતાનાથીજ પુત્ર જન્મ્યો' એવી બુદ્ધિજ વર્ણવી છે.

नन्दगृहे पुरुषोत्तमाविर्भावप्रमाणं तु योगमायाज्ञापनम्, तत्र तत्प्रादुर्भावश्च मायाप्रादुर्भावे तस्या भगवदावरणरूपत्वेन आव्रियमाणरूपसहितत्वात्, अन्यथा सा कस्यावरणं स्यात् । भिन्नतया तन्स्थितिस्तु न घटेत, मूलरूपशक्तित्वात् । नहि कापि शक्तिः शक्तिमन्त-

मयद्याय तिष्ठति । वस्तुतस्तु 'प्रकाशाश्रयवद्वा तेजस्त्वा'दिति न्यायेन शक्तिशक्तिमतोरभेद एवेति क भेदेन स्थितिसम्भावना । मायायाः शक्तित्वं तु 'श्रिया पुष्ट्ये'ति वाक्येन निश्चीयते । अत एवोक्तमाचार्यैर्निबन्धे 'माया कृष्णस्ये'ति । एतदभिसन्धायैवोक्तं 'मायथैव रूपान्तर'मिति । मायानिरूपणेनैव तस्योत्पत्तिर्निरूपितेति।

**નન્દરાયજીને ઘેર પુરૂષોત્તમ પ્રાકટ્ય**--નન્દરાયજીને ઘેર પુરુષોત્તમના પ્રાકટ્યમાં પ્રમાણ યોગમાયા છે. માયાના પ્રાદુર્ભાવથી ભગવાનનો પ્રાદુર્ભાવ સિદ્ધ થાય છે. માયા ભગવદાવરણરૂપ છે. આવરણ પ્રકટ થાય તો આવરણવાળા ભગવાન્ પણ પ્રકટ થાયજ; નહિ તો માયા કોનું આવરણ થાય ? માયાની ભગવાનથી જુદી સ્થિતિ તો સંભવેજ નહિ. માયા એ મૂળરૂપ શક્તિ છે. કોઇ પણ શક્તિ શક્તિમાનને છોડી રહી શકે નહિ. આ હકીકત 'प्रकाशाश्रयवद्वा तेजस्त्वात्' એ સૂત્રમાં સિદ્ધ કરી છે, કે-સૂર્ય અને સૂર્યનો પ્રકાશ એકજ છે, તેમ શક્તિ અને શક્તિમાન્ એકજ છે. જો અભેદ હોય તો શક્તિરૂપ માયા શક્તિમાન્ ભગવાનને છોડી ક્યાં સ્થિતિ કરે ? માયા શક્તિ છે, એવું 'श्रिया पुष्ट्या' શ્લોકમાં વર્ણવેલું છે. તેમાં 'मायया च निषेवितम्' માયાથી સેવાયેલા લખ્યું છે; તેથી માયા શક્તિ છે એવું શાસ્ત્રસિદ્ધજ છે. માટેજ 'मायया एव रूपान्तरम्' ભગવાન્ માયાથી રૂપાન્તર પામ્યા. આવી રીતે માયાનિરૂપણથીજ ભગવાનનો આવિર્ભાવ અહીં નન્દરાયજીને ઘેર સિદ્ધ થયો; અર્થાત્ નન્દરાયજીને ત્યાં માયાનું નિરૂપણ કર્યું; માયાના પ્રાકટ્યનું વર્ણન કર્યું; આ માયાથી પુરુષોત્તમ આવરણવાળા થઈ રહે છે; જો આવરણરૂપ માયા પ્રકટે તો આવરણવાળા થનાર ભગવાન્ પણ અહીં

एतदर्थंस्तु नन्दगृहे मायानिरूपणेन तत्प्रादुर्भावनिरूपणेन तस्य केवलपुरुषोत्तमस्य तथाऽभिप्रमाणस्य तदुत्पत्त्या उत्पत्तिनिरूपणेनेति । अत एव पृथक्तदुत्पत्तिज्ञानाभावः सर्वेषाम्, व्रजस्थानामेव तद्‌-ज्ञानम् । अत एव सर्वैस्तथोत्सवकरणम् । सावरण प्रादुर्भावस्तु स्वस्य केवलरसात्मकत्वबोधनाय । रसस्य गुप्ततया एव रसत्वसाधक-त्वात् । अत एवाविर्भूतेऽपि रूपेण तद्रूपपीताम्बरसञ्चारः । तथा च वात्स्यायनः ' गुप्तो हि रसो रसतामापद्यते' इति ।

તેથીજ ( માયાનું આવરણ હોવાથી ) શ્રીકૃષ્ણની જુદી ઉત્પત્તિ થઇ છે, એવું જ્ઞાન કોઇને નજ થયું. જો ભગવત્પ્રાદુર્ભાવનું જ્ઞાન થયું હોય તો તે ફક્ત વ્રજજનોનેજ થયું હતું; તે કારણથી જ સર્વ વ્રજજનોએ ઉત્સવ કર્યો. ભગવાન્ માયાના આવરણ સહિત પ્રકટ થયા એ ઉપરથી ભગવાનના રસાત્મક સ્વરૂપનું આપણને ભાન થાય છે. રસ તો ગુપ્ત હોય તોજ રસપણાની સિદ્ધિ થાય; અર્થાત્ ગુપ્તતા એજ રસપોષક છે. ભગવાન્ ગૂઢરસાત્મક છે. તેથીજ આપ પીતાંબર સહિત પ્રકટ થયા. વાત્સ્યાયન ઋષિનો પણ એજ મત છે. ' ગુપ્ત રસજ રસતાને પામે છે '

स चालम्बनविभावद्वयभेदेनोभयरूपत्वमाविर्भाव्य लीलासृष्टौ श्रुतीनामग्निसुतानां च कृपया संयोगरसमनुभावयितुं तेन च पोषकेण केवलविरहरसं च दातुं नन्दगृहे वृषभानुगृहे च प्रादुर्भूतः । अन्यथा व्रजे स्वामिनीनामुभयविधानां संयोगरसानुभवो न स्यात् । मूले तदना-

विभावात् । संयोगरसानुभवानन्तरभावी स्वतन्त्रविरहरसानुभवश्च न भवेत् । द्वितीयालम्बनाविर्भावे त्वावरणे विग्रह एवानन्दमयः। सिता-रसस्य तन्मूर्तिरिव । मूर्तीभूते रसत्वस्यास्फूर्तेः । यथा भगवतो रसात्मकस्य मायया सर्वभवनसामर्थ्यरूपया रूपान्तरमन्यद्रूपमनन्तमूर्तित्वात्, नतु प्रदर्शनमात्रम्, तथा मुख्यस्वामिन्या अपि द्वितीयालम्बनविभावत्वेन रसात्मिकाया अनन्तरूपत्वाद्रूपान्तरस्य संयोगसिद्धयेऽप्राकृताखिलसामग्रीसहितस्य प्रादुर्भाव इति नानुपपत्तिः काचित् ।

**વૃષભાનુના ઘરમાં પ્રાદુર્ભાવ**--ઉપર જણાવેલા રસને આલમ્બન અને વિભાવ એમ બે પ્રકારે પ્રકટ કરી લીલાસૃષ્ટિમા શ્રુતિરૂપા અને અગ્નિકુમારીને કૃપાથી સંયોગ રસનો અનુભવ કરાવવાને, તેના પોષક વડે કેવલ વિરહરસનુંજ દાન કરવાને નન્દરાયજીનાઘરમા અને વૃષભાનુના ઘરમા ઠાકુરજી પ્રકટ થયા, જો આલંબન વિભાવરૂપે પ્રકટ થયા ન હોત તો શ્રુતિરૂપા અને અગ્નિકુમારોને સંયોગરસનો અનુભવ નજ થાત. મૂલમા તે પ્રકટ થયું નથી. સંયોગરસનો જો અનુભવ ન થાય તો સંયોગરસના અનુભવ થયા પછી થનાર સ્વતંત્ર વિરહરસાનુભવ પણ નજ થાય. બીજા આલમ્બનના આવિર્ભાવમા તો માયાના આવરણમા શ્રીઅંગજ આનન્દમય છે. સાકરના રસની જેમ મૂર્તિ બનાવવામા આવે તેમ આવરણની અંદર રસાત્મક વિગ્રહજ આનન્દમય છે. જ્યારે રસાકાર ભગવાન્ મૂર્તિરૂપ થઈ જાય ત્યારે રસપણું સ્પષ્ટ માલૂમ ન પડે, તેમ રસાત્મક ભગવાન્ સર્વ ભવનસમર્થરૂપ માયાવડે અનેક રૂપ થાય છે, અનન્તરૂપ હોવાથી બીજું રૂપજ ધારણ કરે છે, માયાથી બનાવટી રૂપ દેખાવ કરતા નથી, પરન્તુ તેને રૂપજ ધારણ કરે છે,

इत्युक्तम् । तत्र पुनरावरणाभावस्तु लीलार्थमध्यस्थतया समीप एव स्थापनात् । अत एवोक्तं पञ्चाध्याय्यां विवरणे 'योगमायां च समीप एवाश्रित्य स्थित' इत्याचार्यैः । प्राक्तनानां चिरकालदिदृक्षा-तितापभरेण तत्रत्यानां श्रुतीनामग्निकुमाराणां च हृदयैः 'भावैर्-स्फुरित'मितिपद्योक्तरीत्या यद्रूपं तद्भावात्मकम् । तदपि तासां नन्द-गृहे समागमनेन दर्शनानन्तरं तत्रायतमिति 'गोप्यश्चाकर्ण्य मुदिता' इत्यादिभिर्निरूप्यते । तथा च नन्दगृहे वासुदेवाधिष्ठानः पूर्वम्, पश्चात्तदागमनानन्तरं निरधिष्ठानस्तद्भावात्मकमप्यागत इति द्वयम-प्यत्र रूपं संक्रान्तमिति यथाधिकारं व्रजेपि सर्वत्रानुभव इत्यन्यत्रमुक्तया ।

**સમાધાન**—નહિં, માયાનું માત્ર ત્યાં રવિના કિરણોની માફક ત્યાં ગમનજ છે. ત્યાં માયાનો આવિર્ભાવ થયો નથી. માટેજ કંસના હાથમાંથી છૂટીને આકાશમાં ગયા બાદ માયા લીલામાં ઉપયોગિની હોવાથી વ્રજમાંજ પાછી આવીને રહી. 'હે દેવી તું વ્રજમાં જા'; 'મનુષ્યો તારું પૂજન કરશે,' વિગેરે ભગવદ્વચનજ છે. માટે ખરી સ્થિતિ તો વ્રજમાંજ છે. ફલપ્રકરણમાં કહ્યું કે—' ભગવાને યોગ-માયાનો આશ્રય કરી લીલા કરી.' લીલા કરતી વખતે તો માયાનું આવરણ દૂરજ થાય છે; કારણ કે લીલા માટે મધ્યસ્થ તરીકે પાસે જ માયાને બેસાડે છે. શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરે છે કે 'ભગવાને જ્યારે લીલા કરી ત્યારે યોગમાયાનો પાસેજ આશ્રય લઈ બેઠા.'

જેમનો વર્ણન ગયું છે એવા શ્રુતિ અને અગ્નિકુમારોને ચિર-કાળથી થયેલી દર્શનેચ્છાના તીવ્ર તાપ ક્લેશના ભાર વડે તેમના હૃદયમાંથી 'ભાવૈર્' 'ક્ષુરિત' શ્લોકમાં કહેલી રીતે જે રૂપ પ્રકટયું, તે

દાજીને તનદુગ્ધ થાય તે ભગવાન્ કેમ પીએ ? તે દુગ્ધ શુદ્ધ પદાર્થ નથી, 'નન્દપત્ની યશોદાજીમાં તું જન્મીશ' એ વચનથી માયાનો તો જન્મ માત્ર છે; કારણ કે તેનાથીજ યશોદાજીને સ્તન્ય (ધાવણ) થયું છે. જો વાસુદેવ વ્યૂહનો નન્દરાયજીને ત્યાં આવિર્ભાવ ન માનીએ તો કેવલ માયાજનિત સ્તન્ય ભોગ માત્ર સિદ્ધ કરનાર હોવાથી લૌકિક સ્નેહજ ઉત્પન્ન થાય, શુદ્ધિ થાય નહિ, અને શુદ્ધિના અભાવે અન્ય રીત બાલકની શુદ્ધિને માટે અલૌકિક રમણોમાં ભગવાન્ પાન કરે નહિ, અંગીકાર નજ કરે આ પ્રસંગથી ભગવાનને ભોગની અપેક્ષા નહિ હોવાથી અલૌકિક હોવાથી ભગવાન્ ભક્ત ઉપર કૃપા કરીને ભક્તના સમર્પિતનો અંગીકાર કરે છે, નહિ કે ભોગ ભોગવવા, એ પણ સૂચન થઇ ગયું

किञ्च, निःसाधनत्वं तु व्रजस्थानाम्, देवकीवसुदेवादिवत् तपःकरणाद्यभावात् । श्रुतिरूपाणां कुमारिकाणां तदनुगतानामन्येषां चार्थे प्रभुरेव स्वोद्यमेन प्रादुर्भूत इति तासु तदीयेषु च सर्वथा मन्तव्यम् । अत एवोक्तमस्मत्स्वामिचरणैः श्रीभागवतविवृतिटिप्पण्यां 'निःसाधनफलात्माऽयं प्रादुर्भूतोऽस्ति गोकुले । अतो वयं हि निश्चिन्ता जाताः सर्वत एव हि' इति ।

**નિઃસાધન ભક્ત માટેજ પ્રાકટ્ય**--ભગવાન નિઃસાધન ભક્તો માટે પ્રકટ થાય છે. વ્રજસ્થ ભક્તો નિઃસાધન હતા. દેવકી વસુદેવજીએ પૂર્વજન્મમાં તપ આદિ કર્યું, તે તો સસાધન થયા. આ વ્રજજનોએ એવું તપાદિક કંઇ કર્યું નથી. શ્રુતિરૂપા અને કુમારિકાઓના તેમજ તેમને અનુસરનાર અન્યને માટેજ પ્રભુ

નન્દરાયજીને ઘેર પ્રકટ્યા, તો માયા અને પુરુષોત્તમનો પ્રાકટ્ય-સમય એકજ થયો, આમ છતાં 'નવમીમાં માયાનો જન્મ છે' એવું વદે છે તે સંભવે ? આનો ઉત્તર એકજ છે માયાનું જન્મવું જો તો ભગવાનથી ભિન્ન થાય ત્યારેજ સંભવે, ભગવાનની સાથે નહિ ભગવાનનો જન્મ નથી, પણ પ્રાકટ્ય છે, એવું પાછળ કહી ગયા છીએ; માટેજ 'માયાની સાથે' કહી માયાનો પ્રાદુર્ભાવ નહિ, પણ ભગવાનનોજ પ્રાદુર્ભાવ કહ્યો, ભગવાનજ તેનાથી આવરણવાળા થઇ અષ્ટમીના દિને આવિર્ભાવ થયા છે, માયા તો જુદીજ (ભગવત્પ્રાકટ્ય પછી) વસુદેવજી લેવા આવ્યા પછી જન્મી, એ આશયથીજ નવમીમાં માયાનો જન્મ વર્ણવ્યો પુત્રોત્સવાદિક શુદ્ધ નવમીએજ થયાનો હેતુ પણ એજ છે. તે જ્યારે જુદી પડી ત્યારેજ ભગવાનનું દર્શન થયું, (આવરણ દૂર થાય ત્યારેજ દર્શન થાય) અને દર્શન પછીજ ઉત્સવ થાય, માટેજ પુત્રોત્સવ નવમીમાં થયો, એ સયુક્તિસિદ્ધજ છે અને ધરાદ્રોણના પણ અધિષ્ઠાનરૂપ શ્રીસ્વામિનીજીના હૃદયમાં બિરાજમાન ભાવાત્મક શ્રીનન્દયશોદાજીનો પણ અહીં આવેશ છે શ્રીભૂતાત્મક શ્રીનન્દયશોદાજીનો પણ ભાવાત્મક ભગવાનના પ્રાદુર્ભાવ સમયે તેમાં આવેશ થયો છે; એટલે કોઇ પણ અંશે આમાં વિદ્વાનોએ સંશય ન કરવો

इति श्रीवल्लभाचार्यकृपामात्रावलम्बिना ।
हरिदासश्चकारेमं विचारं विवृतौ मुदा ॥१॥

तेनाचार्याः प्रसीदन्ते स्वामिनो विट्ठलेश्वराः ।
स्वामिन्यः स्वामिमुख्यास्तथा तदनुवर्तिनः ॥२॥

इति श्रीवल्लभार्यवर्यश्रीविठ्ठलचरणरेणुसाभिलाषदासानुदासश्री-हरिदासविरचितः प्रभुप्रादुर्भावविचारः समाप्तः ।

મતિ શ્રીવલ્લભાચાર્ય કૃપાના આશ્રયે થકી ।
હરિદાસે કર્યો આનો વિચાર નિજમતિ મહીં ॥૧॥
પ્રભુ નાથ છે મારા શ્રીમદ્વલ્લભ વિઠ્ઠલ ।
સ્વામિની-સ્વામિ સાથે ને તદનુસારીઓ તથા ॥૨॥

શ્રીમદ્વલ્લભાચાર્ય શ્રીમદ્ વિઠ્ઠલચરણરેણુની અભિલાષાવાળા દાસાનુદાસ શ્રીહરિદાસ રચિત 'પ્રભુપ્રાદુર્ભાવ વિચાર' સમાપ્ત થયો.



## ३५. श्रीहरिरायविरचितप्रभुप्राकट्यविचारः ॥

"पुरुषोत्तमस्तु नन्दगृह एव मायया सह जात" इत्यत्रेदं विचार्यते, "नन्दस्त्वात्मज उत्पन्ने" "वसुदेवगृहे साक्षा"दिति-वाक्याभ्यामुभयत्र पूर्णस्यैव प्रादुर्भावो वाच्यः, स चैककाल एव, पूर्णपुरुषोत्तमाविर्भावस्यैकत्वात्, "अथ सर्वगुणोपेत" इतिवाक्यात्, अत एव मुहूर्तानन्तरं मायाजननं, आधिदैविकलीलाकालस्य तदा-निर्णीतानाधारत्वात् ।

શ્રી પુરુષોત્તમ તો શ્રીનન્દરાયજીના ગૃહમાંજ માયાની

સાથે પ્રકટ થયા"

આ વાક્ય વિગારાય છે. "આત્મજનું પ્રાકટ્ય થયું ત્યારે શ્રીનન્દરાયજી" અને "શ્રીવસુદેવજીના ગૃહમા સાક્ષાત્ પુરુષોત્તમ પ્રકટ થયા" આ બંને વાક્યથી બંને સ્થળે પુરુષોત્તમનોજ પ્રાદુર્ભાવ વદવો, અને તે પ્રાદુર્ભાવ એકજ વાર થયો છે, કેમકે પુરુષોત્તમનો આવિર્ભાવ એકજ છે અને તે આવિર્ભાવ સમયે "સર્વ ગુણયુક્ત પરમશોભન કાલનો પણ પ્રાદુર્ભાવ થયો" એમ વાક્ય છે. આથીજ એક મુહૂર્ત પછી માયાનું જન્મ થયું, કેમકે આધિદૈવિક લીલાકાલ કોઇ માયાના આવિર્ભાવનો આધાર નથી.

. एवं सति वसुदेवगृहे प्रादुर्भावोत्तरं दर्शनमिव नन्दगृहे कुतो न दर्शनञ्जातमित्याशङ्कायामाहुः 'पुरुषोत्तम'मित्यादि, नन्दगृहे वसनावृतमहामणिवन्मायावृत एव जातः, तत्र मायाकार्यस्य तदानीं स्वादर्शनस्य सत्त्वात्, तदानीमेव दर्शने-निरावृतदर्शनं तत्रैव ज्ञानोदये लय एव स्यात्, तथा चाग्रिमलीलानुपपत्तिः। अत एव न वसुदेवदेवक्योरिव नन्दयशोदयोः स्तुतिः। सावृतदर्शनात्तत्कृतनिद्रया च ज्ञानाभावोपि। वसुदेवगृहे तु पूर्वतपस्यादिफलरूपत्वमाविर्भावस्य बोधयितुं ज्ञानसम्पादनरूपं कार्यमस्तीति न मायया सह किन्तु व्यूहेन सहितो जातः।

જો આમ છે તો શ્રીવસુદેવજીના ગૃહમા શ્રીપુરુષોત્તમના પ્રાદુર્ભાવ પછી દર્શન થયું તેજ પ્રમાણે શ્રીનન્દગૃહમા શ્રીપુરુષોત્તમનું દર્શન કેમ ન થયુ ? આ શઙ્કાના સમાધાનાર્થે શ્રીમદાપ્રભુજી શ્રીસુબોધિનીજીમા આજ્ઞા કરે છે "શ્રીપુરુષોત્તમ તો શ્રીનન્દરાયજીના

ગૃહમાં માયાની સાથે પ્રકટ થયા,' એવા વાક્યોના મહા-ર્મદની જેમ માયાથી વીંટળાયેલાજ પુરુષોત્તમ પ્રકટ થયા, કેમકે ત્યાં તે સમયે નિજ અદર્શન રૂપ માયા કાર્ય છે જો તેજ સમયે માયાથી ન વીંટળાયેલા પ્રભુ સાક્ષાત્ દર્શનનું દાન કરે તો શ્રીનન્દાદિને જ્ઞાનો-દય થતાં તે માર્ગનો ભંગ થઈ જાય અને તેમ થાય તો અગ્રિમ માર્ગ લીલાજ બને નહિ. આથીજ શ્રીવસુદેવજીની જેમ શ્રીનન્દયશોદા જીએ ભગવત્સ્તુતિ પણ કરી નથી. શ્રીનન્દયશોદાજીને માયાવરણયુક્ત દર્શન થવાથી માયાકૃત નિદ્રાએ કરીને તેમને જ્ઞાન પણ થયું નહીં. શ્રીવસુદેવજીના ગૃહમાં તો શ્રીવસુદેવજીએ કરેલા તપના ફલરૂપ ભગવ-ત્પ્રાદુર્ભાવ છે એમ જાણવું છે, જ્ઞાનસમ્પાદનરૂપ કાર્ય ત્યાં કર્તવ્ય છે, તેથી માયાની સાથે પ્રકટ ન થતાં વ્યૂહની સાથે પ્રકટ થયા, કેમકે માહાત્મ્યજ્ઞાનસમ્પાદનરૂપ કાર્ય કરવાનું છે.

माहात्म्यज्ञानसम्पादनस्य किं प्रमाणमिति चेत् "तमद्भुत"-मित्यादिनो तत्रैव तद्दर्शननिरूपणात्।

શ્રીવસુદેવજી સમક્ષ વ્યૂહસહિત પ્રકટ થયા તેનું પ્રમાણ? "તમદ્ભુત" ઇત્યાદિ શ્લોકમાં વ્યૂહસહિતજ ભગવદ્દર્શનનું નિરૂપણ કર્યું છે.

ननुप्रद्युम्नरूपेणैव तत्राविर्भाव इतिचेन्न, 'आविवेशांशभागेन"-तिवाक्यविरोधात्, अंशाना भागेन स्वयं पुरुषोत्तम आविवेशेति तदर्थात्। वसुदेवगृहे "विदितोऽसि भवान्"इत्यादिवाक्यानि तु स्पष्टमेव विरुध्येरन्। प्रद्युम्नव्यूहेन स्वस्य तद्वशसम्बन्धित्वं न त्वाविर्भाव।

अत एव वसुदेवदेवक्योस्तादृशासाधारणधर्मविशिष्टदर्शनेपि पुत्रत्व-बुद्धिः।

"શ્રીવસુદેવજીના ગૃહમાં પ્રદ્યુમ્નરૂપે પ્રાદુર્ભાવ થયો છે" એમ પણ શઙ્કા ન કરવી, 'કેમકે અંશભાગે પ્રવેશ કર્યો' આ વાક્યમાં શ્રીપુરુષોત્તમનોજ પ્રાદુર્ભાવ કહ્યો છે તેમાં વિરોધ પ્રાપ્ત થાય અને અનેક અંશના ભાગે કરીને સ્વયં શ્રીપુરુષોત્તમેજ પ્રવેશ કર્યો એમ અર્થ છે, નહીંતો શ્રીવસુદેવજીના ગૃહમાં પ્રાદુર્ભૂત "આપ અમને વિદિત થયા છો" ઇત્યાદિ વાક્યનો પણ સ્પષ્ટજ વિરોધ પ્રાપ્ત થાય. પ્રદ્યુમ્નવ્યૂહથી શ્રીવસુદેવજીના વંશની સાથે નિજ સમ્બન્ધિત્વ સૂચવે છે. તેથી કાંઇ આવિર્ભાવજ પ્રદ્યુમ્નવ્યૂહથી નથી. આથીજ શ્રીવસુદેવ-દેવકીજીને અસાધારણધર્મવિશિષ્ટ ભગવદ્દર્શન થયું, તથાપિ પ્રભુમાં પુત્રત્વબુદ્ધિ રહી.

ननु मायासाहित्ये प्रादुर्भावानुपपत्तिः तदपसारणस्यैव तत्त्वादितिचेन्न, "तमद्भुत"मित्यत्र धर्माणामिव तस्या अपि प्रादुर्भाव्यत्वेन सहभावेनैव तत्करणात्, धर्माणां माहात्म्यज्ञानमिव तत्कार्यमदर्शनमिति तदा तत्सम्पन्नमेव, अनाविर्भूतायाः कार्यानापादकत्वात्। अत एव "त्वन्तु यशोदायां नन्दपत्न्यां भविष्यसी"तिवाक्यं सङ्गच्छते, अन्यथा भगवदसाहित्ये तस्यास्तत्र जननानुपपत्तेः। नहि भगवदाविर्भावस्थले सा भवितुमर्हति, 'विलज्जमानये'तिवाक्यात्।

માયાસહિત ભગવત્પ્રાદુર્ભાવ ઘટે નહિ, કારણ કે માયાનું અપસારણ ભગવદાવિર્ભાવ છે એમ પણ શઙ્કા ન કરવી, "તમદ્ભુત" શ્લોકમાં જેમ ધર્મના આવિર્ભાવનું કથન છે તેમજ માયાનો

પણ પ્રાદુર્ભાવ કરીને તે માયાની સાથેજ નિજ પ્રાદુર્ભાવ કર્યો છે, ધર્મનું કાર્ય જેમ માહાત્મ્યજ્ઞાન છે તેમ ભગવદ્દર્શન માયાનું કાર્ય છે. તેથી તે સમયે માયાસમ્પન્ન ભગવત્પ્રાદુર્ભાવ થયો છે. અપ્રાદુર્ભૂતમાયા નિજકાર્યો સમ્પાદન કરી શકે નહિ; આથીજ "તું તો ધીનન્દપત્ની યશોદાકુખમાં પ્રકટ થઇશ" એમ ભગવદ્વાક્યની સઙ્ગતિ થાય છે, અન્યથા ભગવદ્વિન કેવલ માયાનું ત્યાં પ્રાકટ્યજ ઘટતું નથી. કારણ જ્યાં ભગવદાવિર્ભાવ હોય ત્યાં કેવલ માયા પ્રકટ થઇ શકેજ નહિ. માતા "વિનદ્દ્યમાન" છે ઇત્યાદિ વાક્ય અહીં પ્રમાણ જ.

ननु "नन्दस्या सा जाते"त्यत्राग्रिमग्रन्थोनुपपन्न इति चेन्न, पूर्वं भगवत्प्राद्भावसमये सा स्थितापि न भेदेनासीत्, सहभावात्। ततो भगवदागमनसमयेन तत्रत्याना व्यामोहार्थं भगवत् सकाशाद्भिन्ना जातेतीदमेव तस्या जननं शक्तिरूपाया धर्मरूपेण बहिर्भूय स्वकार्यकर्तृत्वं। अत एवाग्रे "तया हृते"निवाक्येन तत्कार्यनिरूपणं, तत्र सर्वेषां स्वापे निष्प्रत्यूहभगवदागमनसिद्धिः, पश्चात् कंसव्यामोहाय भयजननव्याय तस्या नयनम्।

ભગવાન્ અષ્ટમીને દીવસે પ્રકટ થયા અને "માયા નવમીને દિવસે પ્રકટ થઇ" એમ અગ્રિમ શ્રીસુબોધિની ગ્રન્થમાં વિરોધ પ્રાપ્ત થશે એમ શંકા પણ ન કરવી; પૂર્વ ભગવત્પ્રાદુર્ભાવકાલમાં માયા ઉપસ્થિતજ હતી; પરન્તુ તેનો માત્ર સહભાવ હતો, ભગવાનથી ભિન્ન માયા ન હતી તે પછી ભગવદાગમન સમયે ત્યાં રહેનાઓના વ્યામોહાર્થ માયા ભગવાનથી ભિન્ન થઇ આજ માયાનું જન્મ, અર્થાત્ શક્તિરૂપ માયા ધર્મરૂપે બહાર પ્રકટ થઇને સ્વકાર્યકરણ

થયું આથીજ 'તે માયાએ હૃત' વાક્યમાં માયાકાર્યનું નિરૂપણ કર્યું છે. ત્યાં માયાથી સર્વને નિદ્રા પ્રાપ્ત થઈ અને તેથી ભગવદ્દાગમન નિષ્પ્રત્યૂહ-નિર્વિઘ્ન-સિદ્ધ થયું. પછી કંસના વ્યામોહ માટે ભય ઉત્પન્ન કરવા માટે ત્વરાથી માયા૰ નયન થયું.

एवं सति पुरुषोत्तमाविर्भावोऽर्धरात्रसमाप्तौ सत्यामष्टम्यामेवो-भयत्र। नन्दगृहे उत्सवस्तु तावत्काले "जातं परमि"तिवाक्यात् सामान्यज्ञानसत्त्वेपि विशेषदर्शनाभावात् तस्यां गतायामेव। तत आगमनादिकं मुहूर्तमात्रेण सिद्धमिति तदुत्तरमेव जाता पृथगाविर्भूता। अत एव वसुदेवग्रहणयोग्यापि, भगवत्सहभूतायास्तु ग्रहीतुमशक्यत्वात्।

આ પ્રકારે પુરુષોત્તમાવિર્ભાવ અને સ્થળે અર્ધ રાત્રિ સમયે અષ્ટમીદિને થયો, શ્રીનન્દાલયમાં નન્દમહોત્સવ તો માયાના મથુરાગમન પછીજ, એમ "જાતંપરમ્" વાક્યથી જણાય છે. કાંઇક જન્મ્યું એમ સામાન્ય જ્ઞાન હતું; તથાપિ વિશેષ દર્શનનો અભાવ હતો, તેથી માયાના ગમન પછીજ શ્રીનન્દાલયમા નન્દમહોત્સવ તો થયો. ત્યાંથી આગમનાદિક તો મુહૂર્ત માત્રમાંજ સિદ્ધ થયું, તેથી આગમનાનન્તરજ માયાનું જન્મ અર્થાત્ પૃથક્ આવિર્ભાવ, અને તેથી માયા શ્રીવસુદેવજી ગ્રહણયોગ્ય પણ થઇ, કારણ કે ભગવત્સહભૂત માયાનું તો ગ્રહણજ અશક્ય છે.

पुरुषोत्तमाविर्भावदिनं त्वष्टम्येव, सापि शुद्धा सप्तम्यसंयुता, अर्धरात्रसमयोत्तरमुहूर्तपर्यन्तं सत्याः शुद्धत्वात्। तस्यामेव प्रादुर्भावो न सप्तमीयुतायामिति प्रादुर्भावोत्सवव्रतादिकर्तॄणामष्टम्यां सप्तमीवेधे सति तत्प्रादुर्भावतिथित्वाभावादन्यथाकृतिदोष एव।

પુરૂષોત્તમાવિર્ભાવ દિવસ તો અષ્ટમીજ અને તે પણ શુદ્ધ અર્થાત્ સપ્તમી સંયોગ રહિત, કારણ કે અર્ધરાત્રગમયોત્તર મુહૂર્ત પર્યન્ત અષ્ટમી શુદ્ધ છે. આ શુદ્ધ અષ્ટમીમાંજ ભગવત્પ્રાદુર્ભાવ છે, સપ્તમીયુક્ત અષ્ટમીમાં પ્રાદુર્ભાવ નથી. સપ્તમી-વેધયુક્ત અષ્ટમીમાં જે પ્રાદુર્ભાવોત્સવવ્રતાદિ કરે છે, તેમને અન્યથાકૃતિનો દોષ લાગે છે, કારણ કે તે સમયે પ્રાદુર્ભાવ તિથિજ નથી.

ननु एवं नक्षत्रमपि रोहिणीसञ्ज्ञं स्थितं तत्र तत्रेति कृत्तिका-वेधस्तस्मिन्नपि दोषायेतिचेन्न, "यद्दैवाजनि जन्मर्क्ष"मितिवाक्यात् रोहिणीनक्षत्रमष्टम्यामग्रिमनवम्यां च कृत्तिकाविद्धमपि तुल्यं, तादृश एव प्रादुर्भावात्तस्मिन्नथर्गविधे मतोत्सवाऽकरणस्यादोषत्वात् । तस्मात् शुद्धाष्टमीतिथिरेव जन्मदिनत्वाद्वैष्णवैरुपोष्या ।

ત્યારે તો એ સમયે રોહિણી નક્ષત્ર પણ તેથી કૃત્તિકા વેધ પણ દોષરૂપ ગણાશે એમ શંકા ન કરવી "યદૈવાજનિ જન્મર્ક્ષમ્" વાક્યથી અષ્ટમીમાં અને અગ્રિમ નવમીમાં ઉભય તિથિમાં રોહિણી-નક્ષત્ર તુલ્ય છે, અર્થાત્ કૃત્તિકાવિદ્ધજ છે. ભગવત્પ્રાદુર્ભાવ તાદૃશ કૃત્તિકા-વિદ્ધ રોહિણીમાં હોવાથી કૃત્તિકાવેધમાં જન્મોત્સવાદિ કરવામાં દોષ નથી, માટેજ શુદ્ધાષ્ટમીતિથિજ જન્મદિવસ હોવાથી નક્ષત્ર-વિચાર ન કરતા કેવળ શુદ્ધાષ્ટમીજ વૈષ્ણવોએ ઉપોષ્ય

ननु तिथिक्षये शुद्धाष्टम्यभावे कथमुपोष्येति चेदविद्धनवम्यावा-स्तवेन तदनुकूलत्वान्नवम्येवोपोष्या न सप्तमीविद्धयुताष्टम्यपि । अत एव "विहाय नवमी"त्यादिवाक्यानि । अनुकूलत्वान्नवम्येव 'केवल'

तथा वृद्धि याता द्वितीयदिने दशमीयुतापि। अत एव विवृतिग्रन्थे प्रभुभिः "केवले"त्युक्तम्। शुद्धाष्टमीत्यागे प्रादुर्भावदिनातिक्रमाद्दोष एव। न हि उत्सवोऽत्र व्रतादिहेतुः किन्तु तिथिरेव, अन्यथा "नवम्यां प्रातरुत्सवः" इति मध्याह्नपर्यन्तमेवोपोषणं सदैव स्यात्, जन्माष्टम्यान्तु भोजनमेव। तथा च सकलस्मृतिवचनविरोधः। निबन्धेपि "अनन्यान्यपि तथा कुर्या"दिति व्याख्याय "उत्सवो यत्र वै हरेः" इति **नृसिंहवामनजयन्त्योरेवोत्सवनिमित्तक-व्रतादिकमुक्तं, श्रीकृष्णभक्तस्य तत्सम्बन्धित्वेनो-त्साहात् भक्तवत्सलावतारत्वेनानुकूलत्वात्तदुत्सव-कृतौ तदङ्गत्वेन भगवदावेशहेतुतयोत्सव**पर्यन्तमेवोपोषणादिकं, न त्वहोरात्रव्यापि। अत एव निबन्धे वामनजयन्त्युत्सवप्रकरणे "नृसिंहजयन्तीव्रतमुत्सवश्चेदि"त्यनेनोत्सवस्य कृताकृतत्वेन तदङ्गस्य कृताकृतत्वमुक्तं, जयन्तीव्रतस्य पुष्टिमार्गीयैः सर्वथा वर्तव्यत्वात्।

નિષ્કર્ષમાં શુદ્ધાષ્ટમીનો અભાવ હોય ત્યારે કઈ તિથિ ઉપોષ્ય? પ્રાદુર્ભાવોત્સવનો આધાર હોવાથી તદનુકૂલ છે, તેથી નવમીમાંજ ઉપવાસ કરવો, સપ્તમીના ગન્ધયુક્ત પણ અષ્ટમીમાં સર્વથા નહિજ, આથીજ "વિહાય નવમીં" ઇત્યાદિ શાસ્ત્રવાક્ય પણ છે, પૂર્વોક્ત પ્રકારે અનુકૂલ નવમી કેવલ હોય વા નવમીની વૃદ્ધિ હોય તો દ્વિતીય દિને દશમીયુતા પણ નવમી લેવી, આથીજ ટિપ્પણીમાં શ્રીપ્રભુચરણે "કેવલ" પદ ધર્યું છે. શુદ્ધાષ્ટમીનો ત્યાગ કરવાથી પ્રાદુર્ભાવદિનાતિક્રમ દોષ પ્રાપ્ત થાય છે. અહીં વ્રતાદિકનો હેતુ ઉત્સવ નથી, પરન્તુ તિથિ છે; અન્યથા નવમીએ પ્રાતઃકાલમાં ઉત્સવ

થશે. તેથી નવમીના મધ્યાહ્નથી ભજનપર્યન્તજ ઉપોષણ સદૈવ પ્રાપ્ત થાય અને જન્માષ્ટમીને દિને તો ભોજનજ પ્રાપ્ત થાય; અને તેમ થાય તો સર્વ સ્મૃતિવચનનો વિરોધ પ્રાપ્ત થાય. નિબન્ધમાં “અન્યાન્યપિ તથા કુર્યાત્” નું વ્યાખ્યાન કરીને “ઉત્સવો યત્ર વૈ હરે” ઇત્યાદિથી ઉત્સવનિમિત્તક વ્રતાદિક તો કેવલ નૃસિંહજયન્તીમાજ અને વામનજયન્તીમાજ કહેલું છે, નૃસિંહ અને વામન ભગવજ્જયન્તી હોવાથી શ્રીકૃષ્ણભક્તને ઉત્સાહ થાય છે તેથી, તે ઉભય અવતાર ભક્તવત્સલ હોવાથી અનુકૂલ છે તેથી, ઉત્સવમાં ઉપોષણ અંગ છે તેથી, ભગવદાવેશ હેતુત્વે કરીને તે બે જયન્તીમાં ઉત્સવ પર્યન્તજ ઉપોષણાદિક કહ્યું, અન્યોમાં નહિ. આજ હેતુથી નિબન્ધમાં વામનજયન્તીના ઉત્સવકથન-પ્રસંગમાં “નૃસિંહજયન્તીવત્ ઉત્સવ હોય તો” ઇત્યાદિ ઉક્તિથી ઉત્સવની કૃતાકૃતતાથીજ તદંગ વ્રતનું પણ કૃતાકૃતત્વ સ્પષ્ટ કર્યું છે.

ननु जन्माष्टमीव्रतमपि मर्यादामार्गीयमेवेति चेन्न, स्वप्रभुप्रादुर्भावदिनत्वेन तस्मिन् स्वहृदये स्वप्रभोः प्रादुर्भावाशया पुष्टिमार्गीयैरपि लौकिकसर्वभोगविवर्जनात्। लौकिकभोगस्तु बाधकः प्रादुर्भावे, अशुद्धे हृदि तदनाविर्भावात्। एतावान् विशेष—एतदेव व्रत कर्तृभेदेन द्विविधं श्रवणादिवत्, न तु वस्तुभेदो निर्णयभेदश्च। अन्यथा पुष्टिमार्गीणामधर्मत्व स्यात्। न हि पुष्टिमार्गे प्रथम एव त्यागो नन्दादाविरुद्धवादिभिश्च सर्वधर्मकरणात्, किन्तु धर्मिणि केवले प्राप्ते। अत एव स्वामिनीनामपि फलदशायामेव “सन्त्यज्य” “कामदक्त” इतिवाक्याभ्यां लोकवेदत्याग उक्तः।

જયન્તીવ્રત તો પુષ્ટિમાર્ગીયોએ સર્વથા કર્તવ્યજ છે. જન્મા-ષ્ટમીવ્રત પણ મર્યાદામાર્ગીયજ ગણાશે, આ શંકાનો પણ અવકાશ નથી. નિજ પ્રભુનો પ્રાદુર્ભાવ દિવસ છે તેથી તે દિવસે નિજ હૃદ-યમાં વા સ્વ પાર્શ્વમાં ભગવત્સ્વરૂપનો પ્રાદુર્ભાવ થશે એમ આશાએ પુષ્ટિમાર્ગીય ભક્ત પણ લૌકિક સર્વ ભોગનું વિસર્જન કરે છે, લૌકિક ભોગ તો ભગવત્પ્રાદુર્ભાવમાં સદૈવ બાધક છે, અન્યથા હૃદ-યમાં ભગવત્પ્રાદુર્ભાવજ થતો નથી. એટલોજ વિશેષ છે કે ભગવાન્ તે વ્રત કર્તૃભેદે દ્વિવિધ છે, તેથી વ્રતભેદ કે નિર્ણયભેદ નથી; અન્યથા પુષ્ટિમાર્ગીયો અધર્મી થાય પુષ્ટિમાર્ગમાં પણ ધર્મનો ત્યાગ નથી. કારણ શ્રીનન્દનન્દન અને ઉદ્ધવજી પ્રભૃતિએ સર્વ વર્ણા-ચરણ કર્યું છે, પરન્તુ કેવલ ધર્મિસ્વરૂપ પ્રાપ્ત થાય ત્યારેજ ત્યાગ, આથીજ શ્રીગોપિકાઓએ પતિજનોનો પણ સ્વધર્મ જ 'मन्यसे' 'का स्त्र्यङ्ग ते' ઇત્યાદિ વાક્યથી લોકવેદ ત્યાગ કર્યો છે.

किञ्च, पुष्टिमार्गे धर्मिविरुद्धधर्मत्यागो, नतु तदनुकूलत्यागः, अन्यथा सप्तदशाध्याये वर्षर्तुवर्णने लीलोपयोगित्वेन व्रजे सर्वधर्मनिरूपणमाचार्यैर्न कृतं स्यात्।

કિંચ, પુષ્ટિમાર્ગમાં પણ ધર્મિવિરુદ્ધ જે ધર્મ હોય તેવા ધર્મનો ત્યાગ છે, પરન્તુ ધર્મ્યનુકૂલ ધર્મનો ત્યાગ નથી, જો અનુકૂલ ધર્મનો પણ ત્યાગ હોત તો સપ્તદશાધ્યાયમાં વર્ષાઋતુનું વર્ણન કરતાં લીલોપયોગિત્વે કરીને વ્રજમાં સર્વ ધર્મનું નિરૂપણ કર્યું છે, તે શ્રીમદાચાર્યચરણ ન કરત.

अन्यच्च शुद्धपुष्टिमार्गो हि प्राकट्यदशायामेव सम्भवति, साक्षात्प्रमेयानुभवार्थं प्रमाणपरित्यागात्। नहि अप्राप्ते प्रमेये

યથા નૌમી નવમી॥ મધ્યાહ્નનવમીપર્યન્તજ ઉપોષણ અહીંજ પ્રાપ્ત થાય અને જન્માષ્ટમીને દિને તો ભોજનજ પ્રાપ્ત થાય; અને તેમ થાય તો સર્વ સ્મૃતિવચનનો નિરોધ પ્રાપ્ત થાય. નિબન્ધમાં "अन्यान्यपि तथा कुर्यात्" નું વ્યાખ્યાન કરીને "उत्सवो यत्र वै हरेः" ઇત્યાદિથી ઉત્સવનિમિત્તક વ્રતાદિ તો કેવલ નૃસિંહજયન્તીમાંજ અને વામનજયન્તીમાંજ કહેલ છે, નૃસિંહ અને વામન ભગવાનસમ્બન્ધી હોવાથી શ્રીકૃષ્ણના તને ઉત્સાહ થાય છે તેથી, તે ઉભય અવતાર ભક્તાનન્દપ્રદ હોવાથી અનુકૂલ છે તેથી, ઉત્સવમાં ઉપોષણ આગ્રહ છે તેથી, ભગવદ્ભાવેન સ્તુતિ કરીને તે બે જયન્તીમાં ઉત્સવ પર્યન્તજ ઉપોષણાદિક કર્યું, અહીં તેમ નહિ આજ હેતુથી નિબન્ધમાં વામનજયન્તીના ઉત્સવકર્મ-પ્રસંગમાં "નૃસિંહજયન્તીનો ઉત્સવ હોય તો" ઇત્યાદિ ફક્કિકાથી ઉત્સવની કૃતાકૃતતાથીજ તદ્ગત વ્રતનું પણ કૃતકૃત્યત્વ સ્પષ્ટ કર્યું છે.

ननु जन्माष्टमीव्रतमपि मर्यादामार्गीयमेवेति चेन्न, स्वप्रभुप्रादुर्भावदिनत्वेन तस्मिन् स्वहृदये स्वरूपादौ प्रादुर्भावाशया पुष्टिमार्गीयैरपि लौकिकसर्वभोगविवर्जनात्। लौकिकभोगस्तु बाधकः प्रादुर्भावे, अशुद्धे हृदि तदनाविर्भावात्। एतावान् विशेष—यदेकदेव व्रत कर्तृभेदेन द्विविध श्रवणादिवत्, न तु व्रतभेदो निर्णयभेदश्च। अन्यथा पुष्टिमार्गिणामधर्मत्व स्यात्। न हि पुष्टिमार्गे प्रथम एव त्यागो नन्दादाभिरुद्धवादिभिश्च सर्वधर्मकरणात्, किन्तु धर्मिणि केवले प्राप्ते। अत एव स्वामिनीनामपि फलदशायामेव "सन्त्यज्य" "वास्मदङ्ग" इतिवाक्याभ्यां लोकवेदत्याग उक्त।

प्रमाणपरित्याग उचितः, भगवत्तोषहेतुत्वात्। अन्यथा "वर्षमाः स्त्रिय" इति पद्यव्याख्याने "स्वप्राप्तिपर्यन्तमधर्माभावाय गोपसम्बन्धेन पूर्वोक्तधर्मनियमस्थाः कृतवानि"त्याचार्योक्तिर्विरुध्येत। तस्मात् पुष्टिमार्गीयैरपि स्वरूपाप्राकट्यदशायां वेदोदितमर्यादापि न त्याज्येति क्व भगवदङ्गनाचरणादिरूपवैष्णवमर्यादात्यागसम्भावनेति पूर्वमेव तत्त्यागं वदन्तः कुर्वन्तः कारयन्तश्च विहतफलाशा मूर्खतमा इति।

કિંચ ગ શબ્દ પુષ્ટિમાર્ગ પ્રાકટ્યદશામાજ સમજાવે છે, કારણકે તેમા સાક્ષાત્ પ્રમેયનો અનુભવ કરવાને પ્રમાણપરિત્યાગ છે, અપ્રા-પ્રમેયમા પ્રમાણપરિત્યાગ ઉચિત નથી, પ્રમાણ ભગવત્તોષહેતુ છે, અન્યથા "વિતાઃ સ્ત્રિ" શ્લોકના વ્યાખ્યાનમા "સ્વપ્રાપ્તિ પર્યન્ત અધર્મ ન થાય એ હેતુથી ગોપનો સમ્બન્ધ કરાવીને ગોપીજનને પૂર્વોક્ત ધર્મનિયમમાં સ્થિત કર્યાં" આ શ્રીમદાચાર્યચરણના વાક્યમા વિરોધ આમ થાય, તેથી પુષ્ટિમાર્ગીય ભક્તોએ પણ સ્વરૂપની અપ્રા-કટ્ય દશામાં વેદોક્ત મર્યાદા પણ ન ત્યજવી તો ક્યાં ભગવદ્ભક્તા-ચરણાદિરૂપ વૈષ્ણવમર્યાદાના ત્યાગની સમ્ભાવના પણ? તેથી પૂર્વ અપ્રાકટ્યદશામા-જ તત્ત્યાગ વદતા કરતા અને કરાવતા મૂર્ખતમ છે, તેમની ફલાશાનોજ નિપાત થયેલો છે

किञ्च पुष्टिमार्गीयाचार्यकृतिः पुष्टिमार्गनिरूपिका भवति। लोक-सङ्ग्राहिका तु लोकवेदसम्बन्धिनी। सा न तु भक्तिमार्गीयापि, "वैष्णवत्वं हि सहजमि"तिवाक्यात्।

કિંચ, પુષ્ટિમાર્ગીય શ્રીમદાચાર્યચરણની કૃતિ પુષ્ટિમાર્ગનિરૂ-પિકાજ હોય છે તેમની લોકવેદસમ્બન્ધિની કૃતિ લોકસંગ્રાહિકા

હોય પરન્તુ ભક્તિમાર્ગીય કૃતિ લોકસઙ્ગ્રાહિકા નથી. "દૈન્યવત્ત્વં હિ ગાઙ્ગમ્"-દૈન્યવત્ત્વ અઙ્ગજ છે-એ વાક્ય આમાં પ્રમાણ છે.

न च निबन्ध एव " पूजामार्गे उत्सवयात्रासहिता पूजा कर्तव्या"इत्युपसंहारान्न पुष्टिमार्गीयत्वं मनादेरिति वाच्यं, अङ्गतया पूजायुक्ते मार्गे भक्तिमार्गे इति तदर्थात्। अन्यथा आदितो भक्तिमार्गमुपक्रम्यान्त सर्वथा निरूपणादुपक्रमोपसंहारविरोधः स्यात्।

નિબન્ધમાં 'પૂજામાર્ગમાં ઉત્સવયાત્રા સહિત પૂજા કરવી' એમ ઉપસંહારથી મનાદિ પુષ્ટિમાર્ગીય નથી એમ પણ શઙ્કા ન કરવી, "અઙ્ગ હોવાથી પૂજાયુક્ત ભક્તિમાર્ગમાં" એમ અર્થ છે, અન્યથા આરમ્ભમાં ભક્તિમાર્ગનો ઉપક્રમ કરીને અન્ત સર્વથા નિરૂપણ કરીને પુનઃ પૂજામાર્ગથી ઉપસંહાર કરે તો ઉપક્રમોપસંહાર-વિરોધ પ્રાપ્ત થાય.

किञ्च न ह्यत्र पूजामार्गो निरूप्यते तत्फलस्य सार्वभौमादेर्निरूपणाद्विभूतिरूपाणामुपास्यत्वेनानिरूपणाच्च। किन्तु पूजामाङ्गमङ्गत्वेन निरूप्यत इति 'पूजामार्गे'इति पदस्य मदुक्तं व्याख्यानमेव-निर्दिष्टम्॥

કિઞ્ચ, અત્ર પૂજામાર્ગનું નિરૂપણ જ નથી, કારણ કે પૂજાફલ સાર્વભૌમાદિનું અને ઉપાસ્યત્વે વિભૂતિરૂપ દેવતાઓનું નિરૂપણ નથી, પરન્તુ ભક્તિમાર્ગના અઙ્ગતયાધીન પૂજામાત્રનું નિરૂપણ છે, તેથી આ "પૂજામાર્ગ" શબ્દનો અર્થ મેં કહેલો "પૂજાયુક્તભક્તિમાર્ગ"જ થાય છે, આ દિશા.

भ्रान्ता दोषस्ताक्रान्ता वृथा भ्रान्ता विचारणे ।
त्यक्तव्या नैव वक्तव्या वेदबाह्याः सदुक्तिभिः ॥१॥

भ्रान्त दोषाक्रान्त वृथा भ्रान्त विचारमां ॥
त्यक्तव्य नैव वक्तव्य वेदबाह्य सदुक्तिथे ॥ १ ॥



## ३६. श्रीमत्प्रभोर्वयोनिरूपणम् ।

रसात्मको हि भगवांस्तस्याधररसः पुनः ।
तस्य मुख्यरसत्वोक्तिरभेदे युज्यते कथम् ॥१॥

भगवान रसात्मक છે. તેજ પ્રભુને ફરી અધરરસ કહેલો છે. તે અધર રસ મુખ્ય રસ છે, એમ કહેવામાં આવે તો તે ઉક્તિ રસાત્મક પ્રભુ અને તેમના અધરરસ એ બન્નેના અભેદરૂપે કેવી રીતે યુક્ત થઇ શકે?

नहि प्रभौ स्वभेदोऽस्ति कश्चिदत्र रसात्मभिः ।
नात्रोच्यते, यथैवाम्रफले चैकरसोऽपि हि ॥२॥

बहिरन्तः कृतो भेदो रसयोरपि दृश्यते ।
त्वग्रसो न तथा यद्वत्तदन्तर्निःसृतो रसः ॥३॥

પ્રભુમાં પોતામાંજ, આ રસોનો ભેદ-પ્રકાર છેજ નહીં; તેમજ રસશાસ્ત્રના જાણકારોયે તેવો કોઇ ભેદ કહ્યો પણ નથી. કેરીમાં અખણ્ડ એકરસ રહેલો છે; તેમ છતાં બહારનો અને અન્દરનો એમ બે રસનો ભેદ દેખાય છે. દાખલા તરીકે કેરીમાંથી જે રસ બ્હાર કાઢવામાં આવ્યો હોય છે, તેવો કેરીની છાલના અન્દરના ભાગમાં નથી હોતો (કેરીમાં રસનો ભેદ નથી; પરન્તુ રસનો ખરો આસ્વાદ કેરીને ઘોળી રસ બ્હાર કાઢ્યા પછી આવી શકે છે. જ્યાંસુધી એ કેરીમાં ને કેરીમાં હોય ત્યાંસુધી તે સાચા સ્વાદનો મમર્ગ્ક બનો નથી, તેજ પ્રમાણે રસાત્મક પ્રભુ અને તેમના અધરમાંથી બ્હાર ઝરનો રસ એનો ભેદ દેખાય છે. આ અધરરસ મુખ્ય છે; એનો રસાત્મક પ્રભુ સાથે અભેદ કેવી રીતે બન્ધ બેસનો થાય, ને અહીં પૂર્વપક્ષ છે.) ૨-૩.

वस्तुतस्तभयोरैक्यं तारतम्यं च वर्तते ।

तथात्राप्याधरसतस्तारतम्यं विबुध्यताम् ॥४॥

કેરીના આ બન્ને પ્રકારના રસમાં એકતા પણ રહેલી છે, અને તફાવત-ભેદ-તારતમ્ય ભાવ પણ રહેનો છે. તેજ રીતે આ અધરરસનો આદ્ય રસાત્મક પ્રભુથી તફાવત જાણવો.

ऐक्यं च सर्वथा तस्मादभेदे मुख्यतोच्यते ।

आनन्दसारभूतत्वमत एव प्रभृदितम् ॥५॥

દરેક રીતે એ બન્ને પ્રકારના રસમાં એકતા તો રહેલીજ છે અને તેથીજ અભેદ મુખ્ય રહેલો છે, એમ કહેવામાં આવ્યું છે. આ વસ્તુનો ખ્યાલ રાખીનેજ અધરરસને શ્રીમહાપ્રભુજીયે આનન્દનો સારભૂત કહ્યો છે. ૫.

अत एव स्वामिनीनामाश्लेषेऽस्ति तदादरः ।
अत एवाधिकारोऽपि तत एव प्रवेशात ॥६॥

તે અધરરસ આનન્દનો સારભૂત હોવાને કારણેજ સ્વામિનીઓ-ગોપીજનોને પ્રભુના આશ્લેષમાં તે અધરરસ તરફ મુખ્ય આદર રહેલો છે. આ કારણેજ તે ગોપીજનોને આશ્લેષમાં અધિકાર પણ રહેલો છે ૬

वेणुद्वारा वियोगे तु जीवनं तत एव हि ।
एवं मुख्यत्वनिर्धारस्तत्क्रमे त्वनवीप्सताम् ॥७॥

इति सर्वांभोग्यसुधाधिक्यस्य विनिरूपणम् ॥७½॥

પ્રભુનો વિરહ હોવા છતાં પ્રભુ દૂરદૂર રહી બંસીનો નાદ કરે અને તેથી જે ગોપીજનોનું જીવન ટકી રહેતું હતું, તે પણ અંશ-માથી પ્રભુના અધરરસના આસ્વાદનો અનુભવ ગોપીજનોને મળ્યાજ કરતો, તેને લીધેજ. આમ હોવાને લીધેજ અધરનો રસ એ મુખ્ય છે, એમ જાણવું. આ ઉપરથી સમજી શકાશે કે જે સુધા-અધરામૃત રસનો સર્વાંગ આસ્વાદ ન લઇ શકાય તેજ સર્વ-શ્રેષ્ઠ છે ૭½

द्विवार्षिकः कुमारोऽत्र मन्तव्योऽस्मत्प्रभुः सदा ॥८॥
सर्वा तदीयसामग्री मन्तव्यैव तथाविधा ।
अतो हि व्रतचर्यायां अप्युक्ता गोपकुमारिकाः ॥९॥
'एवं विहृति'रित्यत्र प्रभुरित्थं निरूपितम् ॥९½॥

આ લીલામા આપણા પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીને માત્ર બે વર્ષના કુમારજ સદા માનવાના છે. પ્રભુના ખેલ માટે રૂહેલી જે કાંઈ સામગ્રી તે પણ બે વર્ષના કુમારને માટે હોય, તેવીજ માનવાની છે. આ વસ્તુનેજ ખ્યાલમાં રાખીને વ્રતની ઇચ્છા કરનારી જે ગોપબાલિકાઓ હતાં, તેઓને પણ 'ગોપકુમારિકાઓ' કહેવામાં આવી છે આ હકીકત શ્રીમદ્‌ભાગવત-દશમ સ્કન્ધ અધ્યાય ૧૧ માના છેલ્લા શ્લોકમા "एवं विहारैः कौमारैः" એ શ્લોકમાં પ્રભુની કુમારાવસ્થાનીજ સર્વ લીલાઓ હતી, તેનો ખુલાસો ત્યાં શ્રીમહાપ્રભુજીયે સુબોધિનીજીનાં આપ્યો છે. ૮-૯-૧૦.

कुमारी च कुमारश्च व्रज एवाभवत्प्रभुः ॥१०॥
'ब्राह्मणोऽपि क्षत्रियोऽपी'त्यादिव्याकृतिकारिकाः ।
तानु नास्मत्स्वामिभिस्तु सर्वा लीला निरूपिताः ॥११॥

વ્રજભૂમિમા કુમારીસ્વરૂપે અને કુમારસ્વરૂપે આપ પ્રભુ પોતેજ થયા હતા. તેજ સ્થળે (ભા. ૧૦-૧૧-૪૮) સુબોધિનીજીમા શ્રીઆચાર્યવર્યોયે પ્રભુની સમગ્ર લીલાઓ કુમારસ્વરૂપે કરી હતી. બ્રાહ્મણ પણ થાય, ક્ષત્રિય પણ થાય; સમગ્ર રસને એકત્ર રૂહેલોજ હોય 'તેસ્થિતિમા સ્વીકારી લિયે-પ્રભુને મર્યાદા પ્રતિબન્ધ કરનારી નથી.' વ્રજની લીલાઓમાં જ્યાસુધીમા કુમારાવસ્થાની જરૂર હતી ત્યાસુધી તે અવસ્થા રાખી; પછી જરૂર નહોતાં ત્યાગ કર્યો. ૧૧

तादृशेऽखिलसामर्थ्यं हरेः, कामः स्वरूपतः ।
कामाश्रये वयोपेक्षा न तु साक्षात्स्वरूपके ॥१२॥

તેવા પ્રકારના સ્વરૂપમા પ્રભુનું સમગ્ર સામર્થ્ય આવી રહ્યું

જે તે સ્વરૂપને તીવ્ર કામની સ્થિતિ છે. હવે જો કામનો આશ્રય કરવામાં આવે તો પ્રભુની વય કેટલી છે, તે જાણવાની જરૂર જણાય; જ્યાં સાક્ષાત્સ્વરૂપપ્રાપ્તિનો જ સંબંધ હોય ત્યાં વય જાણવાની જરૂર નથી ૧૨

तस्य रूपं तु मन्तव्यमसंप्रमप्राकृतनूतन ॥१२½॥

આ પ્રમાણે તે પ્રભુના સ્વરૂપનો તે અપ્રાકૃત છે, અલૌકિક છે, એમ વિચાર કરવો. ૧૨½

स्वामिभावो यशोदाया आकर्ण्य च सुतोद्भवम् ॥१३॥

पद्यं ज्ञानं न तु प्रोक्तं तत्स्वरूपं तथाविधम् ।
स्वामिनीहृदयस्थस्य रूपमेवंविधं मतम् ॥१४॥

યશોદાજીના હૃદયમાં વાત્સલ્યરૂપી સ્થાયી ભાવ હતો, એથી કંસનેજ જેમ દેવકીમાં પ્રભુનું પ્રાગટ્ય થયું ત્યારે દેવકીજીએ સ્તુતિ કરી અને જ્ઞાનદશાનો અનુભવ કર્યો. તેવો અનુભવ પુત્રજન્મ સાંભળતાં શ્રીયશોદાજીને ન થયો તેથી તેમણે શ્લોકબદ્ધ સ્તુતિ ન કરી. જન્મસમયનું પ્રભુનું સ્વરૂપ જ વત્સલતારૂપ હતું. શ્રીસ્વામિનીજીઓ—ગોપીજનોના હૃદયમાં પ્રભુનું સ્વરૂપ આવું પ્રેમમય હતું. ૧૪.

'यद्यङ्गे'त्यादिभिस्तद्वन्नलिनीया निरूपिता ।
वयआदिक्रिया सर्वा पूर्वरूपे निरूप्यताम् ॥१५॥
एवं निजप्रभो रूपं विज्ञेयं प्रभुसंश्रिते ॥१५½॥

'यद्यङ्गना' (ભા. ૧ ) આ વગેરે પ્રસંગમાં પ્રભુની બાલ લીલા-

નોતું નિરૂપણ કરવામાં આવ્યું છે. પ્રભુ તિ વય વગેરે તિ સમગ્ર કહ્યા એ પણ કૃપાકટાક્ષમાત્ર સમજવાની છે આવા જ પ્રકારનું સ્વરૂપ શ્રીમહાપ્રભુજીને શરણે આવી રહેલા જીવોએ જાણવું. ૧૫૧



## ३७. अष्टाक्षरमन्त्रार्थः ॥

श्रीगोपीजनवल्लभाय नमः । 'श्रीकृष्ण शरणं मम' इत्यष्टाक्षरो मन्त्रः । अस्य व्याख्या-श्रीकृष्णो युगलस्वरूपो मम शरणमाश्रयो भूयात् । सर्वाश्रयेषु देहदारभोगपुत्रमातृपितृभगिनीकुटुम्बगृहवित्तपशुग्रामदेशेषु शिथिलेषु मृगतृष्णावद्दृश्यमानेषु तदाश्रय आनन्दरूपो नित्यः परमात्मप्रदो मम भवतु ।

'શ્રીકૃષ્ણ શરણં મમ' એ અષ્ટાક્ષર મન્ત્ર છે. આનો અર્થ એ છે કે—'શ્રીરાધાજી અને શ્રીકૃષ્ણચન્દ્રજી એ યુગલ સ્વરૂપવાળા શ્રીકૃષ્ણચન્દ્રજી મારો આશ્રય થાવ' દેહ, સ્ત્રી ભોગ, પુત્ર, માતા, પિતા, બ્હેન, કુટુમ્બ ઘર, પૈસો, ઢોરઢાખર, ગામ, દેશ એ બધા આશ્રયો ઢીલા અને ઝાંઝવાના જળ જેવા નકામા દેખાતા હોવાથી મારે શ્રીકૃષ્ણચન્દ્રજીના આનન્દરૂપ, નિત્ય અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન કરાવનારો આશ્રય મને થાવ.

सम्मूढ्या नश्वरया मायया चानन्यरूपया ।
निरस्तोऽन्याश्रयस्त्वीश त्वदाश्रयो मोदध्रुवम् ॥१॥

મનમાંજ અને એક પ્રભુ સિવાય બીજા કોઇમાં ન હોય તેવી અનન્ય શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એવી નવ જાતની ભક્તિ વડે તીવ્ર એવો અન્યાશ્રય નાશ પામ્યો; હવે શ્રીકૃષ્ણચન્દ્રજીનો અચળ આશ્રય થાવ. ૧.

'अभयं सर्वदा दास्ये इति जन्मव्रतं मम' इति भगवद्वाक्यम् ।
इतिनवरत्नविवृतिः ॥

પ્રભુએ એવા પ્રકારની આજ્ઞા કરી છે કે–મારે શરણે આવેલાને હું અભય આપું છું–એ મારું પ્રથમથીજ વ્રત છે.

(પરમકૃપાળુ શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી છે કે—

सदा सर्वात्मभावेन भजनीयो व्रजेश्वरः ।
करिष्यति स एवास्मदैहिकं पारलौकिकम् ॥१॥

પૂર્ણપણે ભાવ વડે કરીને વ્રજના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીનો હમેશાં આશ્રય કરવો એ પ્રભુજ આપણું આ લોક–સમ્બન્ધી અને પરલોક–સમ્બન્ધી બધું સિદ્ધ કરશે. ૧.

अन्याश्रयो न कर्तव्यः सर्वथा बाधकस्तु सः ।
स्वकीयेष्वात्मभावश्च कर्तव्यः सर्वथा सदा ॥२॥

પ્રભુ સિવાય બીજા કોઇનો આશ્રય કરવો નહીં; કારણ કે બીજાનો આશ્રય હમેશાં નડતર કરનારો છે. પોતાના જે હોય તેઓમાં હમેશાં એ પોતાનાજ છે એવો ભાવ રાખવો. ૨.

सदा सर्वात्मकः कृष्णः सेव्यः कामादिदोषनुत् ।
तद्भक्तेषु च निर्दोषभावज्ञे स्थेयमादरात् ॥३॥

કાળ વગેરેના દોષોને દૂર કરનારા સર્વાત્મા ભગવાન શ્રીકૃષ્ણ-ચન્દ્રજીની સેવા કરવી. તે પ્રભુજીના જે ભક્તો હોય તેઓની તરફ નિર્દોષભાવે માનની લાગણી રાખી રહેવું. ૩.

भगवत्येव सततं स्थापनीयं मनः स्वयम् ।
कालोऽयं कठिनोऽपि श्रीकृष्णभक्तान्न बाधते ॥४॥

ભગવાનમાં જાતે હંમેશાં મનને સ્થાપવું. આ કાળ કઠણ છે, છતાં જેઓ શ્રીકૃષ્ણચન્દ્રજીના ભક્તો છે, તેને કોઈપણ પ્રકારે તે કાળ કંઈ કરી શકે તેમ નથી. ૪.



## ३८. गद्यार्थः ॥

(विवृतिः—) सहस्राणि अपरिमितानि ये परिवत्सरास्तैर्मितः कालस्तेन जातः कृष्णवियोगस्तेन जाताभ्यां तापक्लेशाभ्यामानन्द-तिरोभाव आनन्दरहितोऽहं जातः। आनन्दार्थं देहेन्द्रियप्राणान्तः करणानि तद्धर्मांश्चेति। देहः पाञ्चभौतिकः १, इन्द्रियाणि दश १०, प्राणा दश १०, अन्तःकरणानि मनोबुद्धिचित्ताहङ्कारास्तेषां धर्मान्, देहस्य चलनम्, इन्द्रियाणां या या प्रवृत्तिः, अन्तःकरणानां या या प्रवृत्तिः, ते धर्मास्तान्, तदुक्तं— "ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देह-

છે. એનો અર્થ–હે શ્રીકૃષ્ણચન્દ્રજી ! હું આપનો દાસ છું. આપનું વચન છે કે જે આપને શરણે આવેલા હોય તેનો આપ અભય આપો છો, તે અભય આપ મારામાં કરો.



## २९. पुष्टिमार्गीयध्यानप्रकारविवेचनम् ॥

अथ जपसमये पुष्टिमार्गीयध्यानप्रकारो विविच्यते ।

હવે જપ કરતી વેળાએ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ જે પ્રકારે ધ્યાન કરવાનું છે, તેનો પ્રકાર કહેવામાં આવે છે –

प्रथमाचार्यवर्यान् श्रीवल्लभान् विप्रयोगरसात्मकस्वरूपान् ध्यात्वा नमस्कुर्यात् ।

સૌથી પહેલાં પ્રભુના વિપ્રયોગ રસ સ્વરૂપ-તાપાત્મક શ્રીમદાચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાધીશ્વર પ્રભુનું ધ્યાન કરી આપશ્રીને નમન કરવું.

तत श्रीमत्प्रभुचरणान् शुद्धपुष्टिमार्गीयसर्वात्मभावात्मकश्रीभावरूपान् श्रीविठ्ठलान् ध्यात्वा नमस्कुर्यात् ।

તે પછી શુદ્ધ પુષ્ટિમાર્ગીય સર્વાત્મભાવરૂપ શ્રીગૂઢ ભાવના સ્વરૂપવાળા શ્રીમાન્ પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજી શ્રીગુસાંઈજીનું ધ્યાન કરી આપશ્રીને નમસ્કાર કરવો.

ततो मन्त्रोपदेष्टारमगेत शब्दतश्च यथादृष्टमनुस्मृत्य नमस्कुर्यात्।

त्यारबाद जेणे आपणने गद्यार्थ मन्त्रनो उपदेश कर्यो होय तेवा गुरुदेवना जे प्रमाणे आपणे दर्शन कर्यां होय ते प्रमाणे ध्यानमां नेत्रोथीज स्मरण करी नमन करवुं

ततो मन्त्रमष्टाक्षरं मार्थं विचार्याष्टोत्तरशतं जपेत्।

पछी अष्टाक्षर मन्त्रनो अर्थ सहित विचार करी १०८ वार जप करवो

"श्रीकृष्ण सच्चिदानन्दो गतो ब्रह्म परात्पर ।
गुढ स्त्रीभावभावात्मा स्वामिनीहृदयस्थित ॥१॥
स्वाग्निभावात्मकः सर्वरसासारस्वरूपात्मकः ।
रासलीलापरो नित्यो भावभावात्मकः परः ॥२॥
स्वामिनीवृन्दमध्यस्थस्तदेकरसमग्नकः ।
जीववत्तदधीनश्च रम्यः सर्वात्मभावतः ॥३॥
लोकवेदप्रसिद्धश्च पुरुषोत्तमनामकः ।
सद्योगे राधिकायुक्तः सद्योगात्मा तदात्मकः ॥४॥
एवंरूपः सर्वहृदि प्रविष्टः शरणं मम।
निस्साधनस्तन्मनसा तदेकाश्रयभावनम् ॥५॥
इति मन्त्रार्थमिति विप्रयोगध्यानम् ॥

"સચ્ચિદાનન્દરૂપ, શુદ્ધ, અજ, પરથી પણ પર, સ્ત્રીપુરુષભાવાત્મક, શ્રી સ્વામિનીજીના હૃદયમા બિરાજતા, સ્થાયીભાવરૂપ, સમગ્ર લીલા-ઓરૂપી કળાવાળા, હમેશા રાસલીલામા પરાયણ, પરમ આનન્દાત્મક, શ્રીગોપીજનોના સમૂહ વચ્ચે રહેલા, તેઓમાજ રમ્યા, ઇચ્છાની માફક શ્રીગોપીજનોને અધીન રહેલા, છતા સર્વત્ર બિરાજી રહેલા, પુરુષોત્તમ નામ છે જેનું એવા, સંયોગ સમયે સ્વામિનીજીથી યુક્ત, સંયોગ સ્વરૂપ, રસાધિરાજ, એકરૂપ અને સર્વના હૃદયમા જેમણે પ્રવેશ કર્યો છે, તેવા શ્રીકૃષ્ણચન્દ્રજી મારો આશરો છે, નિઃસાધન એવા હુવે તે શ્રીકૃષ્ણચન્દ્રજીનાજ આશ્રયની મનપૂર્વક પ્રાર્થના કરવી," આ પ્રમાણે પ્રાર્થના કરવી; આ પ્રમાણે વિપ્રયોગ સ્વરૂપની ભાવના કરવી

अथ पञ्चाक्षरे यादृशे प्रभौ शृङ्गारसंयोगात्मके सर्वात्मभावेन दास्य तदुपयोगि तथा देहादौ निरन्तरभावना प्रार्थयेत् ।

તે પછી "कृष्ण तवास्मि" એ પઞ્ચાક્ષર મન્ત્રમા બતાવ્યા મુજબ શૃંગાર સંયોગાત્મક પ્રભુને વિષે સર્વાત્મભાવપૂર્વક દાસભાવ પ્રભુને ઉપયોગી થાય તેવા પ્રકાર દેહ વગેરેમા નિરન્તર ભાવના રહે, તેની પ્રાર્થના કરવી

तत्र प्रथम श्रीकृष्णपदप्रयोगस्य प्राकट्यसामयिकशोभाभिव्यञ्जकत्वाद् भावनापुर स्थित युगलस्वरूपं, अष्टषोडशचतुर्विंशतिसखी-मण्डलमध्ये नवरसमय चतुर्विंशतिरमणात्मकं श्रीकृष्णं विधाय भावनया देहेन्द्रियादिकमप्यन्त प्रवेश्य तत्रैव सर्वदा निरुद्धीभूय दास्यं प्रार्थनीयमिति बोधाय (? नोद्धव्यम्) ॥

પ્રભુનું પ્રાકટ્ય જે સમયે થયું, તે સમયની જે શોભા તે 'શ્રીકૃષ્ણ'-એ શબ્દના રૂપેની હોવાથી હૃદયમાં કરેલી માનસિક ભાવનાએ હૃદય મધ્યમાં રહેલા યુગલ સ્વરૂપ, ચોવીસ સખીઓના મંડળ વચ્ચે કાવ્યશાસ્ત્રમાં કહેલા નવ રસરૂપ ચોવીશ સ્વરૂપે રહેલા શ્રીકૃષ્ણચન્દ્રજીનું સ્વરૂપ ભાવી, ભાવનાથીજ દેહ, ઇન્દ્રિયાદિક પણ તેજ સ્વરૂપમાં ભાવવાં; તેજ સ્વરૂપમાં સદા નિરોધ કરી સ્વધર્મની પ્રાર્થના કરવી, એમ જાણવું.

तथा च सिद्धमेतत् श्रीमदाचार्याणां हृदय विप्रयोगात्मक स्थायिभावयुतं सर्वलीलात्मक (तस्मिन्) श्रीकृष्णपदार्थं युगलस्वरूपं विभाव्य, तस्य मुख्यलीला रासरूपा, तां विभाव्य, तद्गतगोपिका-युगलान्तर्गत तद्भुजाच्छादितं तदेकनिरुद्ध प्रभुं स्वामिनं स्वामिनी-स्वरूपं च तथाविधं भावयेत्। एवमेकवारमपि नामजपे मुख्यफल-सिद्धिः। अन्यथा आवृत्तिरिति बोद्धव्यम्।

તે ઉપરથી આ વસ્તુ સિદ્ધ થાય છે અને તે એ છે કે શ્રીમદાચાર્યચરણોનું વિપ્રયોગાત્મક, સ્થાયિભાવરૂપ, સર્વલીલાસમન્વિત એવું જે હૃદય, તેમાં યુગલસ્વરૂપ શ્રીકૃષ્ણ શબ્દના અર્થની ભાવના કરી, તે પ્રભુની જે મુખ્ય રાસલીલા, તેની ભાવના કરી તે રાસલીલાને વિષે બિરાજતા, બબ્બે ગોપીજનો વચ્ચે રહેલા, તે ગોપીજનોના બાહુથી વીંટાયેલા, તે ગોપીજનોમાં જેમનું ચિત્ત પરોવાયેલું છે, તેવા સ્વામી-પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીનું અને તેવાજ પ્રકારનું શ્રીસ્વામિનીજીનું જે સ્વરૂપ તેની ભાવના કરવી. આ પ્રમાણે એકવાર પણ નામજપ કરતાં મુખ્ય ફળની સિદ્ધિ છે; આમ મુખ્ય ફળ ન મળે

તે નામરૂપની આરત્તિયો કરવી-અનેક વાર જપ કરવો, એમ આ ઉપરથી સમજવું.

ननु साक्षाद्रसरीत्या भगवदनुभवेऽपि सर्वात्मभावेन दास्येऽधिकनिरूपणं कथमुपपद्यते, इति चेत् तत्राह भाव ।

વાક સાક્ષાત્ રસ રીતિ પ્રમાણે પ્રભુનો અનુભવ થયો ન હોય, છતાં સર્વાત્મભાવપૂર્વક દાસ્યધર્મના અવલંબનને માટે વધાર આપવામાં આવે છે, તે કેવી રીતે યોગ્ય કહેવાય? એના ઉત્તરમાં કહેવામાં આવે છે—દાસ્યમાં વિશેષતા હોવાનાં કારણ આ છે

भगवान् स्वामिनीसहित एव पूर्णरसात्मक, तस्यालम्बनविभावद्वयसंयोगनिष्पन्नत्वात् । तथा च दास्ये उभयसहिते सेवया पूर्णरसानुभवो भवतीति नानुपपत्तिः काचित् ।

રસ એ બેઉ પ્રકારના આલંબન વિભાવનો સંયોગ થવાથી સિદ્ધ થઇ શકે છે, તેથીજ જ્યારે સ્વામિનીજી સાથે બિરાજતા હોય, ત્યારેજ પ્રભુ પૂર્ણ રસાત્મક હોય છે, અને આમ બન્ને સ્વરૂપ સાથે બિરાજતા હોય, ત્યારે દાસ્યપૂર્વક સેવા કરવાથી પૂર્ણરસનો અનુભવ થાય છે, એટલેજ દાસ્યની મહત્તા કહેલી છે, તેમાં કાંઈ અયોગ્યપણું નથી

अष्टाक्षरमन्त्रस्तस्याष्टोत्तरशतं जप । तत पञ्चाक्षरो मन्त्रस्तस्य चतुर्विंशोत्तरशतत्रयं जप । ततो नवरसमयभावनाध्यानं कार्यम्॥ इति श्रीहरिरायेण मद्विलोकनपरेण कृत समर्पणमन्त्रविवरणम् ॥

"श्रीकृष्ण शरण मम" એ અષ્ટાક્ષરમંત્રનો એકસો આઠ વાર

જપ કરવો; તે પછી "कृष्ण तवास्मि" એ પંચાક્ષર મન્ત્રનો ૩૨૪ વાર જપ કરવો; ત્યારબાદ નવ રસમય પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીની હૃદયમાં ભાવના કરવી.

આ પ્રમાણે મહાનુભાવોની કૃતિઓ જોવામાં એકતાન એવા શ્રીહરિરાયે સમર્પણ મન્ત્રનું વિવરણ પૂરું કર્યું. (વસ્તુસ્થિતિએ શ્રીહરિરાયજીએ ૧. पञ्चाक्षरमन्त्रार्थ, ૨. गद्यार्थ અને ૩. जपसमये पुष्टिमार्गीय ध्यानप्रकार એ વિષય આમાં સમેટી લીધા છે.)



## ४०. जपसमये स्वरूपध्यानम् ॥

भक्तिमार्गे तापयुक्तक्लेशैर्भगवदर्थकैः ।
सर्वात्मभावसिद्ध्यर्थं जनः पञ्चाक्षरं जपेत् ॥१॥

ભક્તિમાર્ગમાં પ્રભુના વિરહથી થયેલા તાપ સાથેના ક્લેશથી સર્વાત્મભાવ સિદ્ધ કરવાને માટે જને "कृष्ण तवास्मि" એ પઞ્ચાક્ષર મન્ત્રનો જપ કરવો. ૧.

पञ्चाक्षरे 'तवास्मी'ति स वै भावः प्रकाशितः ।
सर्वात्मभावसंसिद्धौ न तन्मात्रमपेक्ष्यते ॥२॥
किन्तु तज्जपतो दैन्यं तदीयत्वविभावनात् ।
तदेवानुग्रहद्वारा सर्वभावप्रभावकम् ॥३॥

પઞ્ચાક્ષરમન્ત્રમાં 'હું આપનો છું", એમાં જે દાસ્યરૂપ ભાવ સ્ફુટ થાય છે. આ દાસ્યભાવ સર્વાત્મભાવની સિદ્ધિમાં સાધન તરીકે નથી; પરન્તુ એ પઞ્ચાક્ષર મન્ત્રના જપે કરી 'હું પ્રભુનો છું" એવી સતત ભાવના કરવાને કારણે દીનતા સિદ્ધ થાય છે. (દીનતા પ્રભુના સન્તોષ માટે કારણ છે; તેથીજ) પ્રભુ એવા દીન ભક્તને કૃપ દ્વારા સર્વાત્મભાવની સિદ્ધિ કરી આપે છે. ૨–૩.

अष्टाक्षरं तथा मन्त्रं जप्यं शरणसिद्धये ।
शरणस्थं यतः कृष्णः स्वतः सर्वात्मनोद्धरेत् ॥४॥

આશ્રયની સિદ્ધિને માટે તેજ પ્રમાણે "श्री कृष्णः शरणं मम" એ અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરવો; કેમકે શ્રી કૃષ્ણચન્દ્રજી શરણે આવી રહેલા જીવનો પોતેજ ખરા હૃદયે ઉદ્ધાર કરે છે. ૪.

उद्धारोऽप्यत्र मन्तव्यः स्वरूपावेशसाधकः ।
फलान्तरानपेक्षस्य किं देयं प्रभुणापि हि ॥५॥

સ્વરૂપના આવેશની સિદ્ધિ કરનારો ભક્તનો આ ઉદ્ધાર છે આજ ભક્તને બીજા કોઈપણ ફળની જ્યાં અપેક્ષાજ નથી, ત્યાં પ્રભુ બીજું આપેય પણ શું ? ૫.

तत्र स्वस्वामिरूपस्य भावनारीतिरुच्यते ।
यतो भावनया भावः सिद्ध्येन्नान्येन केनचित् ॥६॥

હવે આવા પ્રકારનું દાસ્યધર્મ આપણા સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીના સ્વરૂપની ભાવના કેવી રીતે કરવી, તેનો પ્રકાર કહેવામાં આવે

છે; કેમકે સર્વાત્મભાવ માત્ર ભાવનાથીજ સિદ્ધ થાય, બીજા કશાથી પણ નહીં. (શ્રીમહાપ્રભુજીએ પણ નિરોધલક્ષણમાં આજ્ઞા કરી છે કે, "भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते–ભાવ માત્ર ભાવનાથીજ સિદ્ધ થાય છે; બીજું કોઇ સાધન ભાવ સિદ્ધ કરવા માટે નથી ) ૬.

सर्वलीलाफलं रासलीलामादौ विभावयेत् ।
तस्यामेव हि लीलायां सर्वभावात्मिका यतः ॥७॥

સમગ્ર લીલાઓના ફળરૂપ રાસલીલાનો સૌથી પ્રથમ વિચાર કરો; કેમકે તેજ લીલામાં સર્વાત્મભાવ રહેલો છે. ૭.

'रासलीलैकतात्पर्य' इत्यतः स्वामिनाम हि ।
फलप्रकरणत्वं च तल्लीलाविनिरूपणात् ॥८॥

આ કારણેજ શ્રી મહાપ્રભુજીનું 'રાસલીલૈકતાત્પર્ય'–શ્રી રાસલીલાજ સમગ્ર લીલાઓના તાત્પર્યરૂપ જેમણે સ્વીકારી છે, તેવું વિશેષણ શ્રીગુસાંઇજીએ આપ્યું છે. શ્રીમદ્ભાગવતમાં રાસલીલાવાળો જે ભાગ, તેમાં તે પરમ ફળરૂપ લીલાનું નિરૂપણ હોવાથી તે ભાગને શ્રીમહાપ્રભુજીએ ફળપ્રકરણ નિર્દેશ્યું છે ૮.

तत्र स्थलं गूढतमं यमुनापुलिनात्मकम् ।
तच्चातिदुर्गवत्सर्वागम्यं हृदि विभावयेत् ॥९॥

આ ભાવનામાં અત્યન્ત ગૂઢ એવું કોઇથી ન વટાવી શકાય તેવું જબર કિલ્લા જેવું એક રાસલીલાનું સ્થળ–જાણે શ્રીયમુનાજીના કાંઠા ઊપર આવેલું છે; તેની ભાવના કરવી ૯.

परितो यमुनातीरं ततो वृन्दावनं तथा ।
ततो भूमिं मापि शुद्धां वायुना पत्रचालनात् ॥१०॥
अलौकिकमनश्चन्द्रप्रकाशोज्ज्वलीकृता ।
यमुनोर्मिभिरत्यन्तशीतलं सरसं तथा ॥११॥

શ્રીયમુનાજીના તીરની આસપાસ અને પછી વૃન્દાવનની ચારે બાજૂ ઊપવન કુંજવનના સ્થલની ભાવના કરવી, ત્યાર પછી ત્યાંની શુદ્ધ ભૂમિની ભાવના કરવી, તેમાં વાયુ વડે કરી પાંદડાંઓ હાલતાં હોય, વળી અલૌકિક મનરૂપી ચન્દ્રના પ્રકાશથી ઉજ્જ્વલ થયેલી હોય; વળી તે સ્થળ યમુનાજીની લહેરોથી સરસ અને અત્યન્તશીતળ હોય, તેવી ભાવના કરવી ૧૦–૧૧.

एतादृशे तु पुलिने त्रिभङ्गललितं हरिम् ।
बर्हिपिच्छशिरोभूषं सरोजमदशाननम् ॥१२॥
चञ्चलारक्तनयनमलकावृतभालकम् ।
श्रुतियुग्मलसच्छ्रीमन्मकराकृतिकुण्डलम् ॥१३॥
दिव्याङ्गरागललितं सर्वाभरणभूषितम् ।
पीताम्बरावृतं श्रीमद्वनमालाविराजितम् ॥१४॥
रसासक्तगोपिकैकानुरक्तं गोपिकावृतम् ।
रासमण्डलमध्यस्थं गोपिकायुग्ममध्यगम् ॥१५॥
श्रुतिरूपाग्निपुत्रात्मरूपगोपीभुजावृतम् ।
नृत्यन्तं शाक्वरीत्यापि रसोद्रेकेण च स्मृतं ॥१६॥

तृतीयपुरुषार्थीयरसक्रीडापरं क्वचित् ।
जलक्रीडारत क्वापि मदविह्वललोचनम् ॥१७॥

गोपिकासु च संसक्तं विरक्तं सर्वकार्यतः ।
एतादृशं प्रभुं श्रीमदाचार्यहृदयस्थितम् ॥१८॥

भावात्मकेन रूपेण सामग्रीसहितं तथा ।
रसात्मकस्याधिष्ठानं रसवद्धृदयं यतः ॥१९॥

तथैव हृदयाविष्टं लीलायां प्रतिगोपिकाः ।
हृदयादेव तत्तापवशात्तु बहिरद्गतिः ॥२०॥

लोकवेदप्रसिद्धस्वमधिष्ठाय क्रियाकृतिः ।
अवतारपरोक्षे तु मूर्तावेवेति निश्चयः ॥२१॥

अनुभूतिर्भाववतां भावरूपेण सर्वथा ।
अन्येषामन्यरूपेण ततः साधारणी मतिः ॥२२॥

स्वरूपे च तथा मूर्तौ नहि भाववतां क्वचित् ।
एवम्भूत हरिं ध्यायेदनिदीनेन चेतसा ॥२३॥

આવા પ્રકારના શ્રીયમુનાજીના કાંઠા ઉપર મોરપીંછના મુકુટવાળા, કમલસમાન મુખવાળા, ચપળ અને કાંઇક રાતાં નેત્રવાળા, કેશથી ઘેરાયેલા કપાલપ્રદેશવાળા, બન્ને કાન ઉપર સુશોભિત મકરના આકારનાં કુણ્ડળવાળા, દિવ્ય એવા તેલફૂલેલ વગેરેથી સુન્દર, સમગ્ર અલઙ્કારોથી શણગારેલા, પીતામ્બરથી વીંટળાયેલા, સુન્દર વનમાળાથી શોભી ઊઠેલા, રસમાં આસક્તિવાળા, માત્ર ગોપીજનો

તરૂપ અનુગમવાળા, ગોપિકાઓથી ઘેરાયેલા, નન્દગોપકુળના મધ્ય-ભાગમાં રહેલા, બબ્બે ગોપીજનો વચ્ચે બિરાજેલા, શ્રુતિરૂપ-અગ્નિકુમારરૂપ ગોપીજનોની ભુજાઓથી બાથ ભરેલા, રમણશાસ્ત્રમાં કહેલી રીતે નૃત્ય કરતા, વળી વિહારના રસનો ઉદ્રેક થવાને કારણે તૃતીયપુરુષાર્થને લગતા રસની ક્રીડામાં પરાયણ, વિહાર જળક્રીડામાં આનન્દ લેતા, મદથી વિહ્વળ નેત્રવાળા, ગોપિકાઓમાં આનન્દિતવાળા છતાં સર્વ કર્મોમાં વિરાગવાળા અને સર્વ સામગ્રીથી યુક્ત, આવા પ્રકારના, નિસર્ગપવિત્ર પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજી તે શ્રીમદાચાર્યવર્ય શ્રીમદ્વલ્લભા-ધીશ પ્રભુના હૃદયમાં બિરાજતા હોય, તેવે પ્રકારે ભાવાત્મક સ્વરૂપે ભાવના કરવી, (શ્રીમદાચાર્યજીના હૃદયમાં રહેલા પ્રભુની ભાવના કરવાનું કારણ એકે) રસવાળું એવું જે હૃદય તેજ રસાત્મક પ્રભુનું આધારસ્થાન થઇ રહે પ્રભુ પ્રત્યેક ગોપીજન સાથે લીલામાં બિરાજી રહેલા છે, તેવા સ્વરૂપમાં હૃદયમાં પધાર્યા છે; તેવી ભાવના કરવી. પ્રભુના વિરહને લીધે અત્યન્ત તાપક્લેશ થાય છે, ત્યારે, પ્રભુ હૃદયમાંથી બહાર પધારે છે; માટેજ હૃદયમાં રહેલા પ્રભુની ભાવના કરવાની છે. શ્રીમહાપ્રભુજી પ્રભુનું લોક અને વેદમાં પ્રસિદ્ધ એવું નિજ સ્વરૂપ છે; તેનેજ આધારસ્થાન બનાવીને પ્રભુ પોતાની લીલાઓ દર્શાવી રહ્યા છે. અવતારદશા ન હોય, ત્યારે પ્રભુ મૂર્તિસ્વરૂપમાં રહીને લીલાનો અનુભવ કરાવે છે. તેમાં પ્રભુના રૂપનો ભાવુકોને જે અનુભવ થાય છે, તે ભાવરૂપેજ થાય છે જો બુદ્ધિ સામાન્ય હોય તો તેવાઓને બીજે બીજે રૂપે દર્શન આપે. જે ખરા ભાવિક છે, તેને સ્વરૂપમાં તેમજ મૂર્તિમાં સામાન્ય બુદ્ધિ હોતીજ નથી. ઊપર બતાવ્યા પ્રમાણેના સ્વરૂપે રહેલા પ્રભુનું અતિ દીન ચિત્ત વડે ધ્યાન ધરવું ૨૦–૨૩

ततः सेत्स्यति सर्वात्मभावो भवति न स्वतः ।
पुष्टिमार्गे साधनं च फलं चापि मनो हि सः ॥२४॥

આ પ્રકારે ભાવના કરવામાં આવે ત્યારે સર્વાત્મભાવ સિદ્ધ થાય. એ સર્વાત્મભાવ ભક્તને આવા પ્રકારના ધ્યાન વિના કાંઈ આપોઆપ થતો નથી. પુષ્ટિમાર્ગમા આ સર્વાત્મભાવ એજ સાધન અને એજ ફળ છે. ૨૪.

एतत्सर्वं निजाचार्यकरुणाल्म्बितात्मनाम् ।
भवेद्भगवदीयानां विधेयः केवलाश्रयः ॥२५॥

આ બધું આપણા આચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાધીશ પ્રભુની કૃપા વડે કરીને જેમનો આત્મા સનાથ થયો છે, તેવા ભગવદીયોને પ્રાપ્ત થાય. માટેજ ફક્ત પ્રભુનો આશ્રય રાખવો. ૨૫.



## ४१. स्वमार्गशरणद्वयनिर्णयः ।

यथा हि शरणं यातैर्विधेया भावना हृदि ।
स्वाचार्यकरुणामात्रबलात्सात्र निरूप्यते ॥१॥

જે પ્રમાણે શરણે ગયેલા જીવોએ હૃદયમા ભાવના કરવાની છે, તેનું નિરૂપણ આપણા આચાર્યવર્ય શ્રીવલ્લભાધીશ પ્રભુની કૃપાનાજ બળ પર રહી કરવામા આવે છે ૧.

## બે પ્રકારનું શરણ: ૧. સિદ્ધ શરણ

शरणं द्विविधं प्रोक्तं सिद्धसाधनभेदतः ।
त्यागात्यागविभेदेन प्रथमे त्याग इष्यते ॥२॥

સિદ્ધ શરણ અને સાધન શરણ એવા ભેદે શરણ બે જાતનું કહેવામાં આવ્યું છે; તેમાં એક ત્યાગદશામાં રહી કરવાનું અને બીજું અત્યાગદશામાં કરવાનું. આમાં પહેલું જે સિદ્ધ શરણ છે, તેમાં ત્યાગ ઇષ્ટ છે. ૨.

'सर्वधर्मान्परित्यज्ये'त्यत्र त्यागनिरूपणात् ।
'न्यासादेशे'ति पद्येन तत्तात्पर्यं निरूपितम् ॥३॥

કેમકે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં "સર્વ ધર્મોનો ત્યાગ કરી તું મારે શરણે આવ," એવું જે શરણ છે, તેમાં ત્યાગનું નિરૂપણ છે. શ્રીમહાપ્રભુજીએ આ ત્યાગરૂપનું તાત્પર્ય 'ન્યાસાદેશે' એ શબ્દથી શરૂ થતા સુપ્રસિદ્ધ શ્લોકમાં બતાવ્યું છે. (પં. શ્રીરમાનાથજીએ "ન્યાસાદેશ" એ શ્લોક પર ગૂજરાતી ભાષામાં વિવેચન છપાવ્યું છે, તે અહીં વાંચવું.) ૩.

स एवात्र च सन्न्यासः सर्वत्यागात्मको मतः ।
सर्वोत्तमे प्रभोर्नाम तादृगेव विराजते ॥४॥
"विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ॥४२॥

તેજ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ઉપદેશવામાં આવેલો સન્ન્યાસ સર્વ ધર્મોના ત્યાગપૂર્વકનો કહેવાયો છે. આ વસ્તુનો ખ્યાલ રાખી-

તેજ શ્રીગુસાંઇજીએ શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં શ્રીમહાપ્રભુજીનું "પ્રભુના વિરહનો અનુભવ કરાવવાને માટેજ સર્વધર્મોનો ત્યાગ કરવાનો ઉપદેશ આપનારા" એવું નામ આપ્યું છે. ૪૬.

यत्र ज्ञानगुणादीनां स्वास्थ्यहेतोरपि स्वतः ॥५॥

त्याग, शरीररक्षापि न कार्या भोजनादिभिः ।

लौकिका वैदिका वापि धर्मा भागवता अपि ॥६॥

त्यज्यन्ते, यत्र न फलमन्यत्तदनुभूतितः ।

अतो दुर्लभता प्रोक्ता 'प्रेम्णा सिध्यति नान्यथा' ॥७॥

આ ઉત્તમ કોટિના ત્યાગાત્મક ભક્તિમાર્ગીય સિદ્ધ શરણાત્મક સન્યાસમાં જ્ઞાન, ગુણ વગેરે તેમજ શરીરની સ્વસ્થતાના કારણનો પણ પોતાની મેળે ત્યાગ કરવાનો છે. ભોજન વગેરેથી દેહનું રક્ષણ કરવાનું પણ નથી; આમાં લૌકિક અને વૈદિક તેમજ ભાગવત ધર્મોનો પણ સર્વથા ત્યાગ કરવાનો છે; કેમકે તે કરવામાં આવે તેથી પણ કોઇ ફલની તો અપેક્ષા નથીજ; માટેજ આ સિદ્ધ શરણ માર્ગ બહુજ દુર્લભ કહેવામાં આવ્યો છે. આ માર્ગ કેવળ પ્રેમથીજ સિદ્ધ થાય છે ૫-૭.

पृथक्शरणमार्गोपदेष्टृत्वमिदमेव हि ।
बुद्धिपूर्वकतत्त्यागे विरहानुभवार्थता ॥८॥

શ્રીમહાપ્રભુજીનું શ્રીગુસાંઇજીએ શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં "પૃથક્ જુદીજ જાતના શરણ માર્ગનો ઉપદેશ કરનારા," તેવું નામ

કહ્યું છે, ને આ સિદ્ધ શરણ માર્ગનો ઉપદેશ શ્રીમહાપ્રભુજીએ કર્યો છે. તે માટે બુદ્ધિપૂર્વક આવા પ્રકારનો શાગીતાષ્ટમાં કહેલો ત્યાગ કરવામાં આવે તો પ્રભુના વિરહનો અનુભવ થઈ શકે. ૮.

अग्रे तु तस्याप्यस्फूर्तिः स्वास्फूर्तिर्विरहेण च ।
एवं हि सिद्धशरणं त्यागेन विनिरूपितम् ॥९॥

આગળ જતાં વિરહનું પણ ભાન રહેતું નથી; અને અત્યન્ત વિરહ વડે કરીને પોતાનું પણ ભાન રહેતું નથી. આ પ્રમાણે ત્યાગ-વાળું 'સિદ્ધ શરણ' નિરૂપવામાં આવ્યું. ૯.

૨. સાધન શરણ

अत्यागेन च सम्प्रोक्तं साध्यभक्तिप्रसिद्धये ।
कलौ भक्त्यादिमार्गाणां दुःसाध्यत्वादपि स्वतः ॥१०॥
स्वसाधनैर्न संसिद्धिः, शरणादखिलं भवेत् ।
'विवेकधैर्यभक्त्यादिरहितस्ये'ति रूपणात् ॥११॥

સાધ્ય એવી ભક્તિ સિદ્ધ કરવા માટે જેમાં ત્યાગ કરવાનો નથી, તેવું આ શરણ છે શ્રીમહાપ્રભુજીએ વિવેકધૈર્યાશ્રયમાં આજ્ઞા કરી છે કે-'આ કળિયુગમાં ભક્તિ વગેરે માર્ગો અત્યન્ત મુશ્કેલીથી સાધી શકાય તેવા છે, તેથી ગમે તેટલા સાધન કરવામાં આવે તોયે ભક્તિ સિદ્ધ થઈ શકે તેમ નથી એમ કરીને શ્રીમહાપ્રભુજીએ શ્રીકૃષ્ણાશ્રયમાં બતાવ્યું છે, તે પ્રમાણે 'વિવેક-ધીરજ-ભક્તિ વગેરે વડશં પણ

સાધન નથી, તેથા મને શ્રીકૃષ્ણચન્દ્રજીનોજ આશરો છે;' તે પ્રમાણે માત્ર શરણાગતીજ સર્વ કંઈ સિદ્ધ થઈ શકે તેમ છે. ૧૦-૧૧.

निजाङ्गरहितं चापि शरणं भक्तिसाधनम् ।
नवरत्नेऽपि च प्रोक्तं 'तस्मात्सर्वात्मने'ति हि ॥१२॥
'प्रत्येकं साधनं चे'ति बालबोधे निरूपितम् ॥१२½॥

બીજાં કોઈ પણ સાધનો વિનાનું માત્ર શરણ ભક્તિ સિદ્ધ કરનારૂં છે. એ માટેજ શ્રીમહાપ્રભુજીએ નવરત્નમાં "તેથી કરીને સર્વભાવે હમેશાં 'श्रीकृष्णः शरणं मम' એ અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરતાંજ રહેવું" એવી આજ્ઞા કરી છે; તેમજ બાલબોધમાં પણ આપે 'પ્રભુનો આશ્રય એ એક સાધન છે.' એમ આજ્ઞા કરી છે. ૧૨½.

तस्मादिदानीं तद्भक्तिर्न सिध्येत्तत्र साधनैः ॥१३॥
इति निस्साधनाधीशः स्वास्यमाविश्चकार ह ।
तेन चोक्तः कृपादृष्ट्या द्विविधोऽपि तदाश्रयः ॥१४॥
फलात्मा साधनात्मा च स्वतन्त्रो भक्तिसाधनः ।
तत्रापरो विवेकादिसहितः साधयेद्रतिम् ॥१५॥

તેથી કરીને અત્યારે પ્રભુની ભક્તિ કોઈપણ જાતના સાધનોથી સિદ્ધ શકે તેમ નથી. આ ખાતરજ નિરસાધન ભક્તજનોના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીએ આપના મુખારવિન્દરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યજીનો આવિર્ભાવ કર્યો; અને શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી ભક્તિમાં સાધનરૂપ

એવો સ્વતન્ત્ર ફલરૂપ અને સાધનરૂપ એમ બે પ્રકારનો આશ્રય ઉપદેશ્યો. આમાં જે બીજો સાધનરૂપ આશ્રય છે, તેમાં વિવેક-ધૈર્ય-ભક્તિ વગેરે સાથે મળીને પ્રભુમાં પ્રેમ સિદ્ધ કરાવે. ૧૩-૧૫.

प्रथमे भावना कार्या शरणे स्वात्मरूपिणः ।
यतो हि भगवान् कृष्णो विरहात्मा च साकृतिः ॥१६॥
देहेन्द्रियान्तःकरणादिषु तिष्ठति रक्षकः ॥१६½॥

પહેલો જે ફલરૂપ આશ્રય છે, તેમાં પોતાના આત્મરૂપ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીની ભાવના કરવી; કેમકે વિરહરૂપ સાકાર એવા છ ઐશ્વર્યવાળા ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રજી રક્ષકરૂપે દેહ, ઇન્દ્રિય, અંતઃકરણ વગેરેમાં બિરાજી રહ્યા છે ૧૬½.

ततश्च भावयेत्कृष्णं देहजीवेन्द्रियात्मकम् ॥१७॥
अत एव वियोगस्यानुभूतौ जीवनं भवेत् ॥१७½॥

ત્યારબાદ દેહ-જીવ અને ઇન્દ્રિયરૂપ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીની ભાવના કરવી, એ ભાવનાથીજ પ્રભુના વિરહનો અનુભવ વધતો થતાં જીવન ટકી રહે ૧૭½.

अयमेव च सन्न्यासः स्वतन्त्रं शरणं तथा ॥१८॥
सर्वत्यागेन सततं वियोगानुभवात्मकः ॥१८½॥

આજ સર્વ લૌકિક વૈદિક-દૈહિક ધર્મોના ત્યાગથી સતત પ્રભુના વિયોગનો અનુભવ કરાવનારો શરણરૂપ સ્વતન્ત્ર સન્યાસ ૧૮½

द्वितीये शरणे तु स्यादेतद्देहादिकं मम ॥१९॥
तदेकश एं, तेषां रक्षकश्च प्रवर्तकः ।
निवर्तकश्च भगवान्, निष्प्रयत्नस्ततो भवेत् ॥२०॥

બીજા પ્રકારનો જે સાધનરૂપ આશ્રય છે, તેમાં જીવને આ મારૂં દેહાદિક તે પ્રભુને શરણેજ છે, તેવો ખ્યાલ રૂઢેલો છે. આવા ભક્તોનું રક્ષણ કરનારા, પ્રવૃત્તિમાં નાખનારા અને પ્રવૃત્તિમાંથી ઊંચકી નિવૃત્તિમા મૂકનારા ભગવાનજ છે; તેથી ભક્તે નિષ્પ્રયત્ન-બીજાં કોઇપણ લૌકિક વગેરે કાર્યોમાં પ્રયત્ન વિનાનું થવું ૧૯-૨૦

इति विज्ञाय शरणद्वयं जीवः सदाश्रितः ।
निस्साधनो निजाचार्यानाश्रितः सिद्धिमाप्नुयात् ॥२१॥

આ પ્રમાણે સિદ્ધ અને સાધનરૂપ, એવા બન્ને પ્રકારના શરણ-આશ્રયને સારી રીતે સમજી પ્રભુનો આશ્રય સતત રાખી, નિસ્સાધન બની, શ્રીમદાચાર્યજીને શરણે રહે એટલે જીવ સર્વ સિદ્ધિ મેળવવા ભાગ્યશાળી થાય ૨૧.



# ४२. स्वमार्गीयसन्न्यासवैलक्षण्यनिरूपणम् ॥

पुष्टिमार्गीयसन्न्यासः स्वबुद्ध्याचार्यसंश्रयात् ।
निरूप्यते यद्विज्ञानाद् भासतेऽनधिकारिता ॥१॥

શ્રીમદાચાર્યચરણ શ્રીવલ્લભાચાર્ય પ્રભુને આશ્રયે રહી મારી બુદ્ધિ પહોંચે છે તે પ્રમાણે પુષ્ટિમાર્ગીય સંન્યાસનું અહીં નિરૂપણ કરવામાં આવે છે; જેનો પૂરેપૂરી રીતે જાણવાથી એ ઉચ્ચ કે દિના પુષ્ટિમાર્ગીય સંન્યાસમાં આપણો અધિકાર નથી, એમ સ્પષ્ટ જણાય છે. ૧.

### ૧. મર્યાદામાર્ગીય સંન્યાસ

मर्यादामार्गसन्न्यासे वैराग्यमधिकारकृत् ।
इहामुत्र परं तत्र स्वात्मरक्षा विशेषतः ॥२॥

મર્યાદામાર્ગીય સંન્યાસમાં વૈરાગ્ય એ અધિકાર અર્પનાર છે; પરન્તુ આ લોકમાં કે પરલોકમાં સર્વત્ર તેમાં આત્માનું રક્ષણ કરવાનું હોય છે. ૨.

श्रवणं मननं चापि निदिध्यासनमुच्यते ।
नैकत्रावस्थितिश्चापि चेतसोऽस्वास्थ्यकारणम् ॥३॥

मनःप्रसादसिद्ध्यर्थमटनमुच्यते ।
भिक्षाटनं च वपुषो रक्षार्थं तत्र रूप्यते ॥४॥

वेदान्तश्रवणं चापि कृष्णमाहात्म्यबोधकम् ।
संसारदुःखमुक्त्यै स्वात्मसौख्यप्रसिद्धये ॥५॥

न्यासिनोऽपि परं तत्र धर्माः केचिन्निरूपिताः ।
वेषोऽपि तत्र विहितः सन्न्यासाङ्गतया पुनः ॥६॥

मोक्षकामनया नित्यमवस्थानं निवोधितम् ।
प्रवेशश्च हरौ नित्यः फलमन्ते निरूपितम् ॥७॥

केवलो ज्ञानमार्गीयः सन्न्यासः स्थितिकारकः ।
सत्यलोके भक्तियुतः प्रवेशं वापि साधयेत् ॥८॥

આ મર્યાદામાર્ગીય સન્યાસમાં શ્રવણ, મનન અને ધ્યાન બતાવવામાં આવ્યાં છે. ચિત્તને વિક્ષેપ થવાનો ભય રહે, એ ખાતર એક સ્થાન ઉપર કાયમનો વાસ કદી પણ ન કરી શકાય. મનને સદા પ્રફુલ્લ રાખવાને માટે પૃથ્વી વિશે પર્યટન કરવાનું કહેવામાં આવ્યું છે; વળી દેહ ટકી રહે, એ માટે ભિક્ષાટન કરવાનું છે. શ્રીકૃષ્ણચન્દ્રજીના માહાત્મ્યનો બોધ થાય એ માટે વેદાન્ત શાસ્ત્રનું શ્રવણ કરવાનું હોય છે. વિશેષમાં સંસારના દુઃખો બાધક ન થાય તેમજ આત્માને સુખની સિદ્ધિ થાય, એ માટે આ મર્યાદામાર્ગીય સન્યાસીઓ વાસ્તે ખાસ અમુક ધર્મો પાળવાનું પણ બતાવવામાં આવ્યું છે. તેવા સન્યાસને અંગે વિશિષ્ટ પ્રકારનો વેષ પણ નક્કી કરવામાં આવ્યો છે. ફક્ત મોક્ષ મેળવવાની ઇચ્છાએજ સર્વત્ર સન્યાસ કરવાનું નિર્દેશવામાં આવ્યું છે એ મર્યાદામાર્ગીય સન્યાસને અન્તે ફલ તરીકે શ્રીહરિમાં નિત્ય પ્રવેશ થાય છે. જ્ઞાનમાર્ગીય એવો કેવળ સન્યાસ માત્ર દેહસ્થિતિ પૂરતોજ છે. એમાં જો ભક્તિ ભળે તો તે સત્યલોકમાં પ્રવેશ સિદ્ધ કરાવે ખરો. ૬-૮.

## ૨ પુષ્ટિમાર્ગીય સન્યાસ

प्रकृते वैपरीत्य हि राग प्रमात्मक मत ।
कृष्णसेवनया सिद्धो न्याससाधनमुच्यते ॥९॥

આ પુષ્ટિમાર્ગીય સન્યાસમા તો શ્રીકૃષ્ણચન્દ્રજીની સેવા વડે કરીને સિદ્ધ એવો ભગવત્પ્રેમરૂપ 'રાગ' સન્યાસના સાધનરૂપે કહેવામા આવે છે ૯

सेवा कृष्णस्वरूपस्य परोक्षाप्रत्यक्षरूपिणी ।
तद्विहितानच्च पर तत्राविर्भाव इष्यते ॥१०॥
भावात्मकस्य रूपस्य मूर्त्याविष्टस्य वै क्वचित् ॥१०½॥

શ્રીકૃષ્ણચન્દ્રના સ્વરૂપની પ્રત્યક્ષરૂપે કે પરોક્ષરૂપે કરવાની આ સેવા છે, અને એ સેવાના અંગે સ્વરૂપમા જેમણે પ્રવેશ કર્યો છે, તેવા ભાવાત્મકરૂપ પ્રભુનો કોઈકોઈવાર વીજળીના ચમકારાની માફક આવિર્ભાવ ઇચ્છવામા આવે છે ૧૦½

एव सति न तत्रास्ते सर्वथानुभवो हरे ॥११॥

આવી સ્થિતિ હોવાને કારણે ત્યા દરેક રીતે પ્રભુનો અનુભવ સ્વરૂપમા રહેતો નથી ૧૧

यथा रागस्य स्वरूपं प्रदर्शयान्न निधीयते ।
तथा कृष्ण सानुभाव कारयित्वातिवर्धनम् ॥१२॥
गृहाधराग सम्पाद्य प्रेमभावमवर्धयत् ।
जातप्रेमा हरौ रागात् सर्वं त्यजति सर्वथा ॥१३॥

અગક્ષ તૈયાર કરવામાં આવે છે, તે પ્રમાણે પ્રેમની વૃદ્ધિ કરાવનારો માનુભાવ ભક્તને કરાવી તેમજ ગૃહ-પુત્ર-દાર વગેરેમાં વિરાગ કરાવી પ્રભુ પ્રેમાત્મક ભાવની વૃદ્ધિ કરે છે. પ્રભુમાંના થયેલા રાગ-પ્રેમને લીધે જેને પ્રભુમાં પ્રેમ થયેલો છે, તેવો ભક્ત દરેક રીતે સર્વ ઇન્દ્રિયવી પદાર્થોનો ત્યાગ કરે છે. ૧૨-૧૩.

अतोऽधिकारभेदोऽस्ति तन्न्यासादत्र सर्वशः ।
किञ्च नास्त्यत्रात्मरक्षा हरिर्वै काष्ठवह्निवत् ॥१४॥

માટેજ તે મર્યાદામાર્ગીય મોક્ષથી આ પુષ્ટિમાર્ગીય મોક્ષમાં દરેક રીતે અધિકારનો ભેદ છે. વિશેષમાં મર્યાદામાર્ગીય સન્ન્યાસમાં જેમ આત્મરક્ષા કરવાની હોય છે, તેમ આ પુષ્ટિમાર્ગીય મોક્ષમાં આત્મરક્ષા નથી; પરન્તુ જેવી રીતે કાષ્ઠમાં અગ્નિ રહેલો છે, તેજ-રીતે આવા પુષ્ટિમાર્ગીય સન્ન્યાસીના હૃદયમાં પ્રભુપણું રહેલું છે; એટલે આત્મરક્ષાનો પ્રશ્નજ ઉઠતો નથી. (લૌકિક દૃષ્ટિએ આત્મ-રક્ષા હૃદયમાં રહેલા પ્રભુ ઉપાડી લિયે છે.) ૧૪.

यथा तिरोहिते वह्नौ भस्मना नैव, काष्ठता ।
तथाऽत्रैतत्तिरोभावेऽन्यथाभावो भवेदिति ॥१५॥

श्रवणादिनिषेधोऽत्र स्वास्थ्यसम्पादनात्पुनः ।
एकत्रैवावस्थितिश्च निरोधस्थानतो यथा ॥१६॥

भजनस्थानामगमनं मथुरायां स्वगोकुलात् ।
अत्यन्तनगतापि पदलीलादिदर्शनात् ॥१७॥

લાકડામાંથી અગ્નિ ઊડી જાય, પછી બાકી રાખજ રહે, તેજ પ્રમાણે હૃદયમાંથી પ્રભુનો તિરોભાવ થઈ જાય તો ભક્તપણુંજ ક્યાં રહ્યું? મર્યાદામાર્ગીય મોક્ષમાં શ્રવણ, મનન, ધ્યાન કહ્યું છે ત્યારે આ પુષ્ટિમાર્ગીય મોક્ષમાં તેનો નિષેધ કર્યો છે. (નિષેધ ઉત્તમાધિકાર-શ્રેષ્ઠ પુષ્ટિમાર્ગીય સન્યાસ-માં છે; એ વસ્તુ ન ભૂલાવી જોઇએ; કેમકે નહીંતર સામાન્ય અધિકારી વૈષ્ણવો ભગવદીયતાની કક્ષાએ પહોંચવા શક્તિમાન થઇ નજ શકે) શરીર સુખાકારી મારી રૂઢ તે માત. કોઈ એકાન્ત સ્થળમાં ન જતાં પ્રભુમન્દિરમાં કાયમ એકજ સ્થળે રહેવાનું હોય છે શ્રીવ્રજજનો મથુરામાં જઇ શકે તેમ હતા, પરન્તુ નિરોધસ્થાન એવા વ્રજમાંથી-પોતાના ગોકુલમાંથી તેઓએ જવાનું પસન્દ ન કર્યું. (જે સ્થાનમાં રહી પૂરો નિરોધ સાધી શકાય, ત્યાંજ સદૈવ સ્થિતિ કરવાની છે, એ આ કથનનો આશય છે.) આ પુષ્ટિમાર્ગીય સન્યાસમાં પૃથ્વીપર્યટન પણ છે; પરન્તુ મર્યાદામાર્ગીય પૃથ્વી-પર્યટન કરતાં આ જુદું છે અહીં તો પ્રભુના ચરણકમલ તેમજ પ્રભુની લીલા એના દર્શન માટેજ યાત્રાદિ છે ૧૫-૧૭.

निरोधस्यास्यजनकं तत्र तद्भिन्नमुच्यते ॥१७½॥

નિરોધ શાન્તિ મેળવવાને માટે મર્યાદામાર્ગીય સન્યાસમાં જે પૃથ્વી-પર્યટન છે, તે જુદાજ પ્રકારનું છે ૧૭½.

नात्र भिक्षाटनं देहरक्षार्थं कार्यमिष्यते ॥१८॥
विरहाद्देहपातार्थमत्र सर्वं समुद्यम ॥१८½॥

દેહરક્ષાને માટે ભિક્ષાટન કરવાની વાતજ અહીં નથી; આ પુષ્ટિમાર્ગીય સન્યાસમાં પ્રભુના વિરહને લીધે શરીરનાજ ત્યાગ

માટે સર્વ તૈયારી છે. (તાપક્લેશ એજ મધ્યસ્થતા છે. ભિક્ષાટન તો દેહની રક્ષા કરે; એમ છતાં તાપક્લેશના અનુભવની અન્યાવ-નાયે ન રૂટે ૧૮½.

नात्र माहात्म्यबोधाय वेदान्तश्रवणं मतम् ॥१९॥
ज्ञानस्य बाधकत्वोक्तेः स्वास्थ्यहेतुतयापि च ॥१९½॥

જ્ઞાન એ તાપક્લેશાદિનો બાધક છે; વળી એ તો શરીરના સ્વાસ્થ્યનો બોધ કરે છે; માટેજ પ્રભુના માહાત્મ્યજ્ઞાન માટે આ પુષ્ટિમાર્ગીય સન્યાસમાં વેદાન્તશાસ્ત્રના શ્રવણની આવશ્યકતા જણાવવામાં આવી નથી. ૧૯½

सन्न्यासधर्माः केऽप्यत्र न सन्तीत्येष निश्चयः ॥२०॥
'सर्वधर्मान्परित्यज्ये'त्येतद्वचनतो हरेः ॥२०½॥

મર્યાદામાર્ગની માફક આ પુષ્ટિમાર્ગીય સન્યાસમાં ખાસ વિશિષ્ટ કોઇ ધર્મો નથીજ; કેમકે શ્રીકૃષ્ણચન્દ્રજીએ શ્રીમદ્ભગવદ્ગીતામાં આજ્ઞા કરી છે–"હે અર્જુન! સર્વધર્મોનો ત્યાગ કરી તું મારે શરણે આવ." (પુષ્ટિમાર્ગીય સન્યાસની આ ઉચ્ચ કોટિ છે. તેવા સન્યાસીને પ્રભુના શરણ સિવાય કોઇપણ ધર્મની અપેક્ષા નથી; એટલુંજ નહીં, ઇન્દ્રિયોના ધર્મોની પણ તેને આવશ્યકતા નથી.)૨૦½.

बन्धमात्रनिवृत्त्यर्थमत्र वेषस्तथाविधः ॥२१॥

સર્વ પ્રકારના સાંસારિક બન્ધો ટળી જાય એ ખાતર મર્યાદા-માર્ગીય સન્યાસમાં છે, તેવી જાતનો વિશિષ્ટ વેષ આ પુષ્ટિમાર્ગીય સન્યાસમાં પણ છે (શ્રીહરિરાયજી કાષાયવસ્ત્રોના ધારણ જેવા

વેષની વાત કરે છે કે કોઇ અન્ય પ્રકારના વેષની, એ વાત અહીં સ્પષ્ટ થતી નથી માત્ર આ ઉપરથી એટલું જ ફલિત થાય છે કે શ્રીહરિરાયજીના સમયમાં પુષ્ટિમાર્ગીય સન્યાસીઓ માટે હીન-મધ્યમ અધિકારીયોથી તેઓ જુદા જણાઇ આવે તે ખાતર કોઇ વિશિષ્ટ પ્રકારનો વેષ હોય સમ્ભવ છે કે આ વેષ માત્ર ધોતી ઉપરણોજ હોઇ શકે) -૧

मोक्षैककामना नास्ति हरेरपि न वाञ्छनम् ।
तत्र बाधकसद्भावो, नात्र कृष्णोऽपि बाधक ॥२२॥

આ પુષ્ટિમાર્ગીય મોક્ષમા મોક્ષનીયે ઇચ્છા નથી; અરે હરિ ભગવાન મળે, તેવી પણ ઇચ્છા નથી તે મર્યાદામાર્ગીય સન્યાસમા અનેક બાધકો નડવાનો સમ્ભવ છ, જ્યારે આ પુષ્ટિમાર્ગીય સન્યાસને ખુદ પ્રભુ પણ બન્ધ કરનાર થઇ શકતા નથી. ૨૨.

तत्र प्रणवहृद्ध्यानमत्र क्लेशैकभावनम् ।
तत्र कृष्णे प્રवेशोऽस्ति, प्रकृते कृष्णवेशनम्।२३॥

તે મર્યાદામાર્ગીય સન્યાસમા ૐકારનૂં હૃદયમા ધ્યાન કરવાનૂં હોય છ, જ્યારે અહી આ પુષ્ટિમાર્ગીય સન્યાસમા માત્ર પ્રભુના વિરહ થયેના તાપક્લેશનોજ વિચાર કરવાનો હોય છ ત્યા જ્ઞાન માર્ગીય સન્યાસીને શ્રીકૃષ્ણચન્દ્રજીમા પ્રવેશ છે, જ્યારે પુષ્ટિમાર્ગીય સન્યાસીના હૃદયમા ખુદ પ્રભુ આવી પ્રવેશ કરી રહેલા છે. ૨૩

तत्र निष्कासनाल्लीलानुभवोऽत्रान्तरोऽखिल ।
एव विज्ञाय वैशिष्ट्य न्यासयोर्विपरीतताम् ॥२४॥

दुर्लभत्वं चावगत्यानधिकारं विभावयेत् ॥२४॥

તે જ્ઞાનમાર્ગીય સન્યાસના ફલ તરીકે મળેલા સાયુજ્ય મોક્ષ પછી જ્યારે પ્રભુને તેના જીવ પર કૃપા કરી લીલાનો અનુભવ કરાવવાનો હોય છે, ત્યારે તેવા જીવને પ્રભુ પોતામાંથી બહાર કાઢી તેને લીલાનો અનુભવ કરાવે છે; જ્યારે અહીં આ પુષ્ટિમાર્ગીય સન્યાસની કોટિમાં તો ભક્તના હૃદયમાંજ સમગ્ર લીલાનો અનુભવ થાય છે. આ પ્રમાણે બન્ને પ્રકારના સન્યાસમાં રહેલી વિશિષ્ટતા તેમજ ઊંચતાપણું બરાબર સમજીને અને આ પુષ્ટિમાર્ગીય સન્યાસ કેટલો દુર્લભ છે, તેનો ખ્યાલ કરીને પોતાનો કિયા પ્રકારનો અધિકાર છે, તેનો વિચાર કરવો. ૨૪.

त्यागमात्रं प्रकुर्वीत जनः सर्वाधिकारकृत् ॥२५॥
प्रपञ्चस्फूर्तिरहितो विदध्यान्न्यसने मतिम् ।
यावत्प्रपञ्चः स्फुरति तावन्नैवाधिकारिता ॥२६॥

સકલ અધિકાર પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાજને સકલ વસ્તુનો ત્યાગ કરવો, તેમાં પણ આ જગત અને જગતના પદાર્થોની જે સ્ફૂર્તિ, તેના વિનાશોજ થઇને સન્યાસમાં બુદ્ધિ કરવી; કેમકે જ્યાંસુધી જગત અને જગતના પદાર્થોની સ્ફૂર્તિ રહે ત્યાંસુધી કદીપણ આ પુષ્ટિમાર્ગીય સન્યાસમાં અધિકાર મળતો નથી. ૨૫-૨૬.

अत स पुष्टिमार्गीयः सिद्धो भजनेषु हि ।
तथा च श्रीमदाचार्यैस्त्वन्यत्रास्त्येवयोग्यता ॥२७॥

એ ઉત્તમ પ્રકારનો પુષ્ટિમાર્ગીય સન્યાસ ગોપીજનોમાં સિદ્ધ હતો; તે ઉપરાંત મહાપ્રભુજી શ્રીમદ્વિઠ્ઠલાધીશ્વર પ્રભુમાં સિદ્ધ હતો. બાકીના જે બીજાઓ એમાં તો સ્પષ્ટ અનધિકાર કહેલો છે. ૨૭

अयोग्यमिच्छन्मनुजः पतति स्वफलादपि ।
तस्मात्स्वयोग्यतां ज्ञात्वा कर्तव्यः स्यान्मनोरथः ॥२८॥

પોતાનો અધિકાર ન હોય તેવું કરવા જાય તો મનુષ્ય પોતાના અધિકાર પ્રમાણે જે ફળ મળવાનું હોય, તેમાંથી પણ ભ્રષ્ટ થાય છે. તેથી કરીને પોતાની લાયકાતનો વિચાર કરી પછી આગળ પગલું ભરવું. ૨૮.

स्वयं तथैव वा रीत्या मनुजैर्भाग्यवादिभिः ।
तन्नाम नैव कर्तव्यमपराधादिति स्थितिः ॥२९॥

અથવા તો નસીબદાર એવા ઉપાયે પોતાને જે માર્ગની રીત ગમી હોય, તે રીતેજ ચાલવું પુષ્ટિમાર્ગીય ઉત્તમ કોટિના સન્યાસનું નામ લેતાં અપરાધ થાય, એ ભયે અધિકાર વિના તેનું નામ પણ ન લેવું એવું મને લાગે છે. ૨૯.



## ૨૩. जन्मवैफल्यनिरूपणाष्टकम् ।

नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ।
नाऽऽराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥१॥

(અનુવાદક-શાસ્ત્રીજી જ્યેષ્ઠારામ હરજીવન જોશી )

શબ્દાર્થ—જેઓએ શ્રીવલ્લભાધીશ્વરનો આશ્રય કર્યો નથી, શ્રીસુબોધિનીજી જોયાં નથી, અર્થાત શ્રીસુબોધિનીજીના કથામૃતનું પાન કરી શ્રીભાગવતના તત્ત્વને જાણ્યું નથી, અને રાધિકાનાથ શ્રીકૃષ્ણચંદ્રજીનું જેઓએ આરાધન કર્યું નથી અર્થાત્ એના કરી નથી તેઓનો જન્મ પૃથ્વીમાં નિષ્ફળ છે. ૧.

વિવેચન—ચોરાશીલક્ષ યોનિમાં ભ્રમણ કરતા કરતા અને શ્રીહરિ કૃપા કરીને જીવને મનુષ્યદેહરૂપી નૌકા સંસારસમુદ્ર તરવા માટે અર્પણ કરે છે નૌકા મળવા છતા પણ જો તે ચલાવતા ન આવડે તો સમુદ્રમાં ડૂબી જાય છે માટે શ્રીભાગવતના એકાદશ સ્કંધમાં ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે કે—"गुरुकर्णधारम्" ગુરુ એ નરદેહ નૌકાના ચલાવનાર છે. આનએવ વેદમાં કહ્યું છે કે 'आचार्यवान् पुरुषो वेद" આચાર્યનો આશ્રય કરનાર પુરુષજ જાણી શકે છે. માટે ગુરુના સર્વ લક્ષણયુક્ત એવા શ્રીમદ્વલ્લભાચાર્યજી મહાપ્રભુજીનો આશ્રય કરવાથીજ આ નરદેહનૌકા સમુદ્રપાર પામી શકે છે. તેમજ શ્રીવલ્લભાધીશ્વર એ વાણીના પતિ હોવાથી યથાર્થ શ્રીમદ્ભાગવતના રહસ્યને પણ તેઓજ જાણે છે. આનએવ તે રહસ્યને શ્રીસુબોધિનીજી રૂપે જાણીને શ્રીરાધિકાપતિ શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરવા આજ્ઞા કરે છે. માટેજ શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે જે શ્રીવલ્લભાધીશ્વરનો જેણે આશ્રય કર્યો નથી, શ્રીસુબોધિનીજી જેણે જોયા નથી, અને રાધિકાનાથ શ્રીકૃષ્ણચંદ્રજીનુ જેણે આરાધન કર્યું નથી, તેનો જન્મ આ પૃથ્વી ઉપર નકામો છે ૧

न गृहीत हरेर्नाम नान्माद्यनिरमार्पितम् ।
न कृष्णसेवा विहिता वृथा तज्जन्म भूतले ॥२॥

શબ્દાર્થ—જેઓએ મનુષ્યજન્મ ધારણ કરી શ્રીહરિનું નામ-ગ્રહણ કર્યું નથી, આત્મા, પુત્ર, કલત્ર, દ્રવ્ય, કુટુંબાદિક સર્વ પ્રભુનું છે એમ માની જેઓએ આત્મનિવેદન કર્યું નથી, તેમજ આત્મનિવેદન કરી ભગવત્સેવા કરવાનો લાભ મેળવી શ્રીકૃષ્ણની સેવા કરી નથી, તેઓનો જન્મ આ ભૂતળમાં નિષ્ફળ છે. ૨.

વિવેચન—ભગવલ્લીલા મધ્યપાતની અભિલાષાવાળાઓએ પ્રતિક્ષણે ભગવન્નામ લેવુંજ જોઇએ, કારણ કે:-"ભગવન્નામમાં પાપ દૂર કરવાની જેટલી શક્તિ છે તેટલું પાપ પાતકી મનુષ્ય કરી શકતો નથી", માટે શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે જેમણે શ્રીહરિનું નામ-ગ્રહણ કર્યું નથી તેમનો જન્મ આ ભૂતળમાં વૃથા છે. તેમજ આ જગત પ્રભુએ ઉત્પન્ન કરેલું હોવાથી જગતના ખરા માલીક શ્રીહરિજ છે તથાપિ જીવ અવિદ્યાપાધિને લીધે તેમા અહંતામમતા રાખે છે, તે મિથ્યા છે, જુઓ શ્રીભાગવતમા બલિરાજાએ શ્રીવામનભગવાનને ત્રણ પગલાં પૃથ્વી આપવાની પ્રતિજ્ઞા સત્ય કરવા જણાવ્યું છે તે સમયે તેની સ્ત્રી વિંધ્યાવલીએ સ્પષ્ટ કહ્યું છે કે—"હે પ્રભો આ જગત્ તમોએ ક્રીડા કરવા માટે ઉત્પન્ન કર્યું છે તેથી તેના ખરા માલીક તમો હોવા છતા જેઓ પોતાની માલકી બતાવે છે તે દુષ્ટબુદ્ધિવાળાઓ છે, માટે જીવ રી જેમા અહંતામમતા રહેલી છે તે દેહ, સ્ત્રી, પુત્ર, દ્રવ્ય, ગૃહ, કુટુંબાદિક હે પ્રભો ! મારાં નથી પણ આપના છે એવી રીતે ગુરુમુખદ્વારા પ્રતિજ્ઞાદ્વારા પ્રભુને આત્મનિવેદન કરી અહંતામમતાનો ત્યાગ કરી ભગવત્સેવાનો અધિકાર મેળવી દાસ્યભાવથી "યોવર્દશः स तं भजेत" એ શ્રુત્યનુસાર જીવ પ્રભુનો અંશ હોવાથી અંશી પ્રભુની સેવા કરવી એ તેનો સ્વધર્મ છે માટે તે

કર્યું નથી અને ગોવિન્દગુણગાન કર્યું નથી તેમનો જન્મ આ ભૂતળ ઉપર નિષ્ફળ છે. વળી શ્રીઠાકુરજી જ્યારે વનમાં પધાર્યા હતા ત્યારે વ્રજભક્તોને આજ્ઞા કરી હતી કે જુઓ વૃક્ષો પણ ભક્ત છે કેમકે તેમને ત્યાં આપણે અતિથિ આવેલા છીએ, એમ સમજી તે વૃક્ષો પણ પત્રથી, પુષ્પોથી, ફૂલથી અને કાષ્ઠાદિકથી પણ તેમજ છાયા વગેરેથી આપણો સત્કાર કરી દેવાં પરોપકાર કરી રહ્યાં છે? માટે તેમને ધન્ય છે. આ ભગવદ્વાક્યાનુસાર શ્રીહરિરાયચરણ સાધુ-સેવન એટલે અતિથિસત્કાર અને પરોપકાર કરવા સૂચન કરી તેમ નહિં કરનારનો જન્મ નિષ્ફળ જણાવે છે. ॥૪.॥

न कृष्णरूपसौन्दर्ये मनो नैव विरागिता ।
न दुःसंगपरित्यागो वृथा तज्जन्म भूतले ॥५॥

શબ્દાર્થ—જેઓનું મન પ્રપંચવિસ્મૃતિપૂર્વક શ્રીકૃષ્ણચન્દ્રના મનોહર સ્વરૂપ સૌન્દર્યમાં આસક્ત થયું નથી, તેમજ દુષ્ટ પુરુષોના સંગ ચારે તરફથી જેમણે ત્યાગ કર્યો નથી તેમનો જન્મ આ ભૂતળમાં નિષ્ફળ છે. ॥૫॥

વિવેચન—આપણે જ્યારે પ્રભુસૌન્દર્યને નિહાળીએ છીએ ત્યારે તે સૃષ્ટિની મોહકતા જોઈ જેમ ભ્રમર કમળમાં લુબ્ધ બની બંધનમાં પડી નાશ પામે છે તેવી રીતે આપણે પણ તે મોહક પદાર્થોમાં આસક્ત બની આપણો નાશ કરી મનુષ્યજન્મ વૃથા ગુમાવીએ છીએ, માટે આપણે વિચાર કરવો જોઈએ કે—આપણે જેમાં મોહ પામી મનુષ્યજન્મ ગુમાવીએ છીએ તે મોહક પદાર્થો આવ્યા ક્યાંથી? "एकमेवाद्वितीयं ब्रह्म" "एकाकी न रमते, न द्वितीयमैच्छत्" "न द्वैतावानास" પ્રથમ "એક બ્રહ્મ હતું, એકમાં રમણ

થાય નહિં તેથી તે બ્રહ્મે બીજાની ઇચ્છા કરી, ત્યારે તે બ્રહ્મ જગદ્રૂપે થયા," એમ વેદ નિરૂપણ કરે છે, ત્યારે વિચાર કરવો જોઇએ કે—જે પ્રભુમાંથી આ સૃષ્ટિસૌન્દર્ય ઉત્પન્ન થયું છે તે પ્રભુ કેવા સૌન્દર્યનિધાન હશે ? એમ વિચાર કરવાથી જણાશે કે તેઓ કોટિકંદર્પલાવણ્ય સૌન્દર્યના ભંડાર છે, આ સૃષ્ટિના મોહકપદાર્થો તેમના આગળ તુચ્છ છે. માટે સંસારાસક્તિ ત્યજી વૈરાગ્યપૂર્વક મનને કોટિકંદર્પલાવણ્ય શ્રીકૃષ્ણચન્દ્રમાં પરોવવું જોઇએ; તેમજ સમજવું જોઇએ કે જગતમાં કામક્રોધાદિકોએ અંતરના અને સ્ત્રીપુત્રાદિક કુટુંબીઓએ બહારનો ચોરો છે, તેમજ અનેક પ્રકારના ભગવદ્‌ભક્ત વેષધારી બહારના વંચકો ( ઠગો ) પણ છે, તેઓના દુઃસંગનો ત્યાગ કરવો જોઇએ ત્યારે ભગવત્પ્રાપ્તિ થાય છે. માટે શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે–વૈરાગ્યપૂર્વક શ્રીકૃષ્ણરૂપ સૌન્દર્યમાં જેઓનું મન પરોવાયું ન‌ા તેમજ દુઃસંગનો જેમણે પરિત્યાગ કર્યો નથી તેઓનો જન્મ આ ભૂતળ ઉપર નકામો છે. ॥૫॥

न भक्तिः पुष्टिमार्गीया न निःसाधनता हृदि ।
न विस्मृतिः प्रपंचस्य वृथा तज्जन्म भूतले ॥६॥

શબ્દાર્થ—જેમનામા પુષ્ટિમાર્ગીય (નિર્ગુણ) ભક્તિ નથી, હૃદયમા નિઃસાધનતા એટલે સર્વ સાધનોથી રહિતપણું નથી, જગતની વિસ્મૃતિ નથી તેમનો જન્મ પૃથ્વી ઉપર નકામો છે. ॥૬॥

વિવેચન—ભક્તિના અનેક પ્રકારના ભેદ છે પરન્તુ તે ભક્તિમાં નિર્ગુણભક્તિ એજ ઉતમ છે. જુઓ વ્રજભક્તોએ તમામ પ્રકારની ઇચ્છાઓને ત્યજી દઇ કેવળ પ્રભુનીજ નિષ્કામભક્તિ કરી હતી, પ્રભુનાં દર્શન થતા શ્રીહરિએ તેમને લૌકિકમાં જોડાવા

સ્વધર્મરૂપ સેવા ન કરનારનો જન્મ આ ભૂતળ ઉપર નિષ્ફળ છે એમ આ શ્લોકમાં શ્રીહરિરાયજી જણાવે છે. ૨.

न लीलाचिंतनं नैव दीनता विरहाद्धरेः ।
नवा कृष्णाश्रयः पूर्णो वृथा तज्जन्म भूतले ॥३॥

શબ્દાર્થ—જેઓએ રસાત્મક શ્રીપૂર્ણપુરુષોત્તમની લીલાઓનું ચિંતન કર્યું નથી, શ્રીહરિને મળવાની આર્તિથી વિપ્રયોગાગ્નિથી તપ્ત થઇ જેઓનામાં દીનતા આવી નથી, અથવા શ્રીકૃષ્ણચન્દ્રનો દૃઢ આશ્રય જેઓને નથી તેમનો જન્મ આ પૃથ્વીમાં નિષ્ફળ છે. ॥૩॥

વિવેચન—ભગવદ્ભક્તોએ હમેશાં ભગવલ્લીલાઓનું ચિંતન કરવું જોઇએ કે જેથી ચિત્તવૃત્તિનો ભગવાનમાં નિરોધ સિદ્ધ થાય, અને તે લીલાઓનું ચિંતન કરતા કરતા પ્રભુને મળવાની આર્તિપૂર્વક હૃદયમાં જ્યારે વિરહાગ્નિ પ્રકટ થાય છે ત્યારે તે વિરહાગ્નિદ્વારા ભગવદ્દર્શનમાં અંતરાયરૂપ દોષો નાશ પામતાં દીનતા પ્રકટ થાય છે અને તે દીનતાથીજ પ્રભુ પ્રકટ થાય છે તેમજ ચાતક પક્ષી જેમ મેઘ ઉપર વિશ્વાસ રાખે છે તો તે મેઘ જડ હોવા છતાં પણ સ્વાતીમાં વૃષ્ટિ કરી તેની આશા પૂર્ણ કરે છે; કેમકે ચાતકનો અનન્ય વિશ્વાસ મેઘ ઉપર છે, ચાતક સ્વાતીના જળ વિના અન્ય જળનો સ્વીકાર કરતું નથી, તો ભક્ત પ્રભુની અનન્ય ભક્તિ કરી અન્યાશ્રયના ત્યાગપૂર્વક પૂર્ણ રીતે ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રનોજ આશ્રય કરે તો પ્રભુ તે ભક્તોના મનોરથ અવશ્ય પૂર્ણ કરેજ, એમાં કાંઇ આશ્ચર્ય નથી, માટેજ શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે લીલાઓનું જેને ચિંતન નથી, ભગવાનને મળવાનો હૃદયમાં વિરહ નથી, વિર-

હરિથી દીનતા પ્રાપ્ત જેઓને થઈ નથી, તેમજ શ્રીકૃષ્ણચન્દ્રનો પૂર્ણ આશ્રય નથી, તેઓનો જન્મ આ પૃથ્વીમાં નિષ્ફળ છે. ॥૩॥

न नीता वार्तया नम्राः साधवो नैव सेविताः ।
न गोविन्दगुणा गीता वृथा तज्जन्म भूतले ॥४॥

શબ્દાર્થ-જેઓએ ભગવત્સંબંધી વાર્તા વડે ચિત્તને લીન કર્યાં નથી, સાધુપુરુષોનું અર્થાત્ ભગવન્માં ચિત્ત લીન કરનારા ભગવદીયોનું જેમણે સેવન કર્યું જ નથી, શ્રીગોવિંદ ભગવાનના ગુણોનું ગાન જેઓએ નથી કર્યું તેમનો જન્મ આ ભૂતળમાં નકામો છે ॥૪॥

વિવેચન-જે ભગવદીયોના હૃદયમાં પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર બિરાજતા હોય, જેમના મુખમાંથી સંસારતાપથી તપ્ત થયેલાઓની તૃષાને શાન્ત કરનાર ભગવત્સ્વરૂપામૃતનો ઝરો આપોઆપ વહેતો હોય તેવા ભગવદીયોનો પ્રસંગ અને તેમની પરિચર્યા કરવાથી પ્રભુનો અનુભવ થાય છે, જેથી શ્રીહરિરાયચરણ તેવા ભગવદીયોના સત્સંગમાં ભગવદ્વાર્તાથી ચિત્તને લીન કરવા અને તેમની પરિચર્યા કરવા, તેમજ ગોવિન્દગુણગાન કરવા આજ્ઞા કરે છે, પરન્તુ હાલના સમયમાં ભગવદીયોનો સત્સંગ કરવા અને પરિચર્યા કરવા પહેલાં શ્રીહરિરાયજી-વિરચિત 'દુઃસંગવિજ્ઞાન' નામનો ગ્રંથ વાંચી માર્ગથી ભ્રષ્ટ કરનાર ચોર, રચનાથી સાવધ રહેવું જોઈએ; નહિં તો કુસંગ થયેલો ભગવદ્ધર્મ પણ નાશ પામે છે માટે સાવધાન થઈ મન્ત્રગ્રહણ નિવેદનનું સ્મરણ કરી સ્ત્રી, પુત્ર, કુટુંબ, દ્રવ્યાદિક પ્રભુનું માની અહંતામમતાનો ત્યાગ કરી જેમણે સત્પુરુષોનું સેવન

થાય નહિં તેથી તે પ્રભુએ બીજાની ઇચ્છા કરી, ત્યારે તે પ્રભુ જગદ્રૂપે થયા," એમ વેદ નિરૂપણ કરે છે, ત્યારે વિચાર કરવો જોઇએ કે—જે પ્રભુમાંથી આ સૃષ્ટિસૌન્દર્ય ઉત્પન્ન થયું છે તે પ્રભુ કેવા સૌન્દર્યનિધાન હશે ? એમ વિચાર કરવાથી જણાશે કે તેઓ કોટિકંદર્પલાવણ્ય સૌન્દર્યના ભંડાર છે, આ સૃષ્ટિના ગોલકપદાર્થો તેમના આગળ તુચ્છ છે. માટે સંસારાસક્તિ ત્યજી વૈરાગ્યપૂર્વક મનને કોટિકંદર્પલાવણ્ય શ્રીકૃષ્ણચન્દ્રમા પરોવવું જોઇએ; તેમજ સમજવું જોઇએ કે જગતમાં કામક્રોધાદિકોએ અંતરનો અને સ્ત્રીપુત્રાદિક કુટુંબીઓએ બહારનો ઘેરો છે, તેમજ અનેક પ્રકારના ભગવદ્‌ભક્ત વેષધારી બહારના વંચકો ( ઠગો ) પણ છે, તેઓના દુઃસંગનો ત્યાગ કરવો જોઇએ ત્યારે ભગવત્પ્રાપ્તિ થાય છે. માટે શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે—વૈરાગ્યપૂર્વક શ્રીકૃષ્ણરૂપ સૌન્દર્યમાં જેઓનું મન પરોવાયું ન ॥ તેમજ દુઃસંગનો જેમણે પરિત્યાગ કર્યો નથી તેઓનો જન્મ આ ભૂતળ ઉપર નકામો છે. ॥૫॥

न भक्तिः पुष्टिमार्गीया न निःसाधनता हृदि ।
न विस्मृतिः प्रपंचस्य वृथा तज्जन्म भूतले ॥६॥

શબ્દાર્થ—જેમનામાં પુષ્ટિમાર્ગીય (નિર્ગુણ) ભક્તિ નથી, હૃદયમાં નિઃસાધનતા એટલે સર્વ સાધનોથી રહિતપણું નથી, જગતની વિસ્મૃતિ નથી તેમનો જન્મ પૃથ્વી ઉપર નકામો છે. ॥૬॥

વિવેચન—ભક્તિના અનેક પ્રકારના ભેદ છે પરન્તુ તે ભક્તિમાં નિર્ગુણભક્તિ એજ ઉત્તમ છે. જુઓ વ્રજભક્તોએ તમામ પ્રકારની ઇચ્છાઓને ત્યજી દઇ કેવળ પ્રભુનીજ નિષ્કામભક્તિ કરી હતી, પ્રભુના દર્શન થતા શ્રીહરિએ તેમને લૌકિકનાં જોડાવા

અનેક પ્રકારે ઉપદેશ આપ્યો, પરંતુ તેઓએ પોતાનો નિશ્ચય ન ત્યજ્યો, પ્રભુએ તેમને સ્વાનંદનું દાન કર્યું, ત્યારે તેઓ મદાવિષ્ટ થયા જાણી પ્રભુ તિરોધાન પામ્યા, ત્યારે વ્રજભક્તોએ તમામ વૃક્ષોને પૂછ્યું, પ્રભુની શોધ કરી, પ્રભુ સાધનબળથી ન મળ્યા, ત્યારે સાધનબળ ત્યજી હૃદયથી નિઃસાધન બની કેવળ ગુણગાન કરવા માંડ્યું, પ્રપંચને ભૂલી ગયા, ત્યારે કોટિકંદર્પલાવણ્ય ભગવાન્ નન્દનન્દન પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રકટ થયા, માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે પુષ્ટિમાર્ગીયગતિ જેમના હૃદયમાં નથી, હૃદયમાં સર્વ સાધનોને ત્યાગ કરી નિઃસાધનતા પ્રકટ થઇ નથી, તેમજ પ્રપંચ (જગત્) ની જેઓને વિસ્મૃતિ નથી થતી તેઓનો જન્મ પૃથ્વી ઉપર નકામો છે. ॥૬॥

न धर्मपरता नैव धर्ममार्गे मनोगति ।
न भक्तिर्ज्ञानवैराग्ये वृथा तज्जन्म भूतले ॥७॥

શબ્દાર્થ—જેઓને ધર્મમાં તત્પરતા નથી, ધર્મમાર્ગમાં મનની ગતિ નથી, ભક્તિ, જ્ઞાન કે વૈરાગ્ય જેઓનામાં નથી તેઓનો જન્મ આ પૃથ્વીમાં નિરર્થક છે ॥૭॥

વિવેચન—"यो यदंशः स तं भजेत्" એ જેનો જે અંશ હોય તેણે પોતાના અંશીની અર્થાત્ જેમ પુત્રે પિતાની સેવા કરવી તદનુસાર જીવરૂપ અંશે અંશી શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરવીજ જોઇએ, એ શ્રુત્યનુસાર શ્રીમહાપ્રભુ શ્રીમદ્વલ્લભાચાર્યચરણે "ચતુઃશ્લોકી"ના પ્રથમ શ્લોકમાં આજ્ઞા કરી છે કે—'સર્વદા સર્વભાવપૂર્વક વ્રજાધિપતિ શ્રીકૃષ્ણચન્દ્રને ભજવા, જીવનો એજ ધર્મ છે અન્ય કદાપિ કદાપિ જીવનો બીજો ધર્મજ નથી' તદનુસાર શ્રીહરિરાયજી

પણ આજ્ઞા કરે છે કે જેઓને સેવારૂપ સ્વધર્મના તત્પરતા નથી, ધર્મમાર્ગમાં જેના મનની ગતિ નથી, સ્ત્રી, પુત્ર, દ્રવ્ય, કુટુંબમાં પ્રેમ છે તેથી અધિક પ્રભુમાં સ્નેહ નથી, પ્રભુના માહાત્મ્યનું શ્રવણાદિદ્વારા જ્ઞાન નથી તેમજ જગતની આસક્તિ છૂટી વૈરાગ્ય પ્રાપ્ત થઇ ભગવદ્દભક્તિ પ્રાપ્ત થઇ નથી ત્યાંસુધી તેમનો જન્મ આ પૃથ્વીમાં નિષ્ફળ છે. ૭.

न निजस्वामिविरहपरितापो न भावना ।

न दैन्यं परमं यस्य वृथा तज्जन्म भूतले ॥८॥

શબ્દાર્થ—જેઓને પોતાના માલીક શ્રીકૃષ્ણચન્દ્રના વિયોગથી પરિતાપ (આર્તિ) થયો નથી, તેમજ મળવાની ભાવના એટલે આતુરતા પ્રાપ્ત થઇ નથી, સર્વ સાધનોના પરિત્યાગપૂર્વક પરમફલરૂપ દીનતા જેઓએ પ્રાપ્ત કરી નથી તેમનો જન્મ આ ભૂતળમાં નિષ્ફળ છે. ૮.

વિવેચન—છાન્દોગ્ય-માંડૂક્ય વગેરે ઉપનિષદોથી જણાય છે કે જેમ અગ્નિમાથી તણખા નીકળે છે તેમ પ્રભુમાંથી જીવો વ્યુચ્ચરણ થયા છે તેથી તે ભગવદંશ છે, પરંતુ તેમાથી ઐશ્વર્યાદિ ધર્મો પ્રભુઇચ્છાથી તિરોહિત થવાથી જીવો દીન દુઃખી થઇ જન્મમરણરૂપ ક્લેશયુક્ત જોવામા આવે છે, તથાપિ તે જીવોને પોતાના ખરા માલીક શ્રીહરિને મળવાનો વિરહ, તાપ કે ભાવના થતી નથી તેમજ શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધીનીજીમાં આજ્ઞા કરે છે કે—"दैन्यंत्वत्तोषणम्" હે પ્રભો આપને સંતુષ્ટ કરવાનું સાધન કેવળ દૈન્યજ છે, તે દૈન્ય પણ નથી, માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે પોતાના સ્વામીના વિરહનો તાપ, ભાવના કે દૈન્ય જેમનામાં નથી તેમનો જન્મ આ પૃથ્વીમાં નકામો છે. ૮.

## ४४. दुसंगविज्ञानप्रकारनिरूपणम् । [*]

(અનુવાદ કર્તા-ગો. શ્રીઅનિરુદ્ધાચાર્યજી મહારાજ)

अथ श्रीवल्लभाचार्यकृपया स्फुरितं हृदि ।
स्वीयानामभ्रमार्थाय किञ्चिदत्र निरूप्यते ॥१॥

અર્થ--શ્રીમદ્ વલ્લભાચાર્યજીની કૃપાથી જે કાંઈ હૃદયમાં પ્રતીત થયું છે તે સ્વાશ્રિત જીવોની ભ્રાન્તિ દૂર થવા માટે આ ગ્રંથમાં નિરૂપણ કરવામાં આવે છે. ૧

વિવેચન—ગ્રંથકર્તા શ્રીહરિરાયજીના હૃદયમાં જે વિચારો શ્રીમદ્ વલ્લભાચાર્યજીની કૃપાએ સ્ફુરી આવ્યા તે ભક્તજનોના કલ્યાણને માટે આ ગ્રંથમાં પ્રકટ કર્યા છે.

दैवासुरविभागेन द्वेधा जीवाः प्रकीर्तिताः ।
बंधमोक्षव्यवस्थापि गीतायामेव रूपिता ॥२॥

અર્થ—દૈવ અને આસુરના ભેદથી બે પ્રકારના જીવો બનાવેલા છે. બંધ અને મોક્ષની વ્યવસ્થા પણ ગીતામાં કરેલી છે.

વિવેચન-શ્રુતિ અને સ્મૃતિમાં દૈવી અને આસુરી એ બે પ્રકારના જીવો બનાવવામાં આવ્યા છે જેઓ ભગવત્પરાયણ છે તે દૈવી

---

*. કેવા પ્રકારનો સંગ ભક્તજને તજવો જોઈએ, એ બતાવવાનો આ લઘુ ગ્રંથનો આરંભ છે, માટે આ ગ્રંથને ભક્તના ઉપયોગમાં આવે એવું દુઃસંગ વિષેનું વિજ્ઞાન એ અર્થવાળું નામ આપવામાં આવ્યું છે.

જીવો છે, અને જેઓ સ્વાર્થપરાયણ તે આસુરી જીવો છે આ જીવોનું વર્ણન ગીતાના ૧૬ મા અધ્યાયમાં સવિસ્તર કરવામાં આવ્યું છે ત્યાં કહેવામાં આવ્યું છે કે આસુરી જીવો પ્રવૃત્તિ અને નિવૃત્તિ બેને કહે છે ને જાણતા નથી. તેઓ આ જગત્ અસત્ય, અપ્રતિષ્ઠિત અને અનીશ્વર કહે છે દૈવી સંપત્તિવાળા જીવો અભય, સત્વસંશુદ્ધિ આદિ ૨૬ લક્ષણોવાળા હોય છે. દૈવી જીવો મોક્ષના અધિકારી છે, અને આસુરી જીવો બંધ (વારંવાર જન્મ મરણ) ને પામે છે

ભક્ત જનને દૈવી જીવોનો સંગ ઇષ્ટ છે અને આપત્ અવસ્થામાં આસુરી જીવોનો સંગ તેને અત્યંત હાનિકારક છે.

मूलम्—दैवेष्वपि च जीवेषु यदङ्गीकरण पुन ।
भक्तिमार्गे त एवात्र प्राप्स्यन्ति पुरुषोत्तमम् ॥३॥

અર્થ—દૈવી જીવોમાં પણ જેઓનો ભગવાને ભક્તિમાર્ગમાં અંગીકાર કર્યો છે તેજ જીવો આ પ્રપંચમાં શ્રીપુરુષોત્તમને પ્રાપ્ત કરે છે.

વિવેચન—દૈવી જીવોમાંથી જેઓને ભક્તિમાર્ગ ઉપર સ્વાભાવિક રુચિ હોય છે, જેઓને મર્યાદામાર્ગ ઉપર અને જેઓને જ્ઞાનમાર્ગ ઉપર સ્વાભાવિક રુચિ હોય છે જેઓને ભક્તિમાર્ગ ઉપર સ્વાભાવિક પ્રીતિ હોય તેઓનો ભગવાને ભક્તિમાર્ગમાં અંગીકાર કર્યો છે એમ સમજવું, અને તેઓજ માત્ર આ જગત્માં અનાયાસે પુરુષોત્તમની પ્રાપ્તિ કરી શકે છે જેઓને કર્મમાર્ગ ઉપર પ્રીતિ હોય તેઓ કર્મજનિત ફળો ભોગવી પાછા જગત્માં

આવાગમનને પામે છે. જેઓને જ્ઞાનમાર્ગ ઉપર પ્રીતિ હોય તેઓ ઘણા જન્મને અંતે ( बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते । ગી० ૭-૧૯ ) પ્રભુમાં સ્નેહ ઉત્પન્ન થતાં પુરુષોત્તમની પ્રાપ્તિ કરી શકે છે. અને પ્રભુને વિષે સ્નેહ ઉત્પન્ન ન થાય તો તેઓનો અક્ષરમાં લય થાય છે.

અન્ય સ્થળે શ્રીહરિરાયજી ભક્તનાં લક્ષણ નીચે પ્રમાણે કહે છે:

अनन्यभजनास्तुष्टाः कामलोभविवर्जिताः ।
निरपेक्षा विरक्ताश्च सर्वभूतहिते रताः ॥

[शिक्षापत्र १-२२

અર્થ—અનન્ય ભક્તિ કરવાવાળો, સંતોષવાળો, કામ અને લોભ રહિત, નિરપેક્ષ (જેને કોઇ વસ્તુની અભિલાષા ન હોય તે) વિરક્ત અને સર્વ પ્રાણીમાત્રના હિતમાં પ્રીતિવાળો હોય તેને ભક્ત જાણવો.

मूलम्—तत्रापि भेदो विज्ञेयो मर्यादापुष्टिभेदतः ।
मार्गे फलेऽपि विज्ञेयो भक्तिमोक्षत्रिभेदतः ॥४॥

અર્થ—ભક્તિમાર્ગમાં પણ મર્યાદા અને પુષ્ટિ એમ બે પ્રકારનો ભેદ છે, અને ફળમાં પણ ભક્તિ (ભગવદ્‌વિભાવ) અને મોક્ષ એમ બે પ્રકારનો ભેદ છે એમ જાણવું.

છે. મર્યાદામાર્ગીય ભક્ત મોક્ષને માટેજ ભક્તિ કરે છે, તેથી તેની ભક્તિનું ફલ મોક્ષ થાય છે. પુષ્ટિમાર્ગીય ભક્ત પ્રભુની પ્રાપ્તિને માટેજ ભક્તિ કરે છે, તેથી તેની ભક્તિનું ફલ ભગવત્પ્રાપ્તિ છે. પુષ્ટિમાર્ગીય જીવને ભક્તિથી ઉત્પન્ન થયેલા ભજનાનંદને લીધે બંધની સંભાવના હોતી નથી, તેથી કરીને તેને મોક્ષની ઇચ્છાજ રહેતી નથી. પૌષ્ટિક ભક્તિ નિઃસાધન છે, અને માર્યાદિક ભક્તિ સસાધન છે. પુષ્ટિમાર્ગમાં સેવાનું ફલ પ્રભુની સેવા અને ભક્તિનું ફલ પ્રભુની ભક્તિજ છે, અને તે વડે તેને પ્રભુનો આવિર્ભાવ થાય છે ૪.

मूलम्—भक्तावंगीकृत्यभावे दैवानामपि सर्वथा ।
कामनिष्कामभेदेन स्वर्गमोक्षौ न संशयः ॥५॥

અર્થ—ભક્તિમાર્ગમાં જે જીવોનો અંગીકાર નથી તે જીવોને પણ સકામ અને નિષ્કામના ભેદ વડે સ્વર્ગ અને મોક્ષ(ની પ્રાપ્તિ) થાય છે, એમાં કાંઇ સંશય નથી.

વિવેચન—દૈવી જીવોનો ભક્તિમાં અંગીકાર ન હોય પણ કર્મમાર્ગમાં અંગીકાર હોય તો તે દૈવી હોવાથી ધર્માચરણ તો કરેજ. જો તે કાંઈ કામનાથી યજ્ઞાદિક કે દાનવ્રત કરે તો તેને સ્વર્ગની-પ્રાપ્તિ થાય. જો તે નિષ્કામપણાથી યજ્ઞાદિક વગેરે કરે તો તેને મોક્ષની પ્રાપ્તિ થાય. આ વાત નિશ્ચયપૂર્વક જણાવવામાં આવે છે ૫.

मूलम्—विज्ञेयं वरणं भक्तौ तदर्थित्वैककार्यतः ।
तदर्थित्वं च विज्ञेयं भजनार्थप्रवृत्तितः ॥६॥

આત્મજ્ઞાનને પામે છે જેઓને શાસ્ત્રમાર્ગ ઉપર પ્રીતિ હોય તેઓ ઘણા જન્મને અંતે ( बहूना जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते । ગી० ७-૧૯ ) પ્રભુમાં સ્નેહ ઉત્પન્ન થતા પુરુષોત્તમની પ્રાપ્તિ કરી શકે છે અને પ્રભુને વિષે સ્નેહ ઉત્પન્ન ન થાય તો તેઓનો અક્ષરમાં લય થાય છે

અન્ય ગ્રંથમાં શ્રીનિમ્બાર્કાચાર્ય ભક્તના લક્ષણ નીચે પ્રમાણે કહે છે

अनन्यभजनास्तुष्टा कामलोभविवर्जिता ।
निरपेक्षा विरक्ताश्च सर्वभूतहिते रता ॥

[ દ્વાપ ૧०-૨ ]

અર્થ—અનન્ય ભક્તિ કરવાવાળો, સંતોષવાળો, કામ-લોભ વગરનો, નિરપેક્ષ (જેને કોઈ વસ્તુની અભિલાષા ન હોય તે) વિરક્ત, અને સર્વ પ્રાણીમાત્રના હિતમાં પ્રીતિવાળો હોય તેને ભક્ત જાણવો

मूलम्—तत्रापि भेदो विज्ञेयो मर्यादापुष्टिभेदतः ।
मार्गे फलेऽपि विज्ञेयो भक्तिमोक्षविभेदतः ॥४॥

અર્થ—ભક્તિમાર્ગમાં પણ મર્યાદા અને પુષ્ટિ એમ બે માર્ગનો ભેદ છે, અને ફળમાં પણ ભક્તિ (ભગવદ્ પ્રાપ્તિ) અને મોક્ષ એ બે પ્રકારનો ભેદ છે એમ જાણવું

વિવેચન—ભક્તિ બે પ્રકારની છે, મર્યાદિક અને પૌષ્ટિક જે ભક્તિમાં શાસ્ત્રીય નિયમોનું આધિક્ય અને સ્નેહનું ગૌણપણું હોય તે મર્યાદિક ભક્તિ કહેવાય છે જે ભક્તિમાં સ્નેહનું આધિક્ય અને શાસ્ત્રીય નિયમોનું ગૌણપણું હોય તે પૌષ્ટિક ભક્તિ કહેવાય

तदभावे स्वयं वापि मूर्ति कृत्वा हरे. क्वचित् ।
परिचर्या सदा कुर्यात्तद्रूप तत्र च स्थितम् ॥

અર્થ—ઉપર કહેલા ગુરુને અભાવે પોતે કોઇ ઠેકાણે ભગવન્મૂર્તિ કરીને સદા ભગવત્સેવા કરવી કેમકે તે મૂર્તિમા ભગવદ્રુપ રહેલું છે.

ઉપર ભગવાનને શરણે જવાનું લખ્યુ છે તે શરણના સંબંધમા શ્રીકૃષ્ણભગવાન ગીતાજીમા કહે છે કે—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥

અર્થ- સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મારે શરણે થા.
શ્રીઆચાર્યજી મહાપ્રભુજી એ શરણનું વર્ણન વિવેકધૈર્યાશ્રય ગ્રંથમા નીચે પ્રમાણે કરે છે –

ऐहिके पारलोके च सर्वथा शरण हरि ।
दु खहानौ तथा पापे भये कामार्थपूरणे ॥१०॥
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ॥
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरण हरिः ।
अहकारकृते चैव पोष्यपोषणरक्षणे ।
पोष्यातिक्रमणे चैव तथान्तेवास्यतिक्रमे ॥१२॥
अलौकिकमन सिद्धौ सर्वार्थे शरण हरि ।
एव चित्ते सदा भाव्य वाचा च परिकीर्त्तयेत् ॥१३॥

અર્થ—ગાન ભગવાનજ જેનો અર્થ છે એ કાર્ય ઉપરથી ભક્તિમા વરણ થયું છે એમ જાણવું. જેની ભજનમાં પ્રવૃત્તિ થાય તેને ભગવાનજ એક પ્રયોજન છે એમ જાણવું.

વિવેચન—કેટલાએક માણસો (મુકુટ ઘડનાર, મોતી વગેરે કારીગરો) ભગવાનને માટેજ કાર્ય કરતા હોય એમ જણાય છે, પણ ઘણી વખત તેઓ પોતાના પેટને અર્થે કાર્ય કરતા માલમ પડે છે, કેમકે તેમને ભગવાનજ મુખ્ય પ્રયોજનરૂપ હોતા નથી, એટલા માટે કહેવામાં આવે છે કે જેઓને માત્ર ભગવાન અથવા ભગવત્પ્રાપ્તિ એજ મુખ્ય પ્રયોજન છે. અને જેઓ એ પ્રયોજન સિદ્ધ કરવાને તમામ કાર્યો કરે છે તેઓનું ભક્તિમાં વરણ થયું છે એમ જાણવું. કેટલીક વખત કાર્ય ઉપરથી કરેલું અનુમાન ખોટું પડે છે, માટે કહેવામા આવે છે કે ભજનાનન્દમા પ્રવૃત્તિ થાય ત્યારેજ ભગવાન એજ મુખ્ય અર્થ છે એમ સમજાય ૬.

मूलम्—तत्रादौ शरण गच्छेन्महापुरषयोगत ।
महापुरषपागेक्ये तन्निष्ठैरपि सर्वदा ॥७॥

અર્થ—ભજનાર્થ પ્રવૃત્તિના વિષયમા મહાપુરુષદ્વારા ભગવાનને શરણે જવું, અને તેવા મહાપુરુષના અભાવે ભગવાનમા જે નિષ્ઠા રાખતા હોય તેમના દ્વારા ભગવાનને શરણે જવું.

વિવેચન—આ શ્લોકનો ઉત્તરાર્ધ શ્રી મહાપ્રભુજીએ રચેલા નિબન્ધના સર્વ નિર્ણય પ્રકરણના નીચેના શ્લોકને મળતો આવતો હોય એમ જણાય છે:

સાક્ષાત્ શ્રીકૃષ્ણરૂપ અક્ષય પરમાનંદનિધિની પ્રાપ્તિ થાય છે અને એ નિધિ (ભક્તના)ની પ્રાપ્તિ થયેથી (તે સાચવી રાખવા) ભગવત્--જનોએ સાવધાનતા ધારણ કરવી. ૧૦.

વિવેચન--પૂર્વે કહેવામાં આવ્યું કે જીવસૃષ્ટિના બે ભાગ છે, ૧ દૈવી, ૨ આસુરી. તેમાં આસુરી જીવો તો ભગવત્પ્રાપ્તિ કરવાને માટે અયોગ્યજ છે. દૈવી જીવો કેટલાક કર્મમાર્ગે કેટલાક જ્ઞાનમાર્ગે અને કેટલાક ભક્તિમાર્ગે ચાલે છે. કર્મમાર્ગે ચાલનારાઓમાંથી જેઓ સકામ કર્મ કરે છે તેઓને માત્ર સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, જેઓ નિષ્કામ કર્મ કરે છે તેઓને મોક્ષની પ્રાપ્તિ થાય છે. જ્ઞાન-માર્ગે ચાલનારામાંથી જેઓ ભગવાન પ્રત્યેની ભક્તિ રહિત હોય છે તેઓને અક્ષરની પ્રાપ્તિ થાય છે, પણ જેઓ ભક્તિવાન છે તેઓને પુરુષોત્તમ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે.

ભક્તિમાર્ગે ચાલનારામાં જેનું ભગવાને અંગીકરણ કર્યું હોય તેજ શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ કરી શકે છે. ભગવાને તેમનો ભક્તિમાર્ગમાં અંગીકાર કર્યો છે કે નહિ એ જાણવાને માટેજ માત્ર એટલુંજ જોવું જોઈએ કે તેને ભજનમાં પ્રીતિ છે કે નહિ, તેનું મુખ્ય કાર્ય ભગવાનની પ્રસન્નતા સંપાદન કરવી એ છે કે નહિ ? જો એ બે વાના હોય તો ભગવાને ભક્તિમાર્ગમા અંગીકાર કર્યો છે એમ જાણવું.

હવે જેનો ભગવાને ભક્તિમાર્ગમાં અંગીકાર કર્યો છે તેણે ભગવાનની પ્રાપ્તિને માટે શું કરવું તે કહે છે. તેણે સર્વ સમર્પણ-પૂર્વક ભગવાનની સેવા કરવી. સમર્પણ કરવાથી પોતાનો અને પોતાની સાથે જોડાયલાં પ્રાણી અને પદાર્થોનો ભગવાનની સાથે સંબંધ થાય છે, અને તેમ થવાથી જીવ અને તેની સાથે જોડાયલાં

અર્થ—આ લોક અને પરલોક સંબંધી સર્વ કાર્યોમાં સર્વ પ્રકારે ભગવાન મારું શરણ થાઓ. તેમજ દુઃખની નિવૃત્તિ થવામાં તથા પાપમાં, ભયમાં, મનઃકામનાદિ પૂર્ણ થવામાં, ભક્તના દ્રોહમાં, ભક્તિના અભાવમાં, તેમજ ભક્તોએ પોતાનો તિરસ્કાર કર્યો હોય તેમાં, તેમજ પોતાથી નહિ બની શકે કે બની શકે એવા કામમાં સર્વ રીતે પ્રભુ મારું શરણ થાઓ. અહંકાર કરવામાં આવ્યો હોય તેમાં, પોષણ કરવા યોગ્ય (સ્ત્રીપુત્રાદિક)ના પોષણ અને રક્ષણમાં, તથા પોષ્યવર્ગે કે શિષ્યોએ પોતાનો અપરાધ કર્યો હોય તેમાં, મન અલૌકિક થાય તેમાં, એ સઘળામાં શ્રીહરિ મારું શરણ થાઓ, એવી રીતે પોતાના મનમાં નિરંતર વિચાર રાખવો; અને વાણીથી પણ એવું જ નિરંતર ઉચ્ચારણ કર્યા કરવું. ૭.

मूलम्—तत आश्रयसंसिद्धौ सेवार्थं स्वसमर्पणम् ।
समर्पणे जीवदेहतत्सर्वस्वनामपि ॥८॥

ब्रह्मसंबंधतः कृष्णसाक्षात्संबंधयोग्यता ।
ततस्तत्सेवया स्वीयसर्वस्वविनियोगतः ॥९॥

गृहीतपरमानंदनिधिः कृष्णोऽक्षयः स्वतः ।
ज्ञानन्तु सावधानित्वं विधेयं भगवज्जनैः ॥१०॥

અર્થ—એવી રીતે શરણે ગયા પછી આશ્રયની સિદ્ધિને માટે સેવા અર્થે પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરવું. જીવ, દેહ અને તેઓના સંબંધવાળા પદાર્થોનું સમર્પણ થતાં બ્રહ્મ સંબંધથી સાક્ષાત્ શ્રીકૃષ્ણની સાથેના સંબંધની યોગ્યતા પ્રાપ્ત થાય છે. પછી તે સેવા વડે પોતના સર્વસ્વનો ભગવાનને વિષે વિનિયોગ થવાથી

હોય અને જેઓ ભગવાનની સેવામાં ઉપયોગી હોય તેઓને ચોર ગણવામાં આવતા નથી, પણ જેઓ ભગવાનથી વિમુખ હોય તેમને ચોર ગણવામાં આવે છે, તેથીજ શિક્ષાપત્રમાં કહ્યું છે કે अतः सदैव मेत्तव्यं लौकिकासक्तितो जनैः એટલા માટે લૌકિકમાં આસક્તિ રાખનારથી ભક્તજનોએ ડરતા રહેવું ૧૨

मूलम्– आंतराः कामलोभाद्याश्चित्तमात्रहरास्तु ते ।
यतो बहिर्मुखं चित्तं सेवायां प्रविशेन्नहि ॥१३॥
चित्तवित्तैकसाध्या हि सेवा चापि न सिध्यति ।
तदभावेऽखिलं व्यर्थं पुरुषार्थपरिक्षयात् ॥१४॥

અર્થ—અંદરના ચોર કામ લોભાદિ છે તે (ધનને હરતા નથી પણ) કેવળ ચિત્તને હરે છે તે કારણથી ચિત્ત બહિર્મુખ થઇને સેવામાં પ્રવેશ કરતું નથી.

ચિત્તરૂપી દ્રવ્યથીજ સેવા સિદ્ધ થઇ શકે છે. (જે પુરુષ પાસે ચિત્તરૂપી દ્રવ્ય નથી તેનાથી) તે દ્રવ્યને અભાવે સેવા સિદ્ધ થઇ શકતી નથી, અને સેવાને અભાવે (પુરુષાર્થ) ક્ષય થવાથી ઐહિક પારલૌકિક) સર્વ વ્યર્થ છે, કારણ સેવા એજ મુખ્ય પુરુષાર્થ છે.

વિવેચન—ઉપર લખેલા સેવા શબ્દ ઘણો સમજવા લાયક છે. સિદ્ધાંત મુક્તાવલીમાં કહ્યું છે કે चेतस्तत्प्रवणं सेवा, ભગવાનમાં ચિત્ત પરોવાયલું રહે તેનેજ સેવા કહે છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે શ્રી ઠાકોરજીને સિંહાસન ઉપર પધરાવવા, કે એમને અમુક વસ્ત્ર કે આભુષણ ધરાવવા, કે અમુક ભોગ ધરાવવા, એજ સેવા છે, એમ સમજવું નહિ, પણ એની સાથે ભગવાનમાં ચિત્તને પરોયેલું રાખવું

પ્રાણી પ્રદાર્થો વિગેરે બ્રહ્મરૂપ થાય છે (જુઓ ગવૈષા ब्रह्मता तत સિદ્ધાંત રહસ્ય શ્લોક ७), અને તેથી શ્રીકૃષ્ણની સેવા કરવાની યોગ્તા પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણની સેવા કરવાથી પરમ નિધિરૂપ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે. એ નિધિ પ્રાપ્ત થતાં તેનેજ આશ્રયે રહેવું એજ કર્તવ્ય છે. એ નિધિ પોતાની પાસેથી જતો ન રહે એને માટે જે સાવધાનપણું રાખવાની જરૂર છે તે નીચેના શ્લોકમાં કહેવામાં આવે છે ૮-૧૦

मूलम्-सम्प्राप्तनिधिभिश्चौरेभ्यश्चकेभ्यो विशेषतः ॥

चौरास्तु द्विविधा ज्ञेया बाह्याभ्यतरभेदतः ॥११॥

અર્થ—જેણે (કૃષ્ણરૂપી સેવા) નિધિ પ્રાપ્ત કર્યો છે તેણે ચોર અને વિશેષે કરીને વચકથી (સાવધાન રહેવું) બહારના અને અંદરના એ ભેદ વડે ચોર બે પ્રકારના જાણવા.

मूलम्-बाह्या कुटुंबरूपा ये ते तु चित्तहरा स्मृताः ।

यतस्तद्विनियोगेन वित्त याति समर्पितम् ॥१२॥

અર્થ—જે બહારના (બાહ્ય) ચોરો છે તે તો કુટુંબરૂપ છે. તેઓ ચિત્તને હરનારા કહેવાય છે. તેમને માટે વાપરવાથી સમર્પિત કરેલું મન ચાલ્યુ જાય છે ૧૧.

વિવેચન—બાહ્ય ચોરો એટલે પોતાના દેહની બહાર રહેનાર ચોરો કામ લોભાદિ એ અંદરના ચોર છે, અને કુટુંબાદિ એ બહારના ચોર છે.

જે કુટુંબીઓ ભગવત્પરાયણ ન હોવા તેમનામાં ભક્તજનની ભાવના રહે તે કુટુંબીઓને ચોર ગણવામાં આવે છે, કેમકે એ ભગવત્સંબંધ રહિત કુટુંબીઓને માટે ભગવાનને અર્પણ કરેલું દ્રવ્ય ખરચાઇ જાય છે જે કુટુંબીજન ભગવત્પરાયણ

ભગવત્પ્રાપ્તિને માટે જ્યારે ચિત્ત ભગવાનમાંજ પરોવાયેલું રાખવાની જરૂ છે, ત્યારે જે વિષયો ચિત્તને ભગવાનથી વિમુખ કરે છે, તે વિષયો તજવાની અવશ્ય જરૂર છે. એ વિષયોમાં મુખ્ય કામ લોભાદિ અંતઃકરણમાં રહેલા વિકારો છે. એ વિકારો મનુષ્યના અંતઃકરણમાં રહે છે. તેથી તેમને અંદરના ચોર કહેવામાં આવ્યા છે. તેઓને ચિત્તની મોબત થતાં અથવા ચિત્ત તેઓમાં ચોટતાં તે ભગવાનમાં પ્રવેશ કરી શકતું નથી, અર્થાત્ સેવા થઇ શકતી નથી. સર્વ પુરુષાર્થોમા પ્રભુની પ્રાપ્તિને માટે સેવારૂપ પુરુષાર્થ મુખ્ય છે. જો ચિત્ત પ્રભુમાં પ્રવેશ કરી શકે નહિ, તો તે પુરુષાર્થ સાધી શકાય નહિ. અને તેમ થવાથી ભક્તજનના ઇતર ગૌણ પુરુષાર્થો પણ વ્યર્થ જાય છે. એટલા માટે કામ લોભાદિ ચોર જે ચિત્તને હરી લે છે તેઓથી ભક્તજને સાવધાન રહેવું જોઇએ.

વૃત્તિભેદથી અન્તઃકરણ ચાર પ્રકારનું છે, મન, બુદ્ધિ ચિત્ત, અને અહંકાર, તેમાં ચિત્ત શાન્ત, સ્વચ્છ, અને અવિકારી છે.

स्वच्छत्वमविकारित्वं शांतत्वमिति चेतसः ।
वृत्तिभिर्लक्षणं प्रोक्तं यथाऽपां प्रकृतिः परा ॥ ભાગવત.

ભાવાર્થ—જેમ વરસાદનું જળ પ્રથમ સ્વચ્છ હોય છે, પણ જ્યારે ભૂમિનો સંબંધ થાય છે ત્યારે તેમા મલિનતાદિ દોષો પ્રાપ્ત થાય છે, તેમજ મન, બુદ્ધિ, અને અહંકારના સંબંધ વિનાનું ચિત્ત સ્વચ્છ, અવિકારી અને શાન્ત હોય છે, પણ તેને મન, બુદ્ધિ, અને અહંકારની વૃત્તિઓનો સમાગમ થતા તે મલિન થાય છે.

જેમ જળ પ્રથમ સ્વચ્છ હોય છે, પણ જ્યારે ભૂમિનો સંબન્ધ

એનેજ સેવા કહે છે, ભગવાનમાં ચિત્ત પરોવાયેલું રાખ્યા સિવાય સેવા સંબંધી જે જે કાર્યો કરવામાં આવે તેથી સેવા સિદ્ધ થતી નથી, પણ માત્ર ભગવાનમાં ચિત્ત રાખવાથી સેવા સિદ્ધ થાય છે. શ્રીઠાકોરજીને સ્નાન કરાવવું, તેમને આભૂષણ ધરાવવાં, તેમને ભોગ ધરાવવા, વગેરે ક્રિયાઓ ભગવાનમાંજ ચિત્ત ગુંથાયેલું રહે એને માટે સાધનરૂપ છે. તે સાધનોના ફલરૂપ તો ભગવાનમાં ચિત્ત રાખવું એજ છે.

અન્ય સ્થળે શ્રી હરિરાયજી કહે છે કે:

मूलम्—भक्तिमार्गीयताऽभावे क्रियामात्रं हि कर्मवत् ।
तत्राऽपि न मनःस्थैर्यं विक्षेपाद्व्यवहारतः ॥

શિ. ૨૧-૨

અર્થ—ભક્તિમાર્ગીયતાનો અભાવ હોય તો સર્વ ક્રિયા કર્મ સમાન છે. અને તેમાં વ્યવહારથી ઉત્પન્ન થતા વિક્ષેપને લીધે મનની સ્થિરતા હોતી નથી.

સેવામાં ચિત્ત રાખવાથીજ ભગવદ્ભાવ પ્રાપ્ત થઇ શકે છે, અન્ય રીતે થઇ શકતો નથી, માટેજ સેવાને મુખ્ય પુરુષાર્થરૂપ કહેલી છે.

યોગશાસ્ત્રમાં જેને ચિત્તવૃત્તિનિરોધ કહે છે તેવાજ પ્રકારનો સેવારૂપ નિરોધ છે પણ તેમાં મનનો વિષય ભગવાન હોવાથી અને તેમના પ્રત્યે પ્રેમ હોવાથી તે (સેવારૂપ નિરોધ) યોગશાસ્ત્રના નિરોધ કરતાં વધારે ઉત્તમ પ્રકારનો છે. માટે પ્રભુમાંજ ચિત્તને પરોવવું એજ મુખ્ય છે.

ભગવત્પ્રાપ્તિને માટે જ્યારે ચિત્ત ભગવાનમાંજ પરોવાયેલું રાખવાની જરૂ છે, ત્યારે જે વિષયો ચિત્તને ભગવાનથી વિમુખ કર છે, તે વિષયો તજવાની અવશ્ય જરૂર છે. એ વિષયોમાં મુખ્ય કામ લોભાદિ અંતઃકરણમાં રહેલા વિકારો છે. એ વિકારો મનુષ્યના અંતઃકરણમાં રહે છે. તેથી તેમને અંદરના ચોર કહેવામાં આવ્યા છે. તેઓને ચિત્તની સોબત થતાં અથવા ચિત્ત તેઓમા ચોટતાં તે ભગવાનમાં પ્રવેશ કરી શકતું નથી, અર્થાત્ સેવા થઇ શકતી નથી. સર્વ પુરષાર્થોમા પ્રભુની પ્રાપ્તિને માટે સેવારૂપ પુરષાર્થ મુખ્ય છે. જો ચિત્ત પ્રભુમા પ્રવેશ કરી શકે નહિ, તો તે પુરષાર્થ સાધી શકાય નહિ. અને તેમ થવાથી ભક્તજનના ઇતર ગૌણ પુરષાર્થો પણ વ્યર્થ જાય છે એટલા માટે કામ લોભાદિ ચોર જે ચિત્તને હરી લે છે તેઓથી ભક્તજને સાવધાન રહેવું જોઇએ.

ઉપનિષદથી અન્તઃકરણ ચાર પ્રકારનું છે, મન, બુદ્ધિ ચિત્ત, અને અહંકાર, તેમા ચિત્ત શાન્ત, સ્વચ્છ, અને અવિકારી છે.

स्वच्छत्वमविकारित्वं शांतत्वमिति चेतसः ।
वृत्तिभिर्लक्षणं प्रोक्तं यथाऽपां प्रकृतिः परा ॥ ભાગવત.

ભાવાર્થ—જેમ નરસાદનું જળ પ્રથમ સ્વચ્છ હોય છે, પણ જ્યારે ભૂમિનો સંબંધ થાય છે ત્યારે તેમા મલિનતાદિ દોષો પ્રાપ્ત થાય છે, તેમજ મન, બુદ્ધિ, અને અહંકારના સંબંધ વિનાનું ચિત્ત સ્વચ્છ, અવિકારી અને શાન્ત હોય છે, પણ તેને મન, બુદ્ધિ, અને અહંકારની વૃત્તિઓનો સમાગમ થતા તે મલિન થાય છે.

જેમ જળ પ્રથમ સ્વચ્છ હોય છે, પણ જ્યારે ભૂમિનો સંબંધ

થાય છે, ત્યારે તેમાં મલિનતાદિ દોષો પ્રવેશ કરે છે તેમજ ચિત્તને મન, બુદ્ધિ, અને અહંકારનો સંબંધ થયો ન હોય ત્યાંસુધી તે અવિકારી અને શાન્ત હોય છે; ચિત્તને મનનો સંબંધ થતા સંકલ્પ-વિકલ્પને લીધે તેમાં કામાદિની ઉત્પત્તિ થાય છે, બુદ્ધિનો સંસર્ગ થતાં ઘોરત્વ, મૂઢત્વ વગેરે પ્રાપ્ત થાય છે. મન, બુદ્ધિ અને અહંકારનાં લક્ષણો ચિત્તની સાથે એક થઈ જવાથી ચિત્ત પણ મલીન દેખાય છે.

चित्तवित्तकमाख्या हि એ સ્થળે ચિત્તપદનું ગ્રહણ કરેલું છે તે એવા અભિપ્રાયથી કે શાન્ત, સ્વચ્છ, અને અવિકારી ચિત્તથીજ સેવા સિદ્ધ થઇ શકે છે; જ્યારે મનના કામાદિ ધર્મો બળવાન થાય છે ત્યારે ચિત્તના ધર્મો તિરોહિત થઇ જાય છે, તે કારણથી સેવા થઇ શકતી નથી. એટલા માટેજ અન્ય સ્થળે શ્રીહરિરાયજી કહે છે કે:–

तद्बाधकानींद्रियाणि विषया लौकिकी मतिः ॥
प्रतिबंधस्तथोद्वेगो भोगोऽप्यत्र लौकिकः ॥२२९॥

અર્થ—ઇન્દ્રિય, વિષય, લૌકિક બુદ્ધિ, પ્રતિબંધ, તથા ઉદ્વેગ તથા લૌકિક ભોગ એ સર્વ માનસી સેવાના બાધક છે. ૧૩–૧૪.

मूलम्–अतो विवेकधैर्यादिशास्त्रयुक्तैस्तथा पुनः ।
आंतरास्ते निराकार्या बाह्यास्ते तु यथाक्रमम् ॥१५॥
सेवाकारणतद्दोषपरित्यागादिसाधनैः ।
वंचकस्तु ततोऽप्येष दुष्ट इत्येवबुध्यताम् ॥१६॥

અર્થ—એટલા માટે વિવેક-ધૈર્યાદિ શાસ્ત્રયુક્ત ભગવદ્‌ભક્તોએ

એ રીતે અંદરના અને બહારના ચોરનું અને તેમને દૂર કરવાનાં સાધનોનું વર્ણન કરી, વંચક (ધર્મનો ઢોંગ કરનારા ધર્મ ઠગ, પાખંડી), જેની ગણના બહારના ચોરમાં થાય છે, તેનું અને તેને દૂર કરવાનાં સાધનોનું શ્લોક ૧૬ માના ઉત્તરાર્ધથી શ્લોક ૩૮ સુધીમાં વર્ણન કરવામાં આવે છે. કામાદિ અંદરના ચોર અને કુટુંબાદિ બહારના ચોર કરતાં વંચકને વધારે દુષ્ટ જણાવવામાં આવે છે; તેનાં કારણો હવે પછી જણાવવામાં આવશે.

मूलम्–यतस्तदाकृतिश्चेष्टा तथाचारश्च भाषणम् ।
विनयः शांततावेशः शंखचक्रादिचिह्नितः ॥१७॥
एवमाद्यखिलं तुल्यं भगवद्धर्मवर्तिभिः ।
ततो ज्ञानाभावतोऽपि सर्वथा नाशनं मतम् ॥१८॥

અર્થ—(વંચક અંદરના અને બહારના ચોર કરતાં વધારે દુષ્ટ છે.) કેમકે તેનાં આકૃતિ, ચેષ્ટા, આચાર, ભાષણ, વિનય, શાંતતાનો આવેશ (દેખાવ) અને શંખ ચક્રાદિ ચિહ્નોનું ધારણ કરવાપણું ભગવદ્ધર્મ પ્રમાણે ચાલનારાના જેવાંજ હોય છે. તે કારણથી એવા વંચક વિષેની માહિતી ન હોય તો સર્વ પ્રકારે નાશ થાય છે.

વિવેચન—દેહની અંદર રહેનારા ચોર કામ લોભાદિ અને દેહની બહારના ચોર કુટુંબાદિને દૂર કરવાનો બોધ આપ્યા પછી વંચક, ઠગ, પાખંડીનો સંગ ન કરવાનો બોધ આપવામાં આવે છે. એટલે દરજાએ કામ લોભાદિ અને કુટુંબાદિનો સંગ દુઃસંગ છે અને તે દૂર કરવાને યોગ્ય છે તે કરતાં ધર્મઠગનો સંગ વધારે દુઃસંગ અને દૂર કરવા યોગ્ય ગણેલો છે. કામાદિ ચોરની તો પરીક્ષા થઇ શકે છે પણ વંચકની તો પરીક્ષા પણ થઇ શકતી નથી, કેમકે તેના

અંગોની ચેષ્ટા (બહુ વિનયથી જય શ્રીકૃષ્ણ કરવા, પગે લાગવું, ભગવન્નામ સાંભળી ઘણો આનંદ પ્રદર્શિત કરવો વગેરે) જ્યાં જેવો આચાર પ્રવર્તતો હોય ત્યાં તેથી અધિક પાળવો, ભારણ વિનય (નમ્રતા,) શાન્તતાનો દેખાવ, અને માળા તિલક, છાપાં વગેરે ચિહ્ન ધારણ કરવાં એ સઘળું એ સાચા ભક્તના જેવું જ રાખે છે. તે બોલે છે કેઃ–

मैं कोन हूं, अत्यंत तुच्छ जीव हूं, दोषको भर्यो हूं, मेरेमें कछु
धर्म नहि हैं, मैं कछु जानूं नहिं हूं, केवल बडेनके अनुग्रहसूं जो
दो अक्षर मेरे मुखमें आये हैं सो यथामतिमें बोलूं हूं,

( શ્રીપુષ્ટિમાર્ગપ્રકાશ )

માત્ર બાકી એટલીજ હોય છે કે તેનું ચિત્ત ભગવાનમાં હોતું નથી પણ કામ, લોભ અને સ્વાર્થમાં હોય છે આવા વેષ ધારણ કરવાથી એને બીજા વૈષ્ણવો મોટો વૈષ્ણવ ધારી એનો વિશ્વાસ કરી ભગવદર્પિત ધન સોંપે, અથવા ભક્ત તરીકે એને સારૂં સારૂં ખાવાપીવાનું મળે, અને અનેક પ્રકારના બીજા ભોગ પ્રાપ્ત થાય, એ પ્રકારની ઇચ્છા હોય છે. જે પોતે ભગવાનમાં ચિત્ત રાખવાવાળો નથી તે બીજાને બહિર્મુખ કરે છે અને એ કારણથી એ ભક્તજનોનો નાશ કરવાવાળો નીવડે છે. ૧૮.

मूलम्–दुर्वेद्यं तस्य विज्ञानं सर्वथा भक्तमात्मत ।
अतएव न कर्तव्यो विश्वासो ह्यविचारितः ॥१९॥

અર્થ–ભક્તના સરખા વેશવાળા વંચકના સ્વરૂપનું જ્ઞાન સર્વથા અશક્ય છે, માટે વિચાર કર્યા વિના કોઇનો વિશ્વાસ કરવો નહિ.

વિવેચન-ભક્તના સરખો વેશ ધારણ કરનારનું ખરું સ્વરૂપ જાણવું અગમ્ય છે. ઘણા કાળ સુધી બારીકાઈથી એની કૃતિઓનો વિચાર કરવામાં આવે તોજ એનું ખરું સ્વરૂપ જાણવામાં આવે. ખરું જ્ઞાન સંપાદન કરતાં પહેલાં ઘણી વખત ગાફેલ મનુષ્ય તેની મોહનીને લીધે ભક્તિમાર્ગથી વિમુખ થઈ જાય છે. માટે લાંબો વિચાર કર્યા વગર એવા ધર્મઠગોનો વિશ્વાસ કરવો યોગ્ય નથી,

શાસ્ત્રો સત્સંગના મહિમાની ઘણી પ્રશંસા કરે છે, પણ આ કલિયુગમાં સંગ કરવા લાયક સાચા ભક્તો ક્વચિત્ મળી આવે છે. એટલા માટે ઉત્તમ માર્ગ એ છે કે ભક્તિવર્ધક ગ્રંથોનો. અને ભગવાનની મૂર્તિ મનમાં ધારણ કરી ભગવાનનોજ સંગ રાખવો.૧૯.

मूलम्–तदीयत्वभ्रमात्तस्मिन् विश्वासो संगदोषतः ।
अस्त्यपि च सद्भावात्पतनं भक्तिमार्गतः ॥२०॥

અર્થ--ભગવદ્‌ભક્ત છે એમ ધારી ભ્રમથી તેનો વિશ્વાસ કરવાથી સંગદોષને લીધે અસત્‌ને વિષે સદ્‌ભાવ થવાથી ભક્તિમાર્ગમાંથી વિમુખ થવાય છે.

વિવેચન-ઠગ માણસના બોલવાથી અને આકૃતિથી જો ઠગાઈ જઈ કોઈ તેનો વિશ્વાસ કરી તેનો સંગ કરે તો તે ખરો ભક્ત ન હોવાથી એ સંગથી કાંઈ લાભ થતો નથી, પણ ધીમે ધીમે સંગ કરનાર મનુષ્ય એ ઠગના જેવોજ થાય છે અને ભક્તિમાર્ગથી ખસી જાય છે. મનુષ્ય અને મનુષ્યની વચ્ચેના વ્યવહારમાં, દંભ, ઠગાઈ વગેરેને લીધે સારું પરિણામ આવતું નથી તો જીવ અને ઈશ્વરની વચ્ચેના સંબંધમાં કામ, ક્રોધ, લોભ, દંભ વગેરેનું પરિણામ સારું ન આવે એ દેખીતુંજ છે ૨૦.

એ પ્રમાણે દંભી અને ઠગ ભક્તનો સંગ ન કરવાનો બોધ આપી હવે શ્રીહરિરાયજી આચાર્યની પદવી ધારણ કરનાર પુરષોનો કેવી રીતે અને કેટલે દરજ્જે વિશ્વાસ કરવો તે કહે છે:

मूलम्–अतएवोक्तमाचार्यैर्गुरोरपि च वीक्षणम् ।
कृष्णसेवापरं वीक्ष्येत्यादिभिश्च निबंधगे ॥२१॥

અર્થ–એટલા માટે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ કૃષ્ણસેવાપરંવીક્ષ્ય ઇત્યાદિ પદ વડે નિબંધમાં જે કહેલું છે તે ગુરુને વિષે પણ જોવું યોગ્ય છે.

વિવેચન–નિબંધમાં આચાર્યશ્રીએ કહ્યું છે કે,

कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरम् ।
श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥

અર્થ–શ્રીકૃષ્ણની સેવામાં તત્પર, દંભાદિ દોષ રહિત શ્રીમદ્‌ભાગવતના તત્ત્વને જાણનારા ગુરુને જિજ્ઞાસુ પુરુષોએ આદરથી ભજવા એટલે એ ગુરુ કહે તે પ્રમાણે શ્રીહરિની સેવા કરવી

[ નિબંધ–સર્વ નિર્ણય ૨૨૭. ]

જે ભાગવતના તત્ત્વને જાણે છે, અને જે શ્રીકૃષ્ણની સેવામાં તત્પર છે તે ગુરુનેજ શરણે થવું.

મૂળમાં ભાગવતના તત્ત્વને જાણનાર લખવામાં આવ્યું છે. ઉપર ઉપરથી વાચનારના જાણવામાં આવે છે કે ભાગવતમાં ઐતિહાસિક વૃત્તાંતો અને અદ્‌ભુત વાર્તાઓનું વર્ણન આવે છે. એજ શ્રીમદ્‌ભાગવતનું તત્ત્વ નથી, પણ શ્રીમદ્‌ભાગવત તો ભક્તિશાસ્ત્ર

છે, તેને ભક્તિશાસ્ત્ર તરીકે વાંચી કે સમજી શકે તેજ ભાગવતના તત્ત્વને જાણે છે એમ કહેવાય. માત્ર વાર્તાના પુસ્તક તરીકે જે ભાગવતને જાણે તે ભાગવતના તત્ત્વને જાણનો નથી એમ કહ્યા વગર ચાલે નહિ.

ભાગવતમાં સમાયેલી કથાઓ ભક્તિશાસ્ત્રનાં ગૂઢ તત્ત્વોનું વર્ણન કરે છે.

સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, સદ્ધર્મ, ભક્તિ, નિરોધ અને મુક્તિ એ નવ લીલા યુક્ત પુરુષોત્તમનું સ્વરૂપ જાણવું એ ભાગવતના ૩ જાથી ૧૧ મા સ્કંધ સુધીનું તાત્પર્ય છે. એ જોણવાની ઇચ્છા રાખનાર કેવી યોગ્યતાવાળો જોઇએ એ પહેલા સ્કંધમાં કહેવામા આવ્યું છે, અને બીજા સ્કંધમાં તેવો અધિકાર પ્રાપ્ત કરવાના સાધનનું વર્ણન કરવામાં આવ્યું છે. બારમા સ્કંધમાં આશ્રયનો બોધ કરવામાં આવ્યો છે.

પૃથુરાજાએ બાણની અણી વડે પૃથ્વીને સપાટ અને સ્વરૂપ, કરી એ કથા ભગવત્પરાયણ રાજા રાજ્યની કેવી રીતે સુવ્યવસ્થા રાખી શકે છે તે બતાવે છે.

અવિદ્યાનું બળ વધતા તે પૂતનાનું રૂપ ધારણ કરે છે, અને જ્યારે તે ભક્તિપંથે ચડનાર બાળક જીવનો નાશ કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે ભગવાન ભક્તિપંથે ચડનારનું રક્ષણ કરવા તે પૂતનાના પ્રાણને હરે છે, અને બાળક જીવના પયમા માત્ર તેનો ગંધ રહે છે. તે ગંધ, ભગવત્પ્રતિ ગતિ કરનાર જીવ ભગવત્કૃપાથી ભગવદ્બળથી, દૂર કરી શકે છે, એ પૂતનાની કથાનું રહસ્ય છે.

ભગવાનને પોતાના સ્વામી કરવાની આશા રાખનાર જીવે

લૌકિક પદાર્થો અને દેહાધ્યાસમાંથી પ્રીતિ ખેંચી લઇ પ્રભુમાંજ પ્રીતિ જોડવી, એ વસ્ત્રહરણ લીલાનું તાત્પર્ય છે.

જ્યારે ભગવાન સ્વતઃઅવતારી પુરુષ માફક દેહ ધારણ કરી લીલા કરતા હોય છે, ત્યારે એમની સાથે ગમે તે પ્રકારે સંબંધ થવાથી એમના સંબંધમાં આવનારના પાપનો નાશ થાય છે. અવતાર દશામાં સંબંધની પૂર્વે ભક્તિ કે જ્ઞાનની જરૂર નથી. એ જરૂર દૃઢ સંબંધજ પૂરી પાડે છે. એ ગમે જે અસુરોને ભગવાને હણ્યા અને તેઓની સદ્ગતિ થઇ ગઇ એ વાત સિદ્ધ કરે છે. દેહાધ્યાસ એજ ધેનુક છે. કાલીય નાગ અને એનું વિષ એ ઇન્દ્રિયો અને એના વિષયો છે. એવા અવતારની કરવાની નથી, પણ શ્રીપુરુષોત્તમની કરવાની છે.

એ પ્રમાણે શ્રીમદ્ભાગવતમાં સમાયેલી કેટેક સ્થાને ખાસ રહસ્ય છે. એ તત્ત્વ જે ગુરુ જાણે છે તેજ ગુરુ ભક્તિશાસ્ત્રનું જ્ઞાન આપી શકે છે ૨૧.

मूलम्—नन्वेतस्य परिज्ञानं कथं भवति सर्वथा ।
ज्ञाने सति परित्याग कर्तव्योऽस्य मतां भवेत् ॥२२॥

અર્થ—કોઇ શંકા કરે કે એનું [વંચકનું] સર્વ પ્રકારે જ્ઞાન કેમ થાય? જ્ઞાન થાય તેજ સત્પુરુષોથી એનો ત્યાગ થઇ શકે ૨૨.

मूलम्—भवेच्च चोरविज्ञानं शास्त्रतो धर्मदर्शनात् ।
नहि वेचकविज्ञान साम्यतो भगवज्जनैः ॥२३॥

અર્થ—ઉપર કહેલા બહારના અને અંદરના ચોરનું જ્ઞાન તો

શાસ્ત્રથી (કર્તવ્યથી), ધર્મદર્શનથી થઇ શકે છે, પણ વંચક પુરુષમાં ભગવદ્ભજનના જેવા આચરણ હોવાથી તેનું જ્ઞાન થઈ શકતું નથી.

વિવેચન—ભીતરના ચોર કામ લોભાદિ ચિત્તને દરે છે. તેથી તેમનું જ્ઞાન થાય છે. અલ્પ બુદ્ધિવાળાના અધર્મથી એકઠા કરેલા ધનને કુટુંબીજનો, લગ્ન, શ્રાદ્ધ, કસની લડાઇ, નાચરંગ વગેરે પ્રસંગે લેઇ જાય છે, તેથી કુટુંબરૂપી ચોર પણ જાણવામાં આવે છે, પણ વંચકનાં બહારનાં ચિહ્નો ભક્તના જેવાં હોય છે તેથી તેનું જ્ઞાન ઝટ થઇ શકતું નથી. ૨૩.

मूलम्—न कोपि तादृशो धर्मो वैलक्षण्यावबोधकः ।
मृगाणामिव साधूनां मृगयोरिव गायने ॥२४॥

અર્થ—જેમ મૃગને પારધીનું ગાયન અથવા સત્પુરુષોનું ગાયન જાણવાને માટે કાંઈ પણ અસાધારણ ચિહ્ન નથી, તેમજ વંચકનું જ્ઞાન થવામાં પણ કોઇ પણ વ્યાવર્તક ધર્મ (તરત જાણી શકાય એવું ચિહ્ન) નથી.

વિવેચન—આ શ્લોકથી પારધી અને વંચકનો મુકાબલો કરવામાં આવે છે. પારધી મૃગને પોતાના ગાયનથી મોહિત કરી પછી બાણ વડે મારી નાખે છે, તેમ વંચક મનુષ્ય પણ પોતાના વેષ, ચેષ્ટા અને બોધથી ભક્તજનને મોહ પમાડી તેનું ચિત્ત અને વિત્ત હરી લેઇ તેને ભક્તિમાર્ગથી ખસેડી દેછે.

સત્પુરુષનું ગાયન કર્યું છે અને પારધીનું ગાયન કર્યું છે એ વાતની જેમ મૃગને ખબર પડતી નથી, તેમ ભોળા દિલના ભક્ત-

જનને સાચો ભક્ત કોણ છે અને વંચક કોણ છે તેની ખબર પડતી નથી. ૨૪.

मूलम्-अतोपि किंचिदाधिक्यं वंचके तु प्रतीयते ।
प्रदर्शनार्थत्वतस्तु वेषादेरिह सर्वथा ॥२५॥

અર્થ—કેમકે સત્પુરુષ કરતાં વેષ દેખાડવામાં વંચકનું આધિક્ય છે. સત્પુરુષોના વખતે આચરણ થોડા દેખાય છે, પણ વંચક તો ઘણાં આચરણોનો આભાસ દેખાડે છે.

વિવેચન—સત્પુરુષને કોઈને ઠગવાનો ઇરાદો ન હોવાથી એ કોઈ પ્રકારનો ઢોંગ કરતો નથી, પણ વંચકને બીજાને ઠગવાનો ઇરાદો હોવાથી તે તમામ જાતનો ડોળ અને ઠાઠ રાખે છે. એ ઠાઠ અને ડોળથી અંજાઈ જઈ ભોળા દિલના ભક્તજનો ઠગાઈ જાય છે.૨૫.

मूलम्-गृहसंवासतो ज्ञेय इतिचेत्तन्न युज्यते ।
संसर्गे बुद्धिनाशे तु मोहान्न ज्ञानसंभवः ॥२६॥

અર્થ—ઘરમાં નિવાસ કરવાથી વંચકને જાણી લેવો (એમ કહેવામાં આવે તો) એ પણ યોગ્ય નથી, કેમકે મોહ વડે સંસર્ગ થવાથી બુદ્ધિનો નાશ થાય છે, [તેથી] તેનું જ્ઞાન થવાનો સંભવ નથી.

વિવેચન—કોઈ એમ કહે કે વંચકની સાથે થોડો વખત એક ઘરમાં રહેવાથી તેની પરીક્ષા થઈ શકે, તો તે પણ સંભવતું નથી, કેમકે વંચકના ડોળથી એક વખત અંજાઈ ગયાથી બુદ્ધિનો નાશ થાય છે, તે કારણથી તેના આચરણોમાં કાંઈ દૂષણ જોવામાં આવતું

શાસ્ત્રથી (કર્તવ્યથી), ધર્મદર્શનથી થઇ શકે છે, પણ વંચક પુરુષના ભગવદ્‌ભજનના જેવા આચરણ હોવાથી તેનું જ્ઞાન થઈ શકતું નથી.

વિવેચન—ભીતરના ચોર કામ લોભાદિ ચિત્તને હરે છે તેથી તેમનું જ્ઞાન થાય છે. અલ્પ બુદ્ધિવાળાના અધર્મથી એકઠા કરેલા ધનને કુટુંબીજનો, લગ્ન, શ્રાદ્ધ, કર્મની લડાઇ, નાચરંગ, વગેરે પ્રસંગે લેઇ જાય છે, તેથી કુટુંબરૂપી ચોર પણ જાણવામાં આવે છે. પણ વંચકના અદાગના ચિહ્નો ભક્તના જેવા હોય છે તેથી તેનું જ્ઞાન ઝટ થઇ શકતું નથી. ૨૩

मूलम्—न कोऽपि तादृशो धर्मो वैलक्षण्यावबोधकः ।
मृगाणामिव साधूनां व्याधोऽपि गायने ॥२४॥

અર્થ—જેમ મૃગને પારધીનું ગાયન અથવા સત્પુરુષોનું ગાયન જાણવાને માટે કોઈ પણ અસાધારણ ચિહ્ન નથી, તેમજ વંચકનું જ્ઞાન થવામાં પણ કોઇ પણ ચમત્કારિક ધર્મ (તરત જાણી શકાય એવું ચિહ્ન) નથી.

વિવેચન—આ શ્લોકથી પારધી અને વંચકનો મુકાબલો કરવામાં આવે છે. પારધી મૃગને પોતાના ગાયનથી મોહિત કરી પછી બાણ વડે મારી નાખે છે, તેમ વંચક મનુષ્ય પણ પોતાના વેશ, ચેષ્ટા અને બોલથી ભક્તજનને મોહ પમાડી તેનું ચિત્ત અને વિત્ત હરી લેઇ તેને ભક્તિમાર્ગથી ખસેડી દે છે.

સત્પુરુષનું ગાયન કર્યું છે અને પારધીનું ગાયન કર્યું છે એ વાતની જેમ મૃગને ખબર પડતી નથી, તેમ ભોળા દિલના ભક્ત-

ખોટો બોધ કરીને ભક્ત જનોને ઠગે છે. તે ચોર કે લુંટારાની માફક લાકડી કે બીજાં હથિયાર મારતો નથી, પણ બોધરૂપી હથિયારથી મારે છે. ૨૯.

मूलम्—छलबुद्धिर्विनाशाय न बलं तस्य साधनम् ।
अज्ञातः सर्वथा हिंस्रो ज्ञातो नैव हि बाधकः ॥३०॥

અર્થ—બીજાનો નાશ કરવાને માટે વંચકનું સાધન તેનું બળ નથી પણ તેની છલબુદ્ધિ છે. જ્યાંસુધી તેનું સ્વરૂપ ન જાણ્યું હોય ત્યાંસુધી તે મારે છે (ઘાત-હિંસા કરે છે) તે જણાયા પછી તે કાંઈ બાધ કરી શકતો નથી.

વિવેચન—વંચક કંઈ શસ્ત્ર વાપરી બીજાને મારતો નથી પણ છલબુદ્ધિ-(એક પ્રકારના મનોબળ) થી બીજાને મારે છે. જ્યાં સુધી તેનું ખરું સ્વરૂપ જાણવામાં ન આવ્યું હોય ત્યાં સુધીજ એ બીજાને નુકશાન કરે છે, પણ જ્યારે એનું ખરું સ્વરૂપ સામાના સમજવામાં આવે છે ત્યારે તે બાધ કરતો નથી. ૩૦.

मूलम्—ज्ञानं त्वशक्यं तस्येति न निस्तारः कथंचन ।
इति चेत्तत्र सिद्धान्त उपायः परिकीर्त्यते ॥३१॥

અર્થ—તેનું જ્ઞાન તો સર્વ પ્રકારે અશક્ય છે; તેથી તેના પંજામાંથી કોઈ પ્રકારે નીકળી શકાય એમ નથી, એમ જો ધારવામાં આવતું હોય તો, આપણા સિદ્ધાન્તમાં જે ઉપાય છે તે કહી બતાવવામાં આવે છે.

વિવેચન—સાચા ભક્તજન અને વંચક એ બેની વચ્ચેનો તફાવત જાણવાને માટે આપણા સિદ્ધાન્તમાં ભક્તજનના જે લક્ષણો-

ખોટો બોધ કરીને ભક્ત જનોને ઠગે છે. તે ચોર કે લુંટારાની માફક લાકડી કે બીજાં હથિયાર મારતો નથી, પણ બોધરૂપી હથિયારથી મારે છે. ૨૯.

मूलम्–छलबुद्धिर्विनाशाय न बलं तस्य साधनम् ।
अज्ञातः सर्वथा हिंस्रो ज्ञातो नैव हि बाधकः ॥३०॥

અર્થ—બીજાનો નાશ કરવાને માટે વંચકનું સાધન તેનું બળ નથી પણ તેની છલબુદ્ધિ છે. જ્યાંસુધી તેનું સ્વરૂપ ન જાણ્યું હોય ત્યાંસુધી તે મારે છે (ઘાત-હિંસા કરે છે) તે જાણ્યા પછી તે કાંઈ બાધ કરી શકતો નથી.

વિવેચન—વંચક શસ્ત્રબળ વાપરી બીજાને મારતો નથી પણ છલબુદ્ધિ-(એક પ્રકારના મનોબળ) થી બીજાને મારે છે. જ્યાં સુધી તેનું ખરૂં સ્વરૂપ જાણવામાં ન આવ્યું હોય ત્યાં સુધીજ એ બીજાને નુકશાન કરે છે, પણ જ્યારે એનું ખરૂં સ્વરૂપ સામાના સમજવામાં આવે છે ત્યારે તે બાધ કરતો નથી. ૩૦.

मूलम्–ज्ञानं त्वशक्यं तस्येति न निस्तारः कथंचन ।
इति चेत्तत्र सिद्धांत उपायः परिकीर्त्यते ॥३१॥

અર્થ—તેનું જ્ઞાન તો સર્વ પ્રકારે અશક્ય છે; તેથી તેના પંજામાંથી કોઇ પ્રકારે નીકળી શકાય એમ નથી, એમ જો ધારવામાં આવતું હોય તો, આપણા સિદ્ધાન્તમાં જે ઉપાય છે તે કહી બતાવવામાં આવે છે.

વિવેચન—સાચા ભક્તજન અને વંચક એ બેની વચ્ચેનો તફાવત જાણવાને માટે આપણા સિદ્ધાન્તમાં ભક્તજનના જે સ્વાભા-

વિક લક્ષણો કહ્યાં છે તે વંચકમાં છે કે નહિ એ વાતની તજવીજ કરવાથી વંચક પારખી શકાય છે. ૩૧

मूलम्—भगवद्भक्तसाम्येऽपि तदसाधारणो गुणः ।
निरपेक्षत्वमेतस्मिंस्तदभावाद्धि वंचकः ॥३२॥
अनाकारित एवासौ संगे लगति सर्वथा ।
प्रार्थिता भगवद्भक्ताः कृपयंति कथंचन ॥३३॥

અર્થ—ભગવદ્‌ભક્તના સરખા આચરણનો આભાસ છતાં પણ ભગવદ્‌ભક્તોનો અસાધારણ ગુણ જે નિરપેક્ષત્વ છે તે તેનામાં હોતો નથી, અને તે નહિ હોવાથીજ તેને વંચક સમજી લેવો. વંચક વગર બોલાવ્યેજ સાથેજ લાગે છે અને ભગવદ્‌ભક્તો તો કોઈપણ પ્રકારે પ્રાર્થના કરવાથીજ કૃપા કરે છે.

વિવેચન—વંચકમાં નિસ્વાર્થીપણું હોતું નથી ને તે સ્વાર્થી હોય છે સાચો ભક્ત નિસ્વાર્થી હોય છે નિસ્વાર્થી મનુષ્ય વગર બોલાવે કોઈની પાસે જતો નથી, પણ વંચક હરકોઈ બહાને બીજાની પાસે જાય છે; અને તેના આગળ પોતાની જાળ પાથરે છે. ભક્ત જનને સ્વાર્થ ન હોવાથી તે નિરપેક્ષ (કોઈપણ ઇચ્છા કે લાલચ વગરનો) રહે છે. વંચકથી સાચા ભક્તને ઓળખી કાઢવાને મુખ્ય ચિહ્ન નિરપેક્ષતાજ છે. ૩૨–૩૩.

વંચકને જાણવાનું બીજું સાધન કહેવામાં આવે છે:

मूलम्—स द्रव्यमेव विज्ञाय सज्जनं स्वार्थमादिनः ।
दीनेषु भगवद्भक्तास्तदर्थैकप्रमादकाः ॥३४॥

અર્થ—વંચક દ્રવ્યને જાણીને પોતાના સ્વાર્થથી મોહ પામી તેમાં આસક્ત થાય છે, પણ ભગવદ્‌ભક્તો દીન જનને વિષે પોતાના સ્વાર્થ વિના તેના સ્વાર્થ માટેજ પ્રસન્ન થાય છે.

વિવેચન—વંચક સ્વાર્થી હોવાથી દ્રવ્યવાનનીજ કેડે લાગે છે, અગર જ્યાંથી દ્રવ્યની પ્રાપ્તિ થવાનો સંભવ હોય ત્યાંજ પોતાનો યત્ન કરે છે, પણ ભક્તજન તો સ્વાર્થ રહિત હોવાથી દીન અને ગરીબ મનુષ્યોના ઉપર સ્વાર્થ વિના કૃપા કરે છે. ૬૪.

मूलम्—चालयत्ययमुन्मार्गं मायाचाटुकसुक्तिभिः ।
ते तु मार्गे चालयन्ति वचोभिः कटुकौषधैः ॥६५॥

અર્થ—વંચક કપટ યુક્ત મધુર વાક્યથી ખોટા માર્ગમા ચલાવે છે, અને સત્પુરુષો તો કટુ ઔષધરૂપ વાક્યથી સન્માર્ગમા ચલાવે છે.

વિવેચન- વચકની વાણી મધુર હોય છે. ને મીઠી વાણીથી સામાને પ્રસન્ન કરે છે. સાચો ભક્ત કડવા વચન કહેવાની જરૂર પડે ત્યા કહેવાને અચકાતો નથી, અને તેમ કરીને સામાને તે સન્માર્ગે ચડાવે છે. સામો ધણી ખોટે માર્ગે ચડે તો સારું એમ વંચક ધારે છે, તેથી એ મીઠા વાક્યો બોલી સામાને ખોટે રસ્તે જવાને ઉત્તેજન આપે છે, પણ કડવા વાક્ય કહી સન્માર્ગે ચડાવતો નથી. એટલા માટે શિક્ષાપત્રમા કહ્યું છે કે-

संसृतिप्रेरको वापि तत्संगो दुष्टसंगमः ॥८॥

અર્થ—અથવા અહંતા મમતાત્મક સંસારમાં આસક્તિ કરવાની જે પ્રેરણા કરે તેનો સંગ દુષ્ટ સંગ જાણવો ૩૫.

मूलम्—एवं विज्ञाय बुद्ध्यैव वैलक्षण्यं हि वंचके ।
तत्संगं तत्र सद्भाव तन्माहात्म्य परित्यजेत् ॥३६॥

અર્થ—એ પ્રકારે સત્પુરૂષ અને વંચકનું વૈલક્ષણ્ય બુદ્ધિથી જાણીને વંચકના સંગનો, તેને વિષે સદ્ભાવનો, અને તેના માહાત્મ્યનો ત્યાગ કરવો.

વિવેચન--ઉપર કહેલા વંચકના સંગનો ત્યાગ કરવો. સંગ કરવો હોય તો માત્ર સાધુ પુરૂષનોજ કરવો. સાધુ પુરૂષ તેજ કે જે શ્રીકૃષ્ણમાં કારણ રહિત પ્રીતિનો બોધ કરે અને જે નિરપેક્ષ તથા સાત્વિક હોય. ૩૬.

मूलम् अन्यथा मार्गनिष्ठोऽपि विनाशं प्राप्नुयान्नरः ।
अत एवास्मदाचार्यैरुक्तं स्वीयकृपालुभिः ॥३७॥

पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ।
अन्यत्राप्युक्तमेवं हि शिक्षापद्येषु सर्वथा ॥३८॥

અર્થ--ઉપર કહ્યા પ્રમાણે વંચકનો ત્યાગ કરવામાં ન આવે તો માર્ગનિષ્ઠ પુરૂષ પણ વિનાશ પામે છે. એટલા માટે સ્વાશ્રિતજનને વિષે કૃપા રાખનાર આપણા આચાર્યશ્રીએ કહ્યું છે કે લોકમાં પાખંડનો પ્રચાર થવાથી શ્રીકૃષ્ણ એજ મારી ગતિ છે, અને એજ પ્રકારે અન્ય સ્થળે શિક્ષાપદ્યને વિષે મેં પણ યથાયોગ્ય કહેલું છે.

અર્થ—શુદ્ધ ભાવનું પ્રભુમાં સ્થાપન કરવું જોઈએ; વંચકની માફક ચતુરાઈ બતાવવાનું કાંઈ પ્રયોજન નથી. ૩૭–૩૮.

मूलम्–प्रावाहिकास्तेऽपि चेत्स्युस्तदुपेक्षैवोचिता तदा ।
एवं विज्ञाय सततं स्थेयं वै सावधानिभिः ॥३९॥

सेवापरैः कथासक्तैः सत्संगपरिशोधकैः ।
बाह्यव्यापाररहितैर्भगवद्भावभावुकैः ॥४०॥

दैन्यमात्रपरिश्रान्तैरमदालापवर्जितैः ।
श्रीकृष्णदर्शनाप्तार्तैर्निजाचार्यांघ्रिनाश्रितैः ॥४१॥

અર્થ—અને ભગવદ્ભક્તો પણ ભક્તિને છોડી દેઈ પ્રવાહમાં હોય તો તેમની પણ ઉપેક્ષા કરવી ઉચિત છે. આ પ્રમાણે જાણીને સેવામાં તત્પર, ભગવત્કથામાં આસક્ત, સત્સંગના શોધક, બાહ્ય વિષયોના વ્યાપાર રહિત, ભગવદ્ભાવનો રસ જાણનાર, માત્ર દૈન્ય વડે સાધનથી વિરામ પામેલા અમદાલાપ રહિત, શ્રીકૃષ્ણના આવિર્ભાવની આકાંક્ષાથીજ પીડિત, • અને શ્રીઆચાર્યચરણનો આશ્રય રાખનાર પુરુષોએ નિત્ય નિરંતર સાવધાનપણે સ્થિતિ કરવી.

વિવેચન—પ્રવાહનું લક્ષણ પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં આપ્યું છે. તેમાં કહ્યું છે કે પ્રવાહમાં રહેલા જીવો આસુરી છે. તેઓ ધર્મમાં પ્રવૃત્તિ અને અર્થથી નિવૃત્તિને જાણતા નથી, એટલે ધર્મમાં પ્રવૃત્ત થવું, અને અધર્મથી નિવૃત્ત થવું તે તેઓ જાણતા નથી. તે કારણથી તેઓમાં પવિત્રતા, આચાર કે સત્ય હોતું નથી

પ્રવાહમા ગએલા જીવનો સંગ કરવો યોગ્ય નથી. ભક્તજનોએ એવા જીવોની સોબત અવશ્ય તજવી જોઇએ, એટલુંજ નહિ પણ જે પૂર્વે ભક્તિમાર્ગમાં હોય તે પાછળથી પ્રવાહમાં ભળી ગયેલો હોય તો તેનો સંગ પણ તજવા યોગ્ય છે.

દીનતા ભાવથી અહંતા અને મમતાનો નાશ થાય છે માટે અન્ય સ્થળે શ્રીહરિરાયજી કહે છે કે ભક્તિમાર્ગમા જે સાધનોથી દૈન્ય સારી રીતે સિદ્ધ થાય તે સાધનો ગ્રહણ કરવા યોગ્ય છે, અને જેથી દૈન્યનો નાશ થાય તે સર્વ વિરોધી છે એમ જાણવું. (શિક્ષાપત્ર ૩૩-૧૫) વળી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ સુબોધિનીજીમાં કહેલું છે કે,

भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् ।

ભક્તોને શ્રીહરિને પ્રસન્ન કરવાનું મુખ્ય સાધન દીનતાજ છે ૩૯-૨૧.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थां प्रकाशन्ते महात्मनः ॥
केनापि न निरुद्धोऽहं निजाचार्यकृपात्रत्वात् ।
यत्सत्यं भयत्यागेन विवृतं स्फुरितं हृदि ॥१॥



# ૪૫. कामाख्यदोषविवरणम् ॥

## ૧. ઉપક્રમ

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ષડ્વર્ગને જ્યાંસુધી જીતવામાં ન આવે ત્યાંસુધી હૃદય કદાપિ શુદ્ધ થતું નથી; અને તેવા અશુદ્ધ હૃદયમાં પ્રભુનો વાસ કદાપિ થતો નથી. ગમે તે માર્ગ કે સમ્પ્રદાયદ્વારા ભગવત્પ્રાપ્તિનો પ્રયત્ન કરવામાં આવે, પરન્તુ જો ઇન્દ્રિયો ઉપર કાબૂ ન હોય તો સર્વ પ્રયત્ન ખારી જમીનમાં બી વાવવાનો પ્રયત્ન કરી તેમાંથી ફલ પ્રાપ્ત કરવાના નિષ્ફલ પ્રયત્ન જેવા થાય છે. આ બાધક છ દોષોમાં કામ પ્રથમ છે; બલ્કે બધા દોષોનું મૂળજ એ દોષ છે; કેમકે ઇન્દ્રિયોના વિષયોની પૂર્તિ ન થવાને કારણેજ બીજા અનર્થો એક પછી એક ઉત્પન્ન થાય છે. પ્રભુની માનસી સેવા સિદ્ધ કરવામાં પરમ બાધક કોઇ હોય તો તે કામજ છે. શ્રીહરિરાયજીએ કૃપા કરી આ ગ્રન્થમાં કામનું ખરું સ્વરૂપ બતાવવાનો અનુગ્રહ કર્યો છેઃ—

दोषेषु प्रथमः कामो विविच्य विनिरूप्यते ।
यस्मिन्नुत्पद्यते तस्य नाशकः सर्वथा मनः ॥१॥

ઉપનિષદમાં ઇન્દ્રિયોને ઘોડા કહ્યા છે. 'આત્માને તું રથી જાણ; શરીરને રથ જાણ. બુદ્ધિને સારથિ અને મનને ચાબુક જાણ. ઇન્દ્રિયોને ઘોડા કહ્યા છે, જ્યારે તેના વિષયોને તેઓને ચરવાનાં ખાદ્ય-ગોચર કહ્યાં છે. આત્મા, ઇન્દ્રિયો અને મનનું સંયુક્ત બનેલું જે કાંઇ, તે ભોક્તા, એમ બુદ્ધિશાળી પુરુષો કહે છે.

અયોગ્ય મને કરી જે હંમેશ વિજ્ઞાન વિનાનો છે, તેને જેમ સારથિને દુષ્ટ ઘોડા વશ નથી રહેતા, તેમ ઇન્દ્રિયો વશ નથી રહેતી." (કઠ. ૨-૩-૩ થી ૫)—આ ઇન્દ્રિયરૂપી ઘોડાઓને જો કાબૂમાં ન રાખવામાં આવે, તો શરીરરૂપી રથને ઊંધો વાળી દિયે અને સર્વ નાશ થઇ જાય. પ્રભુના ભક્તોને તો આ ઇન્દ્રિયરૂપી ઘોડાઓને સારી રીતે કાબૂમાં રાખવાના છે; કેમકે જરાપણ ચિત્ત ચલિત થતાં ભગવદ્‌ભજનમાં પ્રતિબન્ધ ઉત્પન્ન થાય છે. ૧.

## ૨. કામનાં કાર્ય

તેની ભયંકરતા જણાવતા કહે છે કે —

विषयावेशहेतुत्वाद्विक्षेपोत्पत्तिकारणम् ।
रजोगुणसमुत्पन्नो रजःप्रक्षेपको मुखे ॥२॥

ब्रह्मावेशविरोधी च सद्बुद्धेर्बाधको मतः ।
सत्वमंनाशकः सर्वप्राकृतासक्तिसाधकः ॥३॥

કામ વિષયના આવેશમાં કારણરૂપે રહેલો છે. ભગવાન ગીતાજીમાં આજ્ઞા કરે છે કે—"વિષયોનું ધ્યાન કરતા પુરુષને સંગ ઉત્પન્ન થાય છે; સંગથી કામ ઉત્પન્ન થાય છે; કામથી ક્રોધ ઉપજે છે, ક્રોધથી કર્તવ્યાકર્તવ્યનું ભાન ભૂલાય છે. એ મોહથી સ્મૃતિમાં ભ્રાન્તિ થાય છે; સ્મૃતિમાં ભ્રાન્તિ થઇ એટલે થયો બુદ્ધિનાશ અને બુદ્ધિનો નાશ એટલે સર્વનાશ" (ભ. ગી. ૨-૬૨ થી ૬૩) કામ આટલો ભયાનક છે; તો અનેક જાતના વિક્ષેપ-બાધ કરવામાં એ

સરખુરૂપે હોય, ત્યાં શી નવાઇ ? ભગવાને ગીતાજીમાં કામ અને ક્રોધની ઉત્પત્તિ રજોગુણમાંથી કહી છે. પ્રભુ આજ્ઞા કરે છે કે—

“—આ કામ, આ ક્રોધ એ રજોગુણમાંથી ઉત્પન્ન થયેલા છે એ મોટા ખાઉધર, મહાપાપી છે; એને તું દુશ્મન જાણ. જે પ્રમાણે ધુમાડાથી અગ્નિ ઢંકાય જાય છે, જે પ્રમાણે આરીસો મળથી છવાઇ જાય છે, જે પ્રમાણે ઓળથી ગર્ભ ઢંકાઇ જાય છે, તે પ્રમાણે કામથી આ જગત છાયેલું છે. હે અર્જુન ! દુઃખેથી જેની પૂર્તિ થઇ શકે તેવા. એ જ્ઞાનીના નિત્યવૈરી કામરૂપી અગ્નિએ જ્ઞાનને ઢાંકી દીધું છે. ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ આ કામનું રહેઠાણ છે. આ સ્થાનોએ કરી કામ જ્ઞાનને ઢાંકીને આત્માને મોહ પમાડે છે; તેથી આરમ્ભમાંજ તું, હે ભરતકુલોત્પન્ન! ઇન્દ્રિયોને નિયમમાં રાખી જ્ઞાન અને વિજ્ઞાનનો વિનાશ કરનારા પાપી કામનો વિનાશ કરી નાખ” (ભ. ગી. ૩-૩૭ થી ૪૧) કામથી બુદ્ધિ બહેર મારી જતી હોવાથી કુકર્મો કરવા તરફ જીવ ખેંચાઇ જાય છે કે અનેક સ્થળેથી તેને પરિભવ સહન કરવો પડે છે; તે દુનિયાની નજરેથી ઉતરી જાય છે; કોઇ તેનું માન કરતું નથી. આનું નામ તે જીવો પર રજ-ધુળ પડવી. શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે 'વિષયથી ઘેરાઇ ગયેલા દેહવાળાઓને હરિનો આવેશ થતોજ નથી.' (સં. નિ. ૬) જેને બુદ્ધિનો વિનાશ થઇ ચૂક્યો છે, તેને શું મારું શું તારું. એનો વિચારજ ક્યાંથી હોય ? આવી સ્થિતિમાં પાપો કરવાં, એ તેને સહજ છે. એ પાપોથી અનેક સત્કર્મો ધોવાઇ જાય છે. જેમ જેમ વિષયોને અધીન થતા જઇએ, તેમ તેમ લોકમાં વધારે અને વધારે આસક્તિ થતી જાય છે. ૨-૩.

चित्ताशुद्धिनिदानत्वात् चिद्वृत्तेश्च बाधकः ।
भक्तिमार्गमहाद्वेष्टा वैराग्याद्यवसादनात् ॥४॥

सर्वत्रापरितोषश्चानेन क्षोभसमुद्भवात् ।
यथाकथञ्चित्सागसुरयेन्द्रियवैकुल्यकारक ॥५॥

કામની એટલા માટે ચિત્ત એક છે. જ્યાં જ્યાં કામનો સંપર્ક થયો, ત્યાં ત્યાં બુદ્ધિનાશના પગરણ થઇ ચૂક્યાંજ સમજો, એટલે ચિત્તને મલિન થતાં વખત નથી લાગતી જ્યાં ચિત્ત મલિન થઇ ચૂક્યું, ત્યાં જ્ઞાન ટકી ક્યાંથી શકે? ઉપનિષદમાં કહ્યું છે કે— "જે અજ્ઞાની છે, જેનું મન ઠેકાણે નથી, જે સદા અપવિત્ર છે, તે પરમપદને પ્રાપ્ત કરી શકતો નથી. તે સંસારમાં ગોથાં ખાય છે." (ક. ૧-૩-૭), જ્યાં જ્ઞાન નથી, ત્યાં પ્રભુનો આવેશ ક્યાંથી? ભગવાન ગીતાજીમાં જ્ઞાનનું લક્ષણ આપતાં આજ્ઞા કરે છે કે—"અમાનીપણું, અદમ્ભીપણું અહિંસા ક્ષમા, આર્જવ, આચાર્યસેવા પવિત્રતા, સ્થિરતા, અન્તઃકરણ પર કાબૂ, વિષયોમાં વૈરાગ્ય, નિરભિમાનિતા, જન્મ મૃત્યુ-ઘડપણ અને રોગ વિગેરે દુઃખરૂપી દોષોનો વારંવાર વિચાર, સ્ત્રી-પુત્ર ઘર વગેરેમાં અનાસક્તિ અને અળગાપણું, ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિમાં હમેશાં ચિત્તનું સરખાપણું ભગવાનમાં યોગ વડે અનન્ય ભક્તિ, એકાન્ત પ્રદેશમાં રહેવાનું, જ્યાં મનુષ્યનો સમૂહ રહેતો હોય ત્યાં અપ્રીતિ × × × × × × આ જ્ઞાનદશામાં વૈરાગ્ય એ મુખ્ય વસ્તુ રહેલી છે. કામ હોય ત્યાં વૈરાગ્ય ટકીજ શકે નહીં જ્યાં દુન્યવી પદાર્થોમાંથી રાગ છૂટયા નથી, ત્યાં અનન્ય ભગવદ્ભક્તિ આવી શકાયજ ક્યાંથી? એજ માટે કામને

ભક્તિમાર્ગનો મહાન શત્રુ કહ્યો છે કોઈપણ પદાર્થ તરફ ઇન્દ્રિયનું ખેંચાણ થયું કે તરતજ તે લેવા દિલ થાય છે. એક બગીચામા ગયા; વસન્તઋતુ ખીલી રહી છે; આસપાસ વનસ્પતિ નવા સ્વાઙ્ગ સજી મનોહર થઇ રહી છે; ત્યા બ્હતા ફૂલોના ઉદ્‌ગમને જોઇ આખો અને નાક બન્ને તે બાજૂ ખેંચાય છે; એટલે તે જોયાજ કરવાનું અને સૂંઘ્યાજ કરવાનું તેને વારંવાર મન થયા કરે અને ફૂલો ચૂંટવાનું મન થાય; આનૂ નામ તે લોભ હવે મનવાઞ્છિત પદાર્થજ ન મળે અને ન મળે એ સ્વાભાવિક છે, કેમકે વધૂ અને વધૂ મેળવવાપણું એ જીવને સ્વાભાવિક જેવૂં છે, એટલે અસન્તોષજ રૂહેવાનો. ઉનાળાનો સમય છે; ઉકળાટો ફાટી નીકળ્યો છે; મોટા શહેરોની બજારોમાં શીતોપચારને માટે આઇસક્રીમ, બરફ, સોડાલેમન અને સરબતોની છત છે, ત્યા જરા પણ મન લલચાયૂં એટલે એ વસ્તુ લીધી, ખાધી યા પીધી ને જરા શાન્તિ અનુભવાઇ પણ; પાછો ઉકળાટો તો ચાલૂજ છે, એટલે તે બીજીવાર, તે ત્રીજીવાર, આમ અસન્તોષ રહ્યાજ કરે; પણ જો પ્રથમથી સંયમ રાખ્યો હોય, ઇન્દ્રિયોને તે મોહક પદાર્થો તરફ ખેંચાવા ન દીધી હોય તો અસન્તોષને કાઇ કારણ છે ? આજ લૌકિક તરફની આસક્તિ જીવને પ્રભુ તરફથી વાળી લિયે છે; બહિર્મુખ બનાવે છે. ચિત્ત ચલિત બનતા લૌકિક મોહક પદાર્થો તરફ આસક્તિ વધતીજ જાય છે; એટલે ચપલ ઇન્દ્રયરૂપી ઘોડાઓ પોતાના વિષયરૂપી ગોચરોમા ફરવા પ્રયત્નશીલ બને છે, અને તેનૂં પરિણામ સંસારજ. ૪–૫

કામની સાથે લોભ સંકળાયેલોજ છે. એકને પણ ટાળવો મુશ્કેલ છે, ત્યા બે ઉપર વિજય મેળવવો મુશ્કેલ હોય, તેમા શું

અધિકારી થાય છે. આ કામાદિના સકંજામાં ફસાઈ જવાથી મન દૂષિત થઈ જાય છે, જેને પરિણામે જીવ સંસારમાં ફસાયેલ રહે છે. ઉત્તમોત્તમ માનુષી સેવા સિદ્ધ કરવામાં મલિન મન સમર્થ થઈ શકતું જ નથી. આમ આ કામ સેવામાં જબરજસ્ત અડચણ ઊભી કરનારો છે. શ્રીમહાપ્રભુજીએ સેવાફલમાં સેવાના ત્રણ પ્રતિબન્ધોમાં લૌકિક ભોગને ગણાવ્યો છે એ લૌકિક ભોગ તે જ કામપૂર્તિ; તેનો ત્યાગ કર્યે જ સેવા સિદ્ધ થઈ શકે. ૬-૭.

"જન્મથી આંધળો માણસ કદી જોઈ નથી શકતો, તે જ રીતે કામથી આંધળો બનેલો પણ કશું જોઈ શકતો જ નથી," એ સુપ્રસિદ્ધ વાત છે. આવા અન્ધ માણસને પ્રભુસામ્મુખ્યકારક કાંઈ પણ ક્યાંથી ગમે ? તે બતાવતાં કહેવામાં આવે છે કે–

निरोधस्य महान्धस्तु नस्फूर्तिकरो यतः ।
गुणगानप्रयत्नोऽपि न रोचन्ते गुणा यतः ॥८॥
वैराग्यसाधकाः सर्वे कामिनस्ते कथं प्रियाः ।
अत एव हि दृश्यन्ते गुणश्रवणवैरिणः ॥९॥

શ્રીમહાપ્રભુજીએ નિરોધલક્ષણમાં નિરોધની સિદ્ધિ માટે જે ઉપાયો દર્શાવ્યા છે, તેમાં ગુણગાનને પણ એક સાધન બતાવ્યું છે. હવે હૃદય કામથી પરાભૂત થઈ ગયું છે, તેવા મનુષ્યનું પ્રભુધ્યાન સ્થિર ટકી શકતું નથી; કામપૂર્તિની લાલસામાં લૌકિક પદાર્થો તરફ ચિત્ત ખેંચાયું જાય છે; તે પ્રભુના ગુણોનું ગાન કરી ક્યાંથી શકે? જો શોક્ય ઘરમાં હોય તો કદી પતિને જંપ લેવા દેતી નથી; તેજ પ્રમાણે એકજ મનુષ્યમાં એકી સાથે કામ અને પ્રભુના ગુણોનું

માન ઉલ્કાપાત મચાવી મૂકે છે, શોકય દૂર થય તો ફરી શાંત એમાય તેજ રીતે કામનો ત્યાગ થાય તોજ જીવને સ્થિરતા પ્રાપ્ત થાય પ્રભુના ગુણો છે, તે તો સંસારમાં વૈરાગ્ય ઉત્પન્ન કરનારા છે, સમાગમક્તિ દૂર કરાવનારા છે; જ્યારે કામીને તો સંસારમાં ઓર અને ઓર ખૂંચે જવાનું ચિત્ત હોય છે, તેને આ ગુણો કયાથી ગમે ? અસ્થિર ચિત્તવાળા કામીઓને ભગવદ્ગુણશ્રવણ કદાપિ ગમતું નથી એક સ્થાનમાં એક સમય એકજ પદાર્થ રહી શકે. મનરૂપી સ્થાન પર કામ બેઠો, ત્યાં બીજું કાંઇ કયાં બેસી શકે ? ૮–૯.

કામ અનેક અનર્થ-પરંપરાને ઉત્પન્ન કરનારો છે, તેની ભયાનકતાનું વર્ણન કરતા કહેવામાં આવે છે—

क्रोधः स्वकार्यकरणाल्लोभ प्राप्त्यापि शाम्यति ।
घृतहोमे वह्निरिव कामो भोगेन वर्धते ॥१०॥
कामेन नाशितमति प्रतिषिद्धे प्रवर्तते ।
अगम्यागमने चौर्ये तथैवाभक्ष्यभक्षणे ॥११॥
यत उत्पद्यते क्रोधो महद्द्रोहसमुद्भव ।
लोभोऽपि जायते तस्मात् स चार्थविषयो भवेत् ॥१२॥
सोऽर्थे पञ्चदशानर्थमूल तत्र प्रवर्तते ॥१३॥

કામ સર્વ અનર્થોનું મૂળ છે. કોઇ પણ વસ્તુ મેળવાની ઇચ્છા થઇ. ને ન મળી એટલે તરત ગુસ્સો ચડે છે; એટલે તે મેળવવાનો લોભ થાય છે; પણ ક્રોધ અને લોભ તે તે વસ્તુ પ્રાપ્ત થયા જ ત્યાંથી ફરી જાય છે; પરન્તુ આ કામ ઇન્દ્રિયોપભોગનની તો તેનાથી

ઊલટી વાત છે. યયાતિરાજાએ 'અનેક વર્ષો સુધી કામોપભોગમાં પ્રવૃત્તિ કરી પણ તેને તૃપ્તિ થઈ નહીં; તેનાજ મુખમાંથી આ વાક્ય નીકળે છે કે:

“ न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ (ભા.૯-૬૧-૧૪)

કામ વિષયોના ઉપભોગથી શાન્ત થતો નથી; અગ્નિમાં ઘીનો હોમ કરવામાં આવે અને અગ્નિ જેમ વધુ અને વધુ પ્રદીપ્ત થતો જાય છે. તેમ કામ ઘોર અને ઘોર વધતો જાય છે" બળવાન એવો ઇન્દ્રિયોનો સમૂહ મહાન બુદ્ધિશાળીઓને પણ ભયંકર પાપગર્તાઓમાં ધકેલી દિયે છે. શાસ્ત્રકારો તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે 'એકાન્તમાં મા-બેન કે દીકરી સાથે પણ ન બેસવું" (ભા.૯-૧૯-૩૭) એ તો સ્પષ્ટ છે કે-'विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः (ભર્તૃહરિ) સંસાર કે શું નરક, એનો જેને વિચારજ નથી રહ્યો, તેવાઓની પડતી કયાં કયા અને કેટલી થાય છે. તે સમજમાં આવતું નથી-અનેક પ્રકારનું તેનું અધઃપતન થાય છે.' અગમ્યાગમન જેવા કાર્યોથી વડીલો અને રાજાઓનો ભયંકર ક્રોધ ઉત્પન્ન થાય છે. જેને પરિણામે પરસ્પર ગુસ્સાની લાગણી જાગૃત થાય છે. વળી કામ એ અર્થ સાધ્ય વસ્તુ છે. જ્યાંસુધી નાણાં હોય ત્યાંસુધી અનેક સ્રીયો વીંટળાઇ વળે પણ નાણાં ખલાસ થયા કે બધી દૂર થઈ જાય. એવે ટાણે સ્રીયોને પ્રસન્ન રાખવાને માટે નાણાંના બદલામાં તેણે ચોરી-જૂઠ જેવાં ભયંકર કાર્યો કરવામાં પ્રવૃત્ત થવું પડે છે. (અત્યારે વર્તમાનપત્રો વાંચનારાઓને આ વાત સમજાવવી પડે તેમ નથી.) કામી-

સ્ત્રીઓ પાસે કામપૂર્તિની વીનવી કરવા માંડે છે. વાયુ, પાંદડા અને પાણીમાત્રથી પોતાના દેહનો વ્યવહાર ચલાવનારા વિશ્વામિત્ર અને પરાશર જેવા મહર્ષિઓ સ્ત્રીઓ પાછળ ઘેલા થઇ પોતાનાં હજારો વર્ષનાં તપનાં ફળોને એક ક્ષણમાત્રમાં ગુમાવી બેઠા છે. રાજા આગ્નીધ્રનો પ્રસઙ્ગ શ્રીમદ્ ભાગવતના પઞ્ચમ સ્કન્ધના બીજા અધ્યાયમાં આવે છે. સ્વાયમ્ભૂ મનુથી શતરૂપામાં ઉત્પન્ન થયેલા મોટા પુત્ર પ્રિયવ્રત રાજાનો આગ્નીધ્ર એ મોટો પુત્ર હતો. એક વાર પિતૃલોક પ્રાપ્ત કરવાની ઇચ્છાએ કરી હિમાલયમાં બ્રહ્માજીની તપપૂર્વક આરાધના કરવા લાગ્યો. બ્રહ્માજીએ તેની પરીક્ષા કરવાને માટે પૂર્વચિત્તિ નામની અપ્સરાને મોકલી. તેના નૂપુરનો ઝંકાર કાને આવતા રાજાએ જરા આંખ ખોલી તેના તરફ દૃષ્ટિ કરી અને તે તેમાં ફસાઇ ગયો. વર્ષો સુધી તેની સાથે વિલાસ કરતાંયે, નવ નવ પુત્રો ઉત્પન્ન થઇ ચૂક્યા તોયે, તેને સન્તોષ ન થયો. પુત્રો થયા બાદ પૂર્વચિત્તિ પાછી બ્રહ્મા પાસે ચાલી ગઇ રાજાને બહુજ તકલીફ થઇ હમેશાં પૂર્વચિત્તિનું જ ધ્યાન ધરવા લાગ્યો અને તન્મય થઇ અપ્સરાના લોકને પામ્યો; પિતૃલોક ધર્યો રહ્યો. ૧૩-૧૪કે.

આગ્નીધ્ર જેવા ક્ષત્રિયોજ કામે નષ્ટ થઇ ગયા એટલુંજ નહીં, મહાન સમર્થ ઋષિઓ અને શિવ-નારદ જેવા પણ ચલિત થઇ ગયા. જેવા કે —

कामेन कश्यपो दैत्योत्पादने हेतुतां गतः ।
निवृत्तसन्ध्यानियमः पत्नीप्रार्थनमोहितः ॥१५॥
कामेन च शिवः कृष्णयुवतीरूपवञ्चितः ।

कामेन नारदः पष्टिपुत्रानजनयत्स्वतः ।
गर्वाभावाय हरिणा दत्त कामो महाशन ॥१७॥

કશ્યપઋષિ, શિવજી અને નારદ આ ત્રણેય કામદેવના ગપાટામા અટવાયા. કશ્યપ ઋષિને માટે એવી કથા છે કે એકવાર ગોકોના ખાતે દિતિને સાંઝ ટાણે વેળાએ પતિ સાથે સમ્બન્ધ કરવાની ઇચ્છા થઇ. પતિ તે સમયે અગ્નિશાળામાં અગ્નિનું યજન કરી રહેલા. તેની પાસે જઇ તેણે વીનતી કરી. પત્નીની વીનતી ન ઠેલવા ખાતર તેણે તેને થોભી જવાનું કહ્યું, પણ નિર્લજ્જ પત્નીએ પતિનું વસ્ત્ર ખેંચી ગ્રહ્યું અને પરિણામે હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ જેવા ભયાનક પુત્રોની ઉત્પત્તિ થઇ, (ભા ૩–૧૪મો અધ્યાય) શિવજીના વિષયમા એવી કથા છે કે જલધિમન્થનમા મોહિની સ્વરૂપે પ્રભુએ દૈત્યોને મોહમા નાખી દેવોને અમૃતપાન કરાવ્યું, (ભા.–૮–૧૨ મો અધ્યાય). આ વાત જ્યારે શિવજીએ સાભળી ત્યારે મોહિની સ્વરૂપ જોવાની ઇચ્છા થઇ, એટલે જ્યા પ્રભુ બિરાજતા હતા ત્યા ઉમાજી સાથે પધાર્યાં અને પ્રભુને વીનતી કરી કે–'જેનાથી દૈત્યોને આપે મોહ કર્યો, તે સ્વરૂપના અમો દર્શન કરવા આવ્યા છિયે, તો દર્શન કરાવો.' પ્રભુએ ત્યાજ અન્તર્ધાન થઇ જંગલમા મોહિની સ્વરૂપ પ્રકટ કર્યું. ભગવાન શિવ તે મોહિની–સ્વરૂપની મોહક ક્રીડાથી મુગ્ધ થઇ તેને પકડવા દોડ્યા; પકડી ભેટી પડ્યા; પરન્તુ મોહની–સ્વરૂપ પ્રભુ છટકી ગયા. કામથી અત્યન્ત મુગ્ધ થઇ ગયેલા ફરી દોડવા લાગ્યા. એ પછી પ્રભુએ પ્રકટ થઇ તેમનો મોહ ઉતાર્યો. નારદજીની તો આનાથયે ભયઙ્કર દશા પુરાણાન્તરમા સમ્ભળાય

છે. કામવૃત્તિ ખાતર નારદજીને સ્ત્રીરૂપ ધારણ કરવાનું થયું જેને પરિણામે સ્ત્રીરૂપ નારદે ૬૦ પુત્રોને જન્મ આપ્યો. કામદેવને આમ મહાનમાં મહાન પુરુષોને પણ ગરુપ કરનારો પ્રભુએ બનાવ્યો છે, તે મહાન પુરુષોનો ગર્વ ઉતારવા ખાતર ૧૫-૧૭.

कामेन भरतस्यापि हरिणत्वं भवान्तरे ।
पुरञ्जनोऽपि कामेन स्त्रीयोनिमुपलब्धवान् ॥१८॥
कामेन वेदगर्भोऽपि स्वसुतायां नयाकरोत् ।
तेनैव रावणो बुद्धिं रमायामन्यथाकरोत् ॥१९॥

ઋષભદેવજીના પુત્ર ભરત રાજા વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કરી વનમાં રહેતા હતા. તેઓએ મનુષ્ય આજ જન્મમાં મોક્ષ કર્યું હોત; પરન્તુ એક દિવસ એવો બનાવ બન્યો કે જ્યારે ભરતજી સ્નાન કરી નિત્યનિયમથી પરવારી પ્રણવનું ઉચ્ચારણ કરતા બેઠા હતા, તેવામાં સામે કાંઠેથી વાઘની બીકથી કૂદેલી એક મૃગીનો ગર્ભ નદીમાં પડતો અને તણાતો તેમણે જોયો. તેમણે બચ્ચાને પાણીમાંથી ઉઠાવી લઈ તેનું પુત્ર માફક પાલન કર્યું. તેમાં તેમને આસક્તિ થઈ ગઈ અને યોગાદિ કર્મો કરવાને બદલે મૃગબચ્ચાના પાલનપોષણમાંજ તેમનો સમય વ્યતીત થવા લાગ્યો. એમ કરતા મૃગમાં ને મૃગમાં આસક્તિવાળા તેમને મૃત્યુ આવ્યું. એ આસક્તિને લીધે બીજા ભવમાં તે મૃગ તરીકે જન્મ્યા. સંસારમાં મૃગ બચ્ચા તરફના પુત્રવત્ પ્રેમનું પણ આવું પરિણામ આવ્યું. પુરંજન રાજા સ્ત્રીયોનિને પામ્યો. શ્રીમદ્ભાગવત-ચતુર્થ સ્કંધમાં જીવના રૂપક તરીકે આપેલો રાજા પુરંજન પત્નીથી જ્યારે પરાજિત થઈ

ગયો ત્યારે પકડેલા તેને કેદી તરીકે ઉઠાવી ગયા. વિરહથી વ્યગ્ર થયેલો એવો તે પોતાની સ્ત્રીનું સ્મરણ કરવા લાગ્યો; તેનું સતત ધ્યાન કરતાં વિદર્ભરાજના મહેલમાં ઉત્તમ સ્ત્રીરૂપ થઈ ગયો. તેને મલયધ્વજ પાણ્ડ્ય પરણ્યો; (અધ્યાય ૨૮ જો.) બ્રહ્માજીએ પોતાની પુત્રીમાં ઇચ્છા કરી; મરીચ્યાદિ પુત્રોએ પિતાને સમજાવ્યા અને બ્રહ્માજીએ પ્રાયશ્ચિત્ત માટે શરમાઈ પોતાના દેહનો ત્યાગ કર્યો. (ભા. ૩-૧૨-૨૮ થી ૩૩) રાજાની કથા પ્રસિદ્ધ છે. હરકોઈ એક ઇન્દ્રિય પણ જો તેના વિષય તરફ ખેંચાય તો સર્વ નાશ કરે છે, તો પછી સમગ્ર ઇન્દ્રિયો ખેંચાય તો શી દશા થાય ? ૧૮-૧૯.

## ૪ ભક્તિમાર્ગ અને કામ

કામે અનેકને પતિત કરી નાખ્યા છે. તે ઉપર બતાવવામાં આવ્યું. ભક્તિમાર્ગીય જીવોએ તો એનાથી ખાસ ડરતા રહેવાનું છે, તેનું કહેવાના આશયથી કહેવામાં આવે છે :—

एवं हि बहवो नष्टाः कामेनैव हि मानव ।
भक्तिमार्गे विरोधस्तु तत्र कामकृतो महान् ॥२०॥
कामिनः फलवाञ्छावान् शरणं नैव सिध्यति ।
सापेक्षस्य तु सर्वत्र दुर्लभं हि समर्पणम् ॥२१॥
तदभावे तदीयत्वं सर्वथैव हि दुर्लभम् ॥२१½॥

ઉપર ગણાવેલા એ ઉપરાંતના બીજા અનેક પણ કામદેવના પ્રતાપે સર્વનાશ પામી ચૂક્યા છે. વિશ્વામિત્ર જેવા સમર્થ ઋષિ-મુનિઓનાં પણ હજારો વર્ષનાં તપ પલમાત્રમાં કામના પ્રતાપે ધોવાઇ

પણ એની આંખનોજ એ દોષ હોય છે; તેમ ભગવાન્ પ્રભુની લીલા નિર્દોષ છે; પરન્તુ દુષ્ટ હૃદયવાળો એ કામી પુરુષ સર્વત્ર પ્રભુની લીલામાં દોષ જોયા કરે છે. શ્રીશુકદેવજીએ શ્રીમદ્ભાગવતની રાસપંચાધ્યાયીના અન્તમાં કામને હૃદયનો રોગ કહ્યો છે. શ્રીશુકદેવજી કહે છે-"પ્રભુનો વ્રજસુન્દરીઓ સાથેનો આ વિહાર શ્રદ્ધાથી યુક્ત થઈ જે મનુષ્ય સાંભળે અને વર્ણન કરે તે મનુષ્ય પ્રભુની અન્દર પરમ ભક્તિ પ્રાપ્ત કરી તરતજ હૃદયના રોગરૂપી કામને દૂર કરે છે." (ભા. ૧૦-૩૩-૩૪) જ્યાંસુધી એ રોગથી ગ્રસ્ત થાય છે, ત્યાંસુધી કશો વિચાર કરી શકતો નથી. પ્રભુની અપ્રાકૃત આધિદૈવિક લીલાઓમાં પણ તેને કામની જ ગન્ધ આવ્યા કરે છે. ૨૨-૨૩.

## ૫. ઇન્દ્રિયનિગ્રહ

ભક્તિમાર્ગમાં વિવેક અને ધૈર્ય સાધનરૂપ છે, તે ઇન્દ્રિયનિગ્રહ વિના શક્ય નથી તે બતાવતાં કહેવામાં આવે છે કે—

निबन्धे श्रीमदाचार्यैरत इन्द्रियनिग्रहे ।
सत्यागः सर्वथा प्रोक्तो भगवद्भक्तिसाधकः ॥२५॥
कौतुकार्थमपि त्यागो धर्मार्थमपि वर्जितः ॥
'स्वयमिन्द्रियकार्याणि' इत्युक्त्या धैर्यविभञ्जनः ।
विवेकस्य विरोध्येव तदस्फूर्तिकरो यतः ॥२६॥

ભક્તિમાર્ગમાં ઇન્દ્રિયનિગ્રહ ઉપર જબરૂં મહત્ત્વ છે. શ્રીમહાપ્રભુજીની તત્ત્વદીપનિબન્ધના સર્વ નિર્ણય પ્રકરણમાં આજ્ઞા છે કે—

स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।
इन्द्रियाश्वविनिग्रहः सर्वथा न त्यजेत् त्रयम् ॥२३८॥

-વિહિત પ્રમાણે અગ્નિહોત્રાદિ સ્વધર્મોનું આચરણ, પરધર્મ-માંથી તદ્દન નિવૃત્તિ અને ઇન્દ્રિયોની ચેષ્ટા ઉપર નિયમન, આ બન્ને વસ્તુનો કોઇપણ રીતે એકપણ પ્રયોગમાં ત્યાગ કરવાનો નથી. શ્રીહરિરાયજી તો ત્યાંસુધીની આજ્ઞા કરે છે કે-કૌતુકને માટે કે ધર્મને ખાતર પણ એ બન્નેમાં વિચ્છિન્નતાનો પ્રસંગ ઊભો થાય તોપણ કોઇપણ રીતે એ બન્નેમાં લેશ પણ વિચ્છિન્નતા થવા દેવી નહીં. શ્રીમહાપ્રભુજીએ 'સ્વધર્માચરણ' એ શ્લોકના પ્રકાશમાં ક્રીડાર્થ રમત ખાતર પણ આ બન્નેમાં વિચ્છિન્નતા ન લાવવાની આજ્ઞા કરી છે. શ્રીહરિરાયજી તેજ આશયને આગળી કૌતુક અને ધર્મ શબ્દ પ્રયોજે છે શ્રીમહાપ્રભુજીનો આશય ઇન્દ્રિયનિગ્રહ રાખવાની બાબતમાં સૌથી વધુ છે. ૧૩૯ ની કારિકાના પ્રકાશમાં આપશ્રી આજ્ઞા કરે છે કે-'પરોપકારને માટે પણ ઇન્દ્રિયનિગ્રહનો અભાવ થવાનો સમ્ભવ હોય; તે વગેરે પ્રસંગોમાં સામાન્ય ધર્મનો ત્યાગ કરવો પડે તો કરવો. પરોપકારાદિ ધર્મો ભગવત્સેવામાં બાધકારક હોય તો તેનો ત્યાગજ કરવો' ઉપરનો શ્રીહરિરાયજીનો કૌતુક અને ધર્મ શબ્દ પ્રયોજવાનો આશય પણ હવે સ્પષ્ટ થશે હવે મુખ્ય જે કાંઇ સાધનાના છે, તે વિવેક, ધૈર્ય અને આશ્રય છે, અન્તિમ આશ્રયની સિદ્ધિ માટે વિવેક, અને ધૈર્ય છે. શ્રીમહાપ્રભુજીએ વિવેકધૈર્યાશ્રયમાં ધૈર્યની સિદ્ધિમાં 'કાયા-વાણી અને મનથી સર્વથા ઇન્દ્રિયના કાર્યો, ઇન્દ્રિયના વિષયો તરફના જે ખેંચાણ તેનો ત્યાગ કરવા'ની વાત કહી છે (વિ ધૈ ૮) કૌતુક ખાતર પણ જેનાથી ઇન્દ્રિયો તેના વિષય તરફ ખેંચાય, પરોપકારાદિ ધર્મો ખાતર પણ જેનાથી ઇન્દ્રિયો તેના વિષયો તરફ ખેંચાય તેનાથી સર્વનાશ થવાની પૂરી સમ્ભાવના છે, માટે કોઇપણ પ્રસંગમાં ઇન્દ્રિયો ઉપરનો કાબૂ છોડવાનો નથી. ૨૪-૨૬

પ્રકારે છે, ત્યાં શ્રીહરિરાયચરણ વિષયત્યાગના બે વિભાગ કરે છે: એક બાહ્ય, બીજો આન્તર. દેહ, ઇન્દ્રિયાદિ બાહ્યોપકરણથી તે બાહ્ય વિષયત્યાગ કહેવાય અને અન્તઃકરણમાંથી તેની વાસના પણ કાઢી નાખવી તે આન્તર ત્યાગ કહેવાય. જોયો, કામથી ઘેરાઇ ગયેલાને આ બન્ને ક્યાંથી સિદ્ધ થાય ? ભક્તિમાર્ગમાં તો પ્રભુને પ્રાર્થના કરવાનું પણ નથી. પ્રભુએ ધાર્યું જ ધારી મૂક્યું છે, તેજ પ્રમાણે થાય છે, કાંઇ માગણી કરિયે તો પણ જે પ્રભુનું ધારેલું તેજ થવાનું—વળી પ્રભુ તરફ તેથી શંકાની નજરે જોવાપણું થાય છે, તેથી અવિશ્વાસ ઉત્પન્ન થાય છે અને તેથી ઇન્દ્રિયોના કાર્યોનો ત્યાગજ જે ભક્તિમાર્ગમાં ઇષ્ટ છે, તે ક્યાંથી સિદ્ધ થાય ? વિવેક અને ધૈર્યને અન્તે સિદ્ધ કરવાનો આશ્રય કામી પાસેથી હાથ તાળી દઇને છટકી જાય છે. ૨૭–૨૮ફે

## ૬. ઉપસંહાર

આટલા સુધીમાં કામની ભયંકરતા, ભક્તિમાર્ગમાં ઇન્દ્રિયનિગ્રહનો અત્યાગ, ઇન્દ્રિયોના કાર્યોનો ત્યાગ અને કામીને વિવેકધૈર્યની અશક્યતા બતાવવામાં આવી. આ કામથી બચવાનો નિઃસાધન જીવને છેવટમાંનો છેવટ ઉપાય બતાવતાં શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે

तस्माद्विचार्य तद्रूपं दुरतिक्रमणं स्वतः ॥२९॥
शरणीकरणीयं श्रीजिनाचार्यपदाम्बुजम् ।
साधनानामभावेऽपि स्वबलाखिलसाधकम् ॥३०॥
तत एव च निस्तारो दोषपोषयुतात्मनाम् ।
नान्या गतिर्गोकुलेशमजनानन्दकांक्षिणाम् ॥३१॥

કામનું સ્વરૂપ અતિ ભયંકર છે, તેના ઉપર વિજય મેળવો અતિ મુશ્કેલ છે તેને તરી જવા માટે પરમ શરણું શરણજ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સાધન છે શ્રીમદ્ભાગવતજી આજ્ઞા કરે છે કે "कली कृत्यादिमार्गा हि दुःसाध्या इति मे मति (वि धै १७) ગાનો મત એવો છે – કલિયુગમાં ભક્તિ વગેરે માર્ગો દુઃખથી સાધી શકાય તેમ છે." માટેજ આપશ્રીયે બધાને હિતકારક એવા સતત ભગવદાશ્રય–સતત શરણની ભાવનાનો આદેશ કર્યો છે શરણ બે રીતે સાધ્ય છે ૧. સર્વત્યાગપૂર્વક શરણસાધના અને ૨ અત્યાગપૂર્વક શરણ સાધના. આમાનું પહેલું શરણ તો સિદ્ધ શરણ અને બીજું સાધન શરણ છે ત્યાગાત્મક સિદ્ધ શરણમાં ભોજન વગેરેથી શરીરના રક્ષણની પરવાયે નથી કરવાની હોતી આ અતિ ઉત્કટ શરણની વાત છે અતિ દુઃશક્ય આ કલિયુગમાં આની રૂહેનો છે વિવેક, ધૈર્ય, ભક્તિ વિનાના, દુનિયામાં ખતી રહેના જીવને માટે બીજું સાધન શરણ છે. આ બીજા શરણમાં લૌકિક મમતાનો અંશ રહેલો હોય છે. તેને સતત ભગવદાશ્રયની ભાવના કરવાની છે તે ભાવના ઉત્તમ ગુરુદ્વારા ટકાવી–વિસ્તારી શકાય છે આ કાર્ય ભક્તિમાર્ગના પરમાચાર્ય ભગવાન શ્રીવલ્લભાચાર્યજીના આશ્રયથી સિદ્ધ થાય છે બ્રહ્માજીયે ગર્ભગત શ્રીકૃષ્ણચન્દ્રજીની સ્તુતિમાં કહ્યું છે કે—

स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन् भवार्णवं भीममदभ्रसौहृदा ।
भवत्पदाम्भोरुहनावमत्र ते निधाय याताः सदनुग्रहो भवान् ॥
( ભા. ૧૦–૨–૩૧ )

હે પ્રભો ! તે પવિત્ર સુહૃદ–ધર્મવાળા મહાનુભાવો અત્યન્ત દુસ્તર એવા આ ભયાનક ભવસાગરને જાતેજ તરી આપના ચર-

# ૯૬. निष्कामलीला ॥

## ( અનુવાદક-વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી )

શ્રીમદ્ભાગવતના ૨૯ મા અધ્યાયમાં કથાપ્રસંગ એવો છે કે, "શરદ્‌ઋતુની પૂર્ણિમાની રાતે રમણેચ્છાથી ભગવાન્ યોગમાયાનો આશ્રય કરીને વનમાં પધાર્યા, અને ત્યાં વેણુનાદ કર્યો. વેણુનાદના મધુર સ્વરથી આકર્ષાઈને ભગવત્સ્વરૂપાનંદની અભિલાષાવાળા વ્રજભક્તો ત્યાં પધાર્યા. પ્રથમ તો પ્રભુએ તેમને શ્લિષ્ટ વાણીથી મોહ પમાડ્યાં. ભગવાનનું તેવું ખેદજનક ભાષણ સાંભળીને પ્રથમ તો તેમને શું કરવું એની સમજ પડી નહિ પછી હિંમત કરીને પ્રભુની દશ પ્રકારની વાણીનો પ્રત્યુત્તર દશ પ્રકારે આપીને છેવટે સ્વરૂપાનંદનું દાન કરવાની વિનતિ કરી. તે વિનતિ સ્વીકારીને આત્મારામ પણ પ્રભુ તેમની સાથે રમ્યા."

સંશય વિચારમાં ઉપયોગી છે. પ્રત્યેક વિચારમાં સંશય પણ નિર્ણાયક થઈ પડે તેમ હોવાથી શ્રીહરિરાયચરણ લેખના પ્રારંભમાં પ્રકૃત વિચારને અનુકૂલ સંશય વર્ણવે છે એ સંશય એટલો બધો સ્વાભાવિક છે કે આ લીલાનું શ્રવણ કે પઠન કરતાં ઉત્પન્ન થાયજ.

नन्वत्र भगवतः कामलीला निरूप्यते । सानुपपन्ना । कामस्य प्राकृतशरीराधारत्वनियमेन भगवति तादृशतद्रूस्त्वापातात् ॥

**સંશય**

શ્રીશુકદેવજી આ કલ્પપ્રકરણમાં ભગવાનની કામલીલાનું નિરૂપણ કરે છે. તે અહિં ઉપપન્ન-બંધબેસતી-થઈ પડતી નથી, કારણ કે કામ પ્રાકૃત શરીરના આધારે રહે છે, અર્થાત્ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા પંચમહાભૂતોના શરીરમાજ તે કામ વસે છે, હવે તેવો કામ

ભગવાનમાં રહે છે એમ માનશો તો ભગવાનનું શરીર પણ લૌકિક મનાયજ નહિ, કેમકે તેમનું શ્રીઅંગ માત્ર આનંદમયજ છે, એમાં સ્થૂલશરીર અને સૂક્ષ્મશરીર એવા બે ભેદ નથી, એટલુંજ નહિ, પરંતુ લોકમાં જેમ જીવ અને શરીર જુદા જુદા છે, તેમ ભગવાનનું શરીર અને ભગવાન્ જુદા એવા પણ ભેદ નથીજ, તો પ્રભુના એ દિવ્ય શ્રીઅંગમાં પંચમહાભૂતના પૂતળાઓમાં રહેનારો કામ કેમ નીભાવાય ?

## અલૌકિક શરીરમાં કામ કેમ ન માનવો ?

ઉપરના સંશયનો નિરાસ કરતા કોઇ એકદેશી જણાવે છે કે—'કામ લૌકિક શરીરમાંજ રહે છે, ભગવાનમાં જો તે રહે તો ભગવાનનું શરીર લૌકિક બની જાય એમ માનવાને કોઇ કારણ નથી, કેમકે 'કામ લૌકિક શરીરનેજ આધારે રહે છે' એવો નિયમજ નથી. એવો નિયમ માનીએ તો પ્રભુનું શરીર લૌકિક ઠરે. કામ જેમ લૌકિક શરીરમાં વસે છે, તેમ અલૌકિકમાં પણ તે વાસ કરે તો શું ?'

મુખ્ય સંશયનું આ સમાધાન સંતોષકારક નથી, એમ સંશયકર્તા જણાવે છે.

न च नायं नियमः । मोक्षदशायामाधिदैविकदेहवतो जीवस्यापि 'यदा सर्वे प्रमुच्यन्त' इति श्रुत्या तन्निवृत्तिश्रवणात् 'सोऽश्नुते सर्वान्' इति भगवति प्रविष्टानां तेन सह स्वरूपात्मकतदनुभव एव । अन्यथान्तर्गृहगतानां गोपीनां कामः प्रतिबन्धको नोच्येत ॥

## અલૌકિક શરીરમાં કામ નજ મનાય

જ્યારે જીવની મોક્ષદશા થાય છે, ત્યારે તેનો દેહ આધિદૈવિક થઇ જાય છે, લૌકિક દેહ નિવૃત્ત થતાં અલૌકિક બની જાય છે. તે વેળાએ જીવને પણ કામ રહેતો નથી, એમ શ્રુતિ-વેદ કહે છે. 'यदा सर्वे प्रलीयन्ते' 'જ્યારે સર્વનો પ્રલય થઇ જાય છે,' અર્થાત્ મોક્ષદશામાં જીવનો અલૌકિક દેહ થયા પછી લૌકિક દેહ ઇન્દ્રિયાદિનો અને તેના આધારથી રહેલા કામાદિનો લય થઇ જાય, ત્યારે જીવના અલૌકિક શરીરમાં કામ નથી રહેતો, તો હવે ભગવાનના દિવ્ય શ્રીઅંગમાં તેની સ્થિતિ કેમ માની શકાય ?

શંકાકારના ઉત્તર સામે **એકદેશી** કરીને પોતાની યુક્તિ દર્શાવે છેઃ

### વેદ અલૌકિક શરીરમાં પણ કામ હોવાનું કબૂલે છે.

વેદ કહે છે કે-' અલૌકિક દેહ ધરાનારો જીવ ચતુર પરમાત્મા સાથે સર્વ-અનેક-કામોનું અશન કરે છે.' આ વેદના ગ્રંથમાં અલૌકિક શરીરવાન્ જીવ રમભોગ કરવામા ચતુર **સર્વકામોને** અનુભવે છે એમ જણાવે છે. જો અલૌકિક શરીરમા, કામજ ન હોય તો તેનો ભોગ જીવ કરી શકે અને શ્રુતિ તેમ કહે પણ કેમ ? માટે અલૌકિક શરીરમા પણ કામ તો છેજ.

એકદેશીનું આ સમાધાન રુચિકર લાગતું નથી એમ શંકાકાર જણાવે છેઃ

### એ શ્રુતિમાં કામશબ્દનો અર્થ વિલક્ષણ છે.

અપ્રાકૃત-અલૌકિક-શરીરમાં પણ કામ વસે છે, એમ ઠરાવવા માટે જે શ્રુતિ આપવામા આવી છે, તે શ્રુતિમા કામશબ્દનો અર્થ

લોકમાં અનુભવાતો 'દુષ્ટ કામ' એવો નથી થતો. પરંતુ કામ એટલે ભગવત્સ્વરૂપાત્મક જે કામ તેનો અનુભવ તે દિવ્ય દેહવાન્ ભક્તો કરે છે. લૌકિક કામની તો નિવૃત્તિ થઈ જાય છે એમ શ્રુતિ કહે છે, ફરીને તેજ લૌકિક કામનો અનુભવ અલૌકિક દેહ ધર્યા પછી, તે પણ આનંદમય પ્રભુ સાથે જીવ કરે એમ માનવું તદ્દન અયોગ્યજ ગણાય. પ્રભુસ્વરૂપથી–ભગવાનથી ભિન્ન નહિ પણ તદ્રૂપ આનંદમય જે કામ તેનો ભોગ અલૌકિક દેહવાન્ જીવો કરે છે, એ માનવું વેદસમ્મત છે. વળી જો પ્રભુ સાથે પણ લૌકિક કામનો ભોગ થાય છે, એમ જો માનશો તો મહાન્ વિરોધ આવશે. તે વિરોધ આ પ્રકારે ઉદ્ભવશે:

રમણીય રાગરમણે કરેલા મનોહર વેણુનાદનું શ્રવણ કર્યા પછી રજોગુણ સત્ત્વગુણ અને તમોગુણ એવા ત્રણે ગુણોના મિશ્રભાવથી નવ પ્રકારના અને નિર્ગુણ મળીને ૧૦ પ્રકારના વ્રજભક્તો પ્રભુ-સન્નિધાનમાં પધાર્યાં, તેમાંના કેટલાંક વ્રજસુંદરીઓ ઘરના બંધનમાં આવી પડયાં, પૂર્ણ તો ભક્તિમાન હતાં, છતાં કાલના પ્રતિબંધથી બંધાઈને ભજનાનંદનો અનુભવ કર્યા વિના ભગવત્સાયુજ્ય-રૂપ મોક્ષને પ્રાપ્ત થયાં, અર્થાત્ ભજનાનંદરૂપ ઉત્તમ ફલ નહિ મળતાં સાયુજ્યરૂપ મધ્યમ ફલ તેઓને મળ્યું. આ પ્રસંગને અનુસરીને શ્રીશુકદેવજી શું કહે છે, અને તેનું હાર્દ શ્રીવલ્લભાચાર્યે કેવું પ્રકટ કરેલું છે, તે સમજવા માટે મૂલ શ્લોક અને તે ઉપરનાં શ્રીસુબોધિનીજી અત્ર ઉતારવામાં આવે છે —

अन्तर्गृहगताः काश्चिद् गोप्योऽलब्धविनिर्गमाः ।
कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥

श्रीसुबोधिनी—दैवगत्या काश्चिद् गृहमध्ये स्थिताः गोपभार्याः चातुर्यानभिज्ञा अप्रौढाः पतिसहिताः पतिभिरेव संरक्षिताः अलब्धविनिर्गमा जाताः । ततः प्रतिबन्धनिवृत्त्यर्थं कृष्णमेव ध्यातवत्यः परं तद्भावनायुक्ताः भगवान् जारः 'स्वयमभिसारिकाः इति । अन्यथा प्रतिबन्धो न स्यात् । तादृश्योऽपि मीलितलोचनाः सत्यो भगवन्तं दध्युः ध्यातवत्यः । ततो मुक्ता जाताः ।

અર્થ:—'દૈવગતિથી કેટલીક ઘરમાંજ રહેલી, અને સ્વતઃ પ્રૌઢ-પુખ્ત ઉમરની—નહિ હોવાથી ચતુરતાથી અજ્ઞાતજ રહેલી, પતિ સાથે હોવાથી પતિથીજ રક્ષણ કરાયલી ગોપભાર્યાઓ અન્ય વ્રજસુંદરીઓ પેઠે પ્રભુનાં દર્શન કરવાની તીવ્ર અભિલાષા છતાં બહાર નિકળી શકી નહિ ત્યારપછી પ્રભુમિલનમાં આવી પડેલા પ્રતિબંધને તોડી નાખવાને શ્રીકૃષ્ણનું ધ્યાન ધર્યું; પરંતુ ભાવ તો તેજ હતો. તે એકે "ભગવાન્ જાર છે અને અમે અભિસારિકાઓ છીએ." તેથીજ તેમને પ્રભુને મળવામાં પ્રતિબંધ નડ્યો; નહિ તો પ્રતિબંધ થાતજ નહિ. તેવાં હતાં તોપણ નયનો મીંચીને ભગવાન્‌નુંજ ધ્યાન ધર્યું તેથી મોક્ષને તો પામ્યાં."

ઉપરનાં વચનોનું મનન કરતાં જણાયા વિના નહિ રહે કે લૌકિક કામ તો પ્રતિબંધ નાખનારો છે. જે ગોપભાર્યાઓની પ્રભુ પ્રતિ જારબુદ્ધિ-કામબુદ્ધિ હતી, તે તો પ્રભુને સાક્ષાત્ મળી શક્યાંજ નહિ. હવે અલૌકિક દેહ ધરીને પણ લૌકિક કામ જો પ્રભુમાં રાખે તો ભજનાનંદના અનુભવથી તો દૂરજ રહે તેમાં લેશ પણ સંશય રહેતો નથી. એટલા વાસ્તેજ પ્રભુના અલૌકિક શ્રીઅંગમાં લૌકિક

કામ માનતા, અને મોક્ષ પામેલો જીવ પ્રભુ સાથે લૌકિક કામનો ભોગ કરે છે એમ માનતાં, ઉપરના સિદ્ધાંત સાથે વિરોધ પ્રાપ્ત થશે. માટે તે માનવું યોગ્ય નથી.

શંકાકારના ઉત્તરનું પ્રત્યુત્તર કરીને એકદેશી આપે છે—

### અલૌકિક દેહમાં અલૌકિક કામ.

પ્રભુના દિવ્ય દેહમાં લૌકિક અનુભવાતો કામ માની લેતાં ઉપરના વિરોધો આવી પડે છે, તો—એક બીજોજ માર્ગ ને વિરોધોને અટકાવવા લઈ શકાય એમ છે. પ્રભુના દિવ્ય દેહમાં પ્રાકૃત કામ છે એમ ન માનતા અપ્રાકૃત—અલૌકિક—કામ છે એમ માનવું. લૌકિક કામ શરીરને આધારે રહે અને અલૌકિક કામ અલૌકિક શરીરને આધારે રહે એમ માની લેતા કોઈપણ પ્રકારના વિરોધનું બીજ રહેશે નહિ. ગોપાંગનાઓને લૌકિક કામબુદ્ધિ હતી તેથી તેમનો પ્રતિબંધ થયો, અલૌકિક હોત તો નજ થાત એટલે આ કથનમાં જે સિદ્ધાંત ઉપદેશાયલો છે, તેનો થોડો પણ બાધ નહિ થાય અને પ્રત્યેક સંશય શમી જશે.

એકદેશીનું આ સમાધાન પણ શંકાકારને રુચ્યું નહિ; તેથી એકદેશીના કથનનો પુનઃ જવાબ આપે છે:

न चाप्राकृतविग्रहोऽप्राकृतः स इति वाच्यम्। स्वरूपातिरिक्तस्य तथाविधस्य तस्याप्रसिद्धेः। न चैवमपि वक्तुं शक्यं नास्त्येव स इति। तदनुकूलक्रियायाः सत्त्वादित्याशङ्क्य समादधते क्रिया सर्वापीति—

### પ્રભુથી ભિન્ન અલૌકિક કામ છેજ ક્યાં ?

'અલૌકિક કામ' જો હોય તો તે પ્રભુના દિવ્ય વિગ્રહમાં

માનવો ઠીક થઇ પડશે, પરંતુ અલૌકિક કામ ક્યાં છે ! પ્રભુના દિવ્ય સ્વરૂપમાં જુઓ કોઇ દિવ્ય કામ પ્રસિદ્ધ ક્યાં છે ? જો કામ પ્રસિદ્ધ હોય તો સંશયનો કાંઇક પરિહાર થઇ શકે છે, પણ તેવો કામજ પ્રસિદ્ધ નથી એટલે નિરુપાય.

એકદેશી હવે કાંઇક કટાક્ષથી કહે છે—

પ્રભુમાં કામ છેજ નહિ. એમ માનો.

પ્રભુમાં કામ છે એમ માનતાં આટલા બધા તર્ક ઉઠે છે, અને તેને તોડવાને અનેક પ્રયાસો કરવા પડે છે. એમ જ માનો કે પ્રભુના દિવ્ય દેહમાં કામજ નથી. લૌકિક કામ માનતાં વિરોધ આવે અને અલૌકિક કામ માનતાં ગુંચવાડ થાય અને તેવો કામ છે એવું ભાસેજ નહિ, તો પછી કામ માનવો શું કામ ?

એકદેશીનું કહેવું સમાધાન તો આપતું નથી દૂર છે એમ કહેતા શાસ્ત્રકાર વદે છે—

કામ તો પ્રભુમાં હોવોજ જોઇયે

ભગવાનમાં લેશ પણ કામજ નથી એમ માનવું તદ્દન ભૂલ ભરેલું છે કેમકે કામાનુકૂલ, કામના અસ્તિત્વથી જે કાંઇ થાય છે તે, ક્રિયાઓ તો અહિં જોવામાં આવે છે. કામ હોય તોજ ક્રિયાઓ, કામાધીન ક્રિયાઓ, જણાય. તે ન હોય તો ક્રિયા પણ નજ હોય. ક્રિયાઓ-ચેષ્ટાઓ તો તેની જણાય છે, કાર્ય તો થાય છે, તો તે ચેષ્ટાઓનું મૂળ કામ પ્રભુમાં કેમ ન હોવો જોઇયે ? જો તે લૌકિક માનીએ છીએ તો પણ વિરોધ ઉભો થાય છે અને અલૌકિક માનવા જતાં તેવો કામ કોઈ ઠેકાણે વર્ણવેલો સમજાયો નથી એવી રીતે

બન્ને બાજુએથી પાશમાં સપડાયા જેવું થતાં શ્રીવલ્લભસ્વામિ ઉપદેશે છે કે—

श्रीरासिका–क्रिया सर्वापि सैवात्र परं कामो न विद्यते ।
तासां कामस्य सम्पूर्तिर्निष्कामेनेति तास्तथा ॥

भगवतो 'रसो वै स' इति श्रुत्या रसात्मकत्वादत्र भगवति क्रिया सर्वापि सैव । या रसशास्त्रे रसाविर्भूतिहेतुत्वेन प्रसिद्धा नृत्यबन्धादि-रूपा । रसस्य च स्वक्रियाभिव्यक्तस्यैव प्रकटत्वाद् भगवानपि स्वं रूपं प्रकटयितुं स्वस्य रसात्मतां न बोधयितुमेव लीलां करोतीति क्रियापि तथैवेत्यर्थः ।

**અન્વયાર્થ**—'આ લીલામાં ક્રિયા પણ સર્વ છે, અને જે રસ-શાસ્ત્રમાં વર્ણવેલી છે તેની તેજ છે, પરંતુ કામ નથી. વ્રજસુંદરી-ઓના કામની પૂર્તિ પણ નિષ્કામથીજ કરી છે, કેમકે વ્રજાંગનાઓ અલૌકિક દેહવાળીજ છે.'

**તાત્પર્ય**—કોઇ પણ વિચારનો આરંભ કરતાં પહેલાં શ્રુતિ અને યુક્તિથી દૃઢ થયેલો સિદ્ધાંત હૃદયારૂઢ કરવો જોઇએ. શ્રુતિ-વેદ કહે છે કે, અક્ષરબ્રહ્મથી પર પરબ્રહ્મ, સદાનંદ, ગુણાતીત, ષડ્ગુણયુક્ત પૂર્ણ પુરુષોત્તમ રસાત્મક છે. સર્વરસરૂપ તેજ પ્રભુ છે. ભગવાન્ સ્વયં સર્વ રસસ્વરૂપ છે એથી રસશાસ્ત્રમાં રસના આવિર્ભાવમાં કારણરૂપ માનેલી નૃત્યબન્ધાદિ ક્રિયાઓ ભગવાનમાં હોય તેમાં આશ્ચર્ય શું ? સ્વયં પ્રભુ સર્વરસાત્મક છે. પોતાની રસરૂપનો પ્રકટ ક્યારે થાય ? જ્યારે તે તે રસને પ્રકટ કરનારી

अत एवोक्तं श्रीमदाचार्यैः पञ्चमाध्याये 'रसात्मकस्तु यः काम' इत्यादि । रसात्मक इत्यनेन स्वस्वरूपात्मक उक्तः । स तु गूढ एव स्त्रीभावत्वादिति तदुद्बोधार्थमेव नृत्यगन्धर्वादिशास्त्रप्रवृत्तमित्यर्थः ।

ક્ષણપ્રકરણના પાંચમા અધ્યાયમાં શ્રીવલ્લભાચાર્યજી ઉપદેશે છે કે:

श्रीकारिका—रसात्मकस्तु यः कामः सोऽत्यन्तं गूढ एव हि ।
अतः शास्त्रं प्रवृत्तं हि तृतीयं भरत तथा ॥३॥

अतोऽत्र भगवांश्चक्रे नृत्यं कारितवांस्तथा ।
सर्वाङ्गेषु च यो लीनः स यथा व्यक्ततां व्रजेत् ॥४॥
जलं वायुश्च सामग्री यथा शीतान्न जायते ।
अत्रैव लोके प्रत्यक्षमिदैविकमुत्तमम् ॥५॥
कामाख्यं सुखमुत्कृष्टं कृष्णो भुङ्क्ते न चापरः ॥

અક્ષરાર્થ —રસાત્મક કામ (લૌકિક કામથી વિલક્ષણ છે. એટલું જ નહિ પરંતુ) અત્યંત ગુપ્ત છે. (૧ સ્ત્રીભાવરૂપ હોવાથી ગૂઢ છે) તેનો ઉદ્બોધ થાય એ હેતુથી નૃત્યગંધર્વાદિનું વર્ણન કરનાર તૃતીય–રાગશાસ્ત્ર–ભરતમુનિપ્રણીત–કામશાસ્ત્ર પ્રવૃત્ત થયું છે. એજ હેતુથી આ મહાપ્રભુએ પણ આ લીલામાં પોતે નૃત્ય* કર્યું અને

૧ આ ભગવદીયોએ સૌન્દર્ય નિરૂપણ પ્રકટિત શ્રીનૃત્યમાલાલેક એ શ્લોકમાં નિર્દિષ્ટ શ્રીમહાપ્રભુજીનું અનુસરણ કર્યું

*આ નૃત્ય તેજ રાસ રાસલીલા' નામનું ભાવાત્મક પોતેજ કરેલો

સર્વ ક્રિયાઓ અન્ન છે, એમ જણાવવા માટેજ અપિશબ્દ મૂકેલો
યોજ્યો છે. તેમજ एव શબ્દ પણ નિગૂઢ તાત્પર્યનું બોધન
કરે છે. જે ક્રિયા રસને પ્રકટ ન કરી શકતી હોય, જે લીલા
પ્રભુનું રસરૂપ જણાવતી ન હોય તેવી અન્ય ક્રિયાઓ, રસાભાસ
કરી નાખનારી ક્રિયાઓ તો પ્રભુમા નથીજ, એમ एव શબ્દ કહે
છે. અર્થાત્ આ ઉપરથી એમ નિશ્ચય કરવો કે પ્રભુની જે કાંઈ
લીલા છે તે બધી લીલા તે તે રસાત્મક સ્વરૂપના આવિર્ભાવ માટેજ
છે જેથી રસાત્મક સ્વરૂપ દીપે નહિ તેવી લીલા તો પ્રભુમાં છેજ
નહિ. એનાં થોડીએ થોડી લીલા પોતાના અનેક રસથી પરિપૂર્ણ
સ્વરૂપનેજ પ્રકટ કરનારી હોય છે. જો એમ ન હોય તો પ્રભુ
પૂર્ણ પુરુષોત્તમ, કોટિ બ્રહ્માંડના નાયક પ્રાકૃત જનોનું અનુકરણ શા
માટે કરે ? કારણ કે તે અનુકરણમાં કાંઈક ગૂઢ રસ સમાવેશ હશે,
અને લૌકિકનું પણ અનુકરણ કરવાથી કોઈ રસસ્વરૂપ પ્રકટ થતું
હશે; માટેજ પ્રભુ લૌકિકને અનુસરનારી લીલાઓ કરે છે. પ્રભુ જે
લૌકિકનું અનુકરણ કરે છે, પોતે લોકના જેવી લીલાઓ કરે છે તેથા
લોકનું અનુકરણ પ્રભુએ કર્યું એમ આપણને ભાસે છે, પણ તે
વાસ્તવિક નથી. વાસ્તવિક તો એજ છે કે, **ભગવાન્ કાંઈ લૌકિ-
કનું અનુકરણ કરતાજ નથી**, પરંતુ તે તે રસને જણાવનાર
સ્વરૂપ પ્રકટ કરનારી લીલા કરે છે. લોકનું અનુકરણ પ્રભુએ
કરવાથી પ્રભુમાં લૌકિક બુદ્ધિ પ્રવેશે છે, માટે પ્રભુ લૌકિકને અનુ-
સરતાજ નથી, અને તેમની લીલામાં લોકને અનુસરવાની જ્યાં
ભ્રાન્તિ થાય ત્યાં એમજ સમજવું કે એ વિલક્ષણ રસથી યુક્ત
સ્વરૂપજ તેવું છે, પોતાની રસમયતા જણાવવા માટેજ પ્રકટ થાય
છે, નહિ કે લોકનું અનુકરણ કરવામાટે, એ સિદ્ધાંત લક્ષમાં રાખવો

नन्वेवंविधक्रियावत्त्वे भगवतो लोक इव कामवत्समानाधिकरणा इष्टेत्यत्रापि कामसिद्धौ पूर्वोक्तदूषणापात इत्याहुः परं काम इति । सन्तु ता एव क्रियास्तथापि न दोष । अजन्यत्वात्तासाम् । नहि भगवत्स्वरूपे आनन्दमात्रेऽन्यदस्ति किञ्चित्, स्वस्वरूपमेव भक्तभावनमुपलभ्य तथा तथा भवतीति सिद्धान्तस्य 'विनानुवादं न च तन्मनीषित'मित्यत्र निरूपणात् । व्यासैरप्यभिहितं 'आह च तन्मात्र'मिति ॥

### પુનઃશંકા

ભગવાન્ સર્વાત્મક છે, તથા તેમ અલૌકિક રસરૂપ જાણવા માટે તેવી તેવી રમણીય લીલાઓ કરે છે, એ બધું સુયોગ્ય છે અને માન્યજ છે, પણ એવી ક્રિયાઓ ભગવાન્‌માં છે એમ માનતાં ભગવાન્‌માં લૌકિક કામ રહેવાનો નિશ્ચય કરવો પડશે, કેમકે જેવી જલગંધાદિ ક્રિયાઓ લોકમાં તો ત્યાં કામ હોય છે, ત્યાંજ અનુભવાય છે કામ વિના તેવી ક્રિયાઓનો સંભવજ નથી તેવી ક્રિયાઓ પ્રભુમાં માનતાં, તેવો કામ પણ પ્રભુમાં છે, એમ માનો. અને તે માનતાં પૂર્વે કહેલા દોષો ફરીને તૈયાર થઈને ઊભા રહશે

### ૦. સમાધાન.

ઉપરના પ્રશ્નનું સમાધાન પૂર્ણ કારિકામાં શ્રીમહાપ્રભુજીએ કરેલું છે આપ આજ્ઞા કરે છે, 'પરંતુ કામ નથી' લોકમાં જણાતી જલાદિક ક્રિયા ભલે હો તો પણ દોષ નથી, કેમકે તે ક્રિયાઓ ઉત્પન્ન થતી નથી, લોકમાં કામને લઈને તે ક્રિયાઓ ઉત્પન્ન થાય છે, પહેલાં શરીરમાં કામ પ્રવેશ કરે ત્યારપછી તે શરીરમાં તેવી

દેહમા કામ પેસે છે, તેમ ભગવાનના દેહમા કામ નથી, પરંતુ **ભગવત્સ્વરૂપજ કામ છે.** એમ તો સારી પેઠે કહી શકાય. જીવ જુઓ, તેનો દેહ જુદો અને તેમા પેસનાર કામ પણ ભિન્ન, એટલે તેમાં ક્રિયા ઉત્પન્ન થવામા કામ કારણ રૂપ પડે, પણ ભગવાન્ જુદા નહિ, ભગવાનનું શરીર પણ ભગવાનથી ભિન્ન નહિ અને કામ પણ પૃથક્ ન હોઇને ભગવત્સ્વરૂપજ હોય, તો હવે ત્યા કામે તેની ક્રિયાઓ ઉત્પન્ન કરી કેમ મનાય? તેમજ ભગવાનને કામી કામવાન્ કેમ કહેવાય? એથીજ સર્વ અભેદાત્મ હોવાથી, કોઇનો લેશ પણ ન રહેવાથી ક્રિયાઓ પણ સર્વ અનન્ય છે, નિત્ય છે, અલૌકિક છે, વધારે તો શું પણ ભગવદ્રૂપ છે, એમ સિદ્ધ થયું, તેમજ એવી અનેક પ્રકારની લીલા કરવામા પણ પ્રભુની નિષ્કામના અને નિરીહતા દેખીજ અખંડજ પ્રકાશે છે

ભગવાન્મા તેવો તુચ્છ કામ નહિ હોવાથીજ લૌકિક કામીની પેઠે ભગવાનને ભોગની અપેક્ષા પણ નથી, પરંતુ ઊલટું માન છે. લૌકિક કામી સ્ત્રીઓ માટે તલપે છે, જ્યારે પ્રભુ અલૌકિક કામનરૂપ છતા રાત્રિના સમયમા, વનમા, મનોહર શરદ્ઋતુમાં પોતાની પાસે આવેલા વ્રજસુન્દરીઓને ઘેરજ જવાનો ઉપદેશ કરે છે! અને તેમની સામી પણ અપેક્ષા દેખાડ્યા વિના પોતે માનસીલામાજ નિમગ્ન છે।।

गीतगोविन्दाद्युक्तप्रकारेण लौकिकीषु नायिषु रमणे माऽपेक्षता च तद्रसस्वरूपस्य तयात्वबोधनाय। लौकिकत्वं हि लोकनिर्वचनीयत्वं, न तु लोकसिद्धत्वम्। लोके रमण्येनाभावात्। 'दर्शयन् कामिना

दैन्यमित्यत्र तथा निरूपणात्। लोकानां तु महाराजलीलानुकरणे बालानां तदभिमान इव सरसनाभिमानमात्रमिति निर्णयः ।

ગીતગોવિંદમાં કહ્યા પ્રમાણે લૌકિક રાત્રિમાં રમણ કરતાં પ્રભુએ જે અપેક્ષા બતાવેલી છે, તે સ્થલે એમજ સમજવું કે તે રાસસ્વરૂપ તેવું કાંઇક વિલક્ષણ છે. જેમ કે ગીતગોવિંદના કર્તા જય-દેવજી તે સ્વરૂપ કહે છે—

विकिरति मुहुः श्वासानाशाः पुरो मुहुरीक्षते
प्रविशति मुहुः कुञ्जं गुञ्जन्मुहुर्बहु ताम्यति ॥
रचयति मुहुः शय्यां पर्याकुलं मुहुरीक्षते
मदनकदनक्लान्तः कान्ते प्रियस्तव वर्तते ॥

गीतगोविन्द. स. ९

'લૌકિક લૌકિક' એમ કહેવામાં આવે છે, પરંતુ તેનો ભાવાર્થ શો સેવાનો છે એ કોઇ જાણતું નથી. લૌકિક એટલે લોકમાં કહે-વાતું હોય તે, નહિ કે લોકમાં જે સિદ્ધ છે તે લૌકિક. લોકમાજ સિદ્ધ હોય તે તો પ્રભુમાં હોયજ નહિ, પરંતુ લોકમાં જે કાંઇ કહેવાતું હોય અને તેથી લૌકિક ઠરી ગયેલું હોય, તેવું લૌકિક પ્રભુમાં હોઇ શકે. જેમ કે રસમાત્ર લૌકિક કહેવાય છે, પણ તે લોકમા સિદ્ધ નથી, કેમકે લોકમાં રસજ નથી. લોકમાં રસ સિદ્ધ હોય તો તે પ્રભુમા ગણાય નહિ. જેમ લોકમાં શરીર પંચમહાભૂતનું સિદ્ધ છે, પણ તે પ્રભુમાં મનાય નહિ. પણ આનંદનું શરીર લોકવેદમાં કહેવાય છે, પણ લોકમાં નથી, તો તેવો દેહ પ્રભુમાં મનાય પણ

છે. લોકમાં રસ નથી, પણ કહેવાય તો છે, તો એ રસ માત્ર પ્રભુમાં હોય, પ્રભુ તે રસરૂપ હોયજ એમાં આશ્ચર્ય શું ?

વ્રજમંડન વદે છે કે—

रेमे तया चात्मरत आत्मारामोऽप्यखण्डितः ।
कामिनां दर्शयन् दैन्यं स्त्रीणां चैव दुरात्मताम् ॥

फलप्रकरण.

અક્ષરાર્થ—'આત્મરમણ કરનારા, અખંડિત, આત્મારામ એવા ભગવાન્ કામીઓની દીનતા અને સ્ત્રીઓનું દુરાત્માપણું દર્શાવતા તેની સાથે અને અંતઃપ્રવિષ્ટાઓની સાથે રમ્યા હતા.'

આ શ્લોકમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે—

कामिनस्त्वेवमेव दीना भवन्ति, 'कामार्ता हि प्रकृतिकृपणा' इति तेषामनुकरणं करोति । अन्यथा तेषां निरोधो न स्यात् । प्रयोजनान्तरमप्यस्तीत्याहुः स्त्रीणामिति । स्त्रीणां च दुरात्मता प्रदर्शिता । न तासां काचिदशक्तिरस्ति नापि सौकुमार्यम् । किन्तु वशीकृते पुरुषे दौष्ट्यमेव कुर्वन्ति । शालावृकाणां हृदयान्येतानि । अत उभयबोधनार्थं रेमे ।

**લોકજ પ્રભુની લીલાનું અનુકરણ કરે છે.**

અર્થાત્ લૌકિક કામીઓ દીન છે, એમની દશા દયાજનક છે, કેમકે કાલિદાસ કવે છે-'કામાર્ત પુરુષો પ્રકૃતિએ કૃપણ હોય છે.'

પ્રભુ એટલા માટેજ એનું અનુકરણ કરે છે, અને નિરોધ કરે છે. સ્ત્રીઓની પણ તેવીજ દુષ્ટતા બતાવે છે. આ ઉપરથી એટલોજ સાર લેવાનો કે જે કાંઈ લોકમાં રસ કહેવાય છે, તે લોકમાં સિદ્ધ નથી, માત્ર રસનો આભાસ દેખાય છે. એકલું સ્વ. રૂપથી પરિપૂર્ણ તો માત્ર સદાનંદ પ્રભુજ છે, છતાં લોકમાં રસનું અભિમાન રહેતું હોય તો આટલા પુરતુંજ છે. જેમ સાધારણ બાળકો અંદર અંદર રમતી વેળાએ કોઈ રાજા બને છે, કોઈ પ્રધાન બને છે, કોઈ સિપાઈનો વેશ ભજવે છે, તેમાં રાજા બનેલો પોતે રાજા હોવાનો દાવો રાખે છે અને રાજલીલાનું અનુકરણ-હુકમ કરવા વગેરે કરે છે, તેમજ લોકો પણ તે ત્રિલોકના નાયક એવા પ્રભુની રસમય લીલાનું અનુકરણ કરીને પોતાને રસમાં ઉન્માદમય થયાનું માની બેસે છે! પરંતુ તેમનું તે માનવું બાળકોના દૃષ્ટાન્તે ઉપહાસપાત્ર તેમજ એક દૃષ્ટિએ દયાજનક છે. સર્વ જગત્ તે સ્વાત્મક મન્મથ-મન્મથ નંદનંદનની લીલાનું અનુકરણ કરે છે, પ્રભુ કાંઇ લૌકિક **ક્રિયાનું અનુકરણ કરતા નથી,** પરંતુ રસમય લીલા કરીને લૌકિક કામીઓની દીનતા તેમ તેવી સ્ત્રીઓની દુષ્ટતાજ જણાવે છે, અને તેઓની તેમાંથી આસક્તિ ઉઠી જાય, તેમજ તેમનું સરસપણાનું અભિમાન કમી થાય, માટેજ રસમય સ્વરૂપ પ્રકટ કરે છે, એજ સિદ્ધાન્તનો શિરોમણિરૂપ **મહાસિદ્ધાંત** છે.

(૨૪) ननु भक्तानां तु कामसत्त्वेन सकामत्वं प्राकृतत्वं च दुष्परिहर-मिति तत्सम्बन्धेन भगवतो लीलायाश्च तथात्वं सिध्येदित्याशङ्क्याहुः तासां कामस्येति । तासां स्वामिनीनां यः कामः सोऽपि स्वरूपात्मक एव, न लौकिकः । यतो निष्कामेनाध्येयनामसम्बन्धेन कामाभाववता

सम्यक् सर्वभावेन तस्य पूर्तिरिति । प्रतिमायां स्वरूपस्थितत्वात् तत्त्वमिव तास्वपि स्वरूपात्मककामस्थितत्वात् तद्रूपत्वमिति ताः स्वामिन्योऽपि तथा भगवानिवाप्राकृतविग्रहा निष्कामाश्चेति तथाभूतासु रमणात्ता-शतोऽपि लीलायाः स्वरूपस्य च प्राकृतत्वशङ्केत्यर्थः । अत एव दृश्यन्तेऽत्र सर्वत्र तथाविधान्येव तासां वचांसि 'सन्त्यज्य सर्वविषया' नित्यादि । नहि कामिन्य एवं वदन्ति । न वा भगवतोऽन्यः सर्वथा निरपेक्षो भवति । द्वितीयाध्यायोक्तसापेक्षता तु भगवत इवोत्तरस-प्राकट्येन तद्धर्माविर्भावरूपेति भावः ॥१॥

## સંશયોત્થાપન

ભગવાનમાં કામ નથી, એ તો સિદ્ધાન્ત દૃઢ થયો, પરંતુ ભક્તોના તો કામ હોવાથી ભક્તો તો સકામ અને પ્રાકૃતજ રહેવાના, તે માટે કોઈપણ ઉપાય આવી શકે તેમ નથી. ભક્તોની સકામતા અને પ્રાકૃતતા માટે કાંઈ પણ બચાવ થઈ શકે તેમ નથી. ભક્તો સકામ અને લૌકિક હોવાથી તો ભગવલ્લીલા પણ સકામ અને લૌકિક થઈ જવાની, કેમકે તેવા ભક્તો સાથે લીલા મુખ્ય સંબંધ ધરાવે છે.

## સંશયનિરાસ

આ શંકાનો પરિહાર શ્રીવૈશ્વાનરાચાર્ય એજ શ્લોકમાં કરે છે. તે વ્રજસુંદરીઓનો કામ પણ ભગવત્સ્વરૂપાત્મકજ છે. સ્વામિનીઓનો કામ લૌકિક નથી વ્રજભક્તોના કામની પૂર્તિ નિષ્કામથી કરી છે. કામના આધાર વિનાના સર્વાત્મભાવથી કરી છે. પોતાનો સર્વભાવ પ્રભુમાં જ થાય તે સર્વાત્મભાવ કહેવાય એ સર્વાત્મભાવમાં

પ્રભુ એટલા માટેજ એનું અનુકરણ કરે છે, અને નિરોધ કરે છે સ્ત્રીઓની પણ તેવીજ દુષ્ટતા બતાવે છે, આ ઉપરથી એટલોજ સાર લેવાનો કે જે કાંઈ લોકમાં રસ કહેવાય છે, તે લોકમાં સિદ્ધ નથી, માત્ર રસનો આભાસ દેખાય છે. એટલુંજ. રસાત્મક પરિપૂર્ણ તો માત્ર સદાનંદ પ્રભુજ છે, છતાં લોકમાં રસનું અભિમાન રહેતું હોય તો બાળકના પૂરતુંજ છે. જેમ સાધારણ બાળકો અંદર અંદર રમતી વેળાએ કોઇ રાજા બને છે, કોઇ પ્રધાન બને છે, કોઈ સિપાઇનો વેશ ભજવે છે, તેમાં રાજા બનેલો પોતે રાજા હોવાનો ડોળ રાખે છે અને રાજલીલાનું અનુકરણ-હુકમ કરવા વગેરે કરે છે, તેમજ લોકો પણ તે નિરોધના નાયક રસેશ પ્રભુની રસમય લીલાનું અનુકરણ કરીને પોતાને રસમાં ડુબાડૂબ થયાનું માની બેસે છે! પરંતુ તેમનું તે માનવું બાળકોના દૃષ્ટાંતની પેઠે ઉપહાસપાત્ર તેમજ એક દૃષ્ટિએ દયાજનક છે. સર્વ જગત્ તે રસાત્મક મન્મથ-મન્મથ નંદનંદનની લીલાનું અનુકરણ કરે છે, પ્રભુ કાંઇ લૌકિક ક્રિયાનું અનુકરણ કરતા નથી, પરંતુ રસમય લીલા કરીને લૌકિક કામીઓની દીનતા તેમ તેવી સ્ત્રીઓની દુષ્ટતાજ જણાવે છે, અને તેઓની તેમાંથી આસક્તિ ઊઠી જાય, તેમજ તેમનું અરસપણાનું અભિમાન કમી થાય, માટેજ રસમય સ્વરૂપ પ્રકટ કરે છે, એજ સિદ્ધાન્તનો શિરોમણિરૂપ મહાસિદ્ધાંત છે.

[illegible] ननु भक्तानां तु कामसत्त्वेन तत्सम्बन्धं प्राकृतत्वं च दुष्परिहरमिति तत्सम्बन्धेन भगवतो लीलायाश्च तथात्वं सिध्येदित्याशङ्क्याहुः तासां कामयेति । तासां स्वामिनीनां यः कामः सोऽपि स्वरूपात्मक एव, न लौकिकः । यतो निष्कामेनाप्येतत्सम्बन्धेन कामाभाववत्ता

सम्यक् सर्वभावेन तस्य पूर्तिरिति । प्रतिमाया स्वरूपस्थित्या तस्यामिव तास्वपि स्वरूपात्मककामस्थित्या तद्रूपत्वमिति ता. स्वामिन्योऽपि तथा भगवानिवाप्राकृतविग्रहा निष्कामाश्चेति तथाभूतासु रमणाज्ञाशतोऽपि लीलायाः स्वरूपस्य च प्राकृतत्वशङ्केत्यर्थः । अत एव दृश्यन्तेऽत्र सर्वत्र तथाविधान्येव तासां वचांसि 'सन्त्यज्य सर्वविषया' नित्यादि । नहि कामिन्य एवं वदन्ति । न वा भगवतोऽन्य सर्वथा निरपेक्षा भवन्ति । द्वितीयाध्यायीयसापेक्षता तु भगवत इवान्तरस-प्राकट्येन तद्धर्माविर्भावरूपेति भाव ॥१॥

### શંકોત્થાપન

ભગવાનને કામ નથી, એવો સિદ્ધાન્ત સ્થિર થયો, પરન્તુ ભક્તોના કામ હોવાથી ભક્તો તો સકામ અને પ્રાકૃતજ રહેવાના તે માટે કંઈપણ ઉપાય ચાલી શકે તેમ નથી ભક્તોની સકામના અને પ્રાકૃતતા માટે કોઈ પણ વ્યાય થઇ શકે તેમ નથી ભક્તો સકામ અને લૌકિક રહેશે તો ભગવદ્‌લીલા પણ સકામ અને લૌકિક થઈ જવાની, કેમકે તે ભક્તો સાથે લીલા સમ્બન્ધ ધરાવે છે

### સંશયનિરાસ

આ શંકાનો પરિહાર શ્રીવિશ્વાનાચાર્ય એમ જણાવીને કરે છે કે વ્રજસુંદરીઓનો કામ પણ ભગવત્સ્વરૂપાત્મકજ છે. સ્વામિનીઓનો કામ લૌકિક નથી વ્રજભક્તોના કામની પૂર્તિ નિષ્કામથી કરી છે. કામના આધાર વિનાના સર્વાત્મભાવથી કરી છે, પોતાનો સર્વભાવ પ્રભુમાં જ થાય તે સર્વાત્મભાવ કહેવાય એ સર્વાત્મભાવમાં

કામ નથી રહેતો. તેવા કામથી રહિત સર્વાત્મભાવવડે કામની પૂર્તિ થઇ ગયેલી છે. તાત્પર્ય કે, જેમ કાષ્ઠાદિની પ્રતિમામાં–મૂર્તિમાં ભગવત્સ્વરૂપની સ્થિતિ થવાથી મૂર્તિ ભગવદ્રુપ થઇ જાય છે, તેમ સ્વરૂપાત્મકામ, સાક્ષાત્ પ્રભુરૂપકામ, તે વ્રજભક્તોમાં રહેલો હોવાથી વ્રજસીમંતિની પણ ભગવદ્રુપ થઇ ગયેલા સમજવા. એથીજ સ્વામિનીઓ પણ રસનાયકની પેઠે અલૌકિક દેહવાળાં તથા નિષ્કામ થઇ ગયલાં હોવાથી તેમની સાથે રમવાથી લેશ પણ દોષ લીલામાં અને સ્વરૂપમાં આવતો નથી, તેમજ લીલાની દિવ્યતા અખંડ શાશ્વત રહે છે, માટે સ્વરૂપમાં અને લીલામાં પ્રાકૃતતાની શંકા લાવવી નહિ. એવાં બીજાં પણ અનેક કારણો છે. વ્રજભક્તો જ્યારે વેણુનાદથી આકર્ષાઇને પ્રભુના સન્નિધિમાં આવ્યાં ત્યારે પહેલાં પ્રભુએ તેમને ચાતુરીથી ભરેલાં વચનો વડે ગુંચવાડામાં નાખ્યા, પણ એમને લૌકિક કામનો ગંધ સ્વપ્ને પણ નહિ હોવાથી ભક્તિભાવ ઉપર આધાર રાખીને પ્રભુને પ્રત્યુત્તર આપે છે, તેમાં પહેલાજ ૧શ્લોકમાં પોતાના હૃદયનો સર્વ ભાવ પ્રકટ છે.

---

૧. કામની સુગંધવાળા વિચારો જો આ શ્લોકનુંજ પુનઃપુનઃ સેવન નવજાત હોય તો તેઓને કદી ખાડામાં પડવાની ધાસ્તી રહેતી નથી પણ વિચારના વમળમાં જોખમ મારતા શ્રીગુસાંઇજીનાજ શબ્દોમાં કહું તો નેત્ર વિનાના પછી બહિર્મુખતા અમરસંગ નામના મોટા ભયંકર ખાડામાં પડી જાય છે, અને તેનું અંતઃકરણ પરવશ બનીને પરકીય સુજને ઉપદેશેલું પણ તેના સ્મરણમાં રહેતું નથી, એટલે તેમને ખાડામાંથી બહાર એંચી કાઢનાર કોઇ મળતું નથી.

मैवं विभोर्हति भवान् गदितुं नृशंसं ।
संत्यज्य सर्वविषयांस्तव पादमूलम् ॥
भक्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान् ।
देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ॥१॥

**તાત્પર્ય**—"હે વિભો! આવું ક્રૂર ભાષણ કરવું આપને યોગ્ય નથી. આપ સમર્થ છો, તેથીજ આવું ક્રૂર બોલો છો, દયાળુ હોત તો આવું નિષ્ઠુર ભાષણ કરત નહિ. આપ પુછો છો કે 'વ્રજ કુશલ તો છે'? પણ તેની સાથે અમારો સંબંધ શો? વ્રજ કુશલ હોય વા ન હોય, તે જાણવાની અમારે જરૂર શી છે? અમે તો સર્વ વિષયોનો ત્યાગ કરીને આપની પાસે આવેલાં છીએ હવે જે માર્ગે જવાનું છોડી દીધું, જે દિશા ભણી જોવાનુંજ અકારું થઈ પડયું, ત્યાં આપ પાછા મોકલો એ શું યોગ્ય છે? જે વિષયો ઉપર પૂંઠ મૂકયો તેનો સ્વીકાર શું ઉચિત છે? અમે આપને જાર માનીને પણ નથી આવ્યા. એકાદશ ઇન્દ્રિયોના વિષયોનો–વાસનારૂપ બીજ સાથે ત્યાગ કર્યો છે. જો તેમ ન કર્યું હોત તો આપના ચરણારવિંદને પ્રાપ્ત કેમ કરી શકત? સર્વ વિષયો–લૌકિક વિષયો જ્યારે છૂટે છે ત્યારેજ આપના ચરણકમલની પ્રાપ્તિ થાય છે, તે પ્રાપ્તિ અમને થઇ છે. તેથી વિષયોની વાસના હવે અમારા હૃદયમાં નથી એમ અમે માનીએ છીએ. આપે પુછયું કે અહિં આવવાનું કારણ જણાવો, તો અમે જણાવીએ છીએ કે 'તમે અમને ભજો.' નથી ભજતા એ આપનો એક પ્રકારનો દુરાગ્રહ છે. છઇલાને બધું કરવું ગમે છે, પણ ભગવદ્ભજન કરવું નથી ગમતું, તેમ આપને પણ થયું છે કે શું? એમ ભગવદ્ભજન ન કરવાનો આગ્રહ

જીવોમાં મહાનિધિરૂપ મનાય છે, તેમ આપ પણ અમને નહિ ભજો તો તેવુંજ ગણાશે. અમે આપને ત્યજતા નથી, તો આપ પણ અમને છોડો નહિ. જેમ આદિપુરુષ દેવ સર્વને ભજે છે, તેમ આપ અમને ભજો. દેવનું ભજન કાંઇ વ્યભિચારજનક નજ કહેવાય. જેમ મુમુક્ષુઓને ભગવાન્ ભજે છે, પોતાના તરીકે તેનો અંગીકાર કરે છે, આનંદનું દાન કરે છે, તેમ અમારું ભજન આપે કરવુંજ જોઇએ."

ઉપરના શ્રીવ્રજાંગનાઓનાં વાક્યો વાંચ્યા પછી કામની સુગ જાય છે ખરી? મહારાજ, વિચારો કે જે કામિની હોય તે આવા વચનો બોલે? લૌકિક અનુભવ તમને શો પાઠ શિખવે છે? કામના અનિવાર્ય તાપથી તપેલી સ્ત્રીઓ આવા જ્ઞાની ભક્તોના પણ હૃદયમાં નહિ ઉદ્ભવતા ઉત્તમોત્તમ રસોથી છલકાતા ભાવો પ્રકટ કરવા શક્તિમતી બને એમ માનવા તત્પર બનો છો? સર્વથા નહિ, એવો આન્તર ધ્વનિ થાય છે. જેવી ભાવના ભક્તોની છે, તેવીજ પ્રભુની છે. જેમ વ્રજભક્તોમાં કામનો અંશ પણ નથી, તેમજ પ્રભુમાં નથી, તેજ પ્રભુની નિરપેક્ષતા સિદ્ધ કરી આપે છે.

આ પ્રકરણના દ્વિતીય અધ્યાયમાં ભગવાનની જે સાપેક્ષતા બતાવાઇ છે, તે તો ભિન્નજ છે. સર્વ ભક્તોને સૌભાગ્યમદ પ્રાપ્ત થતાં પ્રભુ તિરોહિત થયા અને તે મદથી રહિત એવા મુખ્ય સ્વામિનીજીને સાથે લઇ ગયા અને તેમણે જે કહ્યું તે પ્રમાણે થોડે સુધી ફર્યું પણ ખરું. એ બધાં અપેક્ષા ઓરજ ભાવનું સૂચન કરે છે. તે વખતે જેમ ભગવાન્માં અપેક્ષા છે, તેમ સ્વામિનીભાવમાં વિરહ-રસનું પ્રાકટ્ય થયા પછી તેવી સાપેક્ષતા પ્રકટે, અને તેમ થવામાં તે ધર્મના આવિર્ભાવરૂપ ભગવાનની આપેક્ષતા છે.

नन्वेमपि भक्तानामलौकिककामवत्त्वे किं प्रमाणम्? भगवतः परमकृपालोरन्यथाकर्तुमपि समर्थत्वेन तदर्थं प्राकृतविग्रहं कामं च स्वीकृत्य प्राकृतमपि तदीयं तं पूरयेदित्याशङ्क्याहुः कामेनेति—

कामेनाधेयरूपेण स्वरूपभिन्नेन पूरित प्राकृतः कामः संसारं पुत्रपौत्रादिरूपतया विविधाहन्ताममतात्मकं जनयेन्न तु तदभावम्। 'न जातु कामः कामानाम्' इति वाक्यात्। कामाभावेन कामस्याधेयस्याभावो यत्र तादृशेन स्वरूपेण पूर्णस्तु कामो निष्काम आधेयकामरहितः स्वरूपात्मक एव स्यात्। अत एव तादृशकामवतां यथायथा भगवतो विशेषलीला तथा तथा दृश्यतेऽत्यन्तनिरपेक्षतैव। यतो भगवतोऽप्यत्र निरपेक्षा जाताः स्वतन्त्रभक्त्यैव स्थिताः। यदि लौकिक एव कामः स्यात्तदा नैवं स्यादिति स्वरूपात्मककामवत्त्व एवैता इति सर्वमनवद्यम्॥२॥

## ઉત્થાનિકા

ભગવાનના અપ્રાકૃત દેહમાં તો અનેક પ્રમાણો મળે છે, તેમ તે વ્રજાંગનાઓના અપ્રાકૃત શરીર અને અલૌકિક કામમાં પ્રમાણ શું? તેમાં કોઇ પ્રમાણ હોય તો તેમ માનવું સંભવ બનેલું ન ગણાય, પરંતુ પ્રમાણ વિના તો નિરાધાર ગણાઇને વિશ્વાસપાત્ર ગણાશે નહિ.

વળી ભગવાન પરમકૃપાળુ છે, કર્તુમકર્તું અન્યથાકર્તું સમર્થ છે, તો ભક્તોના પ્રાકૃત દેહ અને લૌકિક કામનો સ્વીકાર કરીને પણ ભક્તોના લૌકિક કામને કેમ ન પૂરે? પ્રભુ સર્વ કાર્ય કરવાને સમર્થ છે.

આ શંકાનું નિવારણ કરવા માટે શ્રીમહાપ્રભુ અન્ય કારિકા યોજે છે—

श्रीकारिका—कामेन पूरितः कामः संसारं जनयेत् स्फुटम् ।
कामाभावेन पूर्णस्तु निष्कामः स्यान्न संशयः ॥२॥

**તાત્પર્ય**—પ્રાકૃત દેહના આધારથી રહેનારા, ભગવત્સ્વરૂપથી ભિન્ન એવા કામથી જો પ્રાકૃત કામ પૂર્ણ કરવામાં આવે, સ્વભિન્ન એવા લૌકિક કામનો આશ્રય કરે, અને તેજ કામથી ભક્તોના લૌકિક કામને પૂરે તો, તેમ કરવાથી જેમ લોકમાં પરિણામ આવે છે, તેમ અહિં પણ આવે. લોકનું અનુસરણ પ્રભુ કરે તો સંસાર જ ઉદ્ભવે. પુત્રપૌત્રાદિ સંપત્તિ ગળે વળગે, અને તેથી વિશેષ અહંતામમતાત્મક સંસારજ જન્મ પામે. તે સંસારનો અભાવ તો નજ રહે. સંસાર વધારે વળગે તો ભયંકર હાનિ થાય. કહ્યું છે કે—

[1]न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

અર્થ:—જેમ ઘી હોમવાથી અગ્નિ વધતો ને વધતોજ જાય છે, તેમ કામના ઉપભોગથી કામ કદી શાંત થતો નથીજ, બલ્કે વધારે ને વધારે વધે છે.

હવે સમજાશે કે જો પ્રભુને પણ પ્રાકૃત દેહ અને પ્રાકૃત કામ

૧. કવિ તુલસીદાસ પણ કહે છે કે—'અબ નાથહી અનુરાગ જાગ જડ, ત્યાગ દુરાશા જીતે; બુઝે ન કામ અગ્નિ તુલસી કહે, વિષય ભોગ બહુ ઘૃત તે'

હોત અને ભક્તોને પણ તેમજ હેત તો પુત્રપૌત્રાદિ સંસારજ ઉત્પન્ન થાત. તેવું થયનું જોઇ પણ કેકાણે શ્રીભાગવતમા કે અન્ય ગ્રન્થોમા વર્ણવ્યું નથી, માટેજ ભક્તોનો કામ અને ભગવાનનો કામ લોકથી વિલક્ષણ છે, એમ સિદ્ધ થયા વિના રહેતું નથી.

ભગવાને આમજ ભક્તોનો કામ પ્રાકૃત કામથી નથી પૂર્યો, પરંતુ કામના અભાવથી ને કામ પૂર્યો છે. કામનો જેમા અભાવ છે, એવું જે આપનું મન્મથમન્મથ સ્વરૂપ તદ્રૂપ કામ તેમા પૂર્યો છે. તેમ થવાથી કદાચિત્ ભક્તોમા લૌકિક કામ હોય તો પણ તે ભગવત્સ્વરૂપ થઇ જાય અત્ર સદ્ગતાથી જોના જણાશે કે તેવા સ્વરૂપાત્મક કામવાન્ સાથે જેમ જેમ ભગવને વિશેષ લીલાઓ કરી છે, તેમ તેમ અત્યંત નિરપેક્ષતાજ દૃષ્ટિગોચર થય છે, ત્યારે તો શું પણ ભગવાનની આગળ પણ નિરપેક્ષજ થઇ ગયા, માત્ર સ્વતન્ત્ર ભક્તિ વરેજ રહ્યાં જો તેમનો કામ લૌકિક જ હોત તો એવી રીતે તેઓ નિરપેક્ષ થાતજ નહિ માટે સ્વરૂપાત્મક કામજ નજસુંદરીઓમા છે, અને તે ભગવત્સ્વરૂપ હોવાથી તેમનો દેહ પણ પંચમહાભૂતનો નથી પણ ભગવદ્રૂપ છે, દિવ્ય છે, એ સિદ્ધ થયું.

नन्वेवं भगवतो भक्तानां च निष्कामत्वे रसशास्त्रमर्यादा भज्येत। कामयतोरेव तथा भावनिरूपणादित्याशङ्क्याहुः अतो न रूपीति—

यतो भगवानेव काम स्वस्वरूपमेव विग्रहरूपेण कामरूपेण चाविर्भाव्य भक्तेषु च स्वस्वरूपं प्रतिष्ठाप्य प्रसादरूपशक्तिप्रवेशेन स्त्रीभाव दत्वा स्वस्वरूपस्य च तत्सम्बन्धित्व विधाय स्वरूपात्मिकामि

सह रमत इत्यतो रसमर्यादा निष्कामत्वात्–मोक्षफलापि सा न भग्नेत्यर्थः । अत एतच्छ्रुताविति यतो नेयं कामलीलाऽपि तु स्वरूपानन्ददानलीला अत एतच्छ्रवणेन वेदान्तश्रवणेनेव लोकः साधारणोऽपि निष्काम एव सर्वथा सर्वप्रकारेण भवेत् ॥३॥

## ઉત્થાનિકા

ઉપર પ્રમાણે તો ભગવાન પણ નિષ્કામ અને ભક્તો પણ નિષ્કામ સિદ્ધ થયાં બન્નો નિષ્કામ થાય તો રસનો આવિર્ભાવ પણ ન થવો જોઇએ. રસશાસ્ત્રની મર્યાદા પણ તુટી જવાની, કેમકે કામ વિના રસની ઉત્પત્તિ કોઇપણ રસશાસ્ત્રમાં વર્ણવીજ નથી. કામના આધાર સ્ત્રીપુરુષમાંજ રસપ્રાકટ્ય સિદ્ધ છે

આ શંકાનું નિવારણ તૃતીય કારિકામાં શ્રીવલ્લભાચાર્ય કરે છે—

શ્રીકારિકા—अतो न कापि मर्यादा भग्ना मोक्षफलापि च ।
अत एतच्छ्रुता लोको निष्कामः सर्वथा भवेत् ॥३॥

**तात्पर्य**—આ શાસ્ત્રની મર્યાદા ભગ્ન થતી નથી ભગવાન અને ભક્ત લૌકિક કામથી રહિત છે, લૌકિક કામનું ફળ સંસાર છે અને અહિં તો ફળ મોક્ષરૂપ છે, છતાં પણ રસશાસ્ત્રની મર્યાદા અખંડિત રહે છે, અને રસની ઉત્પત્તિ પણ અવિઘ્ન થાય છે, અને ભગવાનની રસમયતા-રસાત્મકતા-પ્રત્યક્ષ કરી શકાય છે. એમાં જ કારણ એ છે કે લોકોની પેરે અહિં કામ જૂદો નથી, એ તો પહેલાં વારંવાર પ્રતિપાદન કરેલુંજ છે. માટે કામ ભિન્ન નથી, પણ ભગવાનજ કામ છે પ્રભુ પોતાનુંજ સ્વરૂપ કામાત્મક અને અત્યંત સુંદર દિવ્યરૂપ પ્રકટ કરીને ભક્તોમાં તે સ્વરૂપને

प्रत्युत प्राकृतत्वनिष्कामत्वादिज्ञाने च तत्स्वरूपे लीलायां च सेतस्यतीत्यर्थः । अत एव शुकोऽपि प्रवृत्त परित्यज्य ज्ञाननिष्ठां प्राह च कामं 'हृद्रोग'मिति प्रकरणान्ते स्फुटमेव वाक्यमिति सर्वमनवद्यम् ॥४॥

## ઉપસંહાર ૨

સંશય ઉઠે છે કે જો લોકો ઉપર પ્રમાણે આ લીલાની દિવ્યતા સમજી શકતા ન હોય તો લોકોને તો કાવ્યો-શૃંગારનાં કાવ્યો-સાભળવાથી જેમ કામનો ઉદ્બોધ થાય, લૌકિક કામ જાગે, તેમ આ લીલાના શ્રવણથી પણ તેજ પરિણામ આવે.

श्रीकारिका–भगवच्चरितं सर्वं यतो निष्काममीर्यते ।

अतः कामस्य नोद्बोधः ततः शुकवचः स्फुटम् ॥५॥

આ સંશયનો પરિહાર અન્તિમ શ્લોકમા મહાપ્રભુ કહે છે—

**તાત્પર્ય**—પરમકાષ્ઠાપન્ન ભગવાનનું સર્વ ચરિત નિષ્કામજ હોય છે. તે ચરિત અન્યનું હોય તો સકામ કહેવાય પરંતુ તે અખિલ બ્રહ્માંડના નિયંતાનું છે, માટે જ નિષ્કામ કહેવાય છે. ભગવાન્ તો આપ્તકામ છે, એમ લૌકિકકામ નથી, એમ પહેલાં પ્રતિપાદન કરવામાં આવ્યું છેજ, તો તેમના ચરિત્રમાં કામ ક્યાંથી આવવાનો ? ભગવાન્ તો પરમકાષ્ઠાપન્ન પૂર્ણ પુરુષોત્તમ પરબ્રહ્મ છે, તે કાંઇ પ્રાકૃત દેહ પણ ધરતા નથી કે નથી સ્વીકારતા કામને અને તેની ચેષ્ટાઓને. કેમકે જ્ઞાની પુરુષો પણ લૌકિક દેહને કામને અને કામની ચેષ્ટાઓને ત્યજે છે તો ભગવાન્ તેને સ્વીકારે એ તો

કેમજ મનાય? એવી ભગવાનનું ચરિત્ર તો કામના લેશ પણ સ્પર્શથી રહિત જ હોવું જોઇએ, એમ સાધારણ માણસો પણ જો વિચાર કરે તો તે સમજી શકે એમ છે, તો હવે આ ચરિત્રના શ્રવણથી કામનો ઉદ્બોધ થવાનો સંભવ જ ક્યાં છે? પરંતુ તેના શ્રવણથી તો ભગવાનની દિવ્યતા અને નિષ્કામતાનું ભાન થાય છે, એટલા માટેજ શુકદેવજી જેવા જીવન્મુક્ત જ્ઞાની પુરુષ પણ જ્ઞાનમાં રહેલી પોતાની નિષ્ઠા ત્યજીને ભગવાનની આ રસાત્મક દિવ્ય લીલાનું વર્ણન કરવા તત્પર થયા, અને છેવટે એમજ ઉપદેશે છે કે—

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनु शृणुयादथ वर्णयेद्यः ॥
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥

फलप्रकरण.

**તાત્પર્ય**—વ્રજવધૂગણ સાથે ભગવાને કરેલી વિશેષ ક્રીડારૂપ ચરિત્ર જે ભક્ત શ્રદ્ધાયુક્ત થઇને સારી પેઠે વર્ણન કરાતું હોય તે સાંભળે, અથવા તો તેને પોતેજ વર્ણવે તો ભક્તિ પ્રાપ્ત કરે. આમાં વર્ણાદિનો પણ નિયમ નથી બ્રાહ્મણ ક્ષત્રિય ગમે તે હો. તે ભગવાનમાં ભક્તિ, તે પણ ઉત્કૃષ્ટ ભક્તિ પ્રાપ્ત કરે છે. તે ભક્તિ હૃદયમાં સ્થિર થયા પછી હૃદયનો ભયંકર વ્યાધિ, રોગરૂપ દર્દ, એવો જે કામ તેને, તત્કાળ દૂર કરે છે જે કામ પહેલાં હૃદયમાં પેસીને વાર·

વાર આક્રમણો નાખો, કિંતુ વસ્તુનો સ્વીકાર માત્ર કરો. તેને તે ભક્તિ ત્યાંથી દુર કરે છે. તે માત્ર આ ચરિત્રના શ્રવણથી જ ત્યારપછી પહેલાંની વાસના વડે કોઇ વેળાએ જો કામ ઉત્પન્ન થાય તો તેને દબાવવાને શક્તિમાન્ થાય છે. થોડી જ વારમાં તેને દબાવી શકે છે. માટે આ ચરિત્ર અભિપ્રાય સાથે સમજવું. તેનાં ઉંડા રહસ્યની સાથે સાંભળવું."

શ્રીશુકદેવજીના રાસપંચાધ્યાયીના આ છેલ્લા વચનથી સ્પષ્ટ થાય છે કે ભગવચ્ચરિત્ર સાંભળવાથી તેનો અભિપ્રાય જાણવાથી કામનો ઉચ્છેદ થયો તો દુરન્તોપન્તું હૃદયને કોરી ખાનાર એ જાતનો કીડો, મહાભયંકર રોગરૂપ, દુર થઇ જાય છે, કોઇ પણ વખતે ત્યાં સ્થાન મેળવી શકતો નથી.

આ પ્રમાણે પ્રકીર્ણ લેખની સમાપ્તિવેળાએ શ્રીહરિદાસજી આમ કહે છે કે—

श्रीमदाचार्यदासेन हरिदासेन रूपितं ।
अर्थः स्वाचार्यवाक्यानां स एवैष प्रसीदतु ॥१॥



## ૪૭. *बहिर्मुखत्वनिरूपणम् ॥

(અનુવાદક–વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.)

धने गृहे यदासक्ताः सेवकाः सम्भवन्ति हि ।
लाभपूजार्थयत्नाश्च तदा स्यात् कुपितो हरिः ॥१॥

भक्तिमार्गं परित्यज्य शिश्नोदरकृतोद्यमाः ।
आसुरावेशिनो दासास्तदौदास्यं भवेद्धरेः ॥२॥

अहङ्कारेण कुर्वन्ति यदा महदतिक्रमम् ।
निजा अपि तदा कृष्णः कुप्यति स्वजनप्रियः ॥३॥

यदा महत्कुलोद्भूतास्त्यजन्ति कुत्सा गतिम् ।
तदा तु तत्कुलस्वामी क्रोधमेति न संशय ॥४॥

अनिष्पन्ना हि सर्वत्र न क्वापि सुपथस्थिति ।
न वा निजाचार्यनिष्ठा न वा दैन्यं हरे परम् ॥५॥

ભાવાર્થ.

ધનમાં અને ઘરમાં જ્યારે સેવકો આસક્ત થઈ જાય, લાભ અને પૂજાવવા માટેના પ્રયત્નો કરે ત્યારે શ્રીહરિ કોપે છે. સેવકોની

---

* પ્રભુસેવામાં પ્રપંચથી વિનિયુક્ત થતા ગિરિનારાયણ અને માધોના વગેરે બ્રાહ્મણોએ આ ગ્રંથો અવશ્ય મનન કરવા યોગ્ય છે

મુખ્ય ફરજ એ છે કે, પોતાના સ્વામીને રીઝવવા દરેક પ્રયત્ન કરવો તેની આજ્ઞામાં જ તત્પર રહેવું. તેની ઇચ્છાને સદા અનુકૂલ બનવું એવીજ રીતે જીવો પણ પ્રભુના સેવકો છે. તેઓનું મુખ્ય કર્તવ્ય પ્રભુની સેવા છે. સેવામાં લેશ પણ ન્યૂનતા ન આવે, તેમજ જે પ્રભુની સેવાનો અધિકાર પોતાને પ્રાપ્ત થયેલો છે, તે પ્રભુ કોટિ-બ્રહ્માંડનાયક, પરાત્પર, પુરુષોત્તમ શ્રીકૃષ્ણ છે, તેનો ખ્યાલ નિરંતર મનમાં રહેવો જોઇએ ત્યારે સર્વ દુઃખહર્તા પ્રભુને પોતાનું જે કાંઈ કહેવાનું તે સર્વ સમર્પી દીધું, અને દાસ્યધર્મનો સ્વીકાર કર્યો, ત્યારે તેનો પોતાના સ્વામીને દરેક રીતે પ્રસન્ન કર્યા સિવાય બીજો ધર્મ શું હોઇ શકે? વાસ્તવિક સ્થિતિ તેવી જ છે, છતાં જો સેવક ધનમાન-ધન એકઠું કરવામાં, કે ધરવામાં, પુત્રપરિવારમાં આસક્તિવાળા બની જાય, પોતાના દાસ્યધર્મને તિલાંજલિ આપી દે, પ્રભુની મહત્તા વિસરી જાય, સ્વકર્તવ્યને સ્વાર્થવેદી ઉપર હોમી દે તો પ્રભુ તેના ઉપર કોપે તેમાં આશ્ચર્ય શું? જીવ-સેવક સ્વતઃ અનેક દોષોથી દુષ્ટ છે, પ્રભુએ તેના દોષોનો વિચાર ન કરતાં તેને પોતાનો-સેવક બનાવ્યો. તેને ઉત્તમ અધિકાર આપ્યો, પરંતુ પ્રભુની તે દયાળુતા અને પોતાની પહેલાની સ્થિતિ વગેરે બધું ભૂલી જઇને પોતાના લાભનો અને પોતે પૂજાવવાનો પ્રયાસ કરે તો પ્રભુ એના ઉપર કોપ કરે તો તે કાંઇ આશ્ચર્યકારક ગણાય નહિ શ્રીહરિરામ-પ્રભુ આજ્ઞા કરે છે કે, જીવ જ્યારે પ્રભુ તરફ એવી રીતે બેદરકાર બને છે ત્યારે પ્રભુ તેના ઉપર કોપાયમાન થાય છે. ૧.

ભક્તિમાર્ગનો પરિત્યાગ કરીને માત્ર જનનેન્દ્રિય અને ઉદરની તૃપ્તિ માટેનાજ ઉદ્યમને આદરનાર, આસુરાવેશી દાસો બને છે, ત્યારે

શ્રીહરિ ઉદાસીન થાય છે, જ્યારે દાસો-સેવકો પ્રથમ શ્લોકમાં વર્ણવેલી કક્ષાથી પણ હીન કક્ષામાં જાય છે, ત્યારે તો પ્રભુ તે તરફ જોતાજ નથી. જ્યારે ભક્તિમાર્ગમાં પણ રહે નહિ, તેનો સર્વાંશે ત્યાગ કરે, માત્ર [illegible] ઉક્તિ પ્રમાણે મન પ્રવૃત્તિને જ પોષે ત્યારે તો પ્રભુ તેના ઉપર કોપ કરીને તેને ઠેકાણે લાવવાનું પણ કાર્ય કરતા નથી, તેનાથી તદ્દન બેદરકાર રહે છે, તે સેવક જેવી રીતે વર્તવા ઇચ્છતો હોય તે પ્રમાણે તેને વર્તવા દે છે, કેમકે, તેણે માર્ગની મર્યાદા સુદ્ધાં જાળવી નહિ, બલ્કે તેનો ત્યાગ કર્યો અને આસુરના સંગમાં અભિરુચિ થવાથી તેને આસુરાવેશ થયો. તેવા તદ્દન વંઠી ગયેલા નોકરની તરફ ઉદાસીનવૃત્તિ વિના બીજું પ્રભુ શું કરે? ૨.

જ્યારે અહંકારથી મહાન્ પુરુષોનો અપરાધ કરે છે, તે પણ પોતાના થઇને, ત્યારે સ્વજનવત્સલ પ્રભુ કોપે છે. પ્રભુના દાસ્ય જેવો ઉત્તમ પદાર્થ યોગ્યતાના અભાવે મળી ગયો અને પછીથી થયો અહંકાર અને તેમાં આંધળા બનીને મહાન્ ભગવદીયોને પણ ગણ્યા નહિ, તો શું પ્રભુ તેના ઉપર રાજી રહેશે? કદાપિ નહિ. પ્રભુનો અપરાધ તો કોઇ પણ ઉપાયે નિવૃત્ત થઇ શકે છે, પરંતુ મહાનુભાવી ભગવદીયોનો અપરાધ કદાપિ નિવૃત્ત થતો નથી. મર્યાદા માર્ગમાં પણ નલકુબરાદિકે સ્વાધિકારના ગર્વથી નારદાદિકનું કરેલું અપમાન અને તેનું પરિણામ પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેવીજ રીતે ભક્તિમાર્ગમાં પણ ભગવદીયોનો અપરાધ મહાભયંકર ગણવામાં આવ્યો છે, તે અપરાધ કરનાર ઉપર પ્રભુ કોપે છે પોતાનાજ દાસ થઇને પોતે જ જેમને અનુગ્રહમાર્ગમાં ઉચ્ચ અવસ્થામાં સ્થાપિત કર્યા છે, એવા મહાન્ ભક્તોનું અપમાન કરે તો પોતાના જન જેને અત્યંત પ્રિય

છે એવા પ્રભુ ગુસ્સે થયા વિના રહેતા નથી. એક તો એ દાસ પણ પોતાનો છે, અને માટેજ તે પ્રિય હોવો જ જોઇએ, અને મહાનુભાવી ભગવદીયો પણ સ્વદાસ હોવાથી પ્રિય છે, તેથી બંન્નેનાં શ્રેયની ક્ષતિ ન થાય માટે પ્રભુ સ્વકોપથી દાસને અપરાધની શિક્ષા દે છે. ૩.

જ્યારે મોટા કુલમાં પ્રકટ થયલા પણ પોતાના કુલને યોગ્ય ગતિ ત્યજી દે છે, ત્યારે તે કુલના સ્વામી ક્રોધ કરે છે, એમાં કાંઈ પણ સંશય નથી. જ્યારે પ્રભુએ જે કુલનો ઉત્તમોત્તમ અધિકાર સ્થાપન કર્યો, અને તે કુલમા પ્રકટ થઇને જો પછી તે કુલના મહાન્ ફરજોને ન છાજતી વર્તણુંક ચલાવે તો તે કુલનું સર્વસ્વ-તેના નાથ તે કુલમા પ્રકટ થયલા ઉપર કોપે તેમા સંશય શો? ૪.

બધા ઠેકાણાં શોધી વળો કોઇપણ સ્થળે સન્માર્ગની ઝાંખી પણ હવે થવી મુશ્કેલ છે. કલિના દોષમય વાતાવરણથી આવૃત થયલા હૃદયો.થી વ્યાપી સ્થળામા સારા ઉત્તમ માર્ગની સ્થિતિ કેમ હોઇ શકે? જ્યારે તેવા માર્ગના દર્શન દુર્લભ થઇ ગયા, તો પછી તે માર્ગના પ્રકાશક શ્રીમદાચાર્યચરણના ચરણારવિંદમા નિષ્ઠા-ભાવ ભક્તિ ક્યાંથી? તેના વિના પ્રભુને પ્રસન્ન કરવાનું એકજ સાધન તે દૈન્ય. ક્યાંથી આવવાનું? શ્રીહરિરાયપ્રભુ આજ્ઞા કરે છે કે, આ સમયમાં તો નથી સન્માર્ગની મર્યાદા, કે નથી શ્રીમદાચાર્યચરણમાં નિષ્ઠા કે નથી દીનતા. ૫.

न वा तद्वाक्यपरता न वैराग्य तथाविधम् ।
न यथा लाभसंन्तोषः कथं कृष्णः प्रसीदति ॥६॥

શ્રીમદાચાર્યચરણે જે જે હિતાર્થવચનો આજ્ઞા કરેલાં છે, તેમાં તત્પરતા, તેમજ તેવું પરમ વૈરાગ્ય, પણ નથી રહ્યું. પ્રભુનાં,

તાથી ગમતું હોય, દાસ્યધર્મને સહજ પણ આંચ આવવા દીધા સિવાય પ્રભુ પ્રસન્ન કરવા હોય તો આપણા આચાર્યચરણકમલને હૃદયમાં સ્થાપો. આપણા સર્વે તેવા દોષદોષનું દહન કરીને પ્રભુની સાથે મજબૂત ગાંઠ–સંબંધ બાંધી દેનાર આપણા ગુરુ શ્રીમહાપ્રભુજીના ચરણકમલને હૃદયમાં પધરાવો. અને તે કાર્ય જો થઇ ગયું તો પછી બીજું કાંઇ કરવાનું રહેતું નથી. જે તદીય છે, તેને તો શ્રીમદાચાર્યચરણના દૃઢ આશ્રયથી સર્વ સિદ્ધ થાય છે. બીજાં કાંઇ સાધનો તેને કરવાં પડતાં નથી, કવિવર દયારામભાઇ કહે છે કે, 'શ્રીમહાપ્રભુનો ભજ ભરોસો, એજ અન્યાશ્રય' એટલા માટે શ્રીમહાપ્રભુમાંજ દૃઢ વિશ્વાસ રાખવો એ તદીયનો મુખ્ય ધર્મ છે. ૧.

सङ्गः सतामेव सदा विधेयो नाम्यतां क्वचित् ।
सत्सङ्गतो हरौ बुद्धिरसत्सङ्गाद् गृहादिषु ॥२॥

સંગ કરવો તો સત્પુરુષનોજ કરવો. સંગ પણ સત્પુરુષનોજ થાય એવી પ્રાર્થના કરવી. કેમકે સત્પુરુષો સંસારને હરનાર છે. અસત્પુરુષોનો સમાગમ કદાપિ ન કરવો સત્પુરુષોના સંગથી પ્રભુમાં બુદ્ધિ થાય છે. દુષ્ટ પુરુષોના સંગથી ગૃહાદિમાં આસક્તિ થાય છે. વસ્તુતઃ તો શ્રીમદાચાર્યચરણમાં રતિ રાખવી એજ મુખ્ય કર્તવ્ય છે. જ્યાં તે કાલબલથી ન્યૂન થાય તો શ્રીમદાચાર્યચરણની આજ્ઞા પ્રમાણે તાદૃશ ભગવદીયો સાથે સત્સંગ કરવો. એવા તાદૃશ ભગવદીયોના સંગથી એ ભગવદીયના પરમ પ્રેષ્ઠ પ્રભુમાં પ્રેમ થાય છે. શ્રીંજાયવા હોય તેજ શ્રીંજવે છે. રંગાયલા હૃદયનોજ રંગ અન્ય અરક્ત હૃદયને રંગે છે, પ્રભુપ્રેમ સુવાસિતનાજ સંગથી હરિરતિરૂપ સુગંધનો પાસ લાગે, પણ પુરુષોનો, આનુરાવેશીનો સંગ

કરવાથી તેવીજ બુદ્ધિ થાય છે. તેઓ માત્ર શિશ્નોદર પરાયણ હોવાથી તેમનો સમાગમ તે કેવો ભયરૂપ (?) નિવડે ! એજ કે આપણે પણ તેવાજ પ્રપંચાસક્ત બની જઇએ. ૨.

असन्तस्तु विजातीया मतिमन्तो निजा अपि ।
सन्तो हरौ रतियुता उदासीनास्तदाश्रिताः ॥३॥

અસત્ પુરુષો વિજાતીય છે. તેનો આશ્રય ભલભલા સત્પુરુષોને પણ ઉઠાવી દે છે. તો સાધારણોનો હિસાબ શો ? સત્પુરુષો નિજ-પ્રભુના છે, બુદ્ધિમાન્ છે, તેઓ પ્રભુમાં પ્રીતિ ધરાવનારા છે, તોપણ તેઓ જો વિજાતીય-જુદી જાતના ખલ પુરુષોના સમાગમમાં આવી જાય તો અવશ્ય તેઓ પ્રભુપ્રેમથી, પ્રભુસેવાથી ઉદાસીન બની જાય. નિંદના અલ્પયોગથી વિશુદ્ધ પડેલું સિંદનું બનેલું શિયાળાના રોગામાં ભળીને જેમ પોતાનું સ્વરૂપ ખુવી જાય છે, તેમ સારા સમાગમનો લાભ જલદી લાગતો નથી પરંતુ ખરાબ દુઃસંગની અસર તો મોટા મોટાઓને પણ જલદીથી થઇ જાય છે, માટે તેથી સાવધાન રહેવું ૩.

स्वमार्गीयः परो धर्मो हरिसेवा निरन्तरम् ।
फलरूपतया ज्ञात्वा विधेया मन आदिभिः ॥४॥

સ્વમાર્ગનો-શ્રીમહાપ્રભુએ દૈવસૃષ્ટિ ઉપર પરમ અનુગ્રહ કરીને પ્રકટ કરેલા માર્ગનો મુખ્ય ધર્મ પ્રભુસેવાજ છે. તે પણ નિરંતર કર્યા કરવી. શરીરથી તનુજા અને વિત્તજા સેવા, દ્રવ્યથી અને દેહથી નિરંતર કરવી એ સેવાજ પરમ ફળરૂપ છે, એમ માનવું. દૃઢ નિશ્ચય રાખવો કે, આ સેવા સિવાય બીજું કોઇ ઉત્તમ ફળ છેજ

વગેરે અનુસંધાન નિવેદિતાત્મા ભગવદીયોના સમાગમથીજ રહે છે, માટે તેવાઓ સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું તેમ કરવાથી તેજ ક્ષણે, તેજ પળે સાક્ષાત્ શ્રીકૃષ્ણ હૃદયમાં બિરાજે છે. ૫.

श्रीभागवतभावार्थ श्रवणं कीर्तनं तथा ।
स्मरणं वा सदा कार्यं बाहिर्मुख्यनिवृत्तये ॥६॥

વળી બહિર્મુખતા ટાળવા માટે એવાજ ભગવત્સેવાપરાયણ ભગવદીયોનાજ મુખારવિંદથી શ્રીમદ્‌ભાગવતનો ભાવાર્થ શ્રવણ કરવો. ધર્મીલાવિશિષ્ટ પ્રભુની નિત્ય નૂતન લીલારસનો અનુભવ તેવા ભગવદીયોના હૃદયમાં પ્રકટ થયેલી વાણીથીજ થાય છે. ભગવલ્લીલાનો સાક્ષાત્કાર કરીને ગાયેલા અષ્ટસખાદિ મહાનુભાવીઓના રસમય પદોનું કીર્તન કરવું. અને શ્રવણ કરેલી શ્રીમદ્‌ભાગવતોક્ત ભગવલ્લીલા અને કીર્તન કરેલી પરમ ભગવદીયોની વાણીનું અહર્નિશ સ્મરણ કરવું. બહિર્મુખતાની નિવૃત્તિ એથીજ થાય છે. આ સિવાય બહિર્મુખતાથી બચવાનો બીજો ઉપાય એકે નથી ૬.



## ૪૯. ॥ भगवत्प्रकृतिवर्णनम् ॥

श्रीयशोदोत्सङ्गलालितः कुमारवयाः श्रीकृष्ण एतादृशो रसरूप इति ज्ञात्वा सेवा कर्तव्या । सेवा तु स्वामिनो यत्समये यदपेक्षन्ते

तदेव समर्पणीयम् । यथेच्छा तथा क्रियते तदा सिद्धिर्भवेत् । एतज्ज्ञानं जीवानां स्वतो दुर्लभतरं तथापि श्रीमदाचार्यप्रकटितसेवारीतिमवलोक्य मनसि भगवत्प्रीतिर्भावनीया । तत्र प्रथमं प्रभुर्दयापूर्णः । सर्वथा भक्तदुःखं ज्ञायते । अत्यन्तनिकटगम्यः । लीलातिरिक्तं किमपि न ज्ञायते । स्वजनमात्रेषु परिचितः । अन्यत्किमपि न ज्ञायते । क्षणेपि सन्तोषं प्राप्नोति । क्रोधः स्थिरीभूतो न भवति । सम्बन्धिवाक्यं परिपालयति । परमोदारोस्ति । किमपि दातुं न विचारयति । तस्य सर्वत्रोत्तमत्त्वम् । स्वजनपक्षपातपूर्णः । लीलासुनिमग्नः । शोकग्रस्तत्वदयतो दूरीगच्छति । "शोकग्रस्तं मनं दृष्ट्वा कृष्णो गच्छति सत्वर"मितिवचनात् । व्रजजनेषु सदा निरुद्धः । यथा बालः केनापि परिचितो न भवति तद्विना भक्षणं न क्रियते रुदनं कुरुते तथा भक्तिमार्गीयैः स्वजनैः परिचितोस्ति । अन्यत्किमपि न ज्ञायते । अङ्गीकृतजीवानां धर्मार्थकामानां विघातं कृत्वा स्वस्वरूपदानं दत्वा स्वस्मिन् प्रीतिमुत्पादयति । यथा बालकः स्नेहं दृष्ट्वा उत्सङ्गे समायाति हास्यं करोति क्रीडति एवं कृष्णोपि विज्ञेयः ॥

ઉપદેશ—શ્રીપરેશાદિગણાભિન કુમારવલ્લભ શ્રીકૃષ્ણ એનાદૃશ સ્વરૂપ છે એમ જાણીને સેવા કરવી જ્યારે જે સમયે જેની અપેક્ષા હોય તેજ સમર્પવું, એ સેવા જે પ્રકારે શ્રીકૃષ્ણની ઇચ્છા તેજ પ્રકારે બનીય તેજ સિદ્ધિ થાય આ જ્ઞાન જીવને સ્વતઃ થવું અતીવ અશક્ય છે, તથાપિ શ્રીમદાચાર્યપ્રકટિત સેવારીતિનું અવલોકન કરીને મનમા ભગવત્પ્રીતિની ભાવના કરવી.

વિષયઃ—પ્રભુ દયાપૂર્ણ છે. સર્વથા બાહ્યદુઃખને જાણે છે. અસન્તનિકટગમ્ય છે. લીલાતિરિક્ત કાંઇ પણ જાણતા નથી, વ્રજજનમાત્રમાંજ પરિચિત છે. અન્ય કાંઇ પણ જાણતા નથી. ક્ષણમાત્રમાંજ સન્તુષ્ટ થાય છે. ક્રોધ સ્થિર થતોજ નથી. સમ્બન્ધીના વાક્યનું પરિપાલન કરે છે. પરમ ઉદાર છે, કાંઇ પણ દાન કરવામાં વિચાર કરતા નથી સર્વત્ર તેમનું ઉત્તમત્વ. સ્વજન પ્રતિ પક્ષપાતપૂર્ણ છે. લીલામાં નિમગ્ન છે. શોકગ્રસ્ત હૃદયથી દૂર રહે છે, કારણ 'શોકગ્રસ્ત જનને જોઇને મારૂંપણ ફરજ જાય છે' ઇત્યાદિ વચન છે. શ્રીવ્રજજનમાં સદા નિરુદ્ધ છે. જેમ બાલક જેનાથી પરિચિત હોય એના વિના ભક્ષણ કરતો નથી રુદન કરે છે તેમ શ્રીકૃષ્ણ ભક્તિમાર્ગીય સ્વજનોથીજ પરિચિત છે, અન્ય કાંઇ જાણતા નથી. અઙ્ગીકૃત જીવોના ધર્મ અર્થ અને કામ દૂર કરી સ્વસ્વરૂપદાન કરીને સ્વસ્વરૂપમાં પ્રીતિ ઉત્પન્ન કરે છે.

ઉપસંહાર—જેમ બાલક બોર જોઇને ઉત્સઙ્ગમાં આવે છે, હાસ્ય કરે છે, ક્રીડા કરે છે, આ પ્રકારે કૃષ્ણપ્રકૃતિ જાણવી.



## ५०. कथाश्रवणबाधकनिर्णयः ॥

जीवे हि त्रिविधा शक्तिरविद्यायास्तु वर्तते ।
कार्यत्रयाय सततं निद्रातन्द्रेन्द्रजालवत् ॥१॥

અવિદ્યાનાં ત્રણ કાર્ય સિદ્ધ કરવાને માટે નિદ્રા, ચિન્તા અને ઈન્દ્રજાલતા એવી ત્રણ પ્રકારની અવિદ્યાની શક્તિયો જીવ વિશે હમેશા રહેલી છે. ૧.

सकलेन्द्रियवृत्तीनां निद्रा चेतसि यो लयः ।
तत्र चित्तेन सृज्यन्ते पदार्थाः स्वाप्निकाः परे ॥२॥

ચિત્તમાં ઇન્દ્રિયોની બધી વૃત્તિઓનો લય થઇ જવો, તેનું નામ નિદ્રા, આ નિદ્રામાં બીજા સ્વપ્ન સમ્બન્ધી પદાર્થો ચિત્તવડે ઉત્પન્ન થાય છે. ૨.

बाह्यवृत्तिनिरोधात्मा स एव स्वाप उच्यते ।
मनसोऽपि लयः प्राज्ञे सुषुप्तिरिति चोच्यते ॥३॥

આમ બહારની વૃત્તિયોનું જેમાં રોકાણ થઈ ગયું છે, તેવી સ્થિતિને સ્વાપ કહેવામાં આવે છે. પ્રાજ્ઞ એવા પુરુષમાં મનનું પણ વિલીન થઇ જવું, તેને સુષુપ્તિ કહેવામાં આવે છે. ૩.

आनन्दानुभवस्तत्र प्रत्यभिज्ञानबोधिनः ॥३½॥

આ સુષુપ્તિમાં જ્ઞાનદશાને લીધે જાગ્રત થયેલો આનન્દનો અનુભવ રહેલો છે. ૩½

अज्ञानहेतुर्निद्रा स्याच्चिन्तान्यज्ञानकारणम् ॥४॥

નિદ્રા એ અજ્ઞાનના કારણરૂપે રહેલી છે; જ્યારે જુદા પ્રકારનું જ્ઞાન થવાને કારણે ચિન્તા રહેલી છે. ૪.

अन्यथाज्ञानहेतुस्तु प्रोक्ता तत्रेन्द्रजालता ॥४½॥

જેનાથી ઊલટાજ પ્રકારનું—અવળું જ્ઞાન થાય, તેનું નામ તે ઉન્મીલિતા છે, (જેવી કે છીપમાં રૂપાની ભ્રાન્તિ) ૪½.

अज्ञानमन्यद्विज्ञानमन्यथाज्ञानमेव च ॥५॥

कार्यत्रयमविद्याया जीवं एवेति निश्चयः ॥५½॥

અજ્ઞાન, બીજાનૂજ જ્ઞાન અને ઊલટા પ્રકારનું જ્ઞાન, આ ત્રણ જીવને વિશે અવિદ્યાનાં કાર્ય છે, એમ નિશ્ચય જાણવો. ૫½

तत्र कृष्णकथालीलागुणरूपविबोधकृत् ॥६॥

अज्ञानहेतुता निद्रा शक्तिः स्यादविरोधिनी ॥६½॥

નિદ્રા એ માત્ર જ્ઞાનનો અભાવ, એટલુંજ કરતી હોવાથી જો તેથી શ્રીકૃષ્ણચન્દ્રજીની કથા, લીલા, ગુણ અને રૂપનો વિશેષ બોધ (નિદ્રાના ભેગ્ગહાજરીમાં) રૂંધતો હોય તો તેવી નિદ્રા કાઇ બાધક ન ગણી શકાય ૬½.

यथा प्रत्यर्थिसम्प्राप्तौ बाधायोत्तिष्ठते रिपुः ॥७॥

तथा निद्रा कथायास्तु बाधायोत्तिष्ठते क्षणात् ।

अतः कृष्णकथाश्रोता निद्रान्ते जायते नरः ॥८॥

જે પ્રમાણે શત્રુ માર્ગમા પ્રાપ્ત થતા તેનો શત્રુ તેને અડચણ કરવાને ખડા થાય છે, તે પ્રમાણે નિદ્રા ક્ષણ માત્ર માટે કથામા બાધ કરવા ખડી થાય છે, નિદ્રા પૂરી થઇ જતાં મનુષ્ય પ્રભુના કથાનું શ્રવણ કરનારો થાય છે. ૭–૮.

यथा निद्रानिवृत्तिस्तु लोके क्लेशेन चिन्तया ।
तथा संसारसन्तप्तश्रवणे कृष्णचिन्तया ॥९॥
अतः परीक्षिच्छुकयोर्न साभूद् बाधिका क्वचित् ॥९½॥

लौकिक कार्योनी स्थितिमां माणसने कांइ क्लेश थया होय के कांइ चिन्ता थइ होय तो तेथी निद्रा ऊडी जाय छे. तेज प्रमाणे संसारथी सन्तप्त थयेला जीवने श्रवणने समये प्रभुविषयक विचार आववाथी निद्रा ऊडी जाय छे. आथीज भागवतजीना उपदेश अने श्रवण वखते अनुक्रमे श्रीशुकदेवजी अने राजा परीक्षितने (सात दिवस पर्यन्त) निद्रा क्यांय पण अडचण करनारी थइ नहीं. ९½.

इदानीन्तनलोकानां न संसारोऽस्ति दुःखकृत् ॥१०॥
कृष्णचिन्तापि नैवास्ति ततो निद्रा हि बाधते ॥१०½॥

अत्यारनां मनुष्योने संसार पण कोई दुःख करनारो नथी; के तेओने प्रभु विषयक कांइ विचार पण होतो नथी. एथी करीनेज निद्रा अडचणरूप थइने पडी छे. १०½.

तया विमोहिताः कृष्णकथामाकर्णयन्ति हि ॥११॥
अत एव न विज्ञानं जायते सर्वतो हरेः ॥
ततः संसारसंसक्ता भ्रमन्त्याभूतसम्प्लवम् ॥१२॥

ए निद्राथी मुग्ध थयेला मनुष्यो प्रभुनी कथानुं श्रवण करी रहेलां छे; तेथी करीने तेओने प्रभुविषयक सर्वदेशी विशेष ज्ञान

થવું નથી; અને તેથી સંસારમાંજ જેને આસક્તિ છે, તેવાં તે મનુષ્યો પ્રલય સુધી જન્મમરણના ચક્કરમાં ભામ્યા કરે છે. ૧૧-૧૨

तस्माद्विरागं सम्पाद्य दृढं गृहधनादिषु ।
आर्तिं च कृष्णपादाब्जदर्शनस्पर्शनार्थिकाम् ॥१३॥

कृष्णातिरिक्तसंसारे दुःखबुद्धिं च सर्वथा ।
आनन्दभिन्ने श्रोतव्या कथा कृष्णस्य सर्वदा ॥१४॥

માટેજ ઘર, ધન, વગેરેમા દૃઢ વૈરાગ્ય પ્રાપ્ત કરી, શ્રીકૃષ્ણચન્દ્રજીના ચરણકમલના દર્શન અને સ્પર્શની ઇચ્છાવાળો તાપ ક્લેશ મેળવી અને કૃષ્ણ જેમાં નથી, તે અહન્તામમતાત્મક સંસારમા એ દુઃખરૂપ છે એવી દરેક રીતે સમજ કેળવી જેનો આનન્દ તિરોહિત થયો છે, તેવા જીવે હમેશા પ્રભુની કથા સાભળવી. ૧૩-૧૪.

तदा निद्रादयो दोषा दुर्बला प्रबलात्मनः ।
श्रोतॄन्नैव हि बाधन्ते निःसारा इव शत्रवः ॥१५॥

આ પ્રમાણે જો કે કથાશ્રવણ કરવામા આવે તો જે પ્રમાણે હીનબળ શત્રુ કાઇપણ અડચણ કરી શકતો નથી તે પ્રમાણે પ્રબળ છે આત્મા જેનો તેવા શ્રોતાજનોને દુર્બળ એવા નિદ્રા વગેરે દોષો કાઇપણ અડચણ કરી શકતા નથી. ૧૫.



# ૫૧. सत्संगनिर्णयः॥

( અનુવાદકઃ—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી )

કૃપાપીયૂષપારાવાર શ્રીહરિરાયપ્રભુએ અંગીકૃત જીવો ઉપર દયા વિચારીને સાંપ્રદાયિક નિગૂઢ મર્મોને સ્પષ્ટ અને સરલ ભાષામાં નિરૂપણ કરનાર અનેક ગ્રન્થો પ્રકટ કર્યા છે; એ અનુભવીઓને વિદિતજ છે. અત્યાર સુધીમાં તેઓશ્રીના લગભગ સવાસો નાના મોટા ગ્રન્થો પ્રકટ થઇ ગયા છે; પરંતુ અપ્રસિદ્ધ સાહિત્ય તરફ જ્યારે દૃષ્ટિ કરવામાં આવે છે ત્યારે જણાયા વિના નથી રહેતું કે પ્રસિદ્ધિમાં આવેલું સાહિત્ય તો માત્ર એકચતુર્થ ભાગજ છે. તેઓશ્રીના ગ્રન્થોનો પરિચય કરાવવો અને તેની પ્રશંસા કરવી એ કાર્ય ઝવસામર્થ્યની સીમાથી દૂર છે. એટલે તે વિષે મૌનજ ઉચિત માનીને તેઓના વચનામૃતનું પાન ભગવદીયો કરો એટલી વિનતિ કરું છું:

यथा जलं तु प्रछन्नं सर्वत्रैव च तिष्ठति ।
अत एव प्रयत्नेन लभ्यते खननादिना ॥१॥
प्रयत्ने तारतम्यं च दृश्यते भूमिभेदतः ।
क्वचिच्छीघ्रं प्रकटति क्वचित् कालेन भूरिणा ॥२॥
यत्नेन कूपवाप्यादितडागादिषु लभ्यते ।
क्वचित्तु यत्नविरहेऽप्यस्ति नद्यादिषु स्वतः ॥३॥
उभयत्रापि यस्त्यक्त्वा सर्वं तत्रैव तिष्ठति ।
तस्य तत्सुलभं तत्र कूपे कश्चित् श्रमोऽपि हि ॥४॥

नद्यादिषु स्वतः पानमश्रमेणैव जायते ।
यो न तिष्टति तद्देशे परित्यज्य गृहादिकम् ॥५॥
सर्वस्तदुपयोगाय घटादिस्थितमेव हि ।
तत आनीतमप्येतद्योग्ये पात्रे च तिष्ठति ॥६॥
तत एव समस्तानामुपयोगः प्रसिध्यति ॥६३॥

ભાવાર્થ:—જે વિષયનું આ ગ્રન્થમાં પ્રતિપાદન કરવાનું છે, તે વિષયને સ્પષ્ટ રીતે સમજાવવા માટે આપેલાં જલનાં ઉદાહરણનું ૬ા શ્લોકથી વિસ્તારપૂર્વક ગ્રન્થકર્તા વિવેચન કરે છે. પ્રથમ દષ્ટાન્તના સર્વ અંશો બતાવીને પછીથી પ્રસ્તુત વિષયનું તેની સાથે સામ્ય નિર્દેશીને સ્પષ્ટીકરણ કરવામાં આવશે.

જલ સર્વ ¹સ્થલે પ્રસરેલું છે અને સર્વ સ્થલે રહે છે. એથીજ ખનન (ખોદવું) વગેરે પ્રયત્ન વડે પ્રાપ્ત થાય છે. જલને મેળવવા માટે કરવામાં આવતા પ્રયાસમાં કેટલીક વિલક્ષણતા રહેલી જોવામાં આવે છે, તે પૃથ્વીના ભેદથી, અર્થાત્ કઠિન અને પોચી જમીનના પ્રમાણમાં ખોદવાનો પ્રયાસ વધારે અને થોડો અનુભવાય છે. કોઈ ઠેકાણે થોડાજ પ્રયત્નથી–જલદી જલ પ્રાપ્ત થાય છે. કોઇ ઠેકાણે ઘણો સમય વીત્યા પછી જલ પ્રકટ થાય છે. થોડા પ્રયાસથી અર્થાત્ અંદરથી બહાર કાઢવા જેટલાજ યત્નથી, કૂવા, વાવ, તળાવ

---

૧. જલ પંચમહાભૂતોમાંનું ચતુર્થ મહાભૂત હોવાથી સર્વ સ્થલે વ્યાપ્ત છે. વાયુ, પૃથ્વી વગેરે જેમ વ્યાપ્ત છે, તેમ જલ પણ કોઇ સ્થલે સમૂહરૂપે તો કોઈ સ્થલે પરમાણુરૂપે વ્યાપ્ત છે.

વગેરેમાથી જલ મળી શકે છે કોઇ ઠેકાણે તો મહેનત વિનાજ સ્વત જલ મળી શકે છે, જેમ કે નદી વગેરેમા કૂપ અને વાવ વગેરેમા પ્રયત્ન-વધારે મહેનત છે, તળાવ વગેરેમા યત્ન- થોડો શ્રમ છે; તે બન્ને છોડીને જે નિર્ગત નદી વગેરેની સમીપમાજ રહે તેને વિના શ્રમે જલ મળે અને ઘણુંજ સુખરૂ થઇ પડે. કુવામાથી જલ પ્રાપ્ત કરવામા કાઇક શ્રમ પણ છે, પરંતુ નદી વગેરેમાથી તો પરિશ્રમ વિનાજ સ્વત: જલપાન થઇ શકે છે જે પુરૂષો શૂદ્ર વિગેરેના ત્યાગ કરીને શ્રમ વિના જલ પ્રાપ્ત કરી શકે તેવા દેશમા નથી રહેતા, તેઓના ઉપયોગમા ઘટાદિકમા રહેલુ જલ આવે છે, તે પણ શ્રમ વિનાજ, જો કે તે જલ નદી વગેરેમાથી લાવવામા આવ્યું છે, પરંતુ તે યોગ્ય-શુદ્ધ પાત્રમા હોય તોજ તે ખપમા આવે છે એથી સમસ્ત જનનો ઉપયોગ સિદ્ધ થાય છે. ૧-૬

तथा ब्रह्म व्यापकत्वात्सर्वत्रैव हि तिष्ठति ॥७॥

ज्ञानिना तत् प्रयत्नेन प्रकटीभवति स्वत ।

सुदेशे च तथा काले सत्याद्यावल्पयत्नत ॥८॥

अन्यथा भूयसा काले श्रमेणाविर्भवेत् पुन ॥८३॥

ભાવાર્થ:—તેવીજ રીતે બ્રહ્મ પણ વ્યાપક હોવાથી બધે ઠેકાણે રહે છે જેમ જલ સર્વ સ્થળે છે, તેમ બ્રહ્મ પણ સર્વત્ર વ્યાપક છે. ઘણો પ્રયાસ કરવાથી જેમ જલ પ્રકટ થાય છ, તેમ ઘણો યત્ન કર્યા પછી જ્ઞાનીઓ સમક્ષ તે બ્રહ્મ સ્વત પ્રકટ થાય છે. કઠિન અને પોચી પૃથ્વીના પ્રમાણમા વધતો ઓછો પરિશ્રમ જલને માટે કરવો પડે છે, તેમજ બ્રહ્મને માટે પણ સારો દેશ અને સત્યયુગ

વગેરે સારો સમય હોય તો થોડો પ્રયાસ વેઠવો પડે છે; અને દેશ-કાલ સારા ન હોય તો ઘણો કાલ વીતે છે અને શ્રમ પણ ઘણોજ પડે છે; ત્યાર પછીજ તે બ્રહ્મ પ્રકટ થતું જણાય છે. ૭-૮½

भक्तानां स्वेच्छया कृष्णो यशोदादिषु तद्गतः ॥९॥
ततो भावेनानयनं न प्रयत्नोऽस्ति कश्चन ।
तत्रापि ये त्यक्तगृहास्तेषां तिष्ठति सन्निधौ ॥१०॥

ભાવાર્થઃ—કૂપ વગેરેનાં જલની પેઠે જ્ઞાનીઓને પ્રભુ અત્યંત પ્રયત્નથી મળે છે, એમ સિદ્ધ થયું. હવે ભક્તોને માટે નદી જલવત્ સ્વેચ્છાથીજ શ્રી યશોદાજી વગેરે મજરત્નાઓમા પ્રકટ થાય છે, એમ નિરૂપણ કરે છે. જેમ નદીનું જલ સ્વતઃ છે, તેમ ભક્તોના ઉદ્ધાર માટે પ્રભુ પોતાનીજ ઇચ્છાથી શ્રી યશોદાજી વગેરેમાં ભાવરૂપે પ્રાદુર્ભાવ પામે છે. તે પ્રકટ થયેલા પ્રભુને હૃદયમા અથવા બહાર પધરાવવા ને પણ ભાવથીજ; તેમા કાઇ પ્રયત્નની જરૂર નથી. જેમ નદીનું જલ લેવામા કૂવા વગેરે બીજા જલાશયો જેટલો પરિશ્રમ નથી, તેમજ નિજજનંદદાનાર્થ પ્રકટ થયેલા પ્રભુને ભાવથીજ હૃદયમાં અથવા બહાર પધરાવતાં થોડો પણ પરિશ્રમ લાગતો નથી. તેમાં પણ જે લોકો ગૃહનો ત્યાગ કરીને નદીની સમીપમા વસે છે, તેઓને જેમ જલ સુપ્રાપ્ય છે, તેમ જેઓ ગૃહાદિકનો ત્યાગ કરીને અવ્યાવૃત્ત થઇને રહેલા છે, તેઓનાં તો એ ભાવાત્મક પ્રભુ સન્નિધાનમાંજ રહે છે. ૯-૧૦

ज्ञानिनां व्यापकत्वेन हृदयस्थो बहिर्हि ।
अतो ध्यानादिना कश्चित् श्रमस्तत्र न विद्यते ॥११॥

भक्तानां भावरूपेण बहिरन्तश्च तिष्ठति ।
अतो न तेषां ध्यानादिश्रम कश्चिदपेक्षित. ॥१७॥

ભાવાર્થ—બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે એમ માનીને જ્ઞાની લોકો અનેક સાધનો કરીને તેને પ્રાપ્ત કરે છે; પરન્તુ વ્યાપકરૂપ ભાવનાથી પ્રભુ તેના હૃદયમાં પધારે છે, પણ બહાર પધારતા નથી. હૃદયમાં તો ભાવરૂપે બિરાજતાજ હોવાથી જ્ઞાની લોકોને બહુ શ્રમ કરવો પડતો નથી અર્થાત્ ધ્યાનધારણાદિથી બહુ શ્રમની જરૂર તેઓને નથી, તેમ-તેઓ જ્ઞાની થઇ ગયેલા કે ભક્તોના પ્રભુ તે. ભાવરૂપ હોવાથી ભાવરૂપે અંદર અને બહાર બિરાજે છે; એટલે ભક્તોને પણ ધ્યાન વગેરે કરવાનો કોઇ પણ શ્રમ નથી. ૧૭

अव्यक्तभावना ये तु ज्ञानिनस्ते तु दूरगाः ।
तेषां चेत् कश्चिदागत्य पाययेत् प्राप्यते तदा ॥१८॥
अतस्तेषामन्यजीवाधीनता सर्वदैव हि ।

ભાવાર્થ—વ્યાપક અને હૃદયમાં રહેલા પ્રભુને ઓળખતા અવ્યક્તની ભાવના જે જ્ઞાનીઓ કરે છે, તે દૂર જનારા છે, અર્થાત્ સમીપમાં રહેલા સુપ્રાપ્ય નદીજળને સહજે દૂર રહેનારા છે તેઓને કોઇ જન લઇ જઇને પાય તોજ તેઓ જળ પ્રાપ્ત કરી શકે, નહિ તો નહિ. अव्यक्त व्यक्तम यं, अव्यक्ता हि गतिर्दुःखं ઇત્યાદિ ભગવદ્વાક્યાનુસાર અવ્યક્તની ભાવનાવાળાઓને દુઃખજ પ્રાપ્ત થાય છે, કોઇ તેઓને જ્ઞાન આપનાર મળે તોજ તેઓ ઠેકાણે આવે એ કારણથી તેઓ નિરંતર બીજા જીવોને આધીન બનીને રહેલા હોય છે ૧૮

गृहस्थितास्तु ये भक्तास्तेषां सान्निध्यदूषणात् ॥१४॥
अतो हरिर्येषु तिष्ठेद्योग्येषु स्वजनेषु हि ।
तत्सान्निध्ये सदा कृष्णः स्वोपभोगाय जायते ॥१५॥
कृष्णाशयैव दुःखित्वं तृषयेव तृषावताम् ।
अन्यथान्तः सदा येषु पुर्णः कृष्णो विराजते ॥१६॥
गुणैः सेवादिभिस्तेषां सतां सततसन्निधौ ।
स्वोपभोगाय कृष्णः स्यात्तद्रास्यविवरोद्गतः ॥१७॥

ભાવાર્થ:—ગૃહ ત્યાગ કરીને નદીના સમીપમા સ્થિતિ કરવાથી જેમ જલ સુલભ છે, તેમ ગૃહાદિનો ત્યાગ કરનારના સમીપમાજ પ્રભુ બિરાજે છે, એમ નિરૂપણ કર્યું હવે જેઓ ગૃહમાંજ રહે છે તેઓને ઉપદેશે છે. ગૃહમાં રહેનારા ભક્તોને સન્નિધિમાં–સમીપમા રહેનારાઓના દોષ જલદી વળગે છે; તેથી તેઓએ જેમાં પ્રભુ રહેલા હોય, જેમના નેત્રમા ગિરિવરધરણ ઝળકતા હોય તેવા યોગ્ય સ્વજનોમાં, પોતાના જનોમા રહેવું. એવા ભગવદીય સ્વજનોમા રહેલા પ્રભુનો ઉપભોગ, અર્થાત્ પ્રભુના સ્વરૂપામૃતનું પાન એ ભગવદીયોના સંનિધાનમાં રહેવાથી નિરંતર કરી શકાય છે. જેમ શુદ્ધ ઘટાદિક પાત્રોમાં ભરી રાખેલું જલ પોતાના ઉપયોગમા આવે છે, તેમ ભગવદીયોમાં બિરાજતા પ્રભુનો સ્વરૂપાનંદ તેમના સમીપમાં રહેવાથી પ્રાપ્ત થાય છે. ગૃહમાં એવી રીતે નિવાસ કરતા દુઃખ પ્રાપ્ત થાય તે પણ પ્રભુની આશાથીજ, જેમ તૃષાવાળાઓને તૃષાથી દુઃખ થાય છે; તેમ પ્રભુની લગન જેને લાગી છે, તેને દુઃખ પ્રાપ્ત થાય છે, તે

પ્રભુ ક્યારે મળે એવી આશાથી થાય છે, આ સમય ક્યારે પ્રાપ્ત થાય છે કે જ્યારે ગૃહમાં ઉપર જણાવેલા ભગવદીય સ્વજનો ન મળે ત્યારે, જેમકે ગૃહમાં જલ ન હોય અને તૃષા તો લાગી હોય અને પછી જેમ દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ ભગવત્સ્વરૂપાનંદનું પાન કરવાને જીવ તલસી રહ્યો હોય અને પ્રભુના સ્વરૂપામૃતનું પાન કરાવી શકે એવા યોગ્ય સ્વજન ન મળે ત્યારે ગૃહમાં સ્થિતિ કરતાં આવી રીતે દુઃખ પ્રાપ્ત થાય છે, માટે બીજો માર્ગ પ્રભુ ઉપદેશે છે, આવું દુઃખ અનુભવી શકતા ન હોય તેઓએ ભગવદીયોની સેવા કરવી. ભગવદીયો કેવા હોવા જોઇયે ? ભગવદીયો એવા હોવા જોઇએ કે જેઓમા પૂર્ણ પુરુષોત્તમ મહાનંદ પ્રભુ બિરાજતા હોય, તેવા ભગવદીયોના સમીપમાં નિરંતર રહેવાથી અને સેવા વગેરે ગુણોથી તે ભગવદીયોના મુખારવિંદમાં પ્રકટ થતા પ્રભુના સ્વરૂપાનંદનો અનુભવ કરી શકાય તેવા ભગવદીયોના મુખમાંથી પર્વતની ગુફાઓમાંથી જેમ શીતલ જલજ નિરંતર ઝરી ઝરે છે; અને તૃષાતુરોની તૃષાને, તાપથી તપેલાઓના તાપને બુઝાવે છે, તેમજ ભગવત્સ્વરૂપામૃતનો અખંડ ઝરો તે ભગવદીયોના મુખમાંથી નિઃસરે છે અને પ્રભુને મળવા ઇચ્છનારાઓના મનોરથો પૂર્ણ કરે છે.

तस्माद्भक्तियुतैर्भक्तिसाधकैस्तु गृहस्थितैः ।
तादृक्जनसङ्गसंसक्तैः सदा स्थेयं ततो हरिः ॥१८॥
भवन्त्येवानुभूतस्तु नान्यथा सर्वथा भवेत् ।

ભાવાર્થઃ—ઉપર કહેલાં કારણોથી ભક્તિથી યુક્ત અને ભક્તિના સાધકોએ ગૃહમાં રહીને તેવા ભગવદીયોનાજ સંગમાં સદા રહેવું. એવા માર્ગમાં પ્રવેશ કરેલા ભગવદીયોએ અને સેવા સિદ્ધ કરવાને

ઈચ્છા રાખનારાઓએ ઉપર જણાવેલા મહાનુભાવી ભગવદીયોનોજ સત્સંગ કરવો; નિરંતર તેમની પરિચર્યા કરતા કરતાં તેમનીજ પાસે રહેવું. એમ કરવાથી પ્રભુનો અનુભવ થાય છે, અન્યથા કોઈ પણ ઉપાય કરવાથી ભગવદનુભવ તો નજ થાય.

भक्तिमार्गपरित्यागं भावेन विरहात्मकम् ॥१९॥

कृत्वा येऽवस्थितास्तेषां जीवदेहेन्द्रियादिषु ।

त्रविष्टो भगवानेव भावेन विरहात्मकः ॥२०॥

कोशवत्तच्छरीरादि प्रतिमेव हरिः स्वयम् ।

अतस्ते भगवद्रूपास्तेषां सङ्गो ह्यपेक्षितः ॥२१॥

ભાવાર્થ:—દૂર જનારા જ્ઞાનીઓને એ દોષ પ્રાપ્ત થતો હતો કે તેઓને કોઇ આવીને જલ પીવરાવી જાય અર્થાત કોઇ આવીને તેને સત્ય જ્ઞાન આપે તોજ તેઓનું કલ્યાણ થાય, માટે તેઓ બીજા જીવોને આધીન બને છે. આજ દોષ ભક્તિમાર્ગમાં પ્રાપ્ત થાય છે, કેમકે તેમાં પણ સત્પુરુષોના સંગનો ઉપદેશ કરવામા આવ્યો છે અને સત્સંગ વિના કોઇ પણ ઉપાયથી ભક્તિ સિદ્ધ થતી નથી, એમ ભાર દઇને કહેવામાં આવ્યું છે, ત્યારે સત્પુરષો–ભગવદીયો પણ જીવરૂપ હોવાથી તેઓનો સંગ કરવાની અત્યંત આવશ્યકતા હોવાથી ભક્તિમાર્ગીયને પણ બીજા જીવોને આધીન બનવાનો પ્રસંગ આવ્યો; આ સંશયને મનમા ધરીને તેનું સમાધાન કરે છે કે:—

ભક્તિમાર્ગીય સંન્યાસ લેનારા ભગવદીયો ભગવદ્રૂપજછે છે. ભક્તિમાર્ગીય સંન્યાસ ભાવવડે લઇ શકાય છે. તે વિરહાત્મક છે.

दा माथ रमण प्रेष्ठ मासि मामि मदा  મુજા એ ૪૫ પ્રકરણોક્ત સંન્યાસ, પ્રભુના મહા વિપ્રયોગનો અખંડ અનુભવ પ્રાપ્ત થાય ત્યારે ભક્તિમાર્ગીય સંન્યાસ થયો કહેવાય. તેવો સંન્યાસ સ્વીકારીને જેઓ રહેલા છે; તેઓના જીવદેહ, ઈન્દ્રિય વગેરેમાં સાક્ષાત્ વિરહવહ્નાનલરૂપ ભાવવડે પ્રભુ પ્રવેશ કરે છે. પ્રભુ રસરૂપ હોવાથી શૃંગાર પણ સંયોગ વિપ્રયોગરૂપ દ્વિદલાત્મક,[1] હોવાથી રસાત્મક પ્રભુ ભક્તના દેહેન્દ્રિયાદિમાં પ્રવેશે છે. ભક્તનાં શરીર વગેરે તો તરવારની મ્યાન જેવાંજ છે. જેમ પ્રભુ સાક્ષાત્ પ્રતિમામાં સદ્રુપ મૂર્તિમાં પ્રવેશ કરે છે અને તે સ્વરૂપજ અનુભવાય છે, તેમજ વિરહાત્મક પ્રભુ જ્યારે દેહેન્દ્રિયાદિકમાં પ્રવેશ કરે છે, ત્યારે ભક્તનો ભગવદ્રુપ થઈ જાય છે, માટે તેઓનો સંગ તો અવશ્ય કરવો અને તેમના આશ્રયથી જીવને આધીન બનવાનો દોષ નથી.

इति श्रीवल्लभाचार्यकृपामात्राभिकांक्षिणा ।
हरिदासेन विहितो मुदा सत्संगनिर्णयः ॥२२॥

શ્રીવલ્લભાધીશ્વરની કૃપામાત્રની અભિલાષા ધરાવનારા શ્રીહરિદાસ પ્રભુવર્યે આ સત્સંગ નિર્ણય આનંદવડે રચ્યો છે. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.



1. આ વિષે વધારે જાણવાની ઇચ્છા રાખનારાઓએ શ્રીમદ્ભાષ્યનો ફલાધ્યાય વાંચવો.

# ५२ गवां स्वरूपवर्णनम् ॥

लसच्चलत्पुच्छगुच्छा धृतकर्णा मुखोपरि ।
उत्तुंगतीक्ष्णशृंगाग्रा गावो दृग्विषयाः कदा ॥१॥

સુન્દર ચાલતા પુચ્છના ગુચ્છાવાળી, મોઢા ઉપર જેણે કાન ઉભા ધારણ કર્યા છે અને ઉંચા અણિયાળાં શીંગડાના અગ્રભાગ જેને છે તેવી ગાયોનાં દર્શન મને ક્યારે થશે? ૧.

व्रजनाथमुखांभोजं पश्यंत्यः स्मितसुंदरम् ॥
निमीलयंत्यो नेत्राणि गावो दृग्विषयाः कदा ॥२॥

મરકલડાથી સુન્દર એવું જે વ્રજનાથનું મુખ કમલ, તેનું દર્શન કરતી અને આંખોને બીડી જતી ગાયોના દર્શન મને ક્યારે થશે! ૨.

शृण्वंत्यो वेणुगानानि हृष्यंत्यश्चेतनापरम् ।
स्पर्शयंत्यो हृदि गोपीशं गावो दृग्विषयाः कदा ॥३॥

વેણુનાં ગાનોને સાભળતી, ભાન ભૂલી જવાય તેટલો આનન્દ પામતી અને શ્રીગોપીશને હૃદયમાં સ્પર્શ કરતી એવી ગાયોનાં દર્શન મને ક્યારે થશે? ૩.

गच्छंत्यश्चरणांभोजचिह्नमार्गेण काननम् ।
भक्षयंत्यस्तृणानीह गावो दृग्विषयाः कदा ॥४॥

શ્રીવ્રજેશનાં ચરણકમલના ચિન્હના સગડ સગડે વનમાં જતી અને અહીં વનમાં ઘાસ ચરતી ગાયોના દર્શન મને ક્યારે થશે? ૪

आकर्णयंत्यो नामानि पतिगीतानि वेणुना ।
दंतदष्टार्धकवला गावो दृग्विषया कदा ॥५॥

વેણુ વડે સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીના ગવાયેલાં નામેનું શ્રવણ કરતી અને દાંતે અર્ધા કરેલા ગ્રાસવાળી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૫.

विस्मरंत्यः स्वजात्यादि भावयंत्य स्वयोग्यताम् ।
स्थापयंत्यः स्वसंबंधं गावो दृग्विषया कदा ॥६॥

પોતાની જાતિ વિગેરેને ભૂલી જતી, પોતાની યોગ્યતાનો વિચાર કરતી અને પોતાના સમ્બન્ધને સિદ્ધ કરતી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૬

उत्तभयंत्य श्रवणे स्थगयंत्यो गतिं स्वकाम् ।
पिबंत्यो वेणुपीयूष गावो दृग्विषया कदा ॥७॥

કાનોને ઉંચા રાખતી, પોતાની ગતિને રોકી દેતી અને વેણુમાંથી ઝરતા અમૃતનું પાન કરતી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૭

चरंत्यश्चेतसासक्ता गोवर्धनगिरेस्तृणम् ।
धावंत्यो वेणुनाहूता गावो दृग्विषया कदा ॥८॥

ચિત્તપૂર્વક પ્રભુમાં સક્ત એવી ગિરિરાજ શ્રીગોવર્ધન પર્વતના ઘાસને ચરતી અને વેણુનાદ વડે બોલાવાતી દોડી જતી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૮.

वेष्टयंत्यो विशेषेण सङ्गार्ता गोकुलाधिपम् ।
चेष्टयंत्योऽतिवात्सल्याद्गावो दृग्विषया कदा ॥९॥

અદૈવ આર્તિવાળી વિશેષે કરી શ્રીગોકુલાધીશને ચારે બાજૂ ફરી વળતી અને અત્યન્ત વાત્સલ્યથી ચેષ્ટા કરતી ગાયોના દર્શન મને કયારે થશે ? ૯.

निजनाथकराम्भोजसंमार्जितनिजानना ।
गणयत्यो न दु खानि गावो दृग्विषयाः कदा ॥१०॥

પોતાના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીના કરકમલથી જેના મુખો પમ્પાળવામા આવ્યા છે તેવી અને પોતાના દુ ખોને ન ગણકારતી એવી ગાયોના દર્શન મને કયારે થશે ? ૧૦

प्रतिहस्तयुगप्राप्तदूर्वादलमुखावपु ।
मज्जयतो रसाम्भोधौ गावो दृग्विषया कदा ॥११॥

પોતાના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીના બન્ને કરકમલથી જેના મોઢામા ધ્રોકડ આવી મળી છે તેવી અને રસના સાગરમા પોતાના દેહને તરબોળ કરતી ગાયોના દર્શન મને કયારે થશે ? ૧૧.

विशंत्यस्तृणलोभेन विपिन गह्वर मुदा ।
रक्षिता गोकुलेशन गावो दृग्विषया कदा ॥१२॥

ઘાસના લોભે આનન્દ પૂર્વક ગાઢ વનમા પ્રવેશ કરતી અને શ્રીગોકુલેશ પ્રભુએ જેનૂ રક્ષણ કર્યુ છે, તેવી ગાયોના દર્શન મને કયારે થશે ? ૧૨.

पीत्वानलं महाभूतं बलाद्दावानलात्स्वतः ।
अविता रविजातीरे गावो दृग्विषयाः कदा ॥१३॥

બલપૂર્વક અતિ સમર્થ એવા અગ્નિનું પાન કરી યમુનાજીના તીર ઉપર દાવાનલમાંથી પ્રભુવડે બચાવવામાં આવેલી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૧૩.

पायिता यमुनातीरे जीविताः स्वदृशा पुनः ।
परीक्षिता व्रजप्रेम्णा गावो दृग्विषयाः कदा ॥१४॥

યમુનાજીના કાંઠા ઉપર (વિષ) જલનું પાન કરાવાયેલી અને પછી પોતાની દૃષ્ટિથી જીવતી કરવામા આવેલી અને વ્રજના પ્રેમે જેની કસોટી કરવામા આવેલી તેવી ગાયોનું દર્શન મને ક્યારે થશે ? ૧૪.

स्वनाथवदनांभोज दर्शनौत्कंठ्यकातराः ।
विस्मरत्स्वशरीराद्या गावो दृग्विषयाः कदा ॥१५॥

પોતાના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીના મુખકમલના દર્શનની ઉત્કંઠતાથી ઓશિયાળી થઈ ગયેલી અને તેથી પોતાના શરીર વગેરેનું વિસ્મરણ થઇ ગયું છે તેવી ગાયોનું દર્શન મને ક્યારે થશે ? ૧૫.

मणिमालाधरेण स्वकरेण गणिता मुदा ।
स्मृतप्रियास्वरूपेण गावो दृग्विषयाः कदा ॥१६॥

જેણે પોતાની પ્રિયાના સ્વરૂપનું સ્મરણ કર્યું છે, તેવા મણિમાળા ધારણ કરનારા પ્રભુએ આનન્દપૂર્વક પોતાના હાથથી જેની ગણતરી કરી, તેવી ગાયોનું દર્શન મને ક્યારે થશે ? ૧૬

अलौकिकरसप्राप्तिसाधनैः कर्णसंपुटैः ।
सुधाधिकर्णैर्युक्ता गावो दृग्विषयाः कदा ॥१७॥

અલૌકિક રસને મેળવવાના સાધનરૂપ અને અમૃતના સ્થાનરૂપ એવા કાનવાળી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૧૭.

एकैकक्षणसंबंधलीलालीना व्रजात्मना ।
वनान्निवर्तिताः स्वार्थं गावो दृग्विषयाः कदा ॥१८॥

એકએક ક્ષણની લીલામા તલ્લીન બનેલી એવી અને વ્રજના આત્મારૂપ પ્રભુએ વનમાથી પાછી વાળેલી એવી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૧૮.

हरिण्य इव नादेन दूरादंतिकमागताः ।
स्थिताश्चित्रस्थितिप्राता गावो दृग्विषयाः कदा ॥१९॥

નાદથી હરિણીઓ જેમ નજીક આવે તે પ્રમાણે (વેણુના નાદથી અથવા પ્રભુએ કરેલા સાદથી) દૂરથી નજીક આવેલી અને જાણે ચિત્રમા ચીતરાઇ રહેલી હોય તેમ સ્થિર થઇ ગયેલી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૧૯.

तमनूत्थाय चलिता वलिता वृषभैरपि ।
लळिता गतिभिर्मार्गे गावो दृग्विषया. कदा ॥२०॥

પ્રભુ જેવા ઉઠયા કે પાછળ ઉઠી નીકળી ચાલવા માડેલી અને સાઢોથી વીંટલાયેલી અને માર્ગમા હાલતા ચાલતા લાલિત્યવાળી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૨૦.

वादयंत्यः कंठघंटां नादयंत्योऽथनूपुरम् ।
आह्लादयंत्यः स्वपतिं गावो दृग्विषयाः कदा ॥२१॥

કણ્ઠમાં રહેલી ઘંટડીઓનો રણકાર કરતી અને પગનાં ઝાંઝરનો ઝમકારો કરતી અને તેમ કરી પોતાના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીને આનન્દ આપતી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૧.

भासयंत्यः स्वशृंगाणि सुवर्णाभरणैः पुनः ।
ललाटपट्टिकायुक्ता गावो दृग्विषयाः कदा ॥२२॥

વળી સોનાના ઘરેણાંઓથી પોતાનાં શીંગડાઓને પ્રકાશિત કરતી અને માથાપર મોડિયાવાળી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૨.

ललाटलंबमानेन स्वर्णपर्णेन शोभिताः ।
सिंदूररंजितमुखा गावो दृग्विषयाः कदा ॥२३॥

માથેથી લટકતી સોનાની પાંદડી (એ નામના અલઙ્કાર) થી શોભી રહેલી અને સિન્દૂર વડે જેના મુખને રઙ્ગવામાં આવેલું છે તેવી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૩.

पुनः सकलदेहेषु गैरिकादिविचित्रिताः ।
केकिपिच्छशिरोगुच्छा गावो दृग्विषयाः कदा ॥२४॥

વળી આખા શરીર ઉપર ગેરુ વગેરે રઙ્ગોથી ચિત્રામણ કરવામાં આવ્યું છે, તેવી અને મોરપીંછથી માથા ઉપરનો ગુચ્છો બનાવવામાં આવી છે. તેવી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૨૪

ग्रथितानेकपुष्पादिमालादिभिरलंकृताः ।
दर्शयंत्यः स्वमाहात्म्यं गावो दृग्विषयाः कदा ॥२५॥

ગૂંથેલી અનેક ફૂલ-પાંદ વગેરેની માલા-વગેરેથી શણગારવામાં આવેલી અને પોતાના માહાત્મ્યને બતાવતી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૫.

निरुद्धा गोकुलेशास्ये निरुद्धा विपिने क्वचित् ।
न विरुद्धाः स्वकीयेषु गावो दृग्विषयाः कदा ॥२६॥

શ્રીગોકુલાધીશજીના મુખકમલમાં રોકેલ ચિત્તવાળી અને કોઈવાર વનમાં રોકાઇ ગયેલી છતાં પોતાનાઓમાં કદાપિ વિરૂદ્ધ નહીં (સદા અનુકૂલ) એવી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૬.

अग्रेकृत्य स्वगोविंदं नृत्यंतं स्वजनैः सह ।
परावृत्त्य समीक्षंत्यो गावो दृग्विषयाः कदा ॥२७॥

પોતાના ગોઠિયાઓ સાથે નાચ કરતા શ્રીગોવિન્દને આગળ કરી મોઢું ફેરવી પ્રભુનાં દર્શન કર્યા કરતી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૭.

स्वखुरोध्धूतरजसाऽलंकृतस्वामिकुंतला ।
संबंधातिशयोन्मत्ता गावो दृग्विषयाः कदा ॥२८॥

પોતાની ખરીઓથી ઉડેલી રજવડે સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીના કેશ શણગારી આપ્યા છે તેવી અને પ્રભુ સાથેના ગાઢ સમ્બન્ધથી ઉન્મત્ત થઇ ગયેલી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૮.

व्रजांतिकगतिप्राप्तप्रमोदपुलकांकिताः ।
विलोकिताः स्वामिनीभिर्गावो दृग्विषयाः कदा ॥२९॥

વ્રજની નજીક જતાં ઉત્પન્ન થયેલા આનન્દથી થયેલા રોમાઞ્ચવાળી અને ગોપાઙ્ગનાઓ જેની સામૂ નિહાળી રહી છે, તેવી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૨૯.

तद्दर्शनमहानंदसंदोहशिथिली कृताः ।
विस्मृतस्वेष्टगतयो गावो दृग्विषयाः कदा ॥३०॥

ગોપાઙ્ગનાઓનાં દર્શનથી થયેલા મહાન અપૂર્વ આનન્દથી ઢીલી થઈ ગયેલી અને તેથી પોતાની ગતિને ભૂલી ગયેલી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૩૦.

स्वामिनीमुखचंद्रैकचकोर्यो धैर्यवर्जिताः ।
न लीलाप्रतिबंधिन्यो गावो दृग्विषयाः कदा ॥३१॥

ગોપાઙ્ગનાઓના મુખચન્દ્ર તરફ ચકોરીરૂપ, ધીરજ વિનાની અને લીલામાં પ્રતિબન્ધ ન કરનારી એવી ગાયોના દર્શન મને ક્યારે થશે ? ૩૧.

लीलांतरचिकीर्षोः स्वप्रभोरग्रे गृहं गताः ।
तदागतिं बोधयंत्यो गावो दृग्विषयाः कदा ॥३२॥

અન્ય લીલા કરવાની ઇચ્છાવાળા પ્રભુની પ્હેલાજ ઘેર ગયેલી અને પ્રભુ હવે પધારશે તેવું બતાવતી ગયોના દર્શન મને ક્યારે થશે ?

समागतनिजप्रेष्ठदर्शनानन्दसम्प्लुता ।
स्वदोहनायाभिमुखा गावो दृग्विषया कदा ॥३३॥

આવી પહોંચેલા પોતાના અત્યન્ત વ્હાલા પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજીના દર્શનને લીધે આનન્દથી ઉભરાયેલી અને દોહવાની ક્રિયા માટે તૈયાર થઇ રહેલી ગાયોના દર્શન મને કયારે થશે ? ૩૩.

नियोगपाशरचितगोपवेषावलोकिता ।
तूष्णींभूता स्वदोहाय गावो दृग्विषया कदा ॥३४॥

નોજણું ધારણ કરતા થયેલા ગોવાળ વેષવાળા ગોવાળ જેમની સાથે જોઇ રહ્યા છે તેવી અને દોહવાની ક્રિયા માટે તદ્દન શાન્ત થઇ ઉભેલી ગાયોના દર્શન મને કયારે થશે ? ૩૪.

वेणुनादकृतिस्तब्धगतयो दोहनोन्मुखा ।
आनन्दमीलन्नयना गावो दृग्विषया कदा ॥३५॥

વેણુનો નાદ થતાં જેની હલનચલનની ક્રિયા તદ્દન રોકાઇ ગઇ છે તેવી, દોહવાની ક્રિયામાં અનુકૂળ થઇ રહેલી અને આનન્દથી આંખો મીંચેલી છે તેવી ગાયોના દર્શન મને કયારે થશે ? ૩૫

गोष्ठादमन्दचलनक्वलन्नूपुरसिञ्जितम् ।
आकर्ण्य निश्चलतरा गावो दृग्विषया कदा ॥३६॥

ગોકુલના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજીના મન્દમન્દ ચાલવાથી સુન્દર ઝાંઝરના ઝમકારને સાંભળી અત્યન્ત સ્થિર ઉભી રહેલી ગાયોના દર્શન મને કયારે થશે ? ૩૬

स्वतः स्वरसदानाय सर्वभावैकतत्पराः ।
दर्शत्यो गोकुलेशास्यं गावो दृग्विषयाः कदा ॥३७॥

સર્વાત્મભાવમાં એકાન્ત અને જાતેજ પોતાના દૂધ વગેરે રસને દેવા શ્રીગોકુલાધીશના મુખકમલનાં દર્શન કરતી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૩૭.

गोष्ठे गोपजनाक्रांते रात्रौ वार्तेन चेतसा ।
विभावयंत्यस्तां लीलां गावो दृग्विषयाः कदा ॥३८॥

ગોવાળોથી ભરચક ગોકુળમાં રાત્રિને સમયે આર્તિવાળા ચિત્તથી પ્રભુની લીલાઓની ભાવના કરતી ગાયોનાં દર્શન મને ક્યારે થશે ? ૩૮.

एवं मनोरथं नित्यं यच्छन्तु मयि मत्प्रभोः ।
प्रसन्ना गोकुलेशस्य गावो भाव स्वपालके ॥३९॥

આ પ્રમાણે મારા પ્રભુ શ્રીગોકુલેશની પ્રસન્ન એવી ગાયો મને મારા પાલક પ્રભુમાંના મનોરથરૂપ રહેલા ભાવને સદૈવ આપો. ૩૯



## ૫૩. कार्पण्योक्तिः।

( અનુવાદકઃ—બદરીનાથ કાશીનાથ શાસ્ત્રી )

वाञ्छामि सेवनं नाथ स्वार्थे न पादयोस्तव ।
न जाने तत्र को वास्ति प्रतिबन्धो हृदम्बुजः ॥१॥

ભાવાર્થઃ—હે નાથ હે હૃદયેશ્વર ! આપનાં પરમ કોમલ ચરણારવિન્દની સેવા કરવાની ઈચ્છા રાખુંછું તે પણ હે પ્રભો મારા લૌકિક સુખની જરા પણ આશા રાખ્યા શિવાયજ સેવા માગુંછું. ગમે તેટલા અને તેવા લૌકિક સ્વાર્થો સરે પણ પરમકૃપાલુ આપશ્રીના ચરણમાં પ્રીતિ કર્યા વગર કંઈ ચેન નજ પડે, હે પ્રભો ! વારંવાર આપની સેવા માગુંછું છતાંય માગે પ્રતિબન્ધ મટતો નથી. કદાચ પૂર્વજન્મનાં પ્રારબ્ધ એવા હશે કે શું ? હે નાથ ! આપ તો પ્રારબ્ધને પણ મટાડનારા અને પાપોને દૂર કરનારા છો; તેથી છવને પ્રતિબન્ધ નજ હોય તથાપિ હું કંઈ સમજી શકતો નથી કે શા માટે આપની સેવામાં પ્રતિબન્ધ આવે છે ? ૧.

न ज्ञानं न च वैराग्यं नापि भक्तिस्तथाविधा ।
कथं मे मनसो दार्ढ्यं भवेन्निःसाधनस्य हि ॥२॥

ભાવાર્થ –હે પ્રભો શાસ્ત્રોમાં સાંભળ્યું છે કે સાધનોથી સાધ્ય સિદ્ધ થઇ શકે છે તે પ્રમાણે મારી પાસે તેવાં સાધનો પણ નથી હું તો કેવળ નિઃસાધનછું ભગવત્ શાસ્ત્રોમાં આજ્ઞા કરી છે કે ज्ञानं कर्म च भक्तिश्च જ્ઞાન કર્મ અને ભક્તિ આ ત્રણ પ્રકારે પ્રભુ મળે છે તેમ શ્રીમદ્ભગવદ્‌ગીતામાં પણ આજ્ઞા કરી છે કેनहि ज्ञानेन

सदृशं पवित्रमिह विद्यते ज्ञान સિવાય આ જગતમાં કોઇ પવિત્ર વસ્તુ નથી તો મારામા તે મુજબ જ્ઞાન પણ નથી બીજું સાધન શાસ્ત્રમાં વૈરાગ્ય કહેલ છે, શ્રીમદાચાર્યચરણે પણ વૈરાગ્યપાલન કરવા માટે ખાસ આજ્ઞા કરી છે. તે પ્રમાણે મારામા વૈરાગ્ય પણ નથી કારણ કે લૌકિક આસક્તિ નાશ ન પામે ત્યાં સુધી આપનામા આસક્તિ થતી નથી તેમજ ઉત્તમ પ્રકારની અર્થાત્ પ્રેમલક્ષણા ભક્તિ પણ મારામાં છે નહી. ઉત્તમ ભક્તિ પ્રાપ્ત કર્યા પછી જીવોને કોઇપણ અવશેષ કાર્ય રહેતું નથી. જેવી રીતે શ્રુતિરૂપ ગોપીજનોએ આપની શુદ્ધ ભાવથી ભક્તિ કરી ઉત્તમોત્તમ સેવાનું ફળ પ્રાપ્ત કર્યું છે; તેવી રીતે હે પ્રભો મારામા ભક્તિ રૂપી પણ સાધન નથી. આવી રીતે ચોતરફથી હે નાથ! હુ તો સાધન રહિત થયોછું. આચાર્યશ્રીયે આજ્ઞા કરી છે કે માનસી સા પરા મતા સેવાના દરેક પ્રકારો કરતા માનસી સેવા સર્વ શ્રેષ્ટ છે. એટલે ચંચળ મનનો દરેક વ્યવહાર આપશ્રીમાજ હોઇ શકે. તે મુજબ જ્યારે મારાથી માનસી સેવા સિદ્ધ થઇ નથી તો મારૂં મન આપના ચરણકમલની સેવામા શી રીતે દૃઢ થઇ શકશે. આપની કૃપા સિવાય મારૂ સામર્થ્ય છેજ નહિ. ૨

लौकिके क्लेशहेतौ मे सर्वदा मनसो गति. ।
न वेद्मि केन दोषेण वर्तते लौकिकप्रिय ॥३॥

ભાવાર્થ;—હે કૃપાનાથ જ્યાં સુધી મનનો દરેક વ્યવહાર લૌકિક સુખ માટે ગુંથાયેલો હોય છે ત્યાંસુધી સ્વભાવદુષ્ટ જીવ ખરું સુખ અને ખરૂં દુઃખ ઓળખી શકતો નથી લોકમાં બહુજ બારીકાઇથી જોઉંછુ, તો કેવળ ક્લેશ સિવાય અન્ય કાંઇપણ ગળતું નથી કારણ

કે જ્યાં અહંતા અને મમતા બંધાય છે ત્યાં ક્લેશ સિવાય કંઈ હોતું જ નથી. શ્રીભાગવતમાં પણ क्लेशमस्तो क्लेश एव शिष्यते. લૌકિક સુખમાં લચીપચી રહી આપની સેવાને ન કરનારા જીવો માટે ક્લેશ રહે છે. તેવીજ રીતે કેવલ ક્લેશના કારણ રૂપ આ લોકમા માગ મનની ગતિ નિત્ય દેખાય છે. હે પ્રભો! એવું એક પણ ક્ષણ જતું નથી કે જેમા મારૂં મન લૌકિક સુખની ચિન્તા કરવાથી બળેલું હોય, હે ભગવાન્! એવો મારો કયો દોષ હશે કે મારા ચિત્તમા હંમેશા લૌકિક પ્રેમ અને સુખની સંકલનાજ જાગતી રહે છે. જ્યાંસુધી લોકમા પ્રીતિ હોય ત્યાંસુધી હું આપના અલૌકિક સ્વરૂપને શી રીતે સમજી શકું. ૩.

त्वया सर्वसमर्थेन सर्वकर्त्राऽखिलेष्वपि ।
यदि मे नहि निस्तारस्त्रिलोक्यां का गतिर्मम ॥४॥

ભાવાર્થઃ—હે કૃપાનાથ! આપ તો कर्तुम् अकर्तुम् अन्यथा-कर्तुम् સર્વ સમર્થ છો અને તેવું અન્ય દેવાદિકથી ન બની શકે તેવું કાર્ય હોય, તોપણ આપ આપના ભક્ત માટે તે કાર્ય કરી શકો છો. અને ઘણી વખત આપશ્રીના ભક્તજનનો ઉદ્ધાર કરવા માટે આપે અસાધારણ કામો કરેલા પણ છે. આપના પરમ ભક્ત ગોપીજનોના તેમજ મર્યાદાના ભક્તો પ્રહ્લાદ અર્જુન વિગેરેના ઉદ્ધાર માટે આપે અમર્ય કાર્યો કરેલા છે. તો હે પ્રભો! સર્વસમર્થ એવા આપશ્રીથી મારો ક્યાંય નિસ્તાર થશે. નહીં તો પછી ત્રણ લોકના પણ મારૂં રક્ષણ કરનાર હોયજ નહીં; કારણ કે આપને છોડીને દરેક જીવો અને દેવો પ્રાકૃત છે, અસમર્થ છે–અપૂર્ણ છે. જો આપ સર્વ સમર્થ પ્રભુ પોતેજ આ પ્રબળ ગતિવાળા લોકમાથી તારવી આપની સેવામા

પ્રવેશ કરાવો તોજ બની શકે તેમ છે, અન્યથા હે પ્રાણનાથ, મારી ગતિ આપના શિવાય બીજી નહી ૪.

दुष्टतां स्वस्य जानामि धर्मत्यागं च सर्वथा ।
किं करोमि न वै किञ्चित् स्वाधीनं सेवकस्य मे ॥५॥

ભાવાર્થ:—હે સર્વાધાર પ્રભો, શ્રીમદાચાર્યચરણની આજ્ઞા છે કે 'जीवाः स्वभावतो दुष्टा' જીવો પોતાના સ્વભાવથી દુષ્ટ છે, અર્થાત્ પોતાના સ્વાર્થ માટે મહોટા લાભનો ત્યાગ કરે છે; તે મુજબ હું પણ લૌકિક સુખ અને સ્વાર્થના વધારે આસક્તિવાળો હોઇને આપને વખતોવખત પરિશ્રમ આપું છું કારણ કે સ્વભાવ એવો હોય છે કે કોઈ સાધારણ વ્યક્તિથી તે કાબુમાં આવી શકતો નથી. શ્રીમદ્ ભાગવતમાં પણ આજ્ઞા કરી છે કે स्वभावो दुरत्यजो नाथ કાળીયનાગ સ્તુતિ કરતા કહે છે કે હે પ્રભો! જીવોનો સ્વભાવ એકદમ સુધરી શકતો નથી આપની કૃપા હોય તોજ સ્વભાવ પરિવર્તન થઇ શકે; તે પ્રમાણે હે નાથ! મારી દુષ્ટતાને હું બરાબર સમજુછું તેમ જીવનો ધર્મ આપની ભક્તિ કરવાનો છે सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः એ શ્રીમદાચાર્યચરણની આજ્ઞા અનુસાર અમારો તો ખાસ ધર્મ આપની સેવા કરવાનો છે. તે સેવા પણ લૌકિકાસક્તિ હોવાથી છુટી જાય છે હે પ્રભો હું શું કરું મારી સત્તાની વાત જરા પણ નથી તેમ મારા તાબાનું કશુયે નથી જેથી કરીને હુ મારી દુષ્ટતાનો ત્યાગ કરી આપની સેવા કરવાને તત્પર બનું. આપના કૃપાબલ સિવાય મારું કશુ પણ સામર્થ્ય નથી ૫

सेवकाभासता यद्यप्यस्ति नाथ तथापि तु ।
निजाचार्यबलादेव पश्य मां करुणादृशा ॥६॥

ભાવાર્થ:—હે કૃપાનાથ, જો કે મારામાં આપના સેવકોના જેવો આભાસ તો છે. પણ તે આભાસથી શું ફલ મળવાનું છે. આભાસ તો મિથ્યાર્થ પ્રતિપાદન કરનારો હોય છે. તેથી તે ગમે તેવો પ્રબલ આભાસ હોય તેથી પણ મારો શો અર્થ સરવાનો છે. સ્વપ્નમાં પ્રાપ્ત કરેલા ભોજનનું ફલ ખરૂં હોતુંજ નથી. જાગૃત દશામાં તે ભોજન નામશેષજ રહી જાય છે તેવીજ રીતે હે પ્રભો, સેવાનો આભાસ તો ફક્ત જગતના લોકોને છેતરવા પૂરતોજ દેખાય છે. હે દયાનિધાન, મારી આવી સ્થિતિ હોવાથી આપ શ્રીમદાચાર્ય-ચરણના સમ્બન્ધથી પણ મારા ઉપર કૃપાની દૃષ્ટિ વર્ષાવી દર્શન આપવા કૃપા કરો, કારણકે શ્રીમદાચાર્યચરણ આપના વદનાવતાર છે અને આપશ્રીના સ્વરૂપથી તે વદનસ્વરૂપ બિલકુલ અળગું નથી, એટલા સારૂ આપને વારંવાર વિનવું છું, જે આપ મારા અંશી અને વશી છો. અર્થાત અમે સર્વે જીવો આપના દાસરૂપ અંશો છીએ અને આપનેજ વશ છીએ. અંશીએ તો દાસરૂપ અંશો તરફ કૃપા કરવીજ જોઈએ જો કે હે નાથ આપ તો સદા કૃપાળુ હોવાથી કૃપા કરો છો પણ અમારાં લૌકિક આવરણોથી આપની કૃપાને જીવ ઓળખી શકતો નથી. માટે આપ કરુણામય દૃષ્ટિ અમારા ઉપર કરો કે જેથી અમો આપની કૃપાને ઓળખતા થઈએ ૬.

न चैतदुचितं नाथ त्वदीयो दैन्यमेव हि ।
(ना) प्राप्नोति सर्वतो नित्यं परिहासास्पदं तव ॥७॥

ભાવાર્થ—હે ભગવાન્ હે નાથ, આપ સર્વ સમર્થ અને
કૃપાળુ છો. અને કૃપા એ આપનો અસાધારણ ધર્મ છે. એટલે અમે
સ્વાર્થી જીવ હોવા છતાં પણ આપ તો કૃપા દૃષ્ટિથીજ અમારો
ઉદ્ધાર કરો તેમાં શંકા હોયજ નહીં, છતાં પણ હે નાથ, આપનો
ભક્ત થઇને લોકમાં ચોતરફથી તુચ્છ સ્વાર્થની ખાતર કંગાલ જેવો
ફરતો રહે તે તો આપને પણ ઠીક લાગે નહીં, કારણકે આપની
સમક્ષમાં દૈન્ય પ્રાપ્ત કરીને આપના અલૌકિક દર્શનાર્થે પ્રયાસ કર-
વામાં આવે તેજ યોગ્ય ગણાય, પરંતુ, લૌકિક તુચ્છ પુત્ર પૌત્ર ધન
વગેરેના સુખ પ્રાપ્ત કરવા માટે જે પ્રયત્ન કરવામાં આવે અને તેને
અંગે લૌકિક પુરુષ સમક્ષ દીનતા કરવામાં આવે તે તો
આપના તરીકે ઓળખાતા ભક્તને માટે જરા પણ ઉચિત નથી
કદાચ આપનો થઇને કેવલ આપનામાજ પરાયણ ન થતાં ઉત્તમો-
ત્તમ સાધન દૈન્યને ન મેળવી શકે તો તે ઉણપ પણ આપનું
હાસ્ય કરનારી ગણાય. ભક્ત તો આપનો દૃઢ આશ્રય રાખીને
આપનામાં પરાયણ થઈને રહે પછીનું દરેક કાર્ય આપના ઉપરજ
ગણાય છે

(આ શ્લોકમાં શ્રીહરિરાયજી જણાવે છે, કે આપનો ભક્ત થયા
પછી—એક વૈષ્ણવ બન્યા પછી જો તેનામાં દીનતા ન હોય તો
તેમાં એને કલંક નથી, પણ આપનેજ છે, એની મશ્કરી થવાની
નથી પણ આપનીજ થવાની છે, કારણ કે એ આપનો છે, તાત્પર્ય
કે બીજા માર્ગમાં જેમ જીવનેજ સર્વ પ્રયત્નો કરવા પડે છે, તેમ
પુષ્ટિમાર્ગમાં નથી, એ માર્ગમાં તો પ્રભુને એટલુંજ કહેવાનું રહે
છે, કે 'હું આપનો છું, આપને શરણે છું,' આટલાથીજ એનામાં
સર્વ નિર્ગુણ ભાવના પ્રકટાવવી એ પ્રભુના ઉપર આધાર છે, છતાં
કાંઈ નહીં, કેવી ઉત્તમ ભાવના, ધન્ય શ્રીહરિરાય પ્રભુ!!)

वदामि नाथ कस्याग्रे दुःखं हृदयसम्भवम् ।
न पश्यामि त्रिलोक्यां तु यो मे दुःखं निवारयेत् ॥८॥

ભાવાર્થ:—હે નાથ, જગતનો વ્યવહાર એવો હોય છે કે પોતાના અંગ યા તો સ્નેહી શિવાય કોઇ પણ પોતાનું દુઃખ બોલી શકતોજ નથી તેવી રીતે હું પણ મારૂં દુઃખ અન્ય કોની સમક્ષ કહું ? કારણકે દુઃખો તો એક પ્રકારનાં હોતા નથી દરેક દુઃખોમા હૃદયનું દુઃખ અસાધારણ કહેવાય છે. તે હૃદયનું દુઃખ અન્ય કોઇ પણ જાણી શકે તેમ નથી કદાચ કોઇ આપનો અનુગૃહીત ભક્ત હૃદયનું દુઃખ જાણી પણ શકે તો તે દુઃખનું નિવારણ કરી શકે નહીં એટલા કારણથી મારૂં દુઃખ હું હવે કોઇના સમક્ષ કહી શકું તેમ નથી લોકમા હિતેચ્છુ જેવા થઇને ફરનારા અને કહેનારા તરીકે ઘણાં માણસો અને દેવતાઓ પણ મળે છે પણ તેઓ પૈકી એક પણ એવો નથી કે મારા હૃદયના દુઃખને ઓળખીને દૂર કરી શકે હૃદયનું દુઃખ તો તેજ જાણી શકે કે જે હૃદયમાં નિરન્તર વાસ કરતો હોય. આપ નિત્ય હૃદયમા બિરાજો છો અને હૃદયના તાપને શમાવવા પણ આપજ શક્તિમાન્ છો. માટે ત્રણ લોકમા પણ આપના સિવાય એવી એક પણ વ્યક્તિ નથી કે જે મારા દુઃખનું નિવારણ કરી શકે. ૮.

(દુઃખ નિવારણ માટે અગે, ટુકડા ટુકડા માટે એક સામાન્ય માણસની ગુલામગિરિ કરતા વર્ગને આ શ્લોકમા સજ્જડ ફટકો લગાવ્યો છે, જગતમાં એવો કયો સર્વાંશે સુખી સજ્જન હયાતી ધરાવે છે, કે જે પોતે સુખી હોઇને અન્યના દુઃખ કાપી શકે. જેને આપણે આપણાં દુઃખો કેહવા વિનવતા હોઇએ છીયે, તે પણ તિરોહિ-

તાનન્દ હોઇને દુખીજ હોય છે, તેવાઓની વિનતી કરવી એ ।। કરતા જેનુ સુખ સર્વદા નિત્યાનન્દિત છે, જે જાતે સુખરૂપ છે, આનન્દઘન જે સદાનો તમારો મિત્ર છે, અરે સદ્દર્શાભિલાષી કહીને તમારા મિત્ર તરીકે વેદ જેને ઓળખાવે છે, તેનેજ તે શ્રીયશોદોત્સંગલાલિત પ્રભુને તમારું દુખ કહો, શુ દુખ નિવારવાની શક્તિ એનામા નથી? તો પછી જગતમા કયો માણસ એવો છે, કે જે દુખ નિવારવાની શક્તિ ધરાવતો હોય? આ શ્લોકમા સાંસારિક દુખ - ભૌતિક દુખની વાત નથી પણ પ્રભુવિરહ જનિત પરમ તાપનુજ પ્રકરણ છે)

त्वय्येव करुणा कार्या यादृशे तादृशे मयि ।
यदा स्याम्येन सततं करोमि तव सेवनम् ॥२॥

હે ભગવન્, દયાસિન્ધો, આપનેજ મારા ઉપર તો કૃપા કરવાની રહી આપના સિવાય જ્યારે કોઇપણ મારા ઉપર નિયામક નથી તો હવે મારાને આ વખતે વિશેષ ભયની શંકા જેવાની નજ હોય હુ તો આપનોજ છુ એટલે પછી આપના તરીકેજ મારો સ્વીકાર થવો જોઇએ, ગમે તેવો છુ પણ હુ તો આપનોજ છુ માટે આપના સિવાય કોઇનો આશ્રય મારે સ્વપ્નામા પણ ન હોય, આપની પાસે અમારા જેવા તુચ્છ ભક્તો તો અસંખ્ય હશે પરન્તુ મારી સમક્ષ તો મારા શરણરૂપ દુઃખના નિવારણ કરનારા આપ એકજ છો હે પ્રભો, જ્યા સુધી આપ મારા ઉપર કૃપા કરો નહી, ત્યા સુધી મારા ચિત્તની શાંતિ થવાની નથી, અને ચિત્તશાન્તિ વિના આપની સેવા બરાબર રીતે નજ થઇ શકે અર્થાત્ આપનામા પરાયણતા જોઇએ તો

ઇન્દ્રિયોની શુદ્ધતા ત્યારેજ થઇ શકે જ્યારે ચિત્ત સ્વસ્થ હોય, એટલા માટે ચિત્ત સ્વસ્થતાથીજ આપની સેવામાં આનંદ મળે છે. જો ચિત્ત સ્વસ્થ ન હોય તો અમુક વખતજ સેવા થઇ શકે, પરંતુ કાયમની સેવામાં નિપુણતા પ્રાપ્ત થઇ શકે નહીં. અને સદાને માટે આપના વિમુખ રહેવું પડે. આપનાથી હું વિમુખ તો નજ રહી શકું જેથી આપ મારા ઉપર કૃપા કરી મારા ચિત્તની સ્વસ્થતા કરો. ૯.

(આ શ્લોકમાં શ્રીહરિરાયજીઃ—
(જેવો તેવો હું) એમ કહીને પોતાની દીનતા સ્પષ્ટ રજુ કરેલ જણાવી રહ્યા છે. મહાનુભાવી શ્રીહરિરાયજી પણ જ્યારે 'જેવો તેવો જણાવે છે, તેનો મર્મ હોઇ શકે, કે 'પુષ્ટિભક્ત તો હમેશાં દીનતાથી ભરેલો અને પ્રભુની કૃપાથીજ પોતાના સેવનરૂપ કાર્યની સિદ્ધિ ચાહનારો હોય છે.' આ ઉપરથી સિદ્ધ થાય છે, કે 'ચિત્તની સ્વસ્થતા માટે પુષ્ટિભક્તને કોઇ યોગસાધનની કે ચાન્દ્રાયણાદિ વ્રતોની જરૂર રહેતી નથી. પ્રભુની કૃપાથીજ ચિત્તના ઉદ્વેગ મટે, પ્રભુની કૃપાથીજ હૃદયના રોગ શાન્ત થાય, પ્રભુની કૃપાથીજ પ્રભુની સેવા થાય, એમ ઇચ્છનારો પુષ્ટિભક્ત હોય છે, વૈષ્ણવો કાંઈ ધ્યાન આપશે કે ?)

सर्वज्ञे बहु किं वाच्यं मया नाथे कृपानिधौ ।
विचार्यः सदृशः कार्यः सेवके मय्यनुग्रहः ॥१०॥

(ભાવાર્થ) હે સર્વજ્ઞ ભગવાન, પુનઃ પુનઃ આ બાબતમાં આપને વિનવવા તે ઠીક લાગતું નથી, કારણકે વિશેષ સમજાવવાનું

તો તેને હોઇ શકે કે જેને કોઇપણ બાબતનું જ્ઞાન નજ હોય આપ તો સર્વજ્ઞ છો અર્થાત્ દરેક સ્થળમાં જે જે થાય છે થયું છે અને થવાનું છે. તે સર્વને જાણનારા આપ એકજ છો તેમ કદાચ કોઇ સર્વજ્ઞ જેવો હોય અને કૃપાલુ ન હોય તો કોઇ પણ અર્થ નજ સરે, એવા યોગી લોકો અગર દેવતાઓ પણ કેમ કોઇ હોય છે કે જે ત્રણ કાલનું જ્ઞાન ધરાવતા હોય પરંતુ તેથી મારો અર્થતો સિદ્ધ થવાનોજ શાનો હોય ? સર્વજ્ઞ હોવા છતા પણ કૃપાલુ ન હોય તો તેવું સર્વજ્ઞપણું કાઇ કામનું નથી એટલા માટે આપતો સર્વજ્ઞ પણ છો અને કૃપાના સાગર છો જે સાગર રૂપ હોય તેમને ત્યાંથી કોઇ વિમુખ તો નજ જાય તો હું પણ આપ કૃપાના સમુદ્ર પાસે આપની કૃપાની યાચના કરવા આપના ચરણમાં ઝુકી રહ્યો છું. કદાચ આપને વિચાર કરવો ઘટતો હોય તો આપ ભલે ગમે તેટલો વિચાર કરજો પણ આપના સેવક તરીકેના અધિકારને યોગ્ય લાગે તેવો અનુગ્રહ તો મારા ઉપર થવો જ જોઇએ. કારણ કે મારે આપના સિવાય કોઇપણ અનુગ્રહ કરનારો નથીજ. તેમ થવાનો નથી એટલા માટ આપને વારંવાર વિનવુ છુ કે આપના સેવક તરીકેનું માન સાચવવું તે કેવળ આપનાજ હાથમા છે. ૧૦

विश्वासस्तु निनाचार्यपादयोरस्ति सर्वथा ।
न जाने जायते नाथ विलंबः केन हेतुना ॥११॥

(ભાવાર્થ)હે કૃપા સિન્ધુ ભગવન્, આપના ચરણારવિન્દમાંજ મારો વિશ્વાસ નથી એવી રીતે આપશ્રીને માનવાનું તો નજ હોય કારણ કે શ્રીમદ્વલ્લભાધીશ આપનું શ્રીમુખ છે, અને આપશ્રીએ મારા

અને આપશ્રીએ મારા જેવા પામર જીવોના ઉદ્ધાર કરવા માટે શ્રીવાગીશ પ્રભુને આજ્ઞા કરીને આ ભૂતલ ઉપર પધરાવ્યા છે. અંગ અને અંગી બન્ને ભિન્ન હોતાજ નથી આપ સાક્ષાત્ કૃપાલુ સર્વજ્ઞ પ્રભુ છો ત્યારે આપના શ્રીમુખસ્વરૂપે સાક્ષાત્ શ્રીમદાચાર્ય ચરણ બિરાજે છે જેમ લોકમા શરીરી જીવના પોષણ માટે અગર પ્રસન્નતા માટે જીવના શરીરના દરેક અંગોથી શરીરી જીવને આનન્દાનુભવ થાય છે. તેમા પણ મુખ્ય અંગ મુખ છે અને મુખ દ્વારા લોકમા દરેક વ્યવહાર સિદ્ધ કરી જીવને અખુટ આનંદ મળે છે તેવી રીતે અલૌકિક દશામાં પણ શ્રીમુખાવતાર શ્રીમદાચાર્યચરણદ્વારાજ આપની પ્રસન્નતા મેળવી શકાય તેમ છે. એટલા કારણસર શ્રીવાગધીશ ચરણારવિન્દમા મને તો સર્વથા વિશ્વાસ છે અને તેપણ એકદેશી વિશ્વાસજ નહીં પણ સર્વદેશી છે અર્થાત્ દરેક બાબતમા આચાર્યશ્રીની આજ્ઞાના વિશ્વાસ રાખીને જ હું તો અનુસરૂ છું છતા પણ હે પ્રભો મને ખબર નથી કે આપ શા માટે હજુ આપના આનન્દનો અનુભવ કરાવવા વિલંબ કરો છો. આપ ખરેખર કૃપાલુ તો છોજ. કૃપાલુની કૃપા તો પાત્ર અપાત્રની પરવા રાખ્યા સિવાય પણ અજામિલ જેવાના ઉદ્ધારની માફક પોતાના જીવોનો સ્વીકાર કરેજ છે. હે પ્રભો આપ સર્વજ્ઞ છો એટલે મારાથી આપની કન્યાને શી રીતે જાણી શકાય? મારો અડગ આપનામા વિશ્વાસ છે, એ વાત વિસરી જવાની તો નજ હોય. ૧૧.

असहायोऽसमर्थश्च सेवने मतिचञ्चलः ।
दीनोऽस्मि सर्वथा नाथ विदित्वैवं कृपां कुरु ॥१२॥

( ભાવાર્થ ) હે પ્રભો ! આપ કદાચ એમ ધારતા હો કે મને સાહાય્ય કરનારા કોઇ લૌકિકના સગાં કુટુંબિઓ થશે, તો તે પણ

બનવા જોગ નથી. હું તો આપના શિવાય કોઇની સહાય માગતો નથી અને કોઇની સહાયથી મને કાંઇપણ લાભ નથી કારણ કે લૌકિકનાં સહાયકો લોકસિદ્ધ ફળ સાધવામાં સમર્થ હોઇ શકે આપનો સાક્ષાત્કાર અને પ્રેમલક્ષણા ભક્તિ ફળ મેળવવા માટે તો આપની કૃપાનીજ સહાય પૂરતી છે. તેમ હું તે ફળ સાધવા માટે પણ અસમર્થ છું મારૂં સામર્થ્ય ફક્ત આપના કૃપાબલને અનુસરીનેજ ગણાય. તેમ છતાં હે પ્રભો, આપની સેવા કરવામાં મારી બુદ્ધિ ઘણીજ ગમન જણાય છે એટલા માટેજ આપના સાક્ષાત્કારના આનન્દની પ્રાર્થના કરૂં છું જ્યારે આપની સેવામાં ઇન્દ્રિયો મન અને બુદ્ધિ સમ્પૂર્ણ રીતે વિકાસને પામે ત્યારેજ હું આપોકમાં કૃતાર્થ મને માનું. તેમ હે નાથ, હું કંગાલથી પણ એક કંગાલ છું લોકનાં ફળ મેળવનારા કંગાલો ઉપર જેમ લોકના કોઇને પણ દયા ઉપજે છે. તેમ આપની સેવાફળને મેળવવા માટે હું આપનો દીન દાસ છું. હે ભગવન્ આપ સર્વજ્ઞને કંઇ પણ સુચવવાનું નજ હોય આપ મને એક દીન સેવક જાણીને પણ મારા ઉપર કૃપાદૃષ્ટિ કરો જેનાથી મારૂં લોકસિદ્ધ ચાપલ્ય નષ્ટ થઇ જતાં હું અપાર આનન્દને પ્રાપ્ત કરૂં. ૧૨.

शरणस्थसमुद्धार दीनोद्धारपरायण ।
मामुद्धर जनाधार स्वसेवास्वास्थ्यहेतुभिः ॥१३॥

( ભાવાર્થઃ) હે ભગવન્ આપ તો આપને શરણે આવેલા જીવો દુષ્ટ હોય કે શિષ્ટ હોય, ગમે તેવા હોય તેવાઓનો ઉદ્ધાર કરનારા છો, તેમ જેમને કોઇ પણ પ્રકારનું સાહાય્ય નથી અને કેવળ આપની ભક્તિ મેળવવામાંજ નિષ્ઠા હોય છે તેવા જીવોનો ઉદ્ધાર

કન્વમા પણ આપ તો નિરંતર તૈયાર રહેલાજ છો આપને શરણે આવેલા જીવો અને દૈન્યવાળા જીવોની યોગ્યતા તરફ કે કર્મવાસના તરફનો આપ જરા પણ વિચાર કર્યા સિવાયજ ગજેન્દ્ર અને પિંગલા જેવા જીવોનો પણ આપે તત્કાલ ઉદ્ધાર કર્યો છે. જેવી રીતે આપે તેવા ભક્તોનો જ્યારે ઉદ્ધાર કર્યો તેવી રીતે મારો પણ આપશ્રી ઉદ્ધાર કરવા કૃપા કરો તેમા બીજું એકપણ ખાસ પ્રયોજન તો નથી સિવાય આપની સેવા સિદ્ધ કરવામા અમારા દેહ પ્રાણ ઇન્દ્રિયો અને તે તે ઇન્દ્રિયો અને તે તે ઇન્દ્રિયાદિકના ધર્મો નિરોગનુ સ્વાસ્થ્ય ન હોય ત્યા સુધી આપની અલૌકિક સેવામા સફળતા મેળવી શકાતી નથી એટલાજ કારણથી આપ મારા તુ છ ઉપર આપની સ્વાભાવિક ઉદારતાનો પરિચય કરાવી મારા ઉદ્ધાર કરવા કૃપા કરો તેની મારી આપને વારંવાર નમ્ર પ્રાર્થના છે આપ કદાચ મારા ઉપર ઉપેક્ષા કરો અને મારા અત:કરણની પણ ખાત્રી નથી કે મારા પ્રાણોને આપના વિયોગમા ટકાવી શકાશે અગર પ્રાણો પણ સ્વત સમર્થ બની રહી શકે આમ થતા આપની સેવાનો લાભ ન મળવાથી હું અપૂર્વ કષ્ટનો અનુભવ શી રીતે સહન કરી શકીશ ? ૧૩

स्मर स्मर स्मर स्वीयपक्षपातपरिग्रहम् ।
श्रीमदाचार्यदासेषु तेनैव निर्दिल कुरु ॥१४॥

(ભાવાર્થ) હે કૃપાનિધાન, ભગવન્ આપ તો સર્વ સમર્થ છો એટલે મારે આપને નિવેદન કરવુ તે તો અનુચિત ગણાય તો પણ મારી ચપલતા શમાવવા આપને ફરીથી એકવાર પ્રાર્થના કરું છું કે આપશ્રીના મુખારવિન્દાત્મક શ્રીમદાચાર્યચરણના

સેવકો પ્રત્યે તો આપશ્રીનો પક્ષપાત આપ યાદ કરો કારણ કે શ્રીમદાચાર્યચરણના જેવા અને તેવા જેટલા અને તેટલા જ્યારે અને ત્યારે દરેક સેવકોમાં આપે પોતાના તરીકેનો સ્વીકાર કરેલો છે, તો તેમ પણ આપ મને શ્રીમદાચાર્યના એક દાસ તરીકે માનીને પણ આપનીયે તો મારો ઉદ્ધાર કરવાનો રહ્યો. હું તો અલ્પજ્ઞ અને સ્વભાવ દુષ્ટ જીવ આપશ્રીની શું વિનાન કરી શકું. આપને મારામાં જે જે સાધનોની ન્યૂનતા જણાતી હોય, અગર જે કાંઇ પણ મારામાં આપશ્રીની અલૌકિક કૃપા મેળવવાં અપૂર્તિ હોય તે દરેક વસ્તુ મેળવી આપવામાં આપ કૃપા કરો. હું તો આપનો દાસ છું જે મારા ઉદ્‌ગારો મારી બુદ્ધિથી આપને અર્પણ કર્યાં છે તે વિષે આપને યોગ્ય લાગે તે કરો હું દાસ છું આપ મારે સદાને માટે સેવ્ય છો. ૧૪.



## ૫૪. मदत्यागहेतुः ॥

अथ त्यागाय सद्युक्ताः प्रोच्यन्ते विविधा मदाः ।
विद्यामदो धनमदस्तथैव कुलजो मदः ॥१॥
मुख्या एते मया प्रोक्ताः सन्त्यान्याश्च विशेषतः ॥१३॥

સાધુ પુરુષોમાં રહેલા એવા જુદાજુદા પ્રકારના મદો એનો સમઝીને ત્યાગ કરવાનો છે, એ માટે અહીં કહેવામાં આવે છે.

૧. વિદ્યાનો મદ, ૨. ધનનો મદ અને ૩. કુલીનતાનો મદ, આ ત્રણ મદને હું મુખ્ય ગણું છું, તે ત્રણેયનો ખાસ કરીને ત્યાગ કરવાનો છે. ૧૬.

यौवनोत्थः पौरुषजो बालजत्वकृतोऽपि च ॥२॥

रूपजः शीलजश्चैव लोकसन्मानजोऽपि वा ।
व्यावृत्तिकौशल्ययुतस्तथा स्वजनपोषजः ॥३॥

दातृताविहितः शत्रुविग्रहादपि जायते ।
मान्तानिकस्तथा पुत्रभार्याद्यनुसृतेरिह ॥४॥

ज्ञानाभिमानः सर्वत्र तथा भजनतोऽपि हि ।
राजसन्मानजो नित्य वृद्धानुमितिजोऽपि वा ॥५॥

शयनाहारसञ्जातो वैराग्यजनितोऽपि च ।
एवंविधा मदास्तेषां निवृत्तिरधुनोच्यते ॥६॥

હવે ૪. જુવાનીનો મદ, ૫ પુરુષાતનનો મદ, ૬. બચપણની અસરનો વાચાળપણાનો મદ, ૭. રૂપનો મદ, ૮. સદાચાર પાલનનો મદ, ૯. લોકો તરફથી માન પામવાને લીધે થયેલો મદ, ૧૦. વ્યવહારકુશળતાનો મદ, ૧૧. સગાંવહાલાંઓનું પોષણ કરવાની શક્તિનો મદ, ૧૨. દાનેશ્વરિતાનો મદ, ૧૩. શત્રુઓને કેદ કરવાથી થયેલો મદ, ૧૪ સારા કે ઝાઝા સન્તાન હોવાને લીધે ઉપજેલો મદ, ૧૫. પુત્ર-સ્ત્રી વગેરે પોતાને વશ છે, એથી થયેલો મદ, ૧૬. જ્ઞાની હોવાને લીધે જાગેલો મદ, ૧૭. પોતે ભક્ત છે, એ દૃષ્ટિએ ઉપજેલો મદ, ૧૮. રાજદરબારમાં પોતાને માન મળે છે, તેથી થયેલો મદ,

૧૯. વૃદ્ધોમાં પોતે માન પામે છે, માટે થયેલો મદ, ૨૦. સુખસગ-વડ ને સારાં સારાં ખાવાનો પોતે ઉપભોગ કરી શકે છે, તેથી થયેલો મદ અને ૨૧. પોતામાં શ્રેષ્ઠ પ્રકારનું વૈરાગ્ય રહેલું છે, એથી થયેલો મદ, આવા પ્રકારના જે આ એકવીસ મદ છે, તે કેવી રીતે દૂર કરવા તેનો ઉપાય હવે અહીં બતાવવામાં આવે છે. ૨-૬.

विद्यामदनिवृत्तिस्तु सुज्ञगम्यत्वतो हरेः ।
वेदवेदार्थकथने ह्यवतारो हरेर्मतः ॥७॥

चतुर्मुखस्तथा व्यासस्तत्राहं कोऽस्मि मन्दधीः ।
इति विज्ञाय मनसा क्षिप्रं विद्यामदं त्यजेत् ॥८॥

ઉચ્ચ પ્રકારનું જ્ઞાન ધરાવનારાઓને પ્રભુ ગમ્ય છે, એવું જાણી વિદ્યામદ નિવારવાનો છે. વેદ અને વેદના અર્થનો વિસ્તાર કરવાને માટે પ્રભુનો અવતાર છે, વળી બ્રહ્માજી અને ભગવાન્ વ્યાસ જેવાઓ જ્યાં બિરાજે છે, ત્યાં અલ્પ બુદ્ધિવાળો હું શી વિસાતના, એમ મનથી સારી રીતે જાણી તરતજ વિદ્યામદનો ત્યાગ કરવો. ૭-૮

लक्ष्मीपतिं हरिं ज्ञात्वा तस्याश्चञ्चलतामपि ।
बाहिर्मुख्यैकहेतुत्वात् सर्ववस्तुसमर्पणात् ॥९॥

લક્ષ્મીના પતિ તો માત્ર શ્રીહરિ ભગવાનજ છે, વળી લક્ષ્મી ચઞ્ચળ છે; એ લક્ષ્મી પ્રભુ તરફથી ચિત્તને હટાવી બહિર્મુખ કરાવનારી છે અને આપણે આપણું જે કાંઇ માન્યું હતું તે તો પ્રભુને સમર્પી દીધું છે, એટલે આપણું કશુંજ નથી, આવી ભાવનાથી ધનમદનો ત્યાગ કરવો. ૯.

कुलस्यानियतत्वेन म्लेच्छेन्द्रादिविमोहन ।
अकुलीनकिरातादेः प्रह्लादादेश्चोध्धृतेः ॥१०॥
महत्कुलप्रसूतस्यात्र्यानित्यविशेषत ।
सन्निधेरेव कर्तव्य सर्वदा स्वविचारणम् ॥११॥

કુળ એ તો ક્ષણિક વસ્તુ છે. પ્રભુ સહાય ન હોય તો ઇન્દ્ર જેવાને મોહમાં નાખી પછાડે છે તેનાથી વિરુદ્ધ હીન કુળના કિરાત, ભીલ અને અસુર પ્રહ્‌લાદ જેવાનો પ્રભુ ઉદ્ધાર કરે છે. ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયા પછી તો ખાસ કરીને સાવધાનતા રાખી પ્રભુનું સાન્નિધ્ય જળવાઈ રહે એ દૃષ્ટિએ પોતાની કુલીનતાનો વિચાર હંમેશાં કરવાનો છે (ક્યારે અકુલીનપણું આવશે તે કાંઈ નક્કી નથી, માટે સદા સાવધાન રહી પોતાના સ્વરૂપનો હંમેશાં વિચાર કરવાનો છે) ૧૦-૧૧

अस्थिरत्वाद्यौवनीयमसामर्थ्याच्च पौरुषम् ।
संसारावेशहेतुत्वाद्वाचालत्वकृत तथा ॥१२॥

જુવાની કાળ કાયમ રહેવાની નથી એનો વિચાર કરી જુવાનીના મદનો ત્યાગ કરવો. કાળ પછી શું થશે એ જાણવાની આપણામાં તાકાત નથી, એમ સમજી પુરુષાતનના મદનો ત્યાગ કરવો. બચપણ ને લીધે જે બટકબોલાપણું છે, તેનાથી અહન્તામમતાત્મક સંસારમાં વધુ અને વધુ ઊંડા ખૂંચે જવાય છે, માટે એ વાચાળપણાનો મદ પણ છોડી દેવો. ૧૨

प्राकृतत्वादनित्यत्वात् कुत्सितत्वाच्च रूपजम् ।
सगुणवाञ्छीत्वात लोकसन्मानजं भयात् ॥१३॥

રૂપ છે, એ તો પ્રકૃતિના ગુણોથી ઉત્પન્ન થયેલું છે, એ કાંઈ કદી કાયમ રહી શકતું નથી, વળી એ રૂપ અનેક નિન્દ્ય કર્મોના કારણરૂપ છે, એ દૃષ્ટિયે રૂપના મદનો ત્યાગ કરવો. સદાચાર એ શુભ છે અને જીવે તો નિર્ગુણતા મેળવવાની આવશ્યકતા છે, એ દૃષ્ટિયે સદાચાર પાલનનો મદ છોડવો. લોકો તરફથી આપણને સદાય માન મળશે ખરૂં ? ક્યારે કેવા સંયોગોમાં લોકો વિમુખ થઈ જશે, એ કાંઇ નિશ્ચિત નથી, એ લાગે લોકો તરફથી માન પામવાને લીધે થએલા મદનો ત્યાગ કરવો. ૧૩.

व्यावृत्तिकौशलकृतं संसारासक्तिभावनात् ।
अध्यासपोषकत्वेन तथा स्वजनपोषजम् ॥१४॥

વ્યવહાર કુશળતાનો મદ સંસારમાં કાર્મકુશલતાને અંગે વધૂ અને વધૂ આસક્તિ કરાવનારો છે, એ વિચારે વ્યવહારકુશલતાના મદનો ત્યાગ કરવો. સગાંવ્હાલાંનૂં પોષણ કરવૂં એ આપણી ફરજ છે, પણ તેના મદથી અવિદ્યાયે કરેલા પાંચ અધ્યાસોમાં ચિત્ત આસક્ત બને છે, એ વિચારે સગાંવ્હાલાઓનૂં પોષણ કરવાની શક્તિના મદનો ત્યાગ કરવો. ૧૪.

दातृता हि तद्देयपदार्थातत्स्वभावनात् ।
शत्रुनिग्रहजं ब्रह्मात्मजगद्द्रोहसम्भवात् ॥१५॥

જે કાંઇ આપણે આપણૂં માની બેઠા છે, તે પદાર્થો તો પ્રભુયે આપેલા છે; પ્રભુયે આપેલા પદાર્થો આપણાથી બીજાને આપવાની શક્તિજ ક્યા છે; અને જો માનતા હોઇયે તો એ પદાર્થો પ્રભુના ક્યાં રહ્યા ? વસ્તુસ્થિતિયે આપણૂં કશુંજ નથી ત્યાં

આપણે આપણો કિયો પદાર્થ બીજાને આપીયે છિયે ? સા દાતા પણું પણ ક્યાં રહ્યું એમ વિચારી દાનેઅન્તિના મદનો ત્યાગ કરવો. આ આખું વિશ્વ બ્રહ્માત્મક છે, ત્યાં કોણે કોનો નિગ્રહ કર્યો ? અને જો નિગ્રહ કર્યો એમ માનતા હોઇયે તો જગત્‌ની બ્રહ્માત્મકતા ક્યાં રહી ? એ દૃષ્ટિએ શત્રુઓને દંડ કરવાથી થયેલા મદનો ત્યાગ કરવો ૧૫

सान्तानिकं तथा त्यागप्रतिबन्धकता यत: ।
पुत्राद्यनुकूलेर्ज्ञान भगवत्प्रेमशासनात् ॥१६॥

પોતાને પુષ્કળ પ્રજા છે, એવું ભાન ઉત્પન્ન થવાથી જગત્‌માંથી જે આસક્તિ આપણે ઉઠાવી લેવાની છે, તેમાંજ અડચણ ઉત્પન્ન થાય છે, એટલે આપણે ત્યાગમાર્ગથી વેગળા થઇયે છિયે, એ દૃષ્ટિએ મારાં કે ઝાઝાં સન્તાન હોવાને લીધે ઉપજેલા મદનો ત્યાગ કરવો પુત્ર-સ્ત્રી વગેરે આપણને વશ છે, એનું કારણ તો એ છે કે આખા જગત ઉપર પ્રભુના પ્રેમનું શાસન છે, એઓની વશવર્તતા પ્રભુના પ્રેમશાસનનુંજ પરિણામ છે, ને આપણી કંઇ શ્રેષ્ઠતા કે હોશિયારીથી આપણને વશ નથી, એમ વિચારી. પુત્ર-સ્ત્રી વગેરે પોતાને વશ છે, એથી થયેલા મદનો ત્યાગ કરવો ૧૬.

ज्ञानाभिमानस्त्र गर्वभावस्याज्ञस्वरूपत ।
दासधर्मत्वत स्वाभाविकत्वाद्भजनोद्भवम् ॥१७॥

કોઇ પણ વસ્તુનો ગર્વ હોવો, એજ અજ્ઞાન, હવે જો એક માણસ જ્ઞાની હોય અને સાથે જ્ઞાનનો તેને ગર્વ હોય, તો જ્ઞાન રહ્યુંજ ક્યાં ? કેમકે પોતાથી કોઇ પરમતત્ત્વ ઇતર છે, એ જ્ઞાનનું લક્ષણ છે, ગર્વ થવાથી તે લક્ષણ ટકી શકતું નથી. માટેજ જ્ઞાની હોવાને

લીધે જાગેલા મદનો ત્યાગ કરવો. આપણે પ્રભુના દાસ છિયે, એટલે પ્રભુનું ભજન કરવું એ આપણો સ્વાભાવિક ધર્મ છે; એટલે એમાં કશી નવાઇ આપણે કરતા નથી. આ વિચારી, પોતે ભક્ત છે એ દૃષ્ટિયે ઉપજેના મદનો ત્યાગ કરવો ૧૭.

राजसन्मानजं नित्यं दु:संसर्गविवर्धनत्वात् ।
वृद्धसम्मतिजं स्वस्यापराधाद् भक्तिनाशनात् ॥१८॥

રાજદરબારમાં આપણને માન મળતું હોય એટલે નિત્ય રાજદરબારમાં હાજરી આપવાનું દિલ થાય, પરન્તુ રાજનીતિ તો પરમ કુટિલ છે, એટલે હમેશાં દુષ્ટોનો સંસર્ગ વધતોજ રહેવાનો, એવું વિચારી, રાજદરબારમાં પોતાને માન મળે છે, તેથી થયેલો મદ છોડી દેવો. વૃદ્ધોમાં પોતે માન પામે છે, વૃદ્ધો પોતાના કાર્યને સન્માને છે, આવા વિચારે વૃદ્ધો તરફ પોતાની જે ફરજ બજાવવાની હોય, તે ન બજાવવાનું બનતાં અપરાધ ઉત્પન્ન થાય છે અને એઓના તરફનો જોઇતો ભક્તિભાવ નાશ પામે છે, આમ વિચારી, વૃદ્ધોમાં પોતે માન પામે છે, માટે થયેલા મદનો ત્યાગ કરવો. ૧૮.

शयनाहारजं दुष्टनिर्विण्णेन्द्रियपोषणात् ।
वैराग्यजात क्षयतो जातिवैराग्यनाशनात् ॥१९॥

સુખ સગવડ અને સારા ખાદ્યોનો ઉપભોગ દુષ્ટ અને નુકસાનિકારક ઇન્દ્રિયોનું પોષણ કરતો હોવાથી અને તેવી રીતે પુષ્ટ થતી ઇન્દ્રિયો મનુષ્યનો અધઃપાત કરનારી હોવાથી તેવી રીતે ઉપજેલા મદનો ત્યાગ કરવો. વૈરાગ્યને લીધેનો મદ વસ્તુસ્થિતિયે દિનપરદિન ઘસાતો જાય છે અને સિદ્ધ સ્વયંજાતજન્ય વૈરાગ્યનો નાશ

કરનારો થઇ પડે છે, એમ ન થવા પામે અને જગદાદિમાંથી આસક્તિ કાયમને માટે છૂટી જ રહે, એ ખાતર એ મદનો ત્યાગ કરવો. ૧૯.

प्रतिकूल्यविधानार्थानुपायैश्च निवर्तयेत् ।
त्यजेत्सर्वान् सदा कृष्णसेवार्थं दैन्यसिद्धये ॥२०॥

આ મદોનો બરોબર ત્યાગ ન કરી શકાય, એ ખાતર જુદા જુદા ઉપાયો વડે કરીને એ મદોને ટાળી નાખવા. કૃષ્ણચન્દ્રજીની સેવા અચિન્ત કરી શકાય અને દીનતા પ્રાપ્ત થાય એ માટે હંમેશા એ બધાજ મદોનો ત્યાગ કરવો. ૨૦.

दैन्येनैव हरिस्तोषो नान्यत्साधनमिष्यते ।
दैन्यं तु विमदस्यैव ततः सर्वान् परित्यजेत् ॥२१॥

હરિ ભગવાનને માત્ર દૈન્ય-દીનતાથીજ સન્તોષ થાય છે. પ્રભુને પ્રસન્ન કરવામાં દીનતા સિવાય બીજું કોઇપણ સાધન નથી. આ દીનતા માત્ર જે માણસમાં કોઇપણ પ્રકારનો મદ ન હોય, તદ્દન નિરભિમાની હોય, તેમાં જ રહી શકે. આ દીનતા બરોબર જાળવવા માટે તે બધાજ મદોનો ત્યાગ કરવો. ૨૧.

एतत्प्रकाशकश्रीमद्वल्लभाचार्यपदाश्रयः ।
सर्वदा सर्वथा कार्यस्तथा नित्यरतात्मकैः ॥२२॥

દીનતા એજ પ્રભુને પ્રસન્ન કરવાનું એક માત્ર સાધન છે, એ વસ્તુ આપણા મહાન આચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યચરણોએ

'भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् (તાસપચ્ચધ્યાયીની સુબોધની-જીમાં)' બતાવી છે; આવા શ્રીમહાપ્રભુજીનો નિત્ય આશ્રય શ્રીમહાપ્રભુજીએ જેનો સ્વીકાર કર્યો છે, તેવા ભગવદીયોએ સર્વદા સર્વ રીતે કરવો ૨૨.



## ૫૫. માર્ગશિક્ષા.

( અનુવાદકઃ–રા. કેશવલાલ છબીલદાસ )

जानीत परमं तत्त्वं यशोदोत्सङ्गलालितम् ।
तदन्यदिति ये प्राहुरासुरांस्तानहो बुधाः ॥१॥

ઉપરનો શ્લોક શ્રીમદણુભાષ્યની સમાપ્તિમાં વેદના સારરૂપે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરેલો છે તેનો અર્થ એવો થાય છે. કે પરમ તત્ત્વ શ્રીયશોદોત્સંગલાલિતજ છે. જે એમના સિવાય બીજાને પરમ તત્ત્વ કહે તેમને સર્વથા આસુર સમજવા. આ આજ્ઞાથી એતન્માર્ગીય વૈષ્ણવને આપ એમ જણાવે છે કે યશોદોત્સંગ લાલિતના તુલ્ય બીજો કોઈ છે એમ કહે તો પરમ અપરાધ થાય. વળી, આપણા માર્ગમાં શ્રીઠાકુરજી આનંદમાત્રકરપાદમુખોદરાદિ છે, લીલા વિશિષ્ટ છે, તેથી જ્યાં શ્રીઠાકુરજી બિરાજતા હોય ત્યાં તેમની બધી લીલા સામગ્રી જાણવી.

नक्रियो व्रजसुन्दर्यः पुत्र ताः श्रुतयः किल એ વાક્ય બ્રહ્માએ ભૃગુ-

સબંધ હોવો જોઇએ જેવી રીતે વિવાહ થયા પછી ભાવનબંધ થઇને પતિસેવાનો અધિકાર સ્ત્રીને મલે છે, તેવી રીતે જીવને પણ ભાવસંબંધ થયા પછી સાક્ષાત્ ભગવત્સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, આ ઠેકાણે એક શંકા પ્રાપ્ત થાય છે કે જીવ તો સર્વદોષનિધાન છે, અને આ દેહાદિ પ્રાકૃત દુષ્ટ છે, તો કેવી રીતે ભગવત્સેવાયોગ્ય થઇ શકે ? અને શ્રીઠાકુરજી તો આપ નિર્દોષ પૂર્ણગુણવિગ્રહ છે આવુ ઉત્તર એવી રીતે વિચારવુ આ જીવને નિર્દોષ બનાવીને સેવાયોગ્ય કરવાનો શ્રીમહાપ્રભુજીને જ્યારે વિચાર પ્રાપ્ત થયો ત્યારે તેજ ક્ષણે આપ શ્રીપૂર્ણપુરુષોત્તમ સાક્ષાત્ શ્રીઆચાર્યજી સમક્ષ પ્રગટ થયા અને બ્રહ્મસંબંધ કરાવાની આજ્ઞા આપી જે આચાર્યજી મહાપ્રભુજીએ આપના દ્વારાએ સમર્પણ કરાવ્યુ તો તે જીવના સઘળા દોષની નિવૃત્ત થાય છે અને તેથી તેને સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, એમ સમજવુ જેવીરીતે બ્રાહ્મણનો બાળક પોતાના ધર્મનુ આચરણ ન કરે તો તેને ફલ મલે નહિ, તેવીરીતે વૈષ્ણવ થઇને પ્રભુ સેવા ન કરે તો આ માર્ગનુ ફલ મલે નહિ જે કાંઇ અધિકાર પ્રાપ્ત થયો હોય તે પણ દૂર થઇ જાય ભક્તિમાર્ગનો મુખ્ય ધર્મ એજ છે નિયમપૂર્વક કૃષ્ણસેવા કરવી જેવીરીતે બ્રાહ્મણ થઇને સંધ્યા વન્દન ન કરે તો અસત્યાય આવી પડે છે, તેવીરીતે વૈષ્ણવ થઇને ભગવત્સેવા ન કરે તો દોષયુ પાત્ર બને છે કોઇવાર વ્યાવૃત્તિ વિશેષ હોય તો પણ એકવાર અવશ્ય મંદિરમા જઇને થોડી પણ સેવા કરી સેવામાંથી પરવારીને જ્યારે નિકળીએ ત્યારે પણ એવીજ ભાવના રાખવી કે સર્વ કાર્ય શ્રીઠાકુરજીનું છે, સર્વનો ઉપયોગ પ્રભુસેવામાજ થવાનો છે એવી રીતે જાણી શ્રીઠાકુરજી નિવેદન કરી ગણીને સર્વ વ્યાવૃત્તિ કરવી તેમ કરવાથી આસક્તિ પણ નથી થતો

માટેજ સમય મહતા શ્રીકૃષ્ણ: શરણં મમ એ અષ્ટાક્ષરનો જપ કર્યા કરવો. શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે

तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ।

માટે અષ્ટાક્ષર મંત્ર વારંવાર પ્રતિક્ષણ બોલતા રહેવું જો ન બોલે તો પ્રતિબંધ લાગી આસુરાવેશ આવી જાય વળી અનર્પિત પદાર્થ સર્વથા ન ખાવો. તે ખાવાથી નિવેદન ધર્મ ચાલ્યો જાય છે. જેવી રીતે શ્રીઠાકુરજીને સમર્પ્યું હોય તેવી રીતે લેવું. એ પ્રભુનું ઉચ્છિષ્ટ છે એમ જાણીને લેવું, નહિ કે ભોગબુદ્ધિ રાખીને કેમકે ભોગ લેવામાં બાધ થાય છે એવું શ્રી મહાપ્રભુજીનું વચન છે : उद्वेगः प्रतिबन्धो भोगो वा स्यात्तु बाधकः । વળી જેમ પતિવ્રતા સ્ત્રી બધી સામગ્રી પતિ માટે સિદ્ધ કરીને પતિને ધરે છે, તે પછી પતિના ઉચ્છિષ્ટથી દેહનિર્વાહ કરે છે. તેમ અહીં સમજવું. જો પતિ પહેલાં સ્ત્રી ખાય તો તેની બુદ્ધિ બગડે અને વ્યભિચારિણી થાય. તેવી રીતે ભગવાનને નહિ સમર્પેલા પદાર્થ પોતાના ઉપયોગમાં વૈષ્ણવ વાપરે તો તેની બુદ્ધિ બગડે અને તેથી ભગવદાશ્રય છૂટી જાય. વળી દુઃસંગથી સાવધાન રહેવું. કારણ કે દુઃસંગ સર્વથા ભગવદ્ભાવનો એક ક્ષણમાં નાશ કરે છે. જેમ દુષ્ટ દૂતીના સંગથી પતિવ્રતા સ્ત્રી પોતાનો ભાવ તજે છે, તેના સંગથી પતિનાત થાય તો જેમ અપ્રસન્ન થાય છે અને ત્યાગ પણ કરે છે તેવી રીતે અહીં પણ દુઃસંગ દોષ લાગવાથી હાનિ થાય છે, માટે શ્રીઠાકુરજીની સેવામાં ચિત્ત રાખીને દુઃસંગ તજી દેવો. દુઃસંગ કરવાથી ભક્તિમાર્ગ પ્રમાણે [illegible] જતા ભગવત્સેવામાં પ્રતિબંધ આવી પડે. વિષયાસક્તિ વધે,

શુદ્ધાસક્તિ પણ ઘણી થાય, માટે બુદ્ધિમાં નિશ્ચય કરવો કે વ્યગ્રા પણ દુઃસંગ હોય અને બાહ્ય પણ હોય તો જેમ અવિ ગજાને જેમ શુદ્ધાચાર્યનો સંગ હતો તેમ. સાવધાન રહેવું આસક્તિ ન કરવી. ઉદાસીન થઈને રહેવું. સર્વથા સેવાપ્રતિકૂળ વિષયનો પરિત્યાગ કરવો અને દેહ, ઇન્દ્રિય, પ્રાણ અંતઃકરણ, ચિત્ત, કુટુંબ વગેરે બધાનો વિનિયોગ પ્રભુસેવામાં કરવો. જો વિનિયોગ ન કરે તો બહિર્મુખતા થાય, તેથી ભગવાનનું વિસ્મરણ થાય, વાસ્તે અન્ય વિનિયોગથી સાવધાન રહેવું કદાચિત્ પ્રમાદથી અન્ય વિનિયોગ થઈ જાય તો પણ ચિંતા તો ન કરવી કારણ કે શ્રીપ્રભુ સર્વ સમર્થ છે શ્રીમહાપ્રભુજીનું વચનામૃત છે કે समर्थो हि हरिः સમર્પણનો વિધિ એવો છે કે પ્રથમ દિવસે ઉપવાસ કરીને શુદ્ધ થવું પછી પ્રભુ સમીપમાં બેસવું. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુચરણારવિંદમાં નિદ્રા થાય. ત્યાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સ્વપ્નદ્વારા અંગીકાર કરે છે. શ્રીકૃષ્ણને સર્વ સમર્પણ કરવાનું છે તે થયા પછી અસમર્પિત કંઈપણ ખાવું નહિ અન્યાશ્રય ન કરવો. અન્ય વિનિયોગ થવા ન દેવો સેવાપ્રકારને સ્નેહપૂર્વક જાણવો. જે પ્રથમાજ્ઞા કરી છે, તે પૂછીને સેવા પ્રકાર જાણીને સેવા કરવી. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું વચનામૃત છે કે सेवा कृतिर्गुरोराज्ञा बाधनं वा हरीच्छया આથી અન્યથા વર્તે તો ફલ ન થાય વ્રજલીલા મધ્ય સ્થિતને જ સમર્પણ કરવાનું છે ત્યાં શ્રીમહાપ્રભુજી જીવનો અંગીકાર કરે છે શ્રીગુસાંઈજી પણ આજ્ઞા કરે છે કે सदा सर्वात्मना सेव्यो भगवान् गोकुलेश्वरः स्मर्तव्यो गोपिकावृन्दैः क्रीडन् वृन्दावनस्थितः । વળી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું વાક્ય છે કે-आत्मानन्दसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् । પ્રભુનું સ્મરણ કરો તે પણ શ્રીઠાકોરજીના

દર્શન મારેની આર્તા રાખીને કરો, આ માર્ગમાં અતિવિપ્રયોગ-ભાવ વિના પ્રભુને મળવું મુશ્કેલ છે, કેમકે શ્રીમહાપ્રભુ અગ્નિરૂપ છે. આ માર્ગ પણ તેવોજ છે. भक्तानां वैन्यमेवैकं એ વાક્યથી વળી પ્રતિદિન આટલા ગ્રંથોનો અવશ્ય પાઠ કરવો. શ્રીકૃષ્ણાશ્રય, नवरत्न, भक्तिवर्धिनी, श्रीयमुनाष्टक, परिवृढाष्टक, पुरुषोत्तमसहस्त्रनाम, नामावली, श्रीवल्लभाष्टक. સર્વોત્તમ શ્રીમદ્ભાગવતનો ૧ અધ્યાય આટલા તો અવશ્ય પાઠ કરવા. શ્રીકૃષ્ણાશ્રય અને परिवृढाष्टक નો પાઠ શ્રીઠાકુરજી પાસે કરવો. બીજા પાઠો પરોક્ષ રહીને કરવા. અને માર્ગની રીતિને અનુસરીને જ્યાં પ્રભુ બીરાજતા હોય અને સેવા થતી હોય ત્યાંનો મહાપ્રસાદ લેવો. તેના કરતાં બીજે અન્ય સ્થળે પ્રસાદ લેવાની આવશ્યકતા આવી પડે તો શ્રીમહાપ્રભુજીના શ્રીઠાકુરજીનો મહાપ્રસાદ મેળવીને લેવો તો બાધક નથી, નહિ તો ચરણામૃત અવશ્ય લેવાનુંજ, અસમર્પિત અથવા અન્યસમર્પિત સર્વથા ન લેવો. સદા સંતુષ્ટ થઇને રહેવું, ગૃહસ્થાશ્રમમાં સ્થિત હોય તો ભગવત્સેવા કરવી. श्रीकृष्णः शरणं मम કહેતા રહેવું. સ્વમાર્ગમાં નિષ્ઠા રાખવી. આત્મનિવેદનવાળા વૈષ્ણવનોજ સંગ કરવો દુઃસંગથી ડરતા રહેવું વળી ભગવત્કાર્ય વિષે આદરભાવ રાખવો. લૌકિકમાં આદરભાવ ન રાખવો એમ થવાથી ભક્તિમાર્ગના ધર્મોનું આચરણ કરેલું કહેવાય છે. આવશ્યક લૌકિક વૈદિક કાર્યો અનાસક્તિથીજ કરવાં વળી શ્રીઠાકુરજીને સર્વ સમર્પેલું છે એમ જાણીને તે કાર્યમાં દ્રવ્ય થોડું ખરચવું. તે દ્રવ્યનો અન્ય વિનિયોગ થશે એમ જાણીને ડરતાં રહેવું. સદા-સર્વદા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો દૃઢ આશ્રય રાખવો. તેથી સર્વ સિદ્ધ થશે. એ બધું ક્યાં સુધી લખીએ ? જે આ માર્ગમાં સ્થિતિ કરશે તેને આ માર્ગના સર્વ ધર્મો શ્રીમહાપ્રભુજી સ્ફુરાવશે. એમ

યૌવન પ્રાપ્ત થતા સ્ત્રીને કટાક્ષાદિ કોઈને શિખવવા પડતા નથી, તેમ શ્રીમહાપ્રભુજીની કૃપા થતાં આ માર્ગ એની મેળેજ સમજાશે. આ માર્ગની સર્વ વાત એમને એમજ સ્ફુરી આવશે શ્રીઠાકુરજી આપ તો સ્વકીયોનું સર્વથા હિતજ કરશે. यथाकाले सुम्यं એ શ્લોકથી શ્રીમદાચાર્યજી એજ આજ્ઞા કરે છે. અને જ્યાં જન્મ સાર્થક કરવો છે, તથા થોડામા જાણવું છે તો સકલ દોષ એક ક્ષણમાંજ પ્રશમ થઇ જશે અને સર્વ સ્ફૂર્તિ થશે ત્યારે સમજવું કે તે માર્ગનું ફલ જે મળનાર હતું તે મળી ગયું. જેણે પુણ્યો કર્યાં હશે તેના મનમા તે વાત આવશે, બીજાને ઘણો દુર્લભ માર્ગ છે. કાલ અતિકરાલ છે, દુઃસંગો ઘણા આવી મળે છે, સત્સંગનું નામનિશાન ન મળે. ત્યારે શ્રીઠાકુરજી આપ તો તેવી રીતિ વિના ઉદાસીન થાય છે. સ્વતંત્ર છે, મનમા આવે તે કરે, એમા કોઇનું જોર ચાલતું નથી. ભાગ્યની વાત છે.



# કેટલાક અભિપ્રાયો.

આ પુસ્તકમાં શ્રી હરિરાયજીના સ્તુતિ ગ્રન્થો સિવાયના જે સિદ્ધાન્તાત્મક છે તેમાંના ઘણાંખરા યાવત્પ્રાપ્ય એકત્ર કરવામાં આવ્યા છે. સંપ્રદાયનું ખરૂં સ્વરૂપ શ્રીહરિરાયજીના ગ્રન્થોમાં જેવું જળવાઇ રહ્યું છે તેવું ભાગ્યેજ બીજા ગ્રન્થોમાં હશે એમ કહેવાની ભાગ્યેજ જરૂર છે. આ સંપ્રદાય ભાવાત્મક છે. અને તેમાં સેવ્ય પ્રભુ પણ ભાવાત્મક. આ ભાવાત્મક સ્વરૂપ કેવા પ્રકારનું હશે અને તે સ્વરૂપનો અનુભવ ભગવદીયોને કેવી રીતે થાય તે બધી બાબતો શાસ્ત્રીય રીતે સમજાવવાને **શ્રીમદ્ હરિરાયજીએ** કેટલાક નાના ગ્રન્થો રચ્યા છે... ........... જેમ શ્રી હરિરાયજીના 'શિક્ષાપત્રો' 'સામાપ્યદોષ વિવરણ' તથા 'હુસંગવિજ્ઞાન' ગ્રન્થો વૈષ્ણવોને આકર્ષી રહ્યા છે તેવી રીતે આ ગ્રન્થો પણ આકર્ષશે. એમાં કાંઇપણ શંકા નથી. શ્રીહરિરાયજીના ગ્રન્થોની શૈલી સાન્વયાર્થ છતાં પ્રાસાદિક છે મને જણાવતાં ઘણો આનંદ થાય છે કે આ પુસ્તકમાં પણ ભાષાન્તર કર્તાઓએ તેની પ્રાસાદિકતા જાળવી છે ........ ... ... મારા અભિપ્રાય પ્રમાણે આ તમામ ગ્રન્થોનું ભાષાન્તર પ્રામાણિક છે. મને આશા છે કે વૈષ્ણવો જરૂરથી આ પુસ્તકનો

સત્કાર કરશે. નિ. લી. વિદ્વત્કેસરી ગો. શ્રીઅનિરૂદ્ધાચાર્યજીના સ્મારકમાં આ ગ્રન્થ પ્રકટ થવાનો હોઈ દરેક વૈષ્ણવ જરૂરથી ઓછામાં ઓછી એક પ્રત ખરીદી લેશે કે જેથી ગ્રન્થમાળાની યોજના મુજબ અન્ય ગ્રન્થો પણ પ્રકટ કરી શકાય.

અમદાવાદ — જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ
એમ. એ.

જામનગર
નાગર ચકલા

સાંપ્રદાયિક સિદ્ધાંતો અને મર્મ સમજવા માટે શ્રીહરિરાયમહાપ્રભુની વાણી એક અદ્વિતીય સાધન છે. શ્રીહરિરાયજીના અતિ સુંદર નાના નાના માર્મિક ગ્રન્થો અને તેનો સરલ અનુવાદ છાપવાનો જે શુભારંભ થયો છે તેનો વૈષ્ણવોએ સત્યાદર કરવો ઘટે છે. સંપ્રદાયમાં આ એક અત્યાવશ્યક અને અદ્વિતીય કાર્ય છે. વૈષ્ણવોની અનન્ય ભાવનાનું પોષણ આ ગ્રન્થથી ઘણુંજ સુંદર રીતે થશે. અનુવાદ સરલ છે.

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪૧ | ૧૯ | રાવાત | અસંત |
| ૪૪૩ | ૧ | -मालदि- | -मारुदि- |
| ૪૪૪ | ૧૨ | -वनिन्या | -वधिन्यो- |
| ૪૪૭ | ૧૬ | दार्ढ्य | दाढ्यै |
| ૪૪૯ | ૭ | क्लेदा | क्लेगल |
| ૪૫૪ | ૩ | सदशीभसायों | सदशौ ससायौं |
| ૪૫૫ | ૧૯ | कि | किं |
| ૪૬૧ | ૧૦ | -मितिजो- | -मतिजो- |
| ૪૬૬ | ૫ | -नत्वात् | -नात् |
| ૪૬૬ | ૨૭ | શુદ્ધ-દિનપ્રતિદિન વેગ થનો ક્ષય ઉત્નારો અને મિદ્ધ છવને અનિગત વેગગનો નાશ— | |
| ૪૬૯ | ૧૬ | स्त्नारा- | स्वधरा- |
| ૪૭૧ | ૧૧ | -बन्धो | -बन्धो या |
| ૪૭૩ | ૩ | શુદ્ધ-मघाना | दैन्यविवेक |
| ૪૭૩ | ૫ | महत्त्व- | महत्त्व- |

સૂચના—મને માત્ર એકજવાર પ્રૂફ જોવાની સગવડ રહેતી, તેથી અને પાછળનાં પાનાઓના પ્રૂફ તો મળી શકયા ન હોવાથી છાપભૂલો રહી જવા પામી છે, તો ભગવદીય વાચકો પ્રથમથી શિપત્ર મુજબ સુધારો કરી લઇ, પછીજ ગ્રન્થવાચન કરે, એવી અભ્યર્થના.

—સમ્પાદક—